

न्यायांभोनिधि श्रीमद् विजयानंदसूरि (आत्मारामजी महाराज)

The Bombay Art Printing Works



# પ્રસ્તાવના.



સંસ્કૃત અને માગધી ભાષામાં પ્રાચીન મહાત્માઓ, કવિઓએ જનસમૂહના કલ્યાણમાટે અનેક જાતના પ્રવર્તનો કરેલાં છે, જે ચાર અનુયોગમાં વર્તમાનકાળે આપણી દૃષ્ટિએ પડે છે. જેમાં બીજા અનુયોગ કરતાં ચરિતાનુયોગને પ્રાધાન્યપણું આપવાનું કારણ એજ છે કે, તેનાથી બાળ જીવો સરલતા તેમજ સહેલાઇથી, સદાચાર અને સદ્બોધના શિક્ષણો મેળવી શકે છે, અને જેટલી અસર કથાનુયોગથી થાય છે તેટલી બીજાથી થતી નથી.

આવા પુર્વાચાર્યોનાં સંસ્કૃત પ્રાકૃતમાં ગદ્ય પદ્યાત્મક, રચેલા ચરિત્રો સરલ ભાષામાં જનસમૂહની પાસે મુકવામાં ઘણા લાભો સમાયેલા છે. તે વખતના ધર્મ ભાવનાના અદ્ભુત અને સમૃદ્ધિશાળી તત્ત્વો, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ કે ધર્મારાધનાના ફળરૂપે જે તે સમયે પ્રસિદ્ધિ પામ્યા હોય તેનું મહાત્મ્ય વર્તમાન કાળમાં આવા ગ્રંથોરૂપે પ્રગટ કરવાથી તેના વાચકો–જિજ્ઞાસુઓની ધર્મશ્રદ્ધા વૃદ્ધિ પામવા સાથે વ્યવહારિક ઉન્નતિના કારણભૂત નીતિના માર્ગનું અનુસરણ અથવા દિગ્દર્શન ઉત્તમ પ્રકારે થાય છે.

જૈન કથાનુયોગમાં ત્યાગી મહાત્માઓ, તથા સંસારી જીવો વગેરે અનેક ઉત્તમ પુરૂષોનાં ચરિત્રો આવે છે, તેમાં પણ જીનેશ્વરો–તીર્થંકર મહારાજાઓના ચરિત્રો તો ઉત્તમોત્તમ હોય છે. વર્તમાન સમયે આ ક્ષેત્રમા જીનેશ્વર ભગવાનનો અભાવ હોવા છતાં આવા પવિત્ર પુરૂષોની પ્રતિમાના આલંબનવડે સેંકડો ભવ્યાત્માઓ ભવજળ તરી ગયા છે; તેવા ઉત્તમ મહાપુરૂષ તીર્થંકરના મહાન પદને પ્રાપ્ત કરવામાં તેવા પુરૂષોએ પૂર્વે કેવા કેવા પ્રકારની ધર્મારાધના કરી, કર્મનિર્જરાના વિપુલ મંત્રોને કેવી રીતે સાધીને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરી સિદ્ધ પરમાત્મા થઇ શકયા. અનાદિ કાળથી આત્માને લાગેલા કર્મરૂપી કાદવને દૂર કરી કેવી જાતના આત્મયોગે પરમ પદ મેળવી શકયા તેનું દિગ્દર્શન અને અનુભવ થવા માટે આવા મહાન પુરૂષોના ચરિત્રો જીવોની દૃષ્ટિ મર્યાદામાં આવવા જોઇએ, અને તેવા હેતુને લઇનેજ આ સભા મુખ્યત્વે કરીને વર્તમાન ચોવીસીના તીર્થંકર પ્રભુના પુર્વાચાર્યો રચિત ચરિત્રોનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરાવી સમાજ પાસે મૂકે છે.

પૂર્વાચાર્યકૃત ચરિતાનુયોગથી બીજા પણ લાભો છે; તે એ કે ભૂતકાળમાં થઇ ગયેલ તે તે મહાન પુરૂષોના વિદ્યમાન વખતે તે સમયમાં દેશની સામાજિક, નૈતિક, રાજકીય અને ધાર્મિક પ્રવૃત્તિ કેવી હતી, તેની જાણવામાટે વર્તમાન કાળમાં તે ને પરિસ્થિતિઓને

સમયાનુસાર કેટલી બંધબેસતી સ્થિતિ છે, કેવું અને કેટલું અન્ય જીવોને અનુકરણ કરવું શક્ય છે સાથે વર્તમાન કાળમા હેય, જ્ઞેય, અને ઉપાદેય કેટલું છે, તેનો પણ અનુભવ થાય છે.

તીર્થંકર ચરિત્રનું શ્રવણ કલ્પસૂત્રદ્વારા પર્યુષણ પર્વમાં જૈન પ્રજાને સર્વથા સાધ્ય હોઇ દરવર્ષે નિયમિત તક મળે છે. વળી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર જે કે પૂર્વાચાર્ય રચિત છે તે વગેરેમાં પણ પરમાત્મા દેવોના ચરિત્ર ઉપલબ્ધ થાય છે કે જેમાથી વધતા ઓછા અંશે પણ વાંચક તેનો લાભ મેળવે છે, પરંતુ આવા દેવાધિદેવના ચરિત્રો હજુ પણ મૂળ-સંસ્કૃત પ્રાકૃત ભાષામાં બહુવિધ ઉપકારક અને વિસ્તીર્ણ એટલા બધા છે કે, વર્તમાન કાળમાં આપણો સમુદાય તે ભાષાનો અભ્યાસી નહોવાથી તે તે મહાપુરૂષોના ગુણભંડારોનુ અજાણપણું રહી જવા પામે છે; વળી એકજ ગ્રથમા અનેક મહા પુરૂષોના ચરિત્ર હોવાથી તે સક્ષિપ્તમા પણ હોય તેથી એક એક તીર્થંકર ભગવાનનું ચરિત્ર સંપૂર્ણ અંશે, વિવિધ અનેક ઉપદેશક, અંતર્ગત કથાઓ સહિત, પ્રતિભાશાળી, મનોહર રસગૌરવ શૈલીથી અલંકૃત કરેલ હોય અને તે પ્રાચીન મહાત્માની કૃતિનું હોય, જેથી તેવા ચરિત્રમાથી તત્ત્વ પ્રાપ્તિનો જનસમુદાય અલભ્ય લાભ મેળવી શકે. તેથી તેવા જ તીર્થંકર પ્રભુના ચરિત્રોનું ગુજરાતી ભાષામા સરલ ભાષાતર કરી પ્રગટ કરવાનો શુભ પ્રયત્ન હોવાથી આવો પ્રબંધ કેટલાક વખતથી સભાએ શરૂ કર્યો છે; જેમાથી **શ્રી નેમનાથ પ્રભુ** તથા **શ્રી સુપાર્શ્વનાથ પ્રભુના** ચરિત્રો પ્રકટ કરેલા છે, જેનો લાભ સારી રીતે જન સમાજે લીધેલો હોવાથી અને સભાની આ પ્રવૃત્તિ પ્રશંસનીય સાહિત્ય સેવારૂપ હોવાથી અને તે ચાલુ રાખવાની ઘણી માંગણી અને સુચનાઓ કેટલેક સ્થળેથી થતી હોવાથી, તેનાંજ પ્રયત્નરૂપે આ **શ્રી જ્ઞાનસાગરસૂરિ** રચિત **શ્રી વિમલનાથ પ્રભુનું** ચરિત્રનું ગુજરાતી ભાષાંતર કરાવી જૈન સમાજની સેવામાં મુકીયે છીયે. હજી તેવોજ વિશેષ પ્રબંધ શરૂ હોવા તરિકે **શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર** તથા ચરમ તીર્થંકર **શ્રી મહાવીરદેવનું ચરિત્ર** ( જે કે પ્રાકૃત ઘણુંજ પ્રાચીન, રસિક અને તત્વજ્ઞાનની વિવિધ હકીકતો અને કથાઓ સાથેનું છે ) કે જેના ભાષાતરો તૈયાર થઇ ગયેલા છે, તે પણ આર્થિક સહાય મળતાં પ્રગટ કરવાનો શુભ પ્રયત્ન આ સભાનો છે.

આવા જૈન કથાનુયોગનું પરિશિલન કરવાથી બીજા કરતાં તે સમાજ ઉપર વિશેષ મહાન ઉપકાર કરી શકે છે. આ ગ્રંથ પણ તેવોજ હોઇ તે સાથે તેમાં આવેલ ક્રમવાર કથાઓની અલૌકિક રચના, છુપાયેલો તાત્વિકબોધ અસાધારણ ગૌરવશાળી હોઇ આ કથાગ્રંથ સર્વ મુમુક્ષુઓને સર્વ રીતે ઉપયોગી થઇ પડશે, તેમ અનુભવતા તેનો અનુવાદ કરાવી તેની સાર્થકતા થવા આજે જિજ્ઞાસુઓની આગળ મુકવા પ્રયત્નશીલ થયેલ છીએ.

પૂર્વાચાર્યની કૃતિના આવા અનેક ગ્રંથોમાથી આ શ્રીમાન્ જ્ઞાનસાગરસૂરિની કૃતિરૂપ

**ગ્રંથ રચવાનો હેતુ.** શ્રી વિમલનાથ ચરિત્ર એક અદ્વિતિય જીવનચરિત્રના શિક્ષારૂપ બોધપ્રદ ગ્રંથ છે. આ ચરિત્રના રચવામાં મુખ્ય ઉદ્દેશ પ્રયોજન એ છે કે ભવ્યાત્માઓ-ધર્મરૂપી કલ્પવૃક્ષનું સ્વરૂપ સમજી તેનો પ્રભાવ જાણી તેનો આદર કરી મોક્ષ મેળવે

શ્રી સ્થંભતીર્થ-ખંભાતમા વ્યવહાર-વ્યાપારમાં કુશળ **શ્રી હરિપતિ** નામના સંઘપતિ

**ગ્રંથકાર મહાત્માનો પરિચય.** હતા, જેમણે સંવત ૧૪૫૨ ની સાલમાં સંઘ લઇ કે જે સંઘમા સાત જીન મંદિરો હતા, તે સાથે શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરી હતી, અને તેઓએ શ્રી રત્નસિંહસૂરિ અને સાધ્વીવર્ગમા શિરોમણી **શ્રી રત્નચૂલા સાધ્વી** મહારાજનો પગલા પધરાવ્યા હતા. તે સંઘપતિ હરીપતિ શેઠની **નામલદે** નામની સુપત્નીથી

સજ્જનસિંહ નામે પુત્ર થયો, તે સજ્જનસિંહ શેઠની કૌતુભદેવી નામની સ્ત્રીથી શાણરાજ શેઠ થયા, કે જેણે **શ્રી શત્રુંજય** તથા **શ્રી ગિરનાર** તીર્થની સંઘ સહિત ૨૪ દેવાલયની સાથે ઉત્સવ સહિત વિધિપૂર્વક યાત્રા કરી હતી. તે શાણરાજ શેઠના આગ્રહથીજ આ ગ્રંથના કર્તા શ્રીમાન્ જ્ઞાનસાગરસૂરિએ આ ગ્રંથ સંવત ૧૫૧૭ ના શ્રાવણ માસની કૃષ્ણ પંચમીને દિવસે શ્રી સ્થંભતીર્થમાં ભવ્ય જીવોના ઉપકાર માટે લખ્યો છે. શ્રીમાન્ જ્ઞાનસાગરસૂરિ શ્રી રત્નસિંહસૂરિ મહારાજના શિષ્ય છે એમ ગ્રંથની છેવટે ગ્રંથકાર મહારાજે સંક્ષિપ્તમાં જણાવેલ છે. આ ગ્રંથ રચવાનો ઉપરોકત હેતુ સાથે ગ્રંથની શરૂઆતમાં ગ્રંથકર્તાએ પણ જણાવેલ છે કે, શાણરાજ શેઠે શ્રી રત્નસિંહસૂરિશ્વર મહારાજના ઉપદેશથી રૈવતાચળ ( ગિરનારજી ) તીર્થ ઉપર એક જિનાલય કરાવ્યું હતું, જેના દ્વાર ઉપર શ્રી ચિંતામણી પાર્શ્વનાથ અને ચિંતામણી ગણધર બન્ને કાઉસગ્ગને ધારણ કરી બિરાજમાન છે, અને જ્યાં પવિત્ર કાંતિવાળુ સમવસરણ સ્ફુરણયમાન થઇ શોભાવેલું છે. જે જિનાલયમાં બીજી સુવર્ણની પ્રતિમાઓ પણ હોવાથી **કાંચનબલાનક** એવું ગૌરવશાળી નામ આપેલું છે. આવા ભવ્ય તે જિનાલયમા મૂળનાયક **શ્રી વિમલનાથ પ્રભુ** ( કે જે આ ગ્રંથમાં જેમનું ચરિત્ર આવેલ છે. તે ) જય પામે છે. એટલે કે શાણરાજ શેઠે શ્રી ગિરનાર તીર્થ ઉપર શ્રી વિમલનાથ પ્રભુનું મંદિર કરાવી દેવભક્તિ કરેલી હોવાથી તેજ તીર્થંકર ભગવાનનું ચરિત્ર રચવા શ્રી જ્ઞાનસાગરસૂરિજીને વિનંતી કરી હોય ને આ ગ્રંથની રચના તેવા હેતુથી થઇ હોય તે હકીકત પણ સપ્રમાણ છે. આ હકીકત આ ગ્રંથ સંબંધે જણાવી હવે આ ગ્રંથમાં શું શું હકિકતો છે તે સંક્ષિપ્તમાં જણાવીએ છીએ.

# (ગ્રંથસંક્ષેપ)

## પ્રથમ સર્ગ.

( દાનધર્માધિકાર પા ૧ થી ૭૨. )

પ્રથમ શ્રી રૂષભદેવ ભગવાન, શ્રી શાંતિનાથ મહારાજ, શ્રી નેમિશ્વર જીનદેવ, શ્રી પાર્શ્વનાથ પ્રભુ, શ્રી મહાવીરસ્વામી અને ચરિત્રનાયક **શ્રી વિમળનાથ** પ્રભુને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કરી, શ્રી પુંડરિક અને ગૌતમ ગણધરને વંદન કરી, સરસ્વતિ દેવી અને ગુરૂ સ્તુતિ કરતાં ચરિત્રારંભ કરે છે. પા. ૧ થી ૩.

ગ્રંથની શરૂઆત હવે અહિંથી થાય છે. પ્રથમ ગ્રંથ સંબંધી વિવેચન કરી ધર્મનો મહાન પ્રભાવ જણાવે છે. જેમાં પણ પરોપકાર ધર્મ છે તે સર્વથી શ્રેષ્ઠ છે, તે પરોપદેશરૂપ પરોપકાર ધર્મ જેની તુલના કોઇ પણ રીતે થઇ શકતી નથી, તેથીજ હિતોપદેશને અર્થે તે પરોપકારધર્મ વિષે કાંઇ કહેવાનો હેતુ ગ્રંથકાર મહારાજ અહિં બતાવે છે. પા. ૪ થી ૫.

**ચરિત્રારંભ.** આગળ ગ્રંથકર્તા મહાત્માનો પરિચય બતાવેલ છે તેમાં જણાવ્યા મુજબ શાણરાજ નામના ગૃહસ્થે શ્રી રત્નસિંહસૂરિ મહારાજના ઉપદેશથી શ્રી ગિરનાર પર્વત ઉપર એક સુંદર જિનાલય કરાવ્યું હતું, જેમાં મૂળ નાયક તરિકે બિરાજમાન થયેલા તેરમા જીનેશ્વર શ્રી વિમલનાથ પ્રભુ હતા જેથી તે ઉત્તમ શ્રાવક વર્યની

વિનંતિથી શ્રી જ્ઞાનસાગર સૂરિજી કહે છે કે હું શ્રી **વિમલનાથ** પ્રભુનું ચરિત્ર કહું છું. પ્રથમ તિર્યંગલોકની અંદર આવેલ મેરૂપર્વત અને અરિહંતોનું આગમન જે અઢીદ્વીપ સિવાય બીજે થતું નથી, તે અઢીદ્વીપનું તેની અંદર આવેલ કર્મભૂમિ અકર્મભૂમી તથા અંતરદ્વીપોનું વર્ણન, તથા જંબુદ્વીપનું વર્ણન આપવામાં આવેલ [૨૫] છે. [૩૦] ત્યારબાદ ધાતકીખંડનું વર્ણન [૫૬] આપતાં તેમાં આવેલ પ્રાગવિદેહ નામના ક્ષેત્રમાં રહેલ તીર્થંકરો અને અન્ય મનુષ્યોની સ્થિતિ પ્રકૃતિનું વિવેચન કરી, શ્રુત કેવળીએ કહેલા પૂર્વવિદેહની અંદર **ભરત** નામે એક વિજય આવેલો છે તેમાં **મહાપુરી** નામે એક નગર છે, તેની ઓળખ આપી તે નગરીમાં એક **પદ્મસેન** નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા એક વખતે રાત્રિને છેલ્લે પહોરે વિચાર કરવા લાગ્યો કે, મનુષ્યને ગુરૂ સિવાય મોક્ષપદનું સ્થાન થતું નથી, માટે કોઇ મારે ધર્મગુરૂ હોય તો વધારે સારૂં ! પ્રાતઃકાળ થતાં કચેરીમાં આવતાં તેના ભાગ્યયોગે તે નગરીની બહાર **શ્રી બ્રહ્મગુપ્ત** નામના એક સૂરિજી શિષ્યોના પરિવાર સહિત પધારે છે, જેમની વધામણી વનપાલકે રાજાને આપતાં પરિવાર સહિત રાજા શ્રી સૂરિ મહારાજને વંદના કરવા તે વનમાં આવે છે, જ્યાં સૂરિમહારાજને વિધિપૂર્વક રાજા વંદના કરી, પોતાને ઉચ્ચ અને નિર્ણય કરવા વિનંતિ કરે છે. આચાર્યમહારાજે રાજાને ઉપદેશ આપતાં જણાવ્યું કે, કર્મો અને જીવો કાળથી અનાદિ છે. જીવ પ્રાયઃ કરીને વનસ્પતિમાં રહે છે, ત્યાંથી ચડતાં બાદર, નિગોદ, પૃથ્વીકાય વિકલેન્દ્રિયમાં, પછી પંચેન્દ્રિયમાં આવે છે; તે રીતે તેનું તેમજ વ્યવહારરાશી, અવ્યવહારરાશી તથા નારકી વગેરે જીવોની કાયસ્થિતિ તથા આયુષ્યનું વિવેચન કરી, સર્વ પ્રકારની આશાને પુરનારો, દશ દૃષ્ટાંતોથી દુર્લભ એવો ચિંતામણિ સમાન મનુષ્યભવ અને તેની ઉપયોગીતાનું વર્ણન કરવામાં આવે છે; તે સંક્ષિપ્તમાં હોવા છતાં જાણવા યોગ્ય છે. મનુષ્યભવમાંજ ધર્મરૂપી રાજા મળી શકે છે. જે ધર્મ નિર્ધનને ધન અને અસહાયને સહાય કરવામાં શ્રેષ્ઠ છે. ધર્મથી સારા કુળમાં જન્મ થાય છે, ધર્મથી સર્વ પ્રકારની સંપત્તિઓ મળે છે, ધર્મથી પ્રભુપણું, ઇન્દ્રપણું, તીર્થંકરપણું પ્રાપ્ત થાય છે. આ ત્રૈલોકયમાં જે જે શુભ વસ્તુ છે, તે સર્વ ધર્મના પ્રાસાદથી પ્રાપ્ત થાય છે. તે ધર્મ **સુબુદ્ધિમંત્રીને** શ્રેષ્ઠ અને સખાવતી કેમ સહાય થઇ પડયો તેની અવાંતર કથા પ્રથમ અહીં આપવામાં આવી છે, સાથે પકડયું છે તે છોડવું નહિં તેવા કદાગ્રહથી **કુલપુત્રક** જેના અંગો ભાંગે છે તે દૃષ્ટાંત આપે છે. આ બન્ને વિષયો ઉપર સુબુદ્ધિ મંત્રીએ પોતાના રાજા **જિતશત્રુને** આપેલે ઉપદેશ તથા ધર્મના આરાધનથી સુબુદ્ધિ છેવટે મોક્ષ લક્ષ્મીને કેમ પ્રાપ્ત થયો તે આ કથામાં આપેલ છે. કથા એટલી બધી રસિક છે કે જેના મનનપૂર્વક વાંચનથી બાળજીવો ધર્મની સન્મુખ થાય છે. પા. ૧૪ થી ૪૧.

ધર્મરૂપી કલ્પવૃક્ષનું મહાત્મ્ય, અને તે દાન, શીલ, તપ ને ભાવ એ ચાર શાખા વાળો છે, જેમાં દાનધર્મ એ મુખ્ય છે. તે ગુણથી બીજા સર્વ ગુણો પ્રકાશમાન થાય છે, પણ બીજા ગુણોથી દાનગુણ પ્રકાશમાન થતો નથી; તેમજ બીજા ગુણોથી માત્ર તેનું

આરાધન કરનાર સંસાર સમુદ્ર તરે છે ત્યારે દાનગુણથી દાતા અને દાન ગ્રહણ કરનાર બન્ને સંસાર સમુદ્ર તરી જાય છે; તેથી સર્વથી દાનગુણ અધિક છે. વગેરે દાનગુણનો મહિમા અને દાન આપવાથી કીર્તિ, મહત્તા ને આત્મકલ્યાણની પ્રાપ્તિ **રત્નચૂડકુમારને** કેમ થઇ, તે કથા દાનના પ્રકારો સાથે શ્રીમાન્ બ્રહ્મગુપ્તસૂરિ શ્રી પદ્મસેન રાજાને કહી સંભળાવે છે; જે વાંચવાથી કોઇપણ પ્રાણી દાનધર્મ ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો થયા સિવાય રહેતો નથી. પા. ૪૧ થી ૭૨. અહિં દાનધર્માધિકાર નામનો પ્રથમ સર્ગ પૂર્ણ થાય છે.

## (દ્વિતીય સર્ગ.)

### શીલધર્માધિકાર.

( પા ૭૩ થી ૧૩૬ )

આ સર્ગમાં આચાર્ય મહારાજ ધર્મરૂપી કલ્પવૃક્ષની બીજી શાખા **શીલધર્માધિકાર** વિષે ઉપદેશ કરે છે, જે મનુષ્ય શીલનું પાલન કરે છે તેને વિપત્તિઓ સંપત્તિ થઇ જાય છે. શત્રુ સ્વજન થાય છે, જંગલમાં મંગળ બને છે, સુરાસુરો ઇચ્છિત આપનાર થઇ જાય છે, હિંસક પ્રાણીઓ વેરભાવ ભુલી જાય છે, એટલે કે સર્વ વ્રતોમાં ઉત્તમ એવું શીલવ્રત આસ્તિક મનુષ્યોએ સદા પાળવા યોગ્ય છે. શીલ વ્રતનું પાલન કરવાથી આલોકમાં કીર્તિ અને પરલોકમાં સ્વર્ગ તથા મોક્ષ, સતી શીલવતીની જેમ પ્રાપ્ત કરે છે. શીલના મહાત્મ્ય ઉપર **શીલવતી**ની કથા અહિં આપવામાં આવે છે. જે કથા રસિક. બોધ લેવા લાયક અને ગૌરવ યુકત છે. પા. ૭૩ થી ૧૦૧.

**તપ** નામની ધર્મ કલ્પદ્રુમની ત્રીજી શાખાનું વ્યાખ્યાન સૂરિમહારાજ હવે આપે છે. હરીકેશીબળ વિગેરે જે લોકોત્તર મહર્ષિઓ હિનકુલમાં ઉત્પન્ન થયેલા છતાં, પ્રભુતા અને દેવતાઓ વડે સેવિત થઇ, આ વિશ્વ ઉપર વિખ્યાત થઇ ગયા, તે તપનુંજ ફળ છે. ઉત્તમ પુરૂષોને તાપ ઉત્પન્ન કરે તેવા મહા પાપો લાગી ગયાં હોય, તેવા પાપોનો ક્ષય તપથી ક્ષણ માત્રમાં થઇ જાય છે. તે તપ બાર પ્રકારે છે. તે તપવડે યુદ્ધ કરવાથી સર્વ શત્રુઓને મનુષ્ય પૂર્ણ રીતે જીતી લે છે તેમ તપવડે વિગ્રહ-શરિર ખપાવતો ક્ષમાધારી પુરૂષ ચંદ્રહાસ-ચંદ્રના પ્રકાશ જેવા તેજને ધારણ કરતો નિર્ધન છતાં અંતર સર્વ શત્રુઓને પૂર્ણ રીતે જીતીલે છે. દેહની અંદર અન્નપાનનો પ્રવેશ અટકાવાય નહિં ત્યાં સુધી તે દેહના કિલ્લામા રહેલા કર્મરૂપી શત્રુઓનો વિજય થઇ શકતો નથી. તપના આરાધનથી આ લોકમાં લબ્ધિઓ મળે છે અને પરલોકમાં શિવસંપત્તિ પ્રાપ્ત થાય છે. પૂર્વે દુષ્કૃત્યો કર્યાં હોય તોપણ જે પ્રાણી આદરથી દુષ્કર તપ આચરે છે તો તે **નિર્ભાગ્ય**ની જેમ ઉંચા પ્રકારનાં સુખો ભોગવે છે. અહિં પદ્મસેન રાજાએ નિર્ભાગ્ય કોણ હતો, તે પૂછવાથી શ્રી બ્રહ્મગુપ્તસૂરિજી નિર્ભાગ્યની કથા કહે છે. તે નિર્ભાગ્ય દુઃખથી કંટાળી પર્વત પરથી પડી આપઘાત કરતો હતો. જેવામાં ત્યાં **શ્રીમાનદેવ કેવળી** ભગવંતના

દર્શનનો લાભ તેના ભાગ્યયોગે થાય છે. અને કેવળી ભગવંત તેને આપઘાત કરતાં ઉપદેશ આપી (તેનો પૂર્વભવ કહી) અટકાવે છે. ધર્મ પમાડે છે; એ ઉપદેશમાં અંતાંતર શ્રી જિનેશ્વર દેવની પૂજા ઉપર **દેવપાળની કથા**, દેવતત્ત્વનું સ્વરૂપ, ગુરૂતત્ત્વનું વર્ણન સાથે શ્રેષ્ઠીપુત્ર **સુગંધની કથા**, સાથે ધર્મતત્ત્વના વિવેચન સાથે **અમરસિંહ** તથા **પૂર્ણકળશની** કથા અને તે કથાનો ઉપનય ઘટાવી છેવટે પૂર્ણકળશ રાજાએ દિક્ષા ગ્રહણ કરી, જ્ઞાન, દર્શન, ચારિત્રનું આરાધન કરતા **કષાયજયા, ઇન્દ્રિયજયા, અષ્ટકર્મસુદન. સર્વાંગસુંદર, પંચમભૂષણ** વગેરે નામના અનેક તપોનું વિધિ સહિત આરાધન કરી, સ્વાર્થસિદ્ધિ વિમાનમાં જઇ, ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ કુળમાં જન્મ લઈ, દિક્ષા ગ્રહણ કરી, ઉત્તમ તપથી કર્મનો ક્ષય કરી સિદ્ધિને પામશે. એ વગેરે અનેક ઉત્તમ કથાઓ આપી ગ્રંથકર્તાશ્રી બીજો સર્ગ પૂર્ણ કરે છે. આ સર્ગમાં આવેલ કથાઓ અતિ પ્રભાવશાળી અને રસયુક્ત છે, જેના વાંચનથી આત્માને શાંતિ પ્રાપ્ત થાય છે. પા. ૧૦૦ થી ૧૩૬

# (તૃતીય સર્ગ.)

## ભાવાધિકાર.

( પા. ૧૩૭ થી ૨૦૭ )

ધર્મકલ્પદ્રુમની ચોથી શાખા ભાવ તેનો અધિકાર શ્રીમાન્ ઉદયધર્મસૂરિ મહારાજ શ્રી પદ્મસેન રાજાને સંભળાવે છે. દાન, શીયળ, તપથી મનુષ્યને કેવળજ્ઞાન ઉત્પન્ન થતું નથી પરંતુ ભાવ નામની શાખાથીજ મોક્ષ મેળવાની મહાન શકિત ઉત્પન્ન થાય છે. પરિણામ રહિત મનુષ્યને ભાવરૂપી શાખાથી જેમ ધર્મની પુષ્ટિ થાય છે. જેમ રસોઇ લવણ નાખવાથી રસવાળી થાય છે, ભોજન ઘી વડે તાકાત આપનારૂં થાય છે, તેમ સર્વ ગુણના નિધાનરૂપ ધર્મ ભાવનાથીજ સંપૂર્ણ બને છે. દાનાદિ વગેરે ધર્મમાં ભાવધર્મ હોય તોજ સોનું અને સુગંધ મળ્યા જેવું થાય છે. દયાદાન કરવું તે સુખ આપનારૂં છે; પરંતુ કળીયુગમાં ઘણું દુષ્કર છે, કારણકે આ યુગમાં પ્રાણીઓ આરંભ સમારંભમાં તત્પર હોય છે. વળી ધર્મોપષ્ટંભ દાન કરવા કહેલ છે, પરંતુ કાળ તથા પાત્ર વગેરેનો યોગ થવો દુર્લભ છે. શીલ તો મુક્તિરૂપી લક્ષ્મીની લીલાવાળું છે, પરંતુ તેનું પાલન કરવું ઘણું મુશ્કેલ છે. તપ આ સંસારમાં સંતાપરૂપ તડકામાં છાયાદાર વૃક્ષના જેવું છે, પરંતુ તેની અંદર ઇંદ્રિયોનો જય કરવો સુગમ નથી, જેથી સુખથી સેવી શકાય એવી આ ધર્મની ચોથી શાખા રૂપ ભાવ ભવ્યજીવોને ધારણ કરવા જેવો છે, કે જેનાથી ચંદ્રોદરને થોડા વખતમાં સિદ્ધિ પ્રાપ્ત થઇ. અહિં ગુરૂમહારાજ ચંદ્રોદરની કથા કહે છે, અને કથાનો ઉપનય ઘટાવે છે. સાથે પંચપરમેષ્ટી મંત્રનો મહિમા જણાવી તેનો વિધિ પણ આ કથામાં બતાવે છે, જે જ્ઞેય અને ઉપાદેય છે. એક વખતે જ્ઞાનથી યુક્ત એવા ધર્મઘોષ નામના આચાર્ય ઘણા શિષ્યોના પરિવાર સહિત

ઉદ્યાનમાં આવી ચડયા. તે ખબર સાંભળી ચંદ્રોદર રાજા ગુરૂને વંદન કરવા આવ્યો વિધિપૂર્વક વંદન કરી આસન ઉપર બેઠો. પછી આચાર્યમહારાજ ભાવધર્મ માટે ઉપદેશ આપતાં જણાવે છે કે, દાન ચિત્તને અનુસારે, શીલ બુદ્ધિને અનુસારે, શાસ્ત્ર તથા કાયાને અનુસારે તપ ત્યાંસુધી મનુષ્ય હર્ષથી સુખદાયક એવા ધર્મકર્મને કપટ વિના કરી શકે છે. જ્યાં બીજી શક્તિ ન હોય તો કેવળ ભાવનાજ કરવી. તે ઉપર શાસ્ત્રમાં અનેક દષ્ટાંતો બળદેવ રૂષિ અને રથકારનાં મોજુદ છે. જે વચનની વૃત્તિથી અને લોકોની સ્તુતિથી જે ભાવ દર્શાવે છે, તે પ્રમાણે શક્તિ છતાં ન કરી શકે તો તે ભાવ સાચો કહેવાતો નથી. તે ઉપરથી શ્રી ધર્મઘોષસૂરિજી ધનનું અહિં દષ્ટાંત આપે છે, અને તેનો પૂર્વભવ સાથે જણાવે છે. સૂરિમહારાજનો ઉપદેશ સાંભળી રાજા ચંદ્રોદર સંસારનો ત્યાગ કરી ભાવના ભાવવા લાગ્યો; એ પ્રમાણે ભાવના ભાવતાં રાજાને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું, પછી વિહાર કરી ધર્મની પ્રભાવના કરી છેવટે સિદ્ધિપદને પામ્યા. આ પ્રમાણે ચંદ્રોદરની કથા ભાવધર્માધિકાર માટે ગ્રંથકાર મહાત્માએ જણાવેલી છે, જે આખી કથા મનનીય હોઇ પઠનપાઠન કરનારને ચિત્તને શાંતિ ઉત્પન્ન કરનારી છે. પા. ૧૩૭ થી ૧૭૮.

ત્યારબાદ શ્રીબ્રહ્મગુપ્તસૂરિએ પદ્મસેન રાજાની વિનંતિથી આ સંસારમાં ધર્મની જે યોગ્યતા છે તે ઉપદેશ આપતાં પ્રથમ શ્રાવકધર્મનું પાલન કરવા અને પછી વિદ્વતાવાળી દિક્ષા ગ્રહણ કરવા જણાવતાં રાજાને દેશવિરતિનું દાન આપ્યું; પછી આચાર્યમહારાજ વિહાર કરી ગયા. રાજા પોતાના નગરમાં આવ્યો. પછી ગુરૂ ઉપદેશને પોતાના આત્મામાં ઉત્તમ રીતે નિરંતર ચિંતવન કરતો, મોટાં જિનમંદિરો કરાવ્યાં. સુવર્ણ જીન પ્રતિમાઓ કરાવી, ઉત્તમ સિદ્ધાંતનાં પુસ્તકો લખાવ્યાં, નિરપરાધિ ત્રસજીવોને ત્રાસ મટાડવાનું કાર્ય કર્યું, સાધુ, સાધ્વી મહારાજની અન્ન, વસ્ત્ર, પાત્રો વગેરેથી ભક્તિ કરી, શ્રાવકશ્રાવિકાઓનું વાત્સલ્ય રાજ્યભાગ છોડી દઇ કરવા માંડયું, સ્વદારા સંતોષ વ્રત, બાર પ્રકારનાં તપપૂર્વક બાર ભાવના ભાવવા લાગ્યો અને ત્રિકાળ પૂજા કરનારા તે રાજાએ શ્રાવકની અગ્યાર પડિમા શુદ્ધ હૃદયે વહન કરી. પછી ચારિત્ર લેવાની ઇચ્છા થઇ, જેવામાં તેજ વખતે ફરી શ્રી બ્રહ્મગુપ્તસૂરીશ્વરજી ત્યાં પધાર્યા. તેઓશ્રીને વંદન કરવા જતાં રાજાએ અનગારપણાની ગુરૂ પાસે માગણી કરી અને અનગાર થયા. સૂરિમહારાજે કહ્યું કે દશ કન્યાઓ પરણીશ તેમાં તારો પ્રેમ થશે, ત્યારે તને હું દિક્ષા આપીશ. રાજા તે સાંભળી વિસ્મય પામે છે, જેથી ગુરૂમહારાજ ચેતના સહિત દશ કન્યાઓનું વર્ણન કરે છે. જે સ્વાંતહૃદય નામે નગર, રૂચીર અધ્યવસાય રાજા તેની ઘણી સ્ત્રીઓ છે, જેમાં શાંતિ નામની સ્ત્રીને ક્ષમા નામે પુત્રી, રૂચિ નામની સ્ત્રીને દયા નામે પુત્રી, વિનયતા નામે સ્ત્રીને મૃદુતા નામે કન્યા, સમતા નામે સ્ત્રીને સત્યતા નામે પુત્રી, શુદ્ધતા નામે સ્ત્રીને રૂજુતા પુત્રી, પાપભિરૂતા સ્ત્રીને અવૈરતા કન્યા, નિરાગતા નામની સ્ત્રીને બ્રહ્મરતિ પુત્રી, નિર્લોભતા સ્ત્રીને મુક્તતા પુત્રી, પ્રજ્ઞા નામની સ્ત્રીને વિદ્યા નામે પુત્રી, અને દશમી વિરતિ નામે સ્ત્રીને નિરીહતા નામે કન્યા. એ દશ કન્યાઓનું ઉપદેશમય કથન આચાર્યમહારાજે કહી રાજાને કહ્યું કે આ કન્યાનું પાણી ગ્રહણ કરી પછી દિક્ષા લે. ત્યારપછી તે દશ કન્યાઓની પ્રાપ્તિના ઉપાયો આચાર્યમહારાજે રાજર્ષિને વર્ણવી બતાવ્યા. પછી પાંચ

સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી આઠ પ્રવચન માતાની સેવા કરવાનો રાજાને ઉપદેશ આપતાં ઇર્યાસમિતિ ઉપર વરદત્તની કથા, બીજી ભાષાસમિતિ ઉપર સંગત સાધુની કથા, ત્રીજી એષણાસમિતિનું વર્ણન અને તેના ઉપર ધનશર્માં અને ધર્મરૂચિ મુનિની કથા, ચોથી આદાન સમિતિ ઉપર સોમીલાચાર્યની કથા અને પાંચમી ઉત્સર્ગ સમિતિ ઉપર ધર્મરૂચિ મુનીની કથા તેમજ મનગુપ્તિ ઉપર જિનદાસની કથા, વચનગુપ્તિ ઉપર ગુણદત્ત સાધુની કથા અને કાયગુપ્તિ ઉપર માર્ગે ચાલતા એક સાધુની કથા, એ અષ્ટ પ્રવચનની સમજ અને તે ઉપર કથા તે સાથે બીજો કેટલોક ઉપદેશ પદ્મસેન મુનિને આચાર્ય મહારાજ આપે છે જે મનનીય, સુંદર અને ગ્રાહ્ય છે. પા. ૧૭૯ થી પા. ૨૦૨.

ત્યારબાદ પદ્મસેન મુનિએ સર્વ સિદ્ધાંતનુ અવલોકન કર્યું અને પછી તે મુનિએ પોતાના પૂર્વના દુષ્કર્મોનો ક્ષય કરવા તપ કરવા માંડયુ. બાવીશ પરિષહો અને દેવો તિર્યંચ અને મનુષ્યોએ કરેલા ચાર પ્રકારના ઉપસર્ગો પોતાના હિત માટે શમતાભાવે સહન કર્યા. પછી કોઇ વખતે ગુરૂની આજ્ઞા લઇ ગણમાંથી જુદા નીકળી સાધુની બાર પ્રતિમા વહન કરી અને શુભ વાસનાથી વાસિત થયેલ તે વૈરાગ્યવાન મુનિ પદ્મસેને વિધિપૂર્વક વીશ સ્થાનકની આરાધના કરી અહિ વીશસ્થાનકની આરાધના આ મુનિવર્યે કેવી રીતે કરી તેનું સ્ફુટ અને જાણવા લાયક વર્ણન શ્રી જ્ઞાન સાગરસૂરિ મહારાજે બહુજ સુંદર શૈલીથી આપેલ છે. જેનુ મનન કરવાથી સંસારમાં પરિતાપ પામેલ આત્માને શાંતિ પ્રાપ્ત થાય છે. પા. ૨૦૨ થી ૨૦૭

આ પ્રમાણે ધર્મધ્યાનમાં તત્પર એવા તે પદ્મસેન મુનિ આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવરૂપે ઉત્પન્ન થયા. આ પદ્મસેન મુનિ તેજ કે આ ચરિત્રમાં જેનું વર્ણન કરેલ છે, તે દેવાધિદેવ તેરમા તીર્થંકર ભગવાન આ ચારિત્રનાયક શ્રી વિમલનાથ પ્રભુનો આગલો ત્રીજો ભવ છે કે જેમણે મુનિધર્મમાં વીશ સ્થાનકનું આરાધન કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. તે મહાન પુરૂષે તે દેવલોકમાં દેવતાનું સુખ ભોગવી આયુષ્ય પૂર્ણ કરી શ્રી તીર્થંકર પ્રભુ તરીકે જન્મ લે છે તે હવે પછી ચોથા સર્ગમાં કહેવામાં આવે છે.

## (ચતુર્થસર્ગ.)

### શ્રી વિમળનાથ પ્રભુના જન્મ, દિક્ષા, અને કેવળજ્ઞાન વર્ણન.

( પા. ૨૦૯ થી ૨૭૫. )

આ સર્ગમાં વિમલનાથ પ્રભુનું ચ્યવન, જન્મ, દિક્ષા, અને કેવળજ્ઞાન એ ચાર કલ્યાણકોનું વર્ણન આપવામાં આવે છે. જંબુદ્વીપમાં આવેલ ભરતક્ષેત્રમાં કાંપિલ્યપુર નગરમાં કૃતવર્મ રાજા છે, જેને શ્યામા નામે રાણી છે. હવે પદ્મસેન રાજાનો જીવ સહસ્રાર દેવલોકમાં દેવસુખ ભોગવી વૈશાક માસની શુકલ બારશના દિવસે ચંદ્ર ઉત્તરા-

ષાઢા નક્ષત્રમાં આવતાં ત્યાંથી ચવી શ્યામાં રાણીની કુક્ષિમાં ત્રણજ્ઞાન સહિત અવતર્યો. રાણી ચૌદ સુપનો જુવે છે અને ઇંદ્રો સ્વર્ગમાંથી ત્યાં આવી પ્રભુની સ્તુતિ કરી માતાને ચૌદ સુપનનું ફળ ઉંચ સ્વરે જણાવે છે. ત્યારબાદ આઠ માસને એકવીશ દિવસો વ્યતીત થતાં માઘમાસની શુકલ તૃતિયાના દિવસે ચંદ્ર ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં આવતાં શ્યામા માતાએ વરાહના ચિન્હવાળા સુવર્ણની જેવી કાન્તિ ધરનારા પુત્રને જન્મ આપ્યો. ( શ્રી વિમલનાથ પ્રભુ જનમ્યા. ) આસન કંપથી પ્રભુનો જન્મ થયો જાણી છપ્પન દિગ્કુમારિકાઓ વૈમાનિક દેવો, તેના ઇન્દ્રો તથા ભવનપતિ અને વ્યંતરાદિ દેવો અને તેના ઇંદ્રોએ પ્રભુનો જન્મ મહોત્સવ અને જન્મ અિષેક ભાવના અને ભક્તિપૂર્વક કરી પોતપોતાના સ્થાનોમાં જાય છે. ત્યારબાદ પ્રાતઃકાળમાં પ્રભુની માતા સુંદર પુત્રને જોઇ ખુશી થાય છે પિતાને વધામણી પહોંચે છે. પ્રભુના પિતા પણ જન્મ મહોત્સવ કરી પુત્રનું નામ વિમલકુમાર પાડે છે. પ્રભુ અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત કરે છે ત્યારે પિતા કૃતવર્મારાજા પુત્રનો ઉત્સવપૂર્વક રાજ્યાભિષેક કરી રાજ્યગાદી સોંપી, પોતે ચારિત્ર લે છે. ઉત્તમ રીતે વિમલનાથ પ્રભુ રાજ્યનું પાલન કરે છે. દરમ્યાન પ્રભુને મહાભાગ્ય પુત્ર પ્રાપ્ત થાય છે. તેનું નામ **અરિમર્દન** પાડવામાં આવે છે. પ્રભુને રાજ્યનું પાલન કરતાં ત્રીશ લાખ વર્ષો વહી ગયા પછી અને તેમનું ભોગ ફળ કર્મ ક્ષીણ થતાં દીક્ષા લેવાનો વિચાર થતાંજ આસનકંપથી પ્રભુને દીક્ષા લેવાનો યોગ્ય અવસર જાણવામાં આવતાં, બ્રહ્મલોક નિવાસિ દેવો ત્યા આવી ધર્મ તીર્થ પ્રવર્તાવવા વિજ્ઞપ્તિ કરે છે, પછી પ્રભુ વરસીદાન આપે છે. એક વર્ષમાં ત્રણશેં અઠાસી ક્રોડ એંસીલાખ સુવર્ણનું દાન કરે છે. પછી ત્યાં આવેલ બીજા વૈમાનિક દેવો અને ઇંદ્રો સુગંધી તીર્થ જળ લાવી પ્રભુને સ્નાન કરાવે છે. દિવ્યચંદન ચર્ચી દેવદુષ્ય વસ્ત્ર અને અલંકારોથી વિભુષિત કરે છે, પછી દેવદત્તા નામની શિબિકા ઉપર પ્રભુ આરૂઢ થાય છે અને યાચકોને દાન આપતા સહસ્રામ્ર વનમાં પધારે છે. ત્યાં અશોકવૃક્ષ નીચે ઉતરી આભુષણો વગેરે તથા બધા પરિગ્રહનો ત્યાગ કરતાં કેશોનો-પંચમુષ્ટિ લોચ કરી ( માઘમાસની શુકલ ચતુર્થીના રોજ ) પાછલા પહોરે છઠ્ઠનો તપ કરી પ્રભુ દીક્ષા લે છે, કે તરતજ ચોથું મનઃપર્યવજ્ઞાન પ્રભુને ઉત્પન્ન થાય છે. ઇંદ્રો અને દેવો નંદીશ્વર દ્વીપની યાત્રા કરી સ્વ-સ્થાને જાય છે. બીજે દિવસે પ્રભુ ધાન્યાકંટ નામના નજીકના ગામમાં પ્રથમ પારણાને માટે જાય છે. ત્યાંના જયરાજાના પ્રાસાદમાં પ્રવેશ કરી નિર્દોષ આહાર ગ્રહણ કરે છે. દેવદુંદુભી દેવતાઓ વગાડે છે, અને રાજાને ત્યાં સુવર્ણની વૃષ્ટિ થાય છે. પછી પ્રભુ ત્યાંથી અન્ય સ્થળે વિહાર કરી જાય છે.

એ અરસામાં **જંબુદ્વીપની** અંદર **અપરવિદેહ ક્ષેત્રને** વિષે, આનંદકરી નામની નગરી છે, ત્યાંનો નંદિસુમિત્ર નામે એક રાજા છે. ત્યાં **સુવ્રત** નામના કોઇ એક

આચાર્ય પધાર્યા. રાજા આચાર્ય મહારાજને વંદન કરવા ગયો જ્યાં આચાર્ય મહારાજ ધર્મદેશના આપે છે. તેથી વૈરાગ્યથી રાજાનો આત્મા રંગાતાં રાજા ચારિત્ર લે છે. ઉત્તમ રીતે સંયમ પાળતાં રાજા પંચત્વ પામવાથી પાંચ અનુત્તર વિમાનમાં મહાન દેવરૂપે ઉત્પન્ન થાય છે.

આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં શ્રાવસ્તી નામે નગરી છે, તેનો ધનમિત્ર નામે રાજા છે. એક વખત તેનો મિત્ર બલીરાજા ત્યાં આવે છે. બન્ને મિત્રો પોતપોતાના રાજ્યનો દાવ મુકી જુગાર રમતાં ધનમિત્ર પોતાનું રાજ્ય હારી જાય છે, જેથી ધનમિત્રને બલીરાજા રાજ્યમાંથી કાઢી મુકે છે. તેની રાણીઓ પણ પોતાના પીયર જાય છે. રાજા ધનમિત્ર બહાવરો બની ગયો છે, અને વનમાં ભમતાં ભમતાં એક દિવસ સુપાત્ર મુનિને જોયા અને મુનિશ્રીને વંદના કરી મુનિએ તેને ધર્મોપદેશ આપવા માંડયો. મુનિરાજ પાંચ પ્રકારના પુરૂષોનું દષ્ટાંત તેના ઉપનય સાથે આપે છે, જેથી રાજાએ પોતાને રાજ્ય મળશે કે નહિં તે પૂછતાં જ્ઞાની મુનિ જ્ઞાનથી જોઇ રાજ્ય નહી મળે તેમ જણાવતાં રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થતાં મુનિ ધનમિત્રને દીક્ષા આપે છે, અને પછી મુનિરાજ ઉપદેશ આપે છે કે હે શિષ્ય! તેં ચારિત્ર ગૃહણ કર્યું છે માટે હવે તું રાગદ્વેષ કરીશ તો **લક્ષ્મીધર** વગેરેની જેમ સંસાર તરી શકીશ નહિં. અહિં કૃપાળુ મુનિ લક્ષ્મીધર વગેરેની કથા કહે છે. અહિં લક્ષ્મીધર, સુંદર, અર્હદ્દત અને નંદ એ ચાર ભાઇઓ કે જે વરૂણ નામના શ્રાવક શેઠના પુત્રો છે. તેના ઘરમાં ચારિત્રના સિદ્ધાંત વગેરે સૈન્યોએ તેના ઘરમાં વાસ કરેલો જાણી મોહરાજા ચિંતાતુર થાય છે અને વરૂણશેઠના ચારે પુત્રોને દષ્ટિરાગ, સ્નેહરાગ અને વિષયરાગ પ્રથમ ત્રણ પુત્રને અને છેલ્લા નંદને દ્વેષ કુંજર પોતાની જાળમાં ફસાવે છે. પછી વરૂણશેઠ તેના પુત્રોને જિનેશ્વર ભગવાન અને તેના ધર્મ ઉપર રાગ કરવા અને સંસાર ઉપર નહિં કરવા પ્રથમ પુત્રને ઉપદેશ કરે છે. તે માનતો નથી, પછી સુંદર નામનો બીજો પુત્ર રાગી પુરૂષોને શું સુખ હોય છે, તેના ઉપર **લોભાકર** અને **લોભાનંદી**ની કથા કહે છે. અવાંતર સુંદર સૂરરાજાના પુત્ર જયચંદ્રની કથા કહે છે. પરંતુ તે પુત્ર રાગને છોડતો નથી, પછી વરૂણશેઠ ત્રીજા પુત્રને પણ રાગ છોડવા ઉપદેશ આપે છે. તે પણ માનતો નથી, પછી શેઠ ચોથા પુત્ર નંદને દ્વેષ ત્યાગવા ઉપદેશ કરે છે તે પુત્રે પણ દ્વેષને તજ્યો નહીં. જેથી વરૂણશેઠને સંસાર ઉપર અભાવ ઉત્પન્ન થાય છે. જેવામાં ઉદ્યાનમાં શ્રી વિજયકેવળી ગુરૂમહારાજ પધાર્યા, તેમને વંદના કરવા વરૂણશેઠ ત્યાં આવે છે. વરૂણશેઠ પોતાની અશાંતિ (અનિતિવાળા પુત્રો) ની હકીકત કહી સંભળાવે છે. કેવળી ભગવંત વરૂણશેઠને પોતાના ઘરમાં મોહરાજા છે તેજ તેમના પુત્રોને કુબુદ્ધિ આપે છે. તે મોહરાજાનો બધો વૃત્તાંત કેવળીભગવંત વરૂણશેઠને જણાવે છે. અહિં ચારિત્ર ધર્મ અને મોહરાજાનું સ્વરૂપ ( રાગદ્વેષનું સ્વરૂપ ) અને વરૂણશેઠના તે ચારે પુત્રો ઉપર કેવી અસર કરે છે તે વિવેચન. પા. ૨૪૧ પા. ૨૬૧ સુધી આવેલ છે, જે રસયુક્ત, સુંદર, બોધ લેવા લાયક અને અવશ્ય મનન કરવા જેવી છે. વરૂણશેઠ કેવળી મહારાજનો ઉપદેશ સાંભળી ઘેર જઇ સાત ક્ષેત્રમાં ધન વાપરી પોતાની સ્ત્રી સાથે તે

કેવળી ભગવંત પાસે ચારિત્ર ગ્રહણ કરે છે. આ પ્રમાણે ગુરૂ વડે શિક્ષા પામેલ ધનમિત્ર મુનિએ એક વખતે કર્મની વિચિત્રતાથી ગુરૂએ વાર્યા છતા, આ તપસ્યાથી હું બલીનો વધ કરનારો થાઉં તેવું નિયાણું બાંધ્યું. પછી ક્રોધવડે શરીરને દમન કરીને અનશન લઈ મૃત્યુ પામી અચ્યુત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે. હવે બલીરાજા પણ દિક્ષા લઈ ચિરકાળ પાલન કરી મૃત્યુ પામી ઉત્તમ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાં દેવતાનાં સુખો ભોગવી આયુષ્યનો ક્ષય થતાં. ત્યાંથી ચવી આ ભરતક્ષેત્રમાં **નંદન** નામના નગરમાં **સમરકેશરી** રાજા થયો. તેની **સુંદરી** નામની રાણીની કુક્ષીએ બલીનો જીવ દેવલોકમાંથી આવી ઉત્પન્ન થયો. જેનું નામ રાજાએ મેરાક પાડયું. સાઠ ધનુષ્યની કાયા અને સાઠ લાખ વર્ષના આયુષ્યવાળો મેરાક પ્રતિવાસુદેવ ત્રણ ખંડનો ભોક્તા થયો.

આ અરસામાં દ્વારિકા નામે નગરીમાં રૂદ્ર નામે રાજા હતો, તેને **સુપ્રભા** અને **પૃથ્વી** નામે બે ઉત્તમ રાણીઓ હતી. પેલો નંદિસુમિત્રનો જીવ અનુત્તર વિમાનમાંથી ચ્યવી સુપ્રભારાણીની કુક્ષીમાં પુત્રપણે આવતાં બળદેવના જન્મને સુચવનારા ચાર મહા સ્વપ્ના રાણીએ જોયાં અને શુભ દિવસે કાંતિથી ઉજવલ એવા પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ પિતાએ ભદ્ર પાડયું. **ધનમિત્રનો** જીવ અચ્યુત દેવલોકમાંથી ચવી રૂદ્રરાજાની બીજી રાણી પૃથિવીના ગર્ભમાં આવ્યો. વાસુદેવના જન્મને સુચવનારા સાત મહા સ્વપ્ના રાણીએ જોયાં. અવસર પ્રાપ્ત થતાં પૃથ્વીરાણીએ શુભ લક્ષણોથી યુક્ત પુત્રનો જન્મ આપ્યો. જેનું નામ **સ્વયંભૂ** રાજાએ પાડયું. અહિં બળભદ્ર, ભદ્ર અને સ્વયંભૂ વાસુદેવ અનુક્રમે મોટા થવા લાગ્યા. એકદા ઉદ્યાનમાં જતાં મોટું કટક જુવે છે, જે શશિસૌમ્ય રાજાએ પ્રતિવાસુદેવ મેરાકને દંડરૂપે મોકલેલું મોટું કટક જુવે છે, તે જોતાં પોતાના ઉગ્ર સુભટોને તે કટકમાં જેટલું હોય તેટલું બધું બળાત્કારે લઈ લેવા હુકમ કરે છે, જેથી સુભટો બધું લઇ લે છે. તેની મેરાક પ્રતિવાસુદેવની આગળ તે વૃત્તાંત જાહેર થાય છે, જેથી મેરાક ક્રોધાતુર બને છે, તેનો મંત્રી, રૂદ્રરાજાના પુત્રો ભદ્ર અને સ્વયંભૂએ બળાત્કારે લઇ લીધાની ખબર આપે છે. પોતાને મંત્રીને રૂદ્રરાજાની રાજધાનીમાં મોકલે છે, મંત્રી રાજાને સમજાવી લીધેલ પાછું મેળવવા પ્રયત્ન કરે છે. મેરાક સામે નકામું વેર ન ઉત્પન્ન કરવા અને મેરાકને બમણો દંડ આપવા જણાવે છે, જેથી સ્વયંભૂ તે સાંભળી ક્રોધે ભરાય છે અને મેરાકનો તિરસ્કાર કરી પાછું ન આપવા જણાવે છે. મંત્રી મેરાકને આ સર્વ વૃત્તાંત જણાવે છે. જેથી મેરાક ક્રોધે ભરાય છે. અને લડવા સૈન્ય તૈયાર કરે છે; મંત્રીઓ નહિં લડવા માટે વારવા છતાં મેરાક દ્વારિકા તરફ ચાલવા લાગ્યો. સામેથી તેને આવતો સાંભળી પોતાના બંધુ ભદ્ર સહિત સ્વયંભૂ વાસુદેવ પણ લશ્કર સાથે તૈયાર થઇ સીમાડા ઉપર ઉભો રહે છે. ભાવિભાવ બળવાન છે. વાસુદેવ પ્રતિવાસુદેવને હણી ત્રણખંડ પૃથ્વીના ધણી થાય છે તેવો અચલ નિયમ છે, તે મુજબ સ્વયંભૂને મેરાકે મુકેલું ચક્રરત્ન હસ્તમાં પ્રાપ્ત થતાં મેરાક ઉપર તે છોડતા મેરાકનું મસ્તક છેદી નાંખે છે. પછી સ્વયંભૂ વાસુદેવ ભરતાર્દ્ધને સાધી કોટી શિલા ઉપાડી ત્યાં

પાછી સુદ્રી પોતાની દ્વારિકાનગરીમાં આવે છે; પછી રૂદ્રે પોતાના બંધુ ભદ્રની સાથે સ્વયભૂને વાસુદેવપણાનો અભિષેક કરે છે. પા ૨૩૭ થી પા. ૨૬૯.

આ અરસામાં બે વર્ષ સુધી વિહાર કરી પ્રભુશ્રી વિમલનાથ ભગવાન વિચરતાં વિચરતા પોતાના દિક્ષા સ્થાનમા પુનઃ આવે છે. પ્રભુ સહસ્રામ્રવનમા પધાની જંબુવૃક્ષની નીચે શુદ્ધ સ્થાનમાં છઠ્ઠ તપ કરી, સ્થિર થઈ પ્રતિમાને વહન કરી, કાઉસ્સગ્ગધ્યાને રહેતાં થકાં અપૂર્વ કરણમાં રહી ક્ષપકશ્રેણીને પ્રાપ્ત થયેલા પ્રભુએ ક્ષીણ મોહનો અંત કરી ઘાતી કર્મોનો ઉચ્છેદ કર્યો; અને શુક્લધ્યાને ·હેતાં પોશમાસની શુક્લ ષષ્ઠીને દિવસે ચંદ્ર ઉત્તરભાદ્રપદ નક્ષત્રમાં આવતા કેવળજ્ઞાનને પ્રાપ્ત થયા ઇન્દ્રોના આસન ચલાયમાન થતાં ત્યાં આવી સમવસરણની ·ચના કરી. જેથી પ્રભુ સમવસરણમાં જવાને પધાર્યા. ચૈત્યવૃક્ષની પ્રદિક્ષણા કરી પ્રભુ **તીર્થાય નમઃ** એમ કહી સિંહાસન ઉપર બિરાજ્યા અને દેવ, મનુષ્ય, તિર્યંચ વગેરે પોતપોતાના સ્થાને બિરાજ્યા. ( આ સમવસરણની રચના દેવો કેવી રીતે કરે છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન અહિં જાણવા લાયક છે.) ( પા. ૨૭૦ થી પા. ૨૭૨ ) અહિં સર્વજ્ઞના પુત્ર અરિમર્દન પ્રભુને કેવળજ્ઞાન ઉપજ્યું જાણી ત્યાં આવે છે અને પ્રભુને સ્તુતિ અને વિનંતિ કરી પોતાના ઉચિત સ્થાને બેસે છે. પછી જગદ્ગુરૂ અમૃતતુલ્ય સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્ર, વગેરે જ મોક્ષ માર્ગ છે તે ઉપર દેશના આપે છે જે મનન કરવા લાયક છે. જે ઉપદેશથી અનેક જીવોએ શુદ્ધ દીક્ષા ગ્રહણ કરી, પછી પ્રભુએ પોતાના શિષ્યો પૈકી **મંદર** વગેરે છપન સાધુઓને ગણધર પદવી આપી. અહીં પ્રભુના અતિશયનો મહિમા અને વર્ણન જણાવી ગ્રંથકર્તાશ્રી ચોથો સર્ગ પૂર્ણ કરે છે.

# (પંચમસર્ગ.)

## શ્રી વિમલનાથ પ્રભુની દેશના, ગણધરદેશના, મોક્ષગમન અને પ્રભુજીનો પરિવાર.

( પા ૨૭૬ થી ૩૨૭. )

આ છેલ્લા સર્ગમાં શ્રી જ્ઞાનસાગરસૂરીશ્વરજી મહારાજ પ્રભુની તથા ગણધરદેશના, મોક્ષગમન અને પરિવારનું વર્ણન જણાવે છે. શ્રી વિમલનાથ પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રાણીઓના ઉપર ઉપકાર કરવા અનેક ક્ષેત્રોમાં વિહાર કરવા લાગ્યા. અને ઉપદેશામૃત વરસાવવા લાગ્યા. મુખ્ય મુખ્ય સ્થાનોમાં પુણ્ય પ્રાપ્ત કરવામાં તત્પર તેવા ચતુર્વિધ દેવતાઓએ પૂર્વ તીર્થંકર ભગવાનની જેમ સમવસરણ રચતા હતા. એક વખતે પ્રભુ દ્વારિકાનગરીમાં પધાર્યા, જ્યાં દેવતાઓએ સમવસરણની રચના કરી. ઉદ્યાનપાલો નગરમા જઇ સ્વયંભૂ વાસુદેવને પ્રભુ પધાર્યાની વધામણી આપી.

વાસુદેવ સ્વયંભુ પોતાના બંધુ ભદ્રને સાથે લઇ પરિવાર સહિત સમવશરણમાં આવ્યો અને જિનેશ્વરને નમી ઇન્દ્રની પાછળ પ્રભુ દેશના સાંભળવા બેઠો. પ્રભુએ સ્વયંભૂને ઉદ્દેશીને બોલ્યા. હે ભદ્ર! ચારિત્ર લેવાની તારી યોગ્યતા નથી, તેથી શ્રાવક ધર્મ સાંભળી પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, અને ચાર શિક્ષાવ્રત એ બાર વ્રત સમકિત સહિત પોતાની શક્તિ પ્રમાણે પાળ્યા હોય તો તે દેવતા અને મનુષ્યના સુખવડે પ્રૌઢ એવા સાત આઠ ભવે સિદ્ધિ આપનારા થાય છે. તે બારવ્રતમાંથી પહેલા વ્રત શ્રદ્ધાથી અંગીકાર કરે તે શ્રાવક સદાને માટે નિરપરાધી એવા ત્રસ જીવોને જાણીજોઇને વધ કરતો નથી, તેમજ પર્વ દિવસોમાં વિશેષપણે સ્થાવર જીવોને તથા અન્ય સાપરાધી જીવોનો પણ વધ કરતો નથી જે ઉત્તમપુરૂષ પર્વને વિષે પણ શુદ્ધ દયા પાળે છે તે **નૃપશેખરરાજાની** જેમ ભવોભવ સુખી થાય છે અહિં પ્રથમ વ્રત ઉપર નૃપશેખર રાજાની કથા આપવામાં આવેલ છે. જે મનન કરવા લાયક છે. પા. ૨૭૭ થી ૨૮૦.

માર્ગાનુસારી એવો પણ જો પુરૂષ નિરાધાર મૃષાવાદ કરે તો તેને પગલે પગલે ઘાત થાય છે. કન્યાલિક વગેરે અસત્યો નહિં બોલનાર બીજું વ્રત પાળનાર કહેવાય છે. એ અસત્યોની અંદર થાપણ ઓળવવાનો દોષ તો બીજાનો નાશ કરનાર ગણાય છે, અને તે દોષ કરનારને બે ત્રણ વ્રતનો ભંગ થાય છે. ઉત્તમજનો **વિમલની** જેમ અસત્ય બોલનાર મનુષ્યનો કદી પક્ષપાત કરતા નથી તેમ **કમળની** જેમ સત્ય બોલનાર રાજમાન્ય, સ્વજનોથી પૂજિત અને મહત્વની કીર્તિવાળો, થાય છે. અહિં વિમલ અને કમળના દૃષ્ટાંતો આપેલા છે. જે બોધદાયક છે. પા. ૨૮૦ થી ૨૮૩.

અદત્તાદાન વિરતિ વ્રત માટે પ્રભુ ઉપદેશે છે કે, જે મનુષ્યોએ પૂર્વે પારકા હરેલા દ્રવ્યોથી પોતાના હાથને બાળ્યો નથી, તે પુરૂષના ઉત્તમ હૃદયને અગ્નિ પણ બાળતો નથી. જે લેવાથી આ ચોર છે એમ લોકો કહે છે તેવી અદત્ત વસ્તુ લેતો નથી તે **સુરદત્તની** જેમ આ પૃથ્વીમાં શ્લાઘનીય છે. અને તેવી વસ્તુ ગ્રહણ કરે છે તે **કમળસેનની** જેમ નિંદનીય થાય છે. આ કથા પઠન કરવા યોગ્ય છે. પા. ૨૮૩ થી પા. ૨૮૫.

આચારવાળી પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો અને સ્ત્રીએ પોતાના પતિમાં સંતોષ રાખવો એ ગૃહસ્થો માટે વિદ્વાનોએ ચોથું વ્રત કહેલ છે. જે પુરૂષો રોષ વગર પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કરે છે, તેઓને યુક્તિવડે યતિઓથી પણ અધિક જાણવા. જો કે એવા મનુષ્યો થોડા જોવામાં આવે છે પરંતુ સર્વ જનોએ પર્વોના દિવસમાં તો સ્ત્રી સંગ સદા વર્જિત કરવો જોઇએ. ક્લિષ્ટ બુદ્ધિવાળા જે પુરૂષો પરસ્ત્રીની અભિલાષા કરે છે તે પુરૂષો યાવચ્ચંદ્ર સુધી **ચંદ્રની** જેમ અવશ્ય દુઃખ પામે છે. અને જે પુરૂષો આદરથી સ્વદાર સંતોષ રાખે છે, તેઓ **સુરેન્દ્રદત્તની** જેમ સુખ તથા સૌભાગ્યનું પાત્ર બને છે. ચોથા વ્રત ઉપરની આ કથા રસિક અને બોધદાયક છે. પા. ૨૮૫ થી ૨૮૮.

પાંચમું વ્રત પરિગ્રહ પ્રમાણ છે. જે મનુષ્ય ઇચ્છાવડે ધનધાન્ય વગેરે પરિગ્રહનું પ્રમાણ કરે છે તેને પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત કહેવાય છે, એ વ્રત ગ્રહણ કરવાથી

સર્વનો નિયમ થતો હોવાથી સમ્યકત્વ મૂળ બાર વ્રતોનું ગ્રહણ પણ થાય છે. એ વ્રત વિધિપૂર્વક પાળવાથી દેવદત્તની જેમ સુખી થાય છે અને એ વ્રત લઇ તેની વિરાધના કરે છે તે **જયદત્ત**ની જેમ મરણાદિ દુઃખ પામે છે આ કથા પા. ૨૮૮ થી ૨૯૧ સુધી આવેલ છે.

દશે દિશાઓમાં જવાને માટે જે પ્રમાણ કરવામાં આવે છે તેને પ્રથમ ગુણવ્રત કહેવામાં આવે છે. અને તે ગ્રહણ કરી જેઓ તેને પાળે છે તેઓ **રૌહિણેય**ની જેમ સ્વ અને પરજીવનું રક્ષણ કરે છે અને તે ગ્રહણ કરી પ્રમાદ અને લોભથી વિરાધે છે, તે **રૌહિણેયના પિતા**ની જેમ નાશ પામે છે. પા. ૨૯૧ થી ૨૯૫.

જે ભોગોપભોગની વસ્તુઓમાં વર્જવા યોગ્ય હોય તે વર્જિ શકાય તેવી ન હોય તો તેની અંદર અમુક સંખ્યાનો નિયમ કરવો તે સાતમું (બીજું ગુણવ્રત) ભોગોપભોગ વિરમણ વ્રત કહેવાય છે. તેને અંગીકાર કરી તેનું પાલન કરતાં **સ્વર્ણશેખર**ની જેમ દીર્ઘ આયુષ્ય અને પરલોકમાં સદ્ગતિને પામે છે. અને લઇ તેની વિરાધના કરે છે તે **મહેન્દ્ર**ની જેમ અલ્પ આયુષ્ય અને પરલોકમાં દુર્ગતિને પામે છે. તે દૃષ્ટાંત પા. ૨૯૫ થી પા. ૩૦૦ સુધીમાં આવેલ છે.

જેથી મનુષ્યને અર્થ પ્રયોજન વિના કર્મરૂપી રાજા ધર્મરૂપી દ્રવ્ય હરીને દંડ આપે છે તેથી તે અનર્થદંડ કહેવાય છે. જે પુરૂષો અનર્થદંડનો ત્યાગ કરે છે તેઓ આ પૃથ્વીમાં **વીરસેન**ની જેમ સર્વ માન્ય અને પ્રશંસનીય થાય છે. અને અનર્થદંડને જેઓ આચરે છે તેઓ **પદ્મસેન**ની જેમ મોટું દુઃખ પામે છે પા. ૩૦૦ થી ૩૦૪

શ્રી જિનેશ્વરોએ દિગ્વિરતિ વગેરે ત્રણ વ્રતો ગુણની પ્રાપ્તિને લઇને ભવ્ય શ્રાવકોના ગુણવ્રત કહેલા છે. યતિઓનું સુંદર સામાયિકવ્રત બે પ્રકારે કહેલ છે, તે સદા પાળવાનું છે. અને શ્રાવકોને સામાયિક ત્રણ પ્રકારનું કહેલું છે અને તે બે ઘડી પાળવાનું છે. એ સામાયિક શુદ્ધ પાળવાથી મનુષ્ય મોક્ષને પામે છે. જેથી એક લાખ સુવર્ણ જેટલું દાન તેની પાસે કંઇ ગણત્રીમાં નથી. સામાયક વ્રતનો આશ્રય કરનાર કદિ તિર્યંચ હોય તો પણ એક વાનરની જેમ દેવપણાને પામે છે. અહિં **એક વાનર**ની કથા આપવામાં આવેલ છે. પા. ૩૦૪ થી ૩૦૮.

દેશાવકાશિક વ્રત એ દશમું વ્રત છે. જે દિવસે અને રાત્રિના સચિત્ત વગેરેનો સંક્ષિપ્ત કરવામાં આવે છે તેને કનીશ્વરોએ મુખ્યપણે આ બીજું શિક્ષાવ્રત કહેલ છે. હાલ તો શાસ્ત્રમાં વ્યવહાર માટે વિખ્યાત એવું દિકૃવિરતિના સંક્ષેપને દેશાવકાશિક વ્રત કરે છે. આ વ્રત લઇ જે પુરૂષ તેની વિરાધના કરે છે તે પુરૂષ **કાકજંઘ**ની જેમ આ લોક તથા પરલોકમાં દુઃખ પામે છે; કાકજંઘની કથા અહિં આપેલ છે. પા. ૩૦૮ થી ૩૧૧.

જ્ઞાનીમહારાજે જિનાગમમાં કહ્યું છે કે ચાર પર્વોમાં પ્રતિમાધર શ્રાવકોએ સર્વથી ચાર પ્રકારનુ પૌષધવ્રત પાળવું અને બાકીના સશક્ત શ્રાવકોએ એજ પ્રમાણે પૌષધ વ્રત સર્વથી પાળવું તથા દેશથી અલ્પશક્તિવાળા શ્રાવકોએ દેશથી ચાર પ્રકારનું પૌષધવ્રત પાળવું. સર્વ ગૃહસ્થ શ્રાવકોએ પર્વને દિવસે શકિત પ્રમાણે પૌષધ ગ્રહણ કરવું જોઇએ; જે પુરૂષો કર્મરૂપી રોગમાં ઔષધ રૂપ એવા સુંદર પૌષધને પાળે છે તેઓ **મલયકેતુ**ની જેમ દેવતાઓને પ્રશંસનીય થાય છે. મલયકેતુની આ કથા ઘણીજ રસિક અહિં આપવામાં આવેલ છે. પા. ૩૧૨ થી ૩૧૮.

છેલ્લું અને ચોથું શિક્ષા ( શ્રાવક ) વ્રત અતિથીસંવિભાગ નામનું છે. કોઈ અતિથિને કાંઇપણુ આપીને પછી જમવુ તે ભોજન કહેવાય. કદાપિ તે પ્રમાણે હંમેશાં ન બને તો વિવેકી પુરૂષોએ પૌષધના પારણાના દિવસે - તો પાત્રને ભોજન આપીનેજ જમવું જોઇએ. જે પુરૂષ આ વ્રતનું આરાધન કરે છે તે **શાંતિમતી**ની જેમ અવશ્ય સુખનું પાત્ર બને છે. અને જે તેનો વિરાધના કરે છે તે **પદ્મલોચન**ની જેમ આ લોક તથા પરલોકમાં દુઃખ પામે છે. અહિં આ વ્રત ઉપર શાંતીમતી અને પદ્મલોચનની કથા આપવામાં આવેલ છે. પા. ૩૧૮ થી ૩૧૯.

આ પ્રમાણે પૂર્વે કહેલા બાર પ્રકારનો શ્રાવકનો ધર્મ બાર દેવલોકને આપનારો છે અને સૂર્યની જેમ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યના અંધકારને હરનાર છે. જેમ સર્વ રસવતી રૂચીથી ઉત્તમ પુષ્ટિ આપનાર છે તેમ સર્વ ક્રિયા પણ રૂચીથી સંવરપુષ્ટિ આપનાર છે. ઉત્તમ પુરૂષને ચારિત્ર વગેરેની સામગ્રી હોય પણ તે પુરૂષ જો સમ્યગ્દર્શનથી રહિત હોય તો તેને અક્ષયપદ–મોક્ષનું દર્શન થતું નથી. જેમ નાયક વિનાનો હાર, જિનેશ્વર વિનાનો પ્રાસાદ અને ઘી વિનાનો આહાર આ પૃથ્વી ઉપર શોભાને પ્રાપ્ત થતો નથી. તેવી રીતે સમ્યક્ વિનાનો ધર્મ સુખ સમૂહને કરનારો થતો નથી. તેથી તે સમ્યકત્વ **કુલધ્વજ**ની જેમ મનુષ્યોએ સદા પાળવું જોઇએ. અહિં સમ્યકત્વ ઉપર કુલધ્વજની કથા આપેલ છે. પા. ૩૧૯ થી ૩૨૪.

ભગવાન વિમલનાથસ્વામીની આ પ્રમાણે દેશના સાંભળી કેટલાક ભવ્ય પુરૂષોએ ચારિત્ર લીધું, કેટલાએકે શ્રાવક વ્રત લીધા. સ્વયંભૂ વાસુદેવે સમ્યકત્વ ગ્રહણ કર્યું. એવી રીતે એક પહોર દેશના આપ્યા પછી **શ્રીમંદર** ગણધરમહારાજે એક પહોર સુધી દેશના આપી. પછી દેવ, અસુર અને મનુષ્યો વગેરે પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

**શ્રી વિમલનાથ પ્રભુ** કેવલજ્ઞાન થયા પછી બે વર્ષ ઉણા પંદરલાખ વર્ષ સુધી પૃથ્વી ઉપર વિહાર કરતાં પ્રભુને આ પ્રમાણે પરિવાર થયો ૬૮૦૦૦ સાધુઓ, ૧૦૦૮૦૦ સાધ્વીઓ, ૧૧૦૦ ચૌદ પૂર્વધારી, ૪૮૦૦ અવધિજ્ઞાની, ૫૫૦૦ મનઃપર્યવજ્ઞાની, ૫૫૦૦ કેવળજ્ઞાની, ૯૦૦૦ વૈક્રિયલબ્ધિવાળા, ૩૨૦૦ વાદીઓ, ૨૦૮૦૦૦ શ્રાવકો અને ૪૩૪૦૦૦ શ્રાવિકાઓ.

પોતાનો નિર્વાણ સમય જાણી પ્રભુજીશ્રી સમેત્તશિખર ગિરિ ઉપર ગયા, ત્યાં છ હજાર મુનિઓની સાથે અનશન વ્રત અંગીકાર કર્યું, એકમાસ સુધી અનશન પ્રભુએ પાળ્યું. અશાડ માસની કૃષ્ણ સપ્તમીને દિવસે ચંદ્ર રેવતી નક્ષત્રમાં આવતાં કાયોત્સર્ગે રહેલા અને શુદ્ધ શુકલધ્યાનથી વિરાજતા શ્રી વિમલનાથ પ્રભુ છહજાર મુનિઓ સાથે મોક્ષમાં પધાર્યા. તે વખતે રાજા અને ઇંદ્રો ખેદ કરતા ત્યાં આવ્યા. પછી પ્રભુનો નિર્વાણ મહોત્સવ ભક્તિપૂર્વક કર્યો. જે હકીકત અહિં આપવામાં આવેલ છે, તે વાંચવાથી ભક્તિ પ્રગટ થાય છે. પ્રભુનો નિર્વાણમહોત્સવ કરી દેવતા, મનુષ્ય વગેરે સ્વસ્થાને જાય છે.

પ્રભુ કુમારપણામાં અને વ્રતમાં પંદર પંદર લાખ વર્ષો, રાજ્યમા ત્રીશ લાખ વર્ષો મળી સાઠ લાખ વર્ષનું તેમનું આયુષ્ય હતું.

સ્વયંભુ વાસુદેવ પોતાનું સાઠ લાખ વર્ષનુ આયુષ્ય ભોગવી પાપકર્મના યોગથી છઠ્ઠી નરકે ગયો. ભદ્રબળદેવ મુનિ ચંદ્ર મુનિની પાસે દીક્ષા લઈ પોતાનું પાંસઠલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી મોક્ષમાં ગયા.

ઉપર પ્રમાણે ગ્રંથકાર સૂરિજીમહારાજ પાંચમા સર્ગ સાથે આ ચરિત્ર પણ પૂર્ણ કરે છે. છેવટે પ્રશસ્તિ (પા. ૩૨૭ થી પા. ૩૨૮) આપેલ છે. જેમાં પોતાના ગુરૂમહિમાનું વર્ણન કરી ગુરૂભક્તિ દર્શાવેલ છે. અને આ ગ્રંથ રચવાનો હેતુ તેમજ કયા ક્ષેત્રમાં કઇ સાલમાં કયા મહિના, તીથીવારના રોજ ગ્રંથ પૂર્ણ કરેલ છે તે જણાવી ( જે હકીકત આ પ્રસ્તાવનાના પાના ત્રીજામાં સંક્ષિપ્તમાં જણાવેલ છે. ) પ્રશસ્તિ પૂર્ણ કરેલ છે.

ઉપર પ્રમાણે સંક્ષિપ્તમાં અમોએ આ ગ્રંથનો સાર વાચકની સુગમતાની ખાતર આપવામાં આવેલ છે.

આ મહાન ઉત્તમ પુરૂષના ચરિત્રનો ગ્રંથ પઠન પાઠન કરવા જેવો, અતિ આનંદ ઉત્પન્ન કરનાર, જ્ઞાન, દર્શન, ચારિત્રના પ્રભાવને પ્રકટ કરનાર અને ધર્મને મહામંગળ પ્રાપ્ત કરાવનાર હોઈ તેથી આત્મભાવના, આત્મજાગૃતિ અને આત્મિક આનંદ પ્રકટ કરનાર અનુપમ અને મનહર રચના આ ગ્રંથની છે, એમ વાચકવર્ગને જણાયા સિવાય રહેશે નહિં; તેમ જાણી આ તેરમા જિનેશ્વર શ્રી વિમલનાથ પ્રભુના ચરિત્રનો ગ્રંથ પ્રકટ કરવામાં આવેલ છે. છેવટે પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે કે આ ગ્રંથના વાંચન મનન અને શ્રવણથી અનેક ભવ્યાત્માઓ તેવા પદના અધિકારી બની અક્ષય અમરપદ પામો.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામા આવેલ છે, છતાં દૃષ્ટિદોષ કે પ્રેસદોષ કે એવા કોઇ પ્રમાદના કારણે કોઇ સ્થળે સ્ખલના જણાય તો મિથ્યાદુષ્કૃત-પૂર્વક ક્ષમા માંગીએ છીએ અને અમોને જણાવવા વિનંતિ કરીએ છીએ.

આત્માનંદ ભવન.
વસંતપંચમી.
સં. ૧૯૮૫ આત્મ સંવત ૩૩

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.

# શ્રીયુત અમરચંદ હરજીવનદાસનો ટુંક પરિચય.



આ ગ્રંથ આ સભાના ધારા પ્રમાણે શેઠ અમરચંદ હરજીવનદાસ ભાવનગર નિવાસી કે જેઓ આ સભાના માનવંતા સભાસદ છે, તેમની સંપૂર્ણ સહાયથી તેમના નામની સિરિઝ (ગ્રંથમાળા) તરીકે પ્રકટ થાય છે. બંધુ અમરચંદભાઇ સ્વભાવે બહુજ સરલ, મિલનસાર, અને શ્રદ્ધાળુ તેમજ વિશ્વાસુ છે. આવા બંધુની કંઇક જીવનરૂપ રેખા અત્રે આપવી તે અસ્થાને નથી.

ભાઇ અમરચંદનું કુટુંબ મૂળ પ્રાચીન શહેર ગોઘા પાટણનું રહીશ છે. અને રામજી શોભા નામે શ્રી કાઠીયાવાડમાં વીશાશ્રીમાળી વણીક જ્ઞાતિમાં અમીરી કુટુંબ તરીકે સુપ્રસિદ્ધ છે. ભાઇ અમરચંદના પિતાનું નામ હરજીવનદાસ તથા માતાનું નામ રળીયાત બ્હેન હતું. બંધુ અમરચંદભાઇનો જન્મ સં. ૧૯૩૨ ના પોષ વદી ૫ ના રોજ પોતાના મોશાળમાં લીંબડી શહેરમાં થયો હતો. તેઓ ચાર ભાઇઓ હતા, જેમાં તેમના વડીલ બંધુ જેચંદભાઇએ અઢાર વર્ષની વયે ચારિત્ર લીધું હતું, તેમનું નામ તિર્થવિજયજી હતું, હાલ તેઓ સ્વર્ગવાસી થયેલ છે. ભાઇ અમરચંદે લઘુવયમાં ઇંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો, વ્યવહારમાં સામાન્ય સ્થિતિ અને કુટુંબનો ભાર પોતાને માથે પડવાથી અભ્યાસ છોડી વ્યાપારી જીવન ધારણ કરી સ્વદેશ છોડી મુંબઇ ગયા, ત્યાં પુણ્યોદય જાગ્રત થવાથી વ્યાપારમાં સાનુકુલતા પ્રાપ્ત થતાં ક્રમે ક્રમે આર્થિક લાભ થવા લાગ્યો; આમ છતાં બંધુ અમરચંદભાઇની પ્રકૃતિ તો પ્રથમ હતી તેવી સરલ, મિલનસાર, અને પ્રેમાળજ રહી. ધીમે ધીમે આર્થિક સ્થિતિ સારી થતી ગઇ છતાં શારિરિક સ્થિતિ કોઇ વેદનીય કર્મના ઉદયથી સારી રહેતી નહોતી. ધાર્મિક સંસ્કાર તો ધર્મી કુટુંબમાં જન્મ થયેલ હોવાથી પ્રથમથીજ હતા. તેથી જોકે યથાસ્થિતિ દાનપુણ્ય, ધર્મસાધના સામાન્ય રીતે કરતાં હતાં, છતાં કંઇ જ્ઞાનોદ્ધારના કાર્યને ઉત્તેજન આપી જ્ઞાનની ભક્તિ કરવા ઇચ્છા થતાં આ સભાની ઉત્તમ કાર્યવાહી જોઇ આ સભા મારફત તેવું કોઇ ઉત્તમ કાર્ય કરવા ઇચ્છા થતાં, આ સભાના સેક્રેટરી ભાઇ વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધીને મુંબઇ પોતાની પાસે બોલાવ્યા અને પોતાની જ્ઞાનભક્તિ કરવાની અને સાહિત્યવિકાસની ઇચ્છા તેમને જણાવી. ભાઇ અમરચંદ જેવા શ્રદ્ધાળુ અને પ્રેમી મનુષ્યનું નામ સાહિત્ય સાથે કાયમ જોડાઇ રહે તે રીતે ગ્રંથમાળા તેમના નામથી પ્રકટ કરવાની હકીકત જણાવતાં, બંધુ અમરચંદ ભાઇએ તે કબુલ કર્યું જેથી પોતાના અને પોતાની સુપત્ની શ્રીમતી કસ્તુરબ્હેનના

નામથી ધારા પ્રમાણે સીરીઝ પ્રગટ કરવા અને તેમ કરી જ્ઞાનભક્તિ કરવા સભાને એક રકમ સુપ્રત કરી.

આર્થિક સ્થિતિ પોતાને જોઇએ તેટલી પ્રાપ્ત થતાં તેમજ શારિરિક સ્થિતિ બરાબર ન રહેતાં, વ્યાપારી જીવનમાથી નિવૃત્તિ લઈ સંતોષ ધારણ કરી પોતાના વતન શહેર ભાવનગરમાં કાયમ માટે નિવાસ કરી, બાકીનું જીવન ધર્મનું આરાધન કરવામાં અને સુખશાતિમાં વ્યતીત કરવાની શુભ ઈચ્છા હવે ધરાવે છે. તેઓને હાલ સંતતિમાં એક પુત્ર અને એક પુત્રી છે.

આ ઉપયોગી પુસ્તક છપાવવા માટે પોતાની પાસેની તેવી જ્ઞાનખાતાની એક રકમ ગ્રંથમાળા પ્રકટ કરવા માટે આપેલ છે, તેથી તેમનો આભાર માનવા સાથે તેમની પ્રતિકૃતિ સર્વની જાણ માટે આ ગ્રંથમાં આપી એમના ભવિષ્યના જીવન માટે આરોગ્યતા, સુખશાંતિ અને દીર્ઘાયુષ્ય ઇચ્છી અનેક સુકૃતનાં કાર્યો તેમના મુબારક હસ્તે હવે પછી બીજા થાઓ એમ પરમાત્માની પ્રાર્થના કરી, આ જીવનરૂપરેખા સમાપ્ત કરીયે છીયે.







શેઠ શ્રી અમરચંદ હરજીવનદાસ, ભાવનગર.
જન્મ સંવત્ ૧૯૩૨

# શેઠ અમરચંદ હરજીવનદાસ ગ્રંથમાળા સંબંધી

## બે બોલ.



મૂળ ગોઘા અને હાલ અત્રેના વતની ગૃહસ્થ શેઠ અમરચંદ હરજીવનદાસ કે જેઓ ધર્મ શ્રદ્ધાવાન હોઇ, જ્ઞાનોદ્ધારના કાર્ય ઉપર પ્રેમ ધરાવે છે, જેથી જૈન સાહિત્યના વિકાસ અર્થે અને જ્ઞાનની ભક્તિ કરવા નિમિત્ત પોતાના તથા પોતાની સુપત્નીના નામથી (બે) ગ્રંથમાળા આ સભાના ધારા પ્રમાણે પ્રગટ કરાવવા સારૂ, પોતાની પાસેની તે ખાતાની રકમમાંથી આ સભાને એક રકમ ભેટ આપવાથી આ શ્રી વિમલનાથ ચરિત્ર ગ્રંથ શેઠ અમરચંદ હરજીવનદાસના ગ્રંથમાળાનાં પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ કરવામાં આવેલ છે. જ્ઞાનદાન અને જ્ઞાનભક્તિના શુભ ચિન્હ તરીકે આવા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરી, કરાવી જ્ઞાનોદ્ધારના ઉચ્ચ કાર્ય–સાહિત્ય સેવા કરવી તે પ્રશંસનીય હોઇ તે ઉત્તમ માર્ગ ગ્રહણ કરનાર શેઠ અમરચંદભાઇ ધન્યવાદને પાત્ર છે.



# વિષયાનુક્રમણિકા.



ॐ नमोऽर्हद्भ्यः ।

न्यायांभोनिधिश्रीविजयानंदसूरिपादपद्मेभ्यो नमः ।

# श्रीविमलनाथ चरित्र.

## प्रथम सर्ग.



### (दानधर्माधिकार.)

### मंगलाचरणम्.

स्वस्तिश्रीवृषभं स्वर्णवर्णं वर्णनिषेवितम् ।
धर्मकर्मविधातारं वन्दे श्रीऋषभप्रभुम् ॥ १ ॥



કલ્યાણની લક્ષ્મીથી શ્રેષ્ટ, સુવર્ણના જેવા વર્ણ વાળા, સર્વ વર્ણોએ સેવેલા અને ધર્મના અને કર્મોના રચનારા શ્રીઋષભદેવ પ્રભુને હું વંદના કરૂં છું. ૧

ब्राह्मीमतः कलाधारश्छायाभृद् वृत्तास्पदम् ।
गोमंण्डलयुतो जीयान्मृगलक्ष्मा जिनः सदा ॥ २ ॥

[1]બ્રાહ્મીએ માનેલા, કલાઓના ધારણ કરનારા, કાંતિને ધરનાર, સદ્‌વૃત્તસમ્યા-ગ્નિનું સ્થાનરૂપ અને ગો (ભા) મંડળે યુક્ત એવા મૃગના લાંછનવાળા શ્રી શાંતિનાથ પ્રભુ સદા જય પામો. ૧

---

૧ અહિં બીજો અર્થ ચંદ્રપક્ષે થાય છે. બ્રાહ્મીમત એટલે બ્રહ્મપક્ષે મનેલા કલાઓને ધારણ કરનાર, છાયા-કાંતિવાળો અને વૃત્તના ગોળાકૃતિરૂપ, અને ગોમંડળ-કિરણોના મંડળવાળો મૃગના લાંછનથી યુક્ત એવો ચંદ્ર જય પામો. શ્લેષાલંકાર

शिवानन्दकरैश्वर्यं समुद्रविजयोद्भवम् ।
श्रीमन्नेमीश्वरं नौमि सेनानीगणपूजितम् ॥ ३ ॥

જેમનું ઐશ્વર્ય શિવાદેવી માતાને આનંદકારક છે અને જેઓ સમુદ્રવિજયના પુત્ર છે, એવા સેનાપતિઓના સમૂહથી પૂજાએલા શ્રીમાન્ નેમીશ્વર પ્રભુને હું નમસ્કાર કરૂં છું.

सनातनो रुचेः स्थानं पद्माकरंजराजितः ।
सुदेवोऽस्तु तमोहन्ता श्रीपार्श्वः पुरुषोत्तमः ॥ ४ ॥

સનાતન, કાંતિના સ્થાનરૂપ, પદ્માકરથી થયેલા કમલોથી વિરાજિત, અને પુરૂષોમાં ઉત્તમ એવા શ્રીપાર્શ્વનાથ દેવાધિદેવ અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનારા થાઓ.

श्रीवीरं गुण गंभीरं धरं धीरंजितामरम् ।
समीरंनीरं सन्तापे सेवे सीरं भयावनेः ॥ ५ ॥

ગુણોથી ગંભીર, ધારણ શકિતવાલા, બુદ્ધિવડે દેવતાઓને રંજન કરનારા, આ સંસારના સંતાપને હરવામાં પવન તથા જલરૂપ અને ભયરૂપી પૃથ્વીને ખેડવામાં હળરૂપ એટલે અભય કરનારા એવા શ્રી મહાવીર પ્રભુને હું સેવું છું. ૫

केवलज्ञानविभवः समहाः सगुणालयः ।
विमलो ददतां हर्षं तीर्थराजस्तथा परे ॥ ६ ॥

કેવલજ્ઞાનના વૈભવવાળા, તેજસ્વી, અને સદ્ગુણોના સ્થાનરૂપ, એવા શ્રી વિમલનાથ પ્રભુ અને બીજા તીર્થંકરો મને હર્ષ આપો. ૬

श्रीपुंडरीकप्रमुखाः प्रमुखा गणधारिणाम् ।
यच्छन्तु पुंडरीकाद्रिपुंडरीकोपमां मम ॥ ७ ॥

સર્વ ગણધરોમાં પ્રમુખ એવા પુંડરીક વગેરે ગણધરો મને પુંડરીક-ગિરિના પુંડરીકની ઉપમા આપો. એટલે પુંડરીકગિરિ ઉપર જેમ પુંડરીક ગણધર મોક્ષ ગામી થયા, તેમ મને મોક્ષગામી બનાવો. ૭

श्रीगौतमं गणधरं शिवानंदं जनार्चितम् ।
नौम्यहं भावतः सर्वमंगलानन्ददायकम् ॥ ८ ॥

---

૧ અહિં શ્લેષ-અલંકારથી ઇશ્વર એટલે મહાદેવના પક્ષે એવો અર્થ થાય છે "જેઓનું ઐશ્વર્ય શિવા-પાર્વતીને આનંદને આપનારૂં છે અને જેઓ મુદ્રા સહિત પાર્વતીને પરણનાર છે તથા સેનાની-કાર્તિકસ્વામી અને ગણ-ગણપતિ અથવા ગણોથી જેઓ પૂજિત છે." ૨ અહિં પુરૂષોત્તમ-વિષ્ણુપક્ષે એવો અર્થ નીકળે કે, વિષ્ણુ સનાતન છે અને તેના હસ્તમાં પદ્મા-લક્ષ્મી અથવા કમળ છે ને તે જરા નામની રાક્ષસીને જીતનાર છે અને તમોગુણ ( અંધકારને ) નાશ કરનારા થાય છે.

કલ્યાણના આનંદ સ્વરૂપ, લોકોએ પૂજેલા અને સર્વ મંગળના આનંદને આપનારા એવા શ્રી ગૌતમ ગણધરને હું ભાવથી નમસ્કાર કરૂં છું. ૮

सरस्वतीमहं स्तौमि बहुधाऽन्योपकारिणीम् ।
घनागमप्रदां नित्यं वर्षेवामृतवर्षिणीम् ॥ ९ ॥

હું વર્ષાઋતુના જેવી સરસ્વતી દેવીની સ્તુતિ કરૂં છું. જેમ વર્ષાઋતુ બહુ ધાન્યને ઉપકાર કરનારી છે, તેમ જે સરસ્વતી દેવી બહુધા બહુ પ્રકારે અન્ય જનનો ઉપકાર કરનારી છે. જેમ વર્ષાઋતુ ઘનાગમ–મેઘના આગમનને આપનારી છે, તેમ સરસ્વતી દેવી ઘન–ઘણાં આગમ શાસ્ત્રોને આપનારી છે અને જેમ વર્ષાઋતુ નિત્યે અમૃત–જલને વર્ષાવનારી છે, તેમ જે સરસ્વતી દેવી વાણી રૂપી અમૃતને વર્ષાવનારી છે. ૯

ज्ञानदीपाश्च सूरीन्द्राः प्रसन्ना मे भवन्तु ते ।
यत्तेजसेह लक्ष्यन्ते गहनागमकूपकाः ॥ १० ॥

જેઓના તેજથી ગહન એવા આગમરૂપ કુવાઓ જોઈ શકાય છે, એવા તે જ્ઞાનના દીપકરૂપી સૂરિવરો મને પ્રસન્ન થાઓ. ૧૦





હું ( જ્ઞાનસાગર સૂરિ ) આ ચરિત્રનું એક વચન કહેવાને પણ અસમર્થ છું, છતાં પણ જે હું કહું છું, તેનું કારણ મારા ગુરૂજ મહારાજનું છે. બ્રહ્મત્વને જાણનારા તે ગુરૂની કૃપાથીજ હું આ ગ્રંથ રચું છું. આ લોકમાં દુર્જન પુરૂષો બાણની જેમ સર્વદા દુર્જય કહેલા છે. તેઓ કોઇપણ માણસના ગુણારોપને જોઇનેજ રહી શકતા નથી. તે દુર્જન પુરૂષો જો બીજાના દૂષણોનો ઉદ્ધાર કરવામાં ( દોષ કાઢવામાં ) કુશળ છે, તો તેઓ બીજાના રચેલા ગ્રંથની નિર્મળતા આપવાથી સત્પુરૂષોને સદ્ગુણ કરનારા છે. જેઓ સૂર્યની જેમ પોતે દોષાભાવ ( દોષા–રાત્રી–રજની–અંધકાર સમાનદોષ–અવગુણ નો અભાવ–તિરસ્કાર ) ને કરનારા છે, તેવા સત્પુરૂષોને અંજલિ જોડીને પ્રાર્થના કરૂં છું કે, શુક્રાચાર્યની જેમ સર્વદાનવસદ્ગુરૂ એટલે જેમ શુક્રાચાર્ય સર્વ દાનવોના ગુરૂ છે, તેમ આ કાવ્ય સર્વદા–નવીન સદ્ગુરૂ રૂપ બનવા વાળું છે અને જેમ શુક્રાચાર્ય કૃતાંતજનક–સૂર્યનો અંત કરનાર–નાશ કરનાર છે, તેમ આ કાવ્ય કૃતાંત જનવિદ્વાન્ લોકોને કાંત–મનોહર છે.તેવા આ કાવ્યના પ્રત્યેક પદ ઉપર તે સજ્જનોએ દ્રષ્ટી આપવી. આપ સજ્જનોની દૃષ્ટિથી થયેલી આ કાવ્યની અધિક શુદ્ધિના પ્રભાવથી તેનામાં બમણું તેજ આવશે, તેથી તેની એટલે કાવ્યની અને શુક્રાચાર્યની ગુરૂ કરતાં પણ અધિક માન્યતા થઇ પડશે.

**ગ્રંથકાર ગ્રંથ સંબંધે વિવેચન.**

**ધર્મનો પ્રભાવ.**

ધર્મથી પાંચ ઇંદ્રિયોનો સંયમ થાય છે, લક્ષ્મીનો બંધુરૂપ મનુષ્યભવ મલે છે, શુભ આપનારા આર્ય દેશ પ્રાપ્ત થાય છે, સુકૃત–પુણ્યની આશાઓથી વ્યાપ્ત એવું કુલ પ્રાપ્ત થાય છે, ષટ્કાય જીવની રક્ષા કરે તેવી કાયા મલે છે, માનસરોવરના જેવું ગંભીર મન થાય છે, કોઇની પ્રતારણા ન કરે તેવા વચનો બોલાય છે, દાન અપાય તેવું ધન મેલવાય છે, ઉદાર હૃદયવાલી સ્ત્રી પ્રાપ્ત થાય છે, વિશાળ ગૃહની શાલાઓ મલે છે, અતિ શ્રેષ્ટ એવા વરદાનો મલે છે, સત્પુરૂષોને આનંદ આપે તેવા પુત્રો મલે છે, ઉંચી જાતના વસ્ત્રો પ્રાપ્ત થાય છે, જેમને અનેક દેવતાઓ નમે તેવા દેવ મલે છે, તત્વજ્ઞાનને જાણનારા ગુરૂ મલે છે, સર્વ ભૂમિને પાલનાર મહાન્ રાજા થવાય છે, મદના સુગંધથી ઉન્નત એવા ગજેંદ્રો મલે છે, લક્ષ્મીના વૈભવવાલા મંદિરો પ્રાપ્ત થાય છે, વેગવાલા અશ્વો પ્રાપ્ત થાય છે, લાભથી ભરપૂર ઉદ્યોગ મલે છે, સર્વ સગાઓ સજ્જન મલે છે, દયાવાળું હૃદય થાય છે, ખુશામત વગરનું વાણીનું ચાતુર્ય પ્રાપ્ત થાય છે અને બધો સમય સુખમય થાય છે. તેથી કરીને કલ્યાણના અર્થી એવા પુરૂષે તેવો સુખદાયક શ્રેષ્ટ ધર્મ આચરવો જોઇએ. પરંતુ હાલ તે

૧ જેમ બાણ ગુણ–ધનુષની દોરી ઉપર ચડવાથી છુટયા વગર રહી શકતા નથી, તેમ દુર્જનો બીજાના ગુણને જોઇ તેના દોષ કહ્યા વગર રહી શકતા નથી.

ધર્મ જરા અખંડ પાખંડથી ખંડિત થઇ ગયો છે તેથી સારા હૃદયવાળા પુરૂષે પોતાના હૃદયમાં વિચાર કરીને તે ધર્મ સદા આચરવો. કારણ કે જે કાર્ય વિચારથી કરવા યોગ્ય હોય તે કાર્ય શ્રેષ્ઠ પુરૂષોએ અટકાવવું ન જોઇએ.

**તે ધર્મમાં જે પરોપકાર ધર્મ છે, તે સર્વથી શ્રેષ્ઠ છે.**

જેમ બધા પર્વોમાં દીવાળીનુ પર્વ, દેવતાઓમાં સરસ્વતી દેવી, ગુરૂઓમાં ગૌતમ સ્વામી, મંત્રોમાં ઓંકાર, તીર્થોમાં ઉજ્જયંત પર્વત, ગ્રહોમાં ચંદ્ર, અને વિદ્યાઓમાં સર્વ લોકોએ માન્ય કરેલી અધ્યાત્મવિદ્યા શ્રેષ્ઠ છે, તેમ સર્વ ધર્મોની અંદર ષટ્દર્શનોએ દર્શાવેલો પરોપકાર ધર્મ શ્રેષ્ઠ છે અને તેને સત્પુરૂષોએ આ સંસારમાં સારરૂપ કહેલો છે. આ પૃથ્વી ઉપર વિશ્વના આધારરૂપ તે પરોપકાર ધર્મ અનેક પ્રકારે કહેલો છે, પરંતુ તેની અંદર જે પરોપદેશરૂપ પરોપકાર ધર્મ છે, તેની તુલનાને કોઇપણ પ્રકાર પ્રાપ્ત કરી શકતો નથી, તેથી હું મારી અલ્પબુદ્ધિ વડે હિતોપદેશને અર્થે તે પરોપકાર ધર્મ વિષે કાંઇ કહેવાની ઇચ્છા રાખું છું. કારણ કે બાલક જે કાંઇ બોલે તે પૂજ્ય પુરૂષોને હર્ષનું કારણ થાય છે. કદિ કોઇ શંકા કરે કે, પૂર્વ પુરૂષોએ કરેલા વિસ્તારવાળા સિદ્ધાંતના ગ્રંથો ઘણા છે, છતાં આ ગ્રંથની કૃતિ કરવાનું શું કારણ છે ? વળી આ ગ્રંથમાં તેના કર્તાની વાણી થોડી અને શ્લોકોના અર્થને આપનારી છે, તેથી સૂક્ષ્મ એવા પદાર્થોનું જ્ઞાન આવા ગ્રંથથી શી રીતે થઈ શકે ? આવી શંકા લાવી કહેવું ન જોઇએ, કારણકે મોટા દ્વારવાલા ઘરમાં પ્રકાશ પડતો ન હોય તોપણ તેની ઉપરના નાના છિદ્રમાંથી સૂર્યની જે થોડી કાંતિ આવે તે વડે જેવું સૂક્ષ્મ રેણુ વગેરેનું દર્શન થાય છે, તેવું દર્શન સૂર્યની ઘાટી કાંતિથી થતું નથી. વળી પૂર્વે મણિઓ રાત્રિના જે અંધકારને દૂર કરતા હતા, તે અંધકારને હાલ દીવાઓ પ્રગટાવી દૂર કરવામાં આવે છે, તેવી રીતે હાલના જમાના પ્રમાણે હું આ ગ્રંથ કહું છું. પૂર્વકાળે બીજા ઉત્કૃષ્ટ પુરૂષોએ સિદ્ધાંતના અંગ તથા ઉપાંગો રચી ઉપકાર કરેલો છે, તો તે હું પૂર્વ પુરૂષોના કાર્યને અનુસરી મારા આત્માને ઉપકાર કરૂ છું.





# ચરિત્રારંભ.




શાણુ નામના ગૃહસ્થે શ્રી રત્નસિંહસૂરિના ઉત્તમ ઉપદેશથી રૈવતગિરિ ( ગિરનારપર્વત ) ઉપર એક જિનાલય કરાવ્યું હતું. જેને સેવન કરવાને સમયે જે નવીન સુવર્ણની કાયાનો આશ્રય કરે છે, ( તોપણ ) વિદ્વાન્ પુરૂષો જેને ખરેખર વિશ્વરૂપ કહે છે, જેની અંદર સુર, અસુર તથા મનુષ્યોને પૂજવા યોગ્ય અને સુવર્ણના જેવી કાંતિવાળા **શ્રી વિમળનાથ** સ્વામી પ્રભુતાને આશ્રિત થઇ જય પામે છે, જેમાં શ્રી અજિતસ્વામીએ શ્રી મંડપમાથી આવી પોતાના આત્માને સુવર્ણરૂપ બનાવી ( નિહાળી ) સુવર્ણમય શરીરને ધારણ કર્યું હતું. જેના દ્વાર ઉપર ચંદ્રની કાંતિને જીતનારા શ્રી ચિંતામણી પાર્શ્વનાથ અને ચિંતામણિ ગણધર બંને કાયોત્સર્ગ ધારણ કરીને રહ્યા છે, જ્યાં સંસારનો ભય રાખનારા પ્રાણીઓને શરણરૂપ અને સર્વ પ્રકારની લક્ષ્મીઓનું સ્થાન રૂપ એવું પવિત્ર કાંતિવાળું સમવસરણ સ્ફુરણાયમાન થઇ શોભી રહ્યું છે. જેની અંદર બધું સમવસરણ સમાઈ જવાની વાત તો શી કરવી ? પણ જેની મધ્યે સમસ્ત સૌંદર્યવાળી પૃથ્વી પણ રહેલી છે અને જેની અંદર બીજી સુવર્ણવર્ણી પ્રતિમાઓ હોવાથી વિદ્વાનોએ જેનુ **કાંચનબલાનક** એવું નામ આપેલું છે, તેવા તે સર્વ જિનપ્રાસાદોને જીતનારા ઉત્તમ પ્રાસાદને પ્રાપ્ત કરી કયા પુરૂષો સંપૂર્ણ પ્રસન્નતાને ભજતા કે ઉત્પન્ન કરતા નથી ? તેવા તે પ્રાસાદની અંદર મૂલનાયકપણાને પ્રાપ્ત થયેલા તેરમા તીર્થંકર શ્રી વિમળ પ્રભુનું ચરિત્ર કહું છું.

તિર્યગ્લોકની મધ્ય ભાગે સાધુની જેમ મેરૂ પર્વત શોભી રહ્યો છે. સાધુ જેમ વૃત્તપેશલ એટલે સદ્વર્ત્તનથી કોમળ હોય છે, તેમ તે વૃત્ત–ગોળાકાર તથા કોમળ છે. સાધુ જેમ પુણ્ય–આચાર પાળવામાં તત્પર હોય છે, તેમ તે પુણ્યના આચરણ કરનારાને પ્રાપ્ત થાય તેવો છે, અથવા તે પુણ્યના આચારથી પ્રધાન છે. જેમ સાધુ હમેશાં ક્ષમાધર–ક્ષમાને ધારણ કરનાર હોય છે, તેમ તે શાશ્વત ક્ષમા–પૃથ્વીને ધારણ કરનાર પર્વત છે. અસંખ્ય બુદ્ધિમાન્ વિદ્વાનો જે કહે છે કે, તે પર્વતને આશ્રીને અસંખ્ય દ્વીપ સમુદ્રો રહેલા છે. તે મોટા આશ્ચર્યની વાત છે. તેઓની [1]અંદર મનુષ્યોની ઉત્પત્તિ અને વિપત્તિ ( જન્મ મરણ ) થતી નથી. કારણ

૧ ( અઢીદ્વીપ, સમુદ્ર શિવાયના બીજા અસંખ્યાતદ્વીપ સમુદ્રોની અંદર. )

કે, અઢીદ્વીપ સિવાય બીજે અરિહંતોનું ગમન નથી થતું. ત્યાં ગ્રહોનો ચાર, (પરિભ્રમણ) પર્વતો અને નદીઓ નથી, ત્યાં મેઘ વૃષ્ટિ થતી નથી, ધાન્ય ઉગતાં નથી, બાદર-અગ્નિ હોતો નથી અને ત્યાં ખાણો પણ નથી. તેના મધ્ય ભાગે વિષ્ણુની જેમ અઢીદ્વીપ આવેલો છે, જેમ વિષ્ણુ સુદર્શન ચક્ર ધરે છે, તેમ તે સુદર્શન-સારાં દર્શનવાલા દેવતાઓના ચક્ર-સમૂહને ધારણ કરનાર છે. જેમ વિષ્ણુ કમલા-લક્ષ્મીના કરહાથથી સુશોભિત થયેલો છે. તેમ અઢીદ્વીપ લંબાઈ અને વિસ્તારમાં પીસ્તાલીશ લાખ યોજન છે, અને તે સદાકાલ ચારે તરફ માનુષોત્તર પર્વતથી વીંટાએલો છે.

તેમાં જેટલા મનુષ્ય સંખ્યાના આંક છે, તેટલા [1]જઘન્યથી છે. અને ઉત્કૃષ્ટથી ×કોટાનુકોટીના અંકો છે. આ (અઢી દ્વીપ) માં ઉત્કૃષ્ટથી એકસો સિત્તેર (૧૭૦) ભગવંતો લાભે છે અને જઘન્યથી વીશ જિન ભગવંતો લાભે છે. તથા અહીંયા ગ્રહ ચારાદિક હોય છે. ત્યાં રહેલા લોકો અધિક હર્ષ પામે છે અને કોઈ અશુભને પ્રાપ્ત થતું નથી. ત્યાં ઉત્તમ સાધુઓ સુશોભિત જ્ઞાન રસને આપે છે, ત્યાં પોતાના મોટા કિરણને અંધકારમાં પડેલા જોઈ સૂર્ય પોતાના બીજા કિરણોને લઇ આકાશમાં ભમે છે અને તેની પાછળ રાજા-ચંદ્ર અનુસરે છે.

તે દ્વીપની અંદર પંદર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ અને છપ્પન અંતર દ્વીપો આવેલા છે, તેમાં ત્રીશ અકર્મભૂમિમાં કલ્પવૃક્ષના ફલનો આહાર કરનારા અંતરદ્વીપવાસી યુગળીયા મનુષ્યો રહે છે. તેવા તે અઢીદ્વીપની અંદર યોગીની જેમ લાખ યોજનના પ્રમાણવાલો પ્રથમ જંબુદ્વીપ આવેલો છે. જેમ યોગી યોગ સહિત હોય છે, તેમ તે દ્વીપ અગ-પર્વત સહિત છે, જેમ યોગી પુરૂષોને અર્ચ્ય-પૂજવા યોગ્ય છે. તેમ તે દ્વીપપણ મોટા પુરૂષોને પુજવા યોગ્ય છે. જેમ યોગી સદા-હંમેશાલય એટલે ધ્યાન વાલો હોય છે, તેમ તે દ્વીપ સત-સારા આલય-સ્થાનવાળો છે. તે દ્વીપની અંદર છ અકર્મભુમી અને ત્રણ કર્મભુમિઓ રહેલી છે. અને જંબુ-જાંબુ વૃક્ષના નામ ઉપરથી તેનું નામ જંબુદ્વીપ પડેલું છે, તેની અંદર સાત વર્ષો, (ક્ષિત્ર) છ વર્ષધર પર્વતો, આડત્રીશ વૈતાઢ્ય પર્વતો અને ચૌદ મહા નદીઓ આવેલી છે. તેના મધ્ય ભાગે દશ હજાર યોજન વિસ્તાર વાલો અને એક લાખ યોજન ઉંચો સુવર્ણના વર્ણવાલો મેરૂ પર્વત આવેલો છે. તેની આસપાસ બે લાખ યોજન વિસ્તારવાલો લવણ સમુદ્ર વીંટાઇને રહેલો છે. તેની અંદર આવેલા સર્વે અંતરદ્વીપો યુગલીઆ

---

૧ જઘન્ય અંક આ મુજબ કહ્યો છે. (૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬) ઉત્કૃષ્ટ મનુષ્યોનો અંક પણ નીચે મુજબ દર્શાવવામાં આવેલો છે. (૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬) (અઢીદ્વીપના નકશામાં પૃષ્ટ ૧૩૪ અને પૃષ્ટ ૧૩૨) આટલી બધી મનુષ્ય સંખ્યાનો અઢીદ્વીપમાં સમાવેશ શી રીતે થાય તેનું સમાધાન કરવાની ઇચ્છાવાળાએ અઢીદ્વીપના નકશાની બુકમાં પાને ૧૩૫ જોઈ જવું.

× પુરૂષ કરતાં સ્રીની સંખ્યા ૨૭ ગણી વધારે દર્શાવી છે. સ્ત્રી યોનિમાં ઉત્કૃષ્ટ ૯ લાખ ગર્ભજ-મનુષ્યની ઉત્પતિ થાય છે ઇત્યાદિ.

મનુષ્યોથી યુક્ત છે. તેની પછી ચાર લાખ યોજનના પ્રમાણવાલો હિત કરનારો ધાતકીખંડ આવેલો છે તેની અંદર છ કર્મભૂમિઓ અને બીજી બાર અકર્મભૂમિઓ રહેલી છે. તેની પછી આઠ લાખયોજન વિસ્તારવાલો કાળોદધિસમુદ્ર છે, તેમાં તેટલા જ પ્રમાણવાલો અર્ધપુષ્કરદ્વીપ આવેલો છે. તે દ્વીપની અંદર પણ કર્મ અને અકર્મ-ભૂમિઓ ધાતકીખંડની પ્રમાણે રહેલી છે. એક જંબુદ્વીપ સિવાય બીજા દ્વીપમાં જે જે પ્રમાણ કહેલ છે, તેને વિદ્વાનોએ એકત્ર મેળવી બમણું પ્રમાણ કરવું અને તેની અંદર જંબુદ્વીપનું જે લક્ષ પ્રમાણ છે તે નાંખવું. એટલે બધું મળીને પીસ્તાલીશ લાખનું પરિમાણ સંપૂર્ણ થઇ શકશે.

અખંડ શોભાથી વિરાજિત એવો તે ધાતકીખંડ વનખંડની જેમ શોભતો હતો જેમ વનખંડ પત્ર-પાંદડાથી વ્યાપ્ત હોય તેમ તે પત્ર-વ્યાપ્ત હતો, જેમ વનખંડ સત્ શ્રી-સારી શોભાવાલો હોય તેમ તે સત-સત્પુરૂષોની શોભાવાલો હતો. જેમ વનખંડ શ્રીફલ-નાલીકેરના ફલવાલો હોય, તેમ તે શ્રી-લક્ષ્મીના ફલવાલો હતો. જેમ વનખંડ સુમનઃ-પુષ્પોની શ્રેણીથી યુક્ત હોય તેમ તે સુમનઃ-વિદ્વાનો અથવા દેવતાઓની શ્રેણીથી યુક્ત હતો, જેમ વનખંડ સુવય-સારાં પક્ષીઓથી આશ્રિત હોય તેમ તે સુવય-સારી અવસ્થાવાલા-યુવાન લોકોએ આશ્રિત કરેલો હતો. જેમ તે વનખંડ પુન્નાગ-નાગ કેશરના વૃક્ષોના સમૂહથી સંયુક્ત હોય તેમ તે ઉત્તમ પુરૂષોના સમૂહથી સંયુક્ત હતો. જેમ વનખંડ અશોકના વૃક્ષોવાલો હોય તેમ તે અશોક-હર્ષવાલો હતો. જેમ વનખંડ વૃષ-બલદો એ સહિત હોય, તેમ તે વૃષ-ધર્મે કરીને સહિત હતો.

જેમ વનખંડ કુંજરાસન-લતાગૃહોમાં કામદેવ સંબંધી આસનોથી સંપૂર્ણ હોય તેમ તે કુંજર-ગજેંદ્રોનાં આસનોથી સંપૂર્ણ હતો. જેમ વનખંડ કનકની કાંતિવાલા અગ્નિ-દાવાનળથી અંકિત હોય તેમ તે કનક-સુવર્ણના મોટા ભારથી અંકિત હતો. જેમ વનખંડ [1] ધાત્રીના વૃક્ષોથી યુકત હોય તેમ તે ધાત્રી-ધાવ્ય માતાઓથી યુકત હતો, જેમ વનખંડ કરૂણ નામના વૃક્ષોથી યુક્ત હોય તેમ તે કરૂણા-દયાથી યુકત હતો, જેમ વનખંડ સત્પૂગ-સારી સોપારીના વૃક્ષોથી યુકત હોય તેમ તે સત્-સજ્જનોના પુગ સમૂહથી યુકત હતો. જેમ વનખંડ કમલ પુષ્પોના સમૂહવાળો હોય તેમ તે કમળા લક્ષ્મીના ઢગલાવાલો હતો. જેમ વનખંડ વંશ-વાંસના વૃક્ષોએ સહિત હોય તેમ તે વંશ-કુલની વૃદ્ધિએ સહિત હતો, જેમ વનખંડ સુવિશાળ-સારા અને વિશેષ શાળ વૃક્ષવાલો હોય અથવા સારી રીતે વિશાળ હોય તેમ તે સારી રીતે વિશાળ હતો. જેમ વનખંડ સારી શાખાવાલા [2] ધનદવૃક્ષોનુ સ્થાનરૂપ હોય તેમ તેની અંદર સારી રીતે ધન આપનારા લોકોના સ્થાન રૂપ હતો, જેમ વનખંડ સારી રીતે સંતાપને હરનારો હોય તેમ તે સત-પુરૂષોના સંતાપને હરનારો હતો. જેમ વનખંડ વજ્ર [3] અને રથદ્રુમનાં વૃક્ષોથી યુકત હોય તેમ વજ્ર-હીરા, રથ અને

૧ ધાત્રી-આબલીના વૃક્ષો, ૨ એક જાતના ઝાડ. ૩ એક જાતનું વૃક્ષ,

પર્વતોથી યુકત હતો. [1]ધાતકીના ખંડથી મંડિત એવા તે ધાતકી ખંડની અંદર બે મહાવિદેહક્ષેત્ર, બે ભરતક્ષેત્ર, બે ઐરવંતક્ષેત્ર અને બે સુમેરૂ પર્વતો આવેલા છે. એવા તે ધાતકી ખંડની અંદર ક્ષેત્રધર, પર્વતોએ આશ્રય કરેલું પ્રાગ્વિદેહ નામનું ક્ષેત્ર શોભી રહેલું છે. તેની અંદર તીર્થંકરો અને બીજા પુરૂષો પાંચસો ધનુષ્યના દેહવાલા, પૂર્વકોટી આયુષ્યવાલા અને અતુલ બલને ધારણ કરનારા હોય છે. ત્યાં રહેનારા મનુષ્યો, લક્ષ્મીથી નવીન, પ્રમદાઓ ઉત્કૃષ્ટ મદવાલી અને જંગમ (વિહાર કરતા) અને અજંગમ (સ્થિર-નિશ્ચળ ધ્યાન આસનને સેવનારા) એવા સાધુઓ સાક્ષાત્ સાધન કરનારા છે. ત્યાં સૂત્રધારો સૂત્રોને ધારણ કરનારા, અશ્વો સિંહ જેવા, લુહારો બહુલોહ-બહુ તર્ક કરનારા, અને સાક્ષીઓ પણ બુદ્ધિથી શ્રેષ્ઠ છે. ત્યાં સેના સ્વામીવાળી, સ્ત્રીઓ સંતાનવાળી, પૃથ્વી-ભૂમિ રસકસવાળી, ગાયકો ગંધર્વોના જેવા અને વનો જલાશયવાળા છે. ત્યાં ભૂભૃત્-પર્વતો રાજાઓ વાળા, ખાણો પણ રત્નોની ખાણવાળી, અસ્વારો અશ્વોના સમૂહવાળા અને સર્વ પ્રકારની કલાઓ રહેલી છે, ત્યાં કમલાકર-સરોવરો બે પ્રકારે કમલાકર છે, એટલે કમલા-લક્ષ્મીથી અને કમલોથી ભરપુર છે. ત્યાં પ્રિયા (સ્ત્રીઓ) પ્રિય (સ્વામી) વાળી બલવંત પુરૂષો ક્ષમા સહિત અને સંવરો (જળાશયો) સંવર (મત્સ્ય) વાળા છે.

શ્રુતકેવલીએ કહેલા એવા પૂર્વ વિદેહ ક્ષેત્રની અંદર ભરતક્ષેત્રના જેવો **ભરત** નામે એક વિજય આવેલો છે. જેની અંદર વૈતાઢ્ય પર્વતે ક્ષેત્રનો વિભાગ કરી તેમાંથી ઉંચા પ્રકારની ધાન્યસંપત્તિને લઇ બધા પર્વતોમાં પોતે રાજા તરીકે થવાને માટે જાણે પોતાનો અભિષેક કર્યો હોય, તેવું દેખાય છે જેણે વિજય પ્રાપ્ત કરેલો છે એવા તે **ભરત** નામના વિજયમાં અમરપુરીને જીતનારી **મહાપુરી** નામે એક વિખ્યાત નગરી છે. તે નગરીની અંદર ચોરી વગેરેના કલેશથી રહિત અને જેમના દ્વાર ઉપર પ્રતિહારો રહેલા છે, એવા મોટા [2]વિહારો અને [3]પ્રતિમાઓના સમૂહથી પ્રકાશમાન એવા સાધુઓના વિહારો શોભતા હતા. બે પ્રકારે અંગ તથા ઉપાંગને જાણનારા, સમ્યગ્ દર્શનવાળા, ગંભીર પવિત્ર અને વેષ્ટન સહિત એવા મુનિઓ તે નગરીમાં વિરાજતા હતા. અલંકાર અને લક્ષણોવાળા, સારા સાહિત્યવાળા, સ્મૃતિયુક્ત અને પુરાણમતિને ધરનારા બે પ્રકારના [4]વિબુધો ત્યાં વસતા હતા. તે નગરીમાં [5]સત્પુરૂષોના મન અને ગાડાઓ

૧ તે નામનું વૃક્ષ ૨ વિહાર-પ્રાસાદો અને સાધુપક્ષે ઉપાશ્રયો. ૩ પ્રતિમાઓ. ચૈત્યપક્ષે ઉંચા જિનબિંબો ૪ વિબુધ એટલે દેવતા અને વિદ્વાન્ દેવતાઓ અલંકારવાળા, સારા લક્ષણોવાળા, ઉંચા સાહિત્ય-સામગ્રીવાળા, સ્મરણશક્તિ અને પુરાણ-પ્રાચીન બુદ્ધિવાળા અને વિદ્વાનો અલંકારશાસ્ત્ર, લક્ષણ-વ્યાકરણ, સાહિત્ય, સ્મૃતિઓ અને પુરાણોને બુદ્ધિથી જાણનારા. ૫ સત્પુરૂષોના મન માર્ગાનુસારી, સજ્જનોના ચક્ર-સમૂહ તરફ રહેનારા અને જિનાલય-જિનભગવાનમાં લય પામનારા. અને ગાડાઓ માર્ગે ચાલનારા, સચ્ચક્ર-સારા પૈડાવાળા, અને ઉપર જિનાલયને વહન કરનારા.

અથવા સરોવરો[1] માર્ગગામી, સત્ ચક્રોથી યુકત અને ઊચી જાતના જિનાલયોથીયુકત હતા. પોતાના સ્વામીને સદા વશ રહેલી અને તીર્થંકરની જન્મભૂમિને લઇને સુર-અસુરોએ નમન કરવા યોગ્ય એવી તે પ્રશંસનીય મહાપુરી નગરીમાં પદ્મસેન નામે રાજા હતો તે વિષ્ણુની જેમ સદાનંદકર અને બલયુક્ત લક્ષ્મીને વહન કરનારો હતો. વિષ્ણુ જેમ સદા-હંમેશાં નંદ નામનું ખડ્ગ કર-હાથમાં રાખનાર છે, તેમ તે સદા-હંમેશાં આનંદકર-આનંદ આપનાર હતો. વિષ્ણુ જેમ બલયુક્ત-બલદેવની સાથે યુક્ત અને લક્ષ્મીને વહન કરનાર છે, તેમ તે બલયુક્ત-બલવાલો અને રાજ્યલક્ષ્મીને વહન કરનારો હતો. તે રાજા ચંદ્રની જેમ કળા[2], સૌમ્ય અને સદાચારવડે યુકત થયેલો છતાં પણ તે દોષાકર અને રાકાગમન કરવામાં આદરવાલો ન હતો. તે રાજા પદ્મસેનનો પ્રતાપરૂપી સૂર્ય કર-કિરણોના પ્રકર-સમૂહથી પ્રકાશમાન હતો, પણ તે પોતાના સ્વજનોને છોડીને બીજા શત્રુજનને નવ સંખ્યાવાળા-નવા દેહને કરતો તે તેને ઘટિત [3]હતું. તે મહારાજાનો યશ[4] ચંદ્રના જેવો ઉજ્વળ હતો; છતાં તેણે શત્રુઓને ચક્રધર, વિષ્ણુના જેવા શ્યામ કર્યા હતા, અને પોતાના સ્વજનોને હલધર-બલદેવના જેવા પીળા રંગના કર્યા હતા, એ ઘટિત ન હતું. તેણે[5] શત્રુઓના સમૂહને જીતેલા તેથી તે શત્રુઓમાં સ્વદૃષ્ટિથી કોદંડ ધનુષ્યને દંડના જેવું અને માર્ગણ-બાણને માર્ગણ-યાચકના જેવું કોણ ન માનતું? અર્થાત્ પ્રજાજનો શત્રુના ધનુષ્ય-બાણને સામાન્ય કાષ્ઠ અને યાચક સમાન માનતા હતા. તે લોકોને ન્યાય આપતો અને ગુરૂઓને વિનય આપતો. તે જાણે તે લોકો અને ગુરૂઓએ તેને અદલો બદલો કરીને ન્યાય અને વિનય આપ્યા હોય, તેમ લાગતું હતું. જ્યારે તે રાજા પૃથ્વી ઉપર રાજ્ય ચલાવતો ત્યારે દંડ તો છત્રમાંજ હતો, [6]ત્રાસ મણિઓનેજ થતો હતો, કર[7]પીડન વિવા-

૧ સરોવરો સરસ ચક્રવાક (આદિ) પક્ષિઓવડે વ્યાપ્ત અને ઉત્તુંગ (ઉંચા) જિન પ્રાસાદોથી યુક્ત. ૨ જેમ ચંદ્ર કળા,યુક્ત, સૌમ્યયુક્ત, (શીતળ)અને સદાચાર હંમેશા ગતિ કરનાર હોય છે; તેમ રાજા કળા,જ્ઞાન, સૌમ્ય (પ્રિયદર્શન) અને સ રા આચારવાળો હતો. ચંદ્રદોષાકર-રાત્રિને કરનારો અને રાકા-પૂર્ણિમા તિથિમાં ગમન કરવામા આદરવાળો હોય છે પણ તે રાજા દોષ-દુર્ગુણોનો આકર-ખાણરૂપ ન હતો અને રાકા એટલે નવીન ઋતુવાળી સ્ત્રી, તેણીની સાથે ગમન-સંગ કરવામા આદરવાળોન હતો.૩ તેના પ્રતાપના ભયથીજ શત્રુઓ મૃત્યુ પામી નવા દેહ ધારણ કરતા હતા. ૪ અહિં વિરોધાલંકાર છે.કહેવાનો આશય એવો છે કે, તે રાજાનો યશ સાભળી તેના શત્રુઓ કાળા બની જતા અને સ્વજનો પીળા-તેજસ્વી બની જતા હતા. તે વિરોધનો એવો પણ પરિહાર છે કે, તે રાજાનો યશ સાંભળી તેના શત્રુઓ ચક્રધર-કુંભારના જેવા થઇ જતા અને સ્વજનો હલધર-ખેડુત જેવા બની જતા હતા. ૫ અર્થાત્ તેમના ધનુષ્યો દંડ-લાકડીના જેવા અને બાણો યાચકના જેવા નિર્માલ્ય બની ગયા. ૬ ત્રાસ વેધ. ૭ વિવાહપક્ષે કરપીડન-પાણિગ્રહણ અને રાજાપક્ષે કરની પીડા.

હમાંજ થતા, ભંગની વાત સોનાને ઘસવાની કસોટીમાં અથવા ખારવાળી જમીનમાંજ થતી હતી. ઔદાર્ય, ગાંભીર્ય, ધૈર્ય અને વીર્ય વગેરે ઉજ્વળ ગુણોથી યુક્ત એવો તે રાજા **પદ્મસેન** એક વખતે રાત્રિને છેલ્લે પહોરે પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો—" દ્દષ્ટિવાળા મનુષ્યને સ્વસ્થતાવાળી દ્દષ્ટિ હોય તે છતાં પણ સૂર્ય વિના સારી રીતે તેને અદ્દભુત **દર્શનશક્તિ** આવતી નથી. ભરપૂર જળ ભર્યું હોય તે છતાં રત્નાકર સમુદ્રને ચંદ્ર સિવાય તેના ઘાટા જળમાં મોટી ભરતી આવતી નથી, પાષાણુરૂપને પ્રાપ્ત થયેલું સુવર્ણ અગ્નિ શિવાય લોકમાં કલ્યાણ નામવાળું ગણાતું નથી. અને કુકડા તથા કકુભપક્ષીના બચ્ચાંની આંખો કૃષ્ણચિત્રક[1] સિવાય ઉઘડતી નથી, એમ લોકોમાં કહેવાય છે. તેવી રીતે માણસ વિદ્વાન હોય તોપણ તે ગુરૂ સિવાય મોક્ષપદનું સ્થાન થતો નથી, તેથી મારે પણ જો કોઈ ધર્મગુરૂ હોય તો વધારે સારૂં. " આ પ્રમાણે રાજા પોતાના ચિત્તમાં ધર્મને માટે નવી ચિંતા પ્રગટાવી અને પ્રાતઃકાળનું કૃત્ય કરીને તે પોતાના સભાસ્થાનમાં આવ્યો, તેવામાં તે રાજાના મનોરથોની સાથેજ તે નગરીની બાહેર **બ્રહ્મગુપ્ત** નામના એક સૂરિ ઘણાં સાધુઓના પરિવાર સાથે આવી ચડયા. કારણકે **પુણ્યવાન્ પુરૂષોનું મનમાં ચિંતવેલું કાર્ય તત્કાલ ફલીભૂત થાય છે.** તે બ્રહ્મગુપ્તસૂરિ પાંચ ઇંદ્રિયોના સંવરને ધારણ કરનારા, નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિએ યુક્ત, ચાર કષાયોથી નિર્મુકત, પાંચ પ્રકારના આચારને પાળનારા, પંચમહાવ્રતમાં તત્પર, ત્રણ પ્રકારની ગુપ્તિથી પવિત્ર, પાંચ સમિતિને વહન કરનારા, ધર્મના ધુરંધર અને છત્રીશ ગુરૂ ગુણ તથા બીજા ગુણોથી યુકત હતા. તત્કાલ વનપાલે આવી મહારાજા પદ્મસેનને વિજ્ઞપ્તિ કરી કે, " દેવ, **સદ્દભાગ્યે** આપ ગુરૂના આગમનવડે વૃદ્ધિ પામો છો " આ વધામણી સાંભળી તે વિદ્વાન્ રાજાએ હર્ષ અને ઉત્કંઠાને વશ થઇ અંગ ઉપર રોમાંચરૂપ કવચ ધારણ કરીને તે વધામણી આપનાર વનપાળને ઘણું દ્રવ્ય ઇનામમાં આપ્યું: પછી તત્કાલ તે રાજા હાર, અર્ધહાર, મુગટ અને કડાં વગેરેથી વિભૂષિત થઇ શ્રેણીબંધ અશ્વારોથી શોભિત બની એક મોટા ગજેંદ્ર ઉપર બેસી પ્રધાનો,મંત્રિઓ, સામંતો, શેઠીઆઓ અને સેનાપતિથી યુકત થઇ, અંતઃપુરનો પરિવાર અને પાયદલ સેનાની પંકિતઓ સાથે રાખી અને ગંધર્વોના ગીત, સંગીત સાથે વારાંગનાઓનો સમૂહ લઇ ચારણોના ઘોષ સાથે ઉત્તમ પ્રકારના વાજિંત્રોના નાદ કરાવતો અને દીન યાચક વગેરેને દાન આપતો, સારો પોશાક પહેરી યુક્તિપુર્વક ગુરૂને ભકિતથી વંદના કરવાને વનમાં આવ્યો. ત્યાં ગુરૂના દર્શન થતાં પોતે રાજાએ બે ચામર, છત્ર, મુગટ, શસ્ત્ર અને વાહનને છોડવારૂપ પાંચ અભિગમ કર્યા. ત્યાં કોઇ ધ્યાન કરતા, કોઈ ભણતાં, કોઇ ભણાવતા અને કોઇ કાયોત્સર્ગ કરી રહેતા એમ વિવિધ ક્રિયા કર-

૧ કૃષ્ણચિત્રક એક જાતનો વેલો થાય છે.

નારા વિદ્વાન્ અને સદાચારી સાધુઓને જોઈ રાજાને અત્યંત હર્ષ ઉત્પન્ન થઇ આવ્યો. પછી જાણે જંગમ કલ્પવૃક્ષ હોય, તેવા તે ગુરૂને ત્રણ પ્રદક્ષિણા કરી રાજાએ આદર પૂર્વક વિધિથી વંદના કરી, તે પછી રાજા બીજા પવિત્ર મુનિઓને હર્ષથી નમન કરીને તે યોગ્યસ્થાને બેઠો. ત્યારબાદ આશાતનાથી ભયપામનાર ગજાએ ઉચિત સ્થાને બેસીને ગુરૂને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી–"જૈન ગુરૂ નિર્ગ્રંથ–પરિગ્રહ રહિત હોય છે છતાં પણ[1] રત્નસહિત સુવર્ણના સમૂહને આપે છે અને જગત્પ્રભુ જિનેશ્વર ભગવાન્ માત્ર શેષા આપે છે તેથી આપ મારે તે પ્રભુથી પણ અધિક છો. હું આપનું ગુરૂત્વ જાણીને આપની વસતિ--વાસસ્થાને આવ્યો છું, તેથી હવે આપ આદર સહિત થઇ મને સત્વર ઉચ્ચ અને નિર્ભય કરો" ગુરૂ બોલ્યા;—"હે રાજા, સાભળ, તું તેજનુ સ્થાનરૂપ કવિ છે; તેથી ખેદ પામીશ નહીં. તું દેવગુરૂની આગળ બેસીજા, સારા વંશમા થયેલા ગુરૂ સારા વાંસની જેમ[3] મૌક્તિક સુખને આપે છે. જેમ વાંસ પડી જતા એવા પ્રાણીઓના સમહને આધારભૂત છે, તેમ ગુરૂ નરકમા પડતા પ્રાણીઓના આધારરૂપ છે. જેમ વાંસ ગુણ—દોરીનું સ્થાન તથા ધર્મના ઊપકરણોનું સાધન છે, તેમ ગુરૂ સારા ગુણોના સ્થાનરૂપ એવા ધર્મનું સાધન છે, જેમ વાંસ પર્વ--ગ્રંથિની સ્થિતિવાળો છે, તેમ ગુરૂ ધર્મના પર્વની સ્થિતિ—મર્યાદાવાળા અથવા પર્વ નિમિત્તે સ્થિતિ કરનારા છે. હે રાજા, સાંપ્રતકાલે તમારે જે સારા વંશની પ્રાપ્તિ થયેલી છે, તેવી પ્રાપ્તિ પૃથ્વી ઉપર તેના અર્થી એવા જીવોને થવી દુર્લભ છે હે રાજા, આ સંસારમાં જીવ અને કર્મો કાળથી અનાદિ છે, જો કોઇ કહે કે, "જીવ અને કર્મો, તે બંનેમાં પ્રથમ કોણ", ? તો તેને પૂછવુ કે, "કુકડો અને તેનું ઇંડુ તેમાં પ્રથમ કોણ ?", જેમ મૃત્તિકા (માટી) અને સુવર્ણનો સંયોગ અનાદિ છે, તેમ તે જીવ અને કર્મનો સંયોગ અનાદિ છે. જેમ અગ્નિના સંયોગથી સુવર્ણ મૃત્તિકામાથી જુદું પડે છે, તેમ ધ્યાનરૂપી અગ્નિના બળથી જીવ કર્મથી જુદો પડે છે. આ જીવ પ્રાયે કરીને કાયની સ્થિતિ--મર્યાદાવડે અનંત ઉત્સર્પિણી તથા અવસર્પિણી કાળ સુધી નિરંતર વનસ્પતિમાં રહે છે. ત્યાં રહી તે અનંત પુદ્ગળ પરાવર્ત્તોને પૂરે છે તે પુદ્ગલ પરાવર્તો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ--એવા ભેદોથી ચાર પ્રકારના છે. તેમાંથી તે અવ્યવહાર રાશિઓ જીવ અકામ નિર્જરાના યોગવડે માંડ માંડ બાહેર નીકળી અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી કાલસુધી બાદર નિગોદમાં રહે છે.

૧ અહિ વિરોધાભાસ અલંકારનો પરિહાર એવી રીતે છે કે–ગુરૂ રત્ન–ચારિત્ર રૂપી રત્નને અને સુવર્ણ–સારા વર્ણ–અક્ષર–જ્ઞાનના સમૂહને આપે છે ૨ જ્યા ગુરૂત્વ ભારેપણું હોય ત્યા ઉચ્ચના પ્રાપ્ત થાય છે ૩ ગુરૂપક્ષે મૌક્તિક એટલે મુક્તિ સંબંધી સુખ અને વાંસપક્ષે મુક્તાફલનુ સુખ–વાસમાં મુક્તાફલ ઉત્પન્ન થાય છે

પૃથ્વીકાયાદિકમાં અસંખ્યાતી ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ સુધી રહે છે. વિકલેન્દ્રિયોમાં સંખ્યાતા વર્ષો સુધી અને પંચેન્દ્રિયોમાં સાત આઠ ભવો સુધી રહે છે. એ રીતે સર્વે પ્રાણીઓની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જાણવી. ત્યારપછી તે તે કાયવર્તી જીવોનું અન્યકાયમાં પરાવર્તન થાય છે. વ્યવહારરાશિમાં આવેલા જીવોની આ સ્થિતિ કહી છે. અવ્યવહારરાશિ જીવોની તો નિગોદમાંજ સર્વદા સ્થિતિ જાણી લેવી. પૃથ્વી પ્રમુખ પાંચે સુક્ષ્મ જીવો સમસ્ત જગતમાં વર્તે છેજ, પરંતુ સુક્ષ્મ વનસ્પતિના જીવો સૂક્ષ્મ નિગોદ સંજ્ઞા અંકિત જાણવા. બાદર (સ્થૂલ) પૃથ્વ્યાદિક જીવો ત્રણે ભુવનમાં યથાસ્થાને હોય છે. બાદર નિગોદ સંજ્ઞા તો ફક્ત સાધારણ વનસ્પતિ કાયનેજ જાણવી, એક શ્વાસોશ્વાસ જેટલા કાલમાં ૧૭ કરતાં અધિક ભવ નિગોદના થવા પામે. બાકી પૃથ્વીકાયનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨ હજાર વર્ષનું, અપકાયનું સાત હજાર વર્ષનું અને વનસ્પતિનુ દશ હજાર વર્ષનું જાણવું. વાયુકાયનું ત્રણ હજાર વર્ષનું, અગ્નિકાયનું ત્રણ દિવસનું તથા બે ઇન્દ્રિ- યનું બાર વર્ષનું ઉત્કૃષ્ટ આવખું સમજવું.

તેંદ્રિયજીવની ભવસ્થિતિ ઓગણપચાસ દિવસની તથા ચોઇંદ્રિય જીવની છ માસની, અને પંચેંદ્રિય જીવ ત્રણ પલ્યોપમની ભવસ્થિતિવાળા હોય છે. એમ વિદ્વાનોએ જાણવું અને દેવતા તથા નારકી જીવોની ભવસ્થિતિ તેત્રીશ સાગરોપમની છે. એવી રીતે જીવોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ આગમમાં કહેલી છે. દેવતા તથા નારકી જીવોની ભવસ્થિતિ જઘન્યયપણે દશહજાર વર્ષની છે અને તે શિવાય બીજા જીવોની ભવસ્થિતિ જઘન્યપણે અંતમુર્હૂત્તની છે. વારંવાર સ્થિતિ અને ગમનાગમન કરતો જીવ સર્વ મળીને ચોરાશી લાખ જીવાયોનિને પૂરી કરે છે. તે બધી જીવાયોનિઓમાં પ્રાણીઓને સર્વ પ્રકારની આશાઓને પૂરનારો, અને દશ દ્રષ્ટાંતોથી દુર્લભ એવો મનુષ્ય ભવ છે. તેમાં પણ વૃક્ષોની જેમ કલ્પવૃક્ષ અને મણિઓમાં જેમ ચિંતામણી તેમ અનાર્યદેશોની બહુલતાને લઇને, આર્યદેશ પ્રાપ્ત થવો દુર્લભ છે. તેમાં પણ ધર્મકાર્યોને કરાવનારા સારા કુલની પ્રાપ્તિ થવી દુર્લભ છે. કારણ કે, મનુષ્યોને કુલ પ્રમાણે શીલ (સદાચાર)ની પ્રાપ્તિ થાય છે. તેમાં પણ ગુરૂના નિવાસથી પવિત્ર એવા નગરમાં વાસ થવો, તે હર્ષને આપનારો થઇ પડે છે. કારણ લોકમાં કહેવાય છે કે; " જેવો વાસ તેવો અભ્યાસ " તે સર્વના કરતાં પણ બુદ્ધિથી દેવગુરૂ-બૃહસ્પતિને જીતનારા, પરોપકારી કાર્ય કરનારા અને જ્ઞાનલક્ષ્મીથી મહાન્ એવા ગુરૂનો યોગ અગણિત પુણ્યથીજ પ્રાપ્ત થઇ શકે છે. તેનાથી કટુ-દોષથી રહિત એવી પાંચે ઇંદ્રિયોની પટુતા પ્રાપ્ત થવી દુર્લભ છે. તેનાથી શ્રવણ-કર્ણને અમૃતપાનનું પારણું કરવારૂપ એવું ધર્મોપદેશનું શ્રવણ દુર્લભ છે. તેનાથી જૈનમત

ઉપર પરમ શ્રદ્ધા થવી તે દુર્લભ છે. તેનાથી ધર્મ કર્મને કરવાના ઉપાયરૂપ એવી નિરોગી-અક્ષત કાયા મળવી દુર્લભ છે અને તેના કરતાં પ્રાણીઓના સંબંધમાં આલસ્ય વગેરેનો ત્યાગ કરવો તે દુર્લભ છે. આ પ્રમાણે ધર્મરૂપી રાજાને મેળવવામાં તેર [1]કાઠીયા કહેલા છે. આ સંસારરૂપ સમુદ્રને તારનારી ધર્મકરણી કરવાની વાત તો દૂર રહી, પરંતુ જો ધર્મ ઉપર ફક્ત પક્ષપાત રાખવામાં આવે તોપણ તે પક્ષપાત દુઃખમાં સુખદાયક થઇ પડે છે. તે ધર્મ, **સુબુદ્ધિની** જેમ નિર્ધનને ધન આપનારો અને અસહાય પ્રાણીને સહાય કરવામાં શ્રેષ્ઠ સખા (મિત્ર)રૂપ એવો અવશ્ય થઇ પડે છે."

રાજા પદ્મસેને વચ્ચે પ્રશ્ન કર્યો કે, " ભગવન્, તે **સુબુદ્ધિ** કોણ હતો ? " ત્યારે બ્રહ્મદત્તસૂરિ બોલ્યા—

## સુબુદ્ધિની અવાંતર કથા.

રાજ તેજથી સુશોભિત એવું **પૃથ્વીભૂષણ** નામે એક નગર છે. તે નગરની અંદર રહેનારા લોકો [1]ઉદાર છતા અનુદાર હતા, સાંગજ છતાં અનંગજ હતા, ધનદ છતાં અધનદ હતા, પાવક છતાં અપાવક હતા, કુશળ છતાં અકુશળ હતા અને નીતિજ્ઞ છતાં અનીતિજ્ઞ હતા, તોપણ તેઓ અવિરોધી ગણાતા હતા. લક્ષ્મીથી પ્રવર-શ્રેષ્ઠ અને તેથી લંકાપુરીને જીતનારા એવા તે નગરમાં વર્ષાકાળના જેવો **જિતશત્રુ** નામે રાજા હતો. જેમ વર્ષાકાળ આસારધારાવૃષ્ટિ એ સહિત હોય છે, તેમ તે રાજા આસાર-વિશાળસેના-સૈન્ય સહિત હતો. જેમ વર્ષાકાલ પંક-કાદવને કરનારો હોય છે, તેમ તે રાજા પંક-પાપને છેદ કરનારો હતો. જેમ વર્ષાકાલ કંદલ-અંકુરોને સ્ફુરણાયમાન કરનારો હોય છે, તેમ તે કંદલને-યુદ્ધને ફેરવનારો હતો અને જેમ વર્ષાકાલ દુર્દિન-અંધકારવાળા ઘમઘોર દિવસને કરનારો હોય છે, તેમ તે દુર્દિન-નઠારા સમયનું ખંડન કરનારો હતો. પરંતુ જેમ વર્ષાકાળ જીવન-જલ મેળવવાના ઉપાયરૂપ હોવાથી લોકોમાં માન્ય થાય છે, તેમ તે રાજા સર્વને જીવન-આજીવિકા મેળવવાના ઉપાયરૂપ હોવાથી પ્રજામાં માન્ય થઇ પડયો હતો. તે રાજાને ચાર પ્રકારની બુદ્ધિના ભંડારરૂપ, ચાર પ્રકારના ધર્મના મર્મને સારી પેઠે જાણનાર અને મંત્ર—વિચારણા

[1]આળસ, પ્રમાદ, કૃપણતા, માન-અહંકારાદિક તેર કાઠીયા ધર્મપ્રાપ્તિમાં વિઘ્નરૂપ થાય છે તેથી તેને સમજીને દૂર કરવાની ખાસ જરૂર કહેલી છે.

૧ અહિં વિરોધાભાસ અલંકાર છે તેનો પરિહાર આ પ્રમાણે છે-તેઓ ઉદાર હતા તેમ અનુદાર એટલે અનુ-અનુસરનારી છે દારા-સ્ત્રીઓ જેમને એવા હતા. અર્થાત્ અનુકૂલ સ્ત્રીવાળા હતા. તેઓ સાંગજ-અંગજ-પુત્ર સહિત હતા અને અનંગજ-કામદેવના જેવા સ્વરૂપવાન્ હતા. તેઓ ધનદ-ધનને આપનારા દાતાર હતા, છતાં ધનદ-કુબેર ન હતા. તેઓ પાવક-પવિત્ર કરનારા હતા, છતાં અપાવક-અગ્નિ જેવા ન હતા. તેઓ કુશળ-ચતુર હતા, અને કુ-નઠારા શલ-સ્વભાવવાળા ન હતા. તેઓ નીતિજ્ઞ-નીતિને જાણનારા હતા અને અનીતિ એટલે અનાવૃષ્ટિ વગેરે સાત ઇતિ(ઉપદ્રવો)થી રહિત હતા.

કરવામાં ચતુર એવો સુબુદ્ધિ નામે એક મંત્રી હતો. તે મંત્રીના બુદ્ધિના બલથીજ રાજા પોતાનું મોટું રાજ્ય ચલાવતો હતો. કારણ કે લોકમાં સર્વ બળના કરતાં બુદ્ધિનું બળ મોટું ગણાય છે. તે રાજાના રાજ્યમાં લોકો દંડનો ભય જાણતા જ ન હતા અને લોકોને તેનો કર સહેલો થઇ પડયો હતો અને પીડા આપનારી ચોર લોકોની તો કોઇ વાતજ જાણતું નહીં. તે રાજા સર્પોથી વીંટાએલા વૃક્ષની જેમ પોતે ક્રૂર છતાં પણ પોતાના ગુણી સેવકોને સુખરૂપ થતો અને પોતે સૌમ્ય છતાં પણ દુષ્ટ સેવકોને દુઃખરૂપ થતો હતો. તેનો મંત્રી સુબુદ્ધિ—સારી બુદ્ધિવાળો હોવાથી હંમેશાં રાજાની પાસે ધર્મવાર્ત્તા કરતો હતો. એક વખતે રાજા સભામાં બેઠો હતો, ત્યારે તે મંત્રીએ આ પ્રમાણે ધર્મની વિશેષ વાર્ત્તા કહેવાનો આરંભ કર્યો. "[1] પર્વની જેમ સુગુણ અને શ્રેષ્ઠ વંશમાં થયેલા ધર્મને પ્રાપ્ત કરી પુરૂષો શત્રુઓ ઉપર રોષ લાવ્યા વગર પણ પરાક્રમવાળા, પુરૂષોમાં ઉત્તમ અને વિશ્વ ઉપર મોટું બલ ધરાવનારા થાય છે અને જેઓ ધર્મ—બળવગરના નિર્બળ છે, તેઓ પાષાણના જેવી કાયા ધરાવતા હોય તો પણ તેઓ પરાક્રમને યોગ્ય નથી. વળી ધર્મથી સારા કુલમાં જન્મ થાય છે, ધર્મથી સર્વ પ્રકારની સંપત્તિઓ મળે છે, ધર્મથી પ્રભુપણું, ઇંદ્રપણું અને તીર્થંકરપણું પ્રાપ્ત થાય છે. આ સ્થાવર જંગમ સહિત એવા ત્રૈલોક્યમાં જે જે શુભ વસ્તુ છે, તે સર્વ આપને ધર્મના પ્રસાદથી પ્રાપ્ત થાય છે."

સુબુદ્ધિ મંત્રીના આવાં વચનો સાંભળી રાજા બોલ્યો; "મંત્રિન્, તમે જે કહ્યું તે બધું ખોટું છે; આ ત્રણ લોકમાં જે જે ઊત્તમ વસ્તુ છે, તે તે પાપથીજ પ્રાપ્ત થાય છે. જુવોને, હું પોતે જ જીવોને મારૂ છું, મૃષા બોલું છું, અને બીજાનું દ્રવ્ય બલાત્કારે એંચી લઉં છું, તે છતાં મારા રાજ્યની વૃદ્ધિ—આબાદિ થાય છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, પાપ કરવાથી સારૂ થાય છે." રાજાના આવાં વચનો સાભળી સુબુદ્ધિ મંત્રીએ કહ્યું, "મહારાજ, કદિ સૂર્ય પશ્ચિમમાં ઉગે અને અગ્નિ શીતળ થાય, તો પાપથી સારૂ થાય. તમે જીવહિંસા વગેરે કરો છો, તે છતાં તમારા રાજ્યની જે આબાદિ થાય છે, તે તમારા પૂર્વના પાપાનુબંધીપુણ્યના પ્રભાવથીજ થાય છે. પુણ્યાનુબંધી પુણ્ય અને પાપાનુબંધી પુણ્ય એ ઉભય પ્રકારે રાજ્યની પ્રાપ્તિ થાય છે, પણ તે બંને પ્રકારે પ્રાપ્ત થયેલું રાજ્ય છેવટે નરકને આપનારૂ થઈ પડે છે. ચોર કદિ ચોરી કરવાથી ઘણું ધન પ્રાપ્ત કરે, તે તેનું ફલ સારૂ દેખાય, પણ તેમાથી તેનું માથું પણ કપાય." રાજાએ પ્રશ્ન કર્યો, "મંત્રિન્, તમારા ઘરમાં જે સદા સંપત્તિ રહે છે, તે કોના પ્રસાદથી રહે છે તે કહો." મંત્રીએ ઉત્તર આપ્યો. "તે ધર્મના પ્રસાદથી" તત્કાલ રાજા બોલ્યો, અરે, તે સંપત્તિ મારી આપેલી

૧ પર્વ એટલે વાસની ગ્રંથિ તે શ્રેષ્ઠ વંશમા—સારા વાસમા થાય છે. ધર્મ પણ સારા વંશ—કુલમા પ્રાપ્ત થાય છે.

છે, છતાં તું ધર્મે આપેલી કહે છે, તો તું હવે તે મારી સંપત્તિ મને આપીને અહિંથી સત્વર બીજે સ્થળે ચાલ્યોજા: મારા દેશમાં તારે ન રહેવું, કંઇ કરીયાણું નજ ખરીદવું, કોઇની પણ પાસે યાચના ન કરવી, ફક્ત ધર્મથીજ લક્ષ્મી પેદા કરવી. હે ઉત્તમ પુરૂષ, જો તે સંપત્તિ પાપથી પ્રાપ્ત થયેલી છે, એમ કબુલ કર્ય, તો તું સુખે રહે; એટલુંજ નહીં પણ હું તને હમણાંજ ઉલટો બમણી સંપત્તિ અને મારૂં અર્ધ રાજ્ય આપું." રાજાના આવાં વચનો સાંભળી મંત્રી બોલ્યો, "રાજન્, ધનના લાભની ખાતર હું અન્ય સંબંધે અસત્ય બોલું નહીં તો પછી આ મોટા ધર્મની બાબતમાં અસત્ય કેમ બોલું ? દેહવડે કરેલા બ્રહ્મહત્યાદિ પાપોની શુદ્ધિ તીર્થે જવાથી અને તપસ્યાથી થઇ શકે છે, પરંતુ જે કુધર્મ, અધર્મ અને દુષ્કર્મોને પ્રતિપાદન કરવાથી થયેલા [1] વાચિક પાપો છે, તેની શુદ્ધિ તો કોઇરીતે થતી નથી. છદ્મસ્થ તીર્થંકરો પૃથ્વી ઉપર [2] કાયિકીક્રિયા કરે છે, પણ તેઓ નિયમિત મૌન ધરીને રહે છે. તેથી જે કાયિકદોષ છે, તે [3] શામક છે અને જે વાચિક દોષ છે, તે પ્રાયેકરીને શામક નથી. લોકોમાં પણ કોઇ વચન કહેવાયું હોય તે પાછળથી સાલ્યા કરે છે, અને વ્યાપક થઇ રહે છે. તો હે રાજા, તમે મારૂં સર્વસ્વ લઇ લ્યો. પાપથી મેળવેલું તે દ્રવ્ય શા કામનું છે? હું પરદેશમાં જઇને ધર્મમાર્ગે વર્તતાં દ્રવ્ય ઉપાર્જન કરીશ." આ પ્રમાણે કહી મંત્રી સુબુદ્ધિ પોતાના ઘરનું સર્વસ્વ રાજાને આપી, જિનભગવાનને નમી અને પોતાના કુટુંબને સારી શીખામણ આપીને ઘરમાંથી ચાલી નીકળ્યો. તે ધર્મના પ્રસાદથી રસ્તામાં ક્ષુધા, તૃષાના ક્લેશને નહીં જાણતો અને પરમેષ્ઠિ મહામંત્રનું સ્મરણ કરતો ચાલવા લાગ્યો. રાજાની આજ્ઞાથી તે પોતાના રાજાના દેશને છોડી બીજા દેશમાં ગયો અને ત્યાં પ્રસન્નતાને ઉત્પન્ન કરે તેવો કોઇએક જિન પ્રાસાદ તેને પ્રાપ્ત થયો. તે પ્રાસાદમાં વિધિથી નૈષેધિકી વગેરે દશ ઉત્તમ [4] ત્રિકો સાચવીને તે આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો. સુર, અસુર અને મનુષ્યોના સ્વામીવડે પૂજેલા, ગુણોથી યુક્ત, દોષ રહિત અને સર્વના હિતકારી એવા અર્હંત પ્રભુને હું સ્તવું છું. હે અધીશ ! જો તમે [5] શંકર હો તો ભવાની

૧ વચન સંબંધી. ૨ શરીર સંબંધી ૩ શમી-શાંત થાય તેવું.

૪ દશત્રિકોનો સવિસ્તર અધિકાર દેવવંદન ભાષ્યાદિકથી જાણી શકાશે ( જુઓ ભાષ્યત્રય )

૫ શંકર ભવાની-પાર્વતીના હિત કરનાર છે અને શ્રીજિન પ્રભુ ભવ-સંસારના અનહિત-અનિચ્છિત કરનાર છે. શંકર અંગયુક્ત એવા કામદેવને અનંગ-અંગવગરનો કરનાર છે અને શ્રીજિનભગવાન અનંગ-અશરીરી એવા સિદ્ધસ્વરૂપને વચનદ્વારા બતાવેછે.અથવા અનંગ-સુઅંગ રહિત એવા પુરૂષને સુઅંગવાલા કરે છે. વિષ્ણુ જગતના નાથ કહેવાય છે, પણ તે જનાર્દન-લોકોને પીડનારા અને જલશાયી-જલમાં સુનારા છે. અને શ્રી જિન ભગવાન્ તો લોકોને પીડનારા નથી, અને જલમાં સુનારા નથી

નાહિત કરનારા થાઓ. અને તમે શંકર છતા અનંગને અંગયુક્ત કરો છો, તે અદ્ભુત વાર્તા છે. હે જિન ! તમે જો વિષ્ણુ અથવા જગન્નાથ હો તો તે ભલે હો, પરંતુ તે છતા તમે જનાર્દન અને જલશાયી નથી, તે આશ્ચર્યની વાર્તા છે. હે પ્રભુ, તમે જો સ્વયંભૂ-બ્રહ્મા હો તો સર્વ સુર-દેવતાઓમા જ્યેષ્ઠ થાઓ હે [1] શંભો ! તમે જે મારા ભવનો અંત-નાશ કરતા નથી, તે તમને શોભતું નથી. હે જિનેશ ! [2] તમે શૂન્યને છોડનાર છો, છતાં ચીવરવસ્ત્રને છોડી ઇંદ્રે નાખેલા, અને શૂન્યપણાને આશ્રિત એવા અંબરનું ધ્યાન કેમ કરો છો ? હે વિભુ, જે ઉપાધિ ( તીર્થંકરપણાને યોગ્ય પુન્ય પ્રકૃતિ ) થી તમે પ્રાપ્ત થયા છો, તે ઉપાધિને હ્રસ્વ[3] કરો નહિ. જો તમે હ્રસ્વ કરો તો (સમસ્ત ઘાતિ અઘાતિ કર્મ) ઉપાધિને છેદી નાખો કે જેથી હું છદ્મસ્થ ન રહું. હે ઇશ ! તમારા સંતાનમા પૂર્વ એવા અકર્મી[4] પુરૂષોએ તમારી પાસેથી સર્વસ્વ(મોક્ષપદ)મેળવેલું છે તો હું સકર્મી[5] છતો કેવળલક્ષ્મીને કેમ ન મેળવુ ? હું તો અજ્ઞાની તમારો સંસ્તવ-પરિચય અને સ્તવ-સ્તુતિ કરતા જાણતો નથી, અને તમે તો સર્વજ્ઞ પણ છો અને દાતાર પણ છો, તેમ છતા મને જે પ્રિય છે તે કેમ આપતા નથી ? હે પ્રભુ ! તમે અંતરના છ શત્રુઓને હણો છો તો આ બાહેરના શત્રુઓની કેમ ઉપેક્ષા કરો છો ? અથવા તેનું કારણ મારા જાણવામા એવુ આવ્યુ છે કે તમે મારેલા અંતરના છ શત્રુઓના તેઓ કિંકરો છે. કિંકરરૂપ રાંકડા જાણી આપ સમર્થ તેમને હણતા નથી અને ઉપેક્ષાજ કરો છો. જેઓ તમારા અચિંત્ય સ્વરૂપને જાણનાર છે, તેઓ તમને ભલે વીતરાગ કહે, પણ આ વિશ્વને રંજન કરવના[6] કારણને લઇને હું તો તમને સરાગ-રાગવાળા કહું છું. તમોએ પૂર્વે [7] યોગોનો નિરોધ કરીને શું યોગનો અંગીકાર કર્યો છે ? જેથી રાય (ધન)ને કલ્યાણ સહિત ( વાર્ષિક દાનમાં સફળ) કરીને કલ્યાણ (મોક્ષ)ને કેમ ભજો છો ? હે જગત્પ્રભુ ! તમો પુણ્યવાન પ્રાણીઓને પુણ્ય આપનાર છો અને પાપી પ્રાણીઓના પાપને હરનાર છો, તો હું તમારી પ્રજારૂપ છું. તેની તરફ તમે મધ્યસ્થભાવે[8] કેમ રહો છો ? તમે વર સંવરના દાનથી

---

૧ શંભુ-એટલે સુખ કરનાર જે સુખ કરનાર હોય તે આ દુ:ખરૂપ સસારનો નાશ કરે ત્યારે સુખ કરનાર કહેવાય છે ૨ જે ચીવર (ઉત્તમ વસ્ત્ર-અલંકારાદિક) નો ત્યાગ કરે તે પ્રભુ, ઇન્દ્રે ખભા ઉપર સ્થાપિત કરેલ વસ્ત્રનુ કેમ ચિન્તવન-ધ્યાન કરે ! તે દેખીતા વિરોધનો પરિહાર (સમાધાન ) આ રીતે થઈ શકે છે કે પ્રભુ શૂન્ય-દોષ રહિત (અપ્રમત્તપણે) શૂન્યના આશ્રિત એવા અંબર-આકાશનું (નિરાલંબન) ધ્યાન-ચિન્તવન કરે છે. ૩ હ્રસ્વ એટલે ટુંકી. તમે આ સસારની ઉપાધિ છેદી નાખો તો હું છદ્મસ્થ-સંસારી ન રહુ અર્થાત્ નિરૂપાધિ સ્વરૂપવાળો બની જાઉં. ૪ અકર્મી-કર્મ રહિત. ૫ સકર્મી-કર્મ સહિત. ૬ રંજન કરવુ, તે રાગનો ધર્મ છે તો તમે સર્વ વિશ્વને તમારા પ્રભાવથી રંજન-રાજી કરો છો, તો તમે વીતરાગ-રાગરહિત કેમ કહેવાઓ ? ૭ મન, વચન અને કાયનો યોગ. ૮ મધ્યભાવે-તટસ્થપણે સવિતા-સૂર્ય વર-શ્રેષ્ટ એવા સંવર-પ્રકાશનુ દાન કરી અથવા શ્રેષ્ટ વરદાન આપી પોતાના ગોભર-કિરણોના સમૂહથી ક્ષેત્રને બતાવે છે પ્રભુ વર-શ્રેષ્ટ સંવરના દાને કરી પોતાના ગોભર-વાણીના સમૂહથી છિદ્ર-દોષરહિત એવા ક્ષેત્ર-પરમપદને દર્શાવે છે.

ત્યાં પોતે શત્રુનો જય કરી પાછો પોતાને મોકલનારા ધણીની પાસે આવી હાજર થાય છે. તે શિવાય કાર્ય કરવાની ઈચ્છાવાળા પુરૂષને બીજું કોઈ પ્રચંડ કાર્ય કરવું હોય, તો તે કાર્ય પણ અખંડપણે કરી પાછો તે દંડ પોતાની મેળે સ્વસ્થાનમાં આવે છે. માટે હે વિદ્વાન્, તમે મને તમારો કામકુંભ આપો અને મારી સાથે સન્મૈત્રી જોડો. તેના બદલામાં આ મારો દંડ તમે ગ્રહણ કરો અને તેવડે લોકોનું રક્ષણ કરો. ત્યારપછી તમારા શ્રેષ્ઠ-નગરમાં ચાલ્યા જાઓ" નિશાચરનાં આ વચન ઉપરથી તે મંત્રીએ પોતાનો કામકુંભ તેને આપ્યો અને પોતે તેનો દંડ લીધો. પછી અચળ પુણ્યવાળો તે મંત્રી ચાલતો થયો. આગળ કેટલોક માર્ગ ચાલ્યા પછી તે મંત્રીએ પેલા દંડને કહ્યું. "હે દંડ ! તું આજે તે રાક્ષસને છતી લઇ મારો કુંભ લાવી આપ" તત્કાળ દંડે તે પ્રમાણે કરી આપ્યું. પછી તે મંત્રી ત્યાંથી આગળ ચાલી એક નગરપાસે આવ્યો. તે નગરની બાહેર કોઇ મોટો સંઘ વાસ કરીને પડયો હતો. તે સંઘ નિર્ભય થઇ ત્યાં સુતો હતો, તેવામાં લુંટ ગઓનું એક ટોળું ત્યાં આવી ચડયું. તે વખતે સંઘના રક્ષકો તેના ભયથી નાશી ગયા. તે ટોળાએ સંઘને લુંટવા માંડયો. તે જોઇ આ બુદ્ધિમાન્ મંત્રીએ તે દંડને મોકલી બધા ચોરોને મારી સંઘના લોકોને હર્ષિત કરી દીધા પછી પ્રભાતકાલે તે મંત્રીએ સર્વ ઉત્તમ સંઘને આમં-ત્રણ આપી ભક્તિથી ભોજન કરાવ્યું અને વસ્ત્રો અપ્યા. તેથી સંઘનો સ્વામી ખુશી થઈ ગયો અને અપૂર્વ કાંતિવાળા તે સંઘપતિએ મંત્રી સુબુદ્ધિને [1]વ્રણસંરોહિણી નામની ઔષધિ સન્માનપૂર્વક અર્પણ કરી. કામકુંભ, દંડ અને વ્રણસંરોહિણી–એ ત્રણે વસ્તુ લઈને મંત્રી પોતાના નગરમાં આવ્યો અને ત્યાં પોતાના ઘરમાં ધર્મધ્યાનમાં તત્પર થઇ સુખે રહેવા લાગ્યો.

રાજા જિતશત્રુએ કેટલાએક માણસોના મુખથી જાણ્યું કે, મંત્રી સુબુદ્ધિ કામકુંભ વગેરે વસ્તુઓ લઇને પોતાને ઘેર આવ્યો છે; પણ તેણે પેલા રાક્ષસને પીડાવ્યો છે, એ વાત જાણી નહી. તત્કાલ રાજાએ તેના ધર્મની પરીક્ષા કરવા માટે બે બીજોરાનાં ફળો મંગાવ્યા. અને તેમાં એક ફળની અંદર રત્ન નાખ્યું. પછી તે બંને ફળો બરાબર સાથે રાખી શાકપીઠની અંદર એક દાસી હસ્તે છુપી રીતે વેચવાને મોકલ્યાં. તેવામાં સુબુદ્ધિમંત્રીની દાસી શાકપીઠમાં શાક લેવાને આવી. તેણીએ તે બંને બીજોરાનાં ફળોમાંથી પેલું રત્ન-વાળું ફળ અલ્પ મુલ્યથી ખરીદી લીધું અને જે બીજું રત્ન વગરનું ફળ હતું, તે રાજાની દાસીના ભયથી કોઈએ લીધું નહીં. પછી રાજાની દાસીએ તે ફળ સાયંકાળે રાજાને પાછું આપ્યું. તે ફળને રત્નવગરનું ખાલી જોઇને રાજાએ દાસીને પૂછયું કે, "બીજું ફળ કોણે ખરીદ્યું છે ?" ત્યારે દાસીએ કહ્યું કે, "તે ફળ સુબુદ્ધિમંત્રીની દાસી લઇ ગઇ છે." દાસીનું આ વચન સાભળી રાજા કાંઇ બોલ્યોજ નહીં, તે મૌન ધરીનેજ રહ્યા.

[1] જખમને રૂઝાવી શકે તેવી ઔષધિ.

અહિં મંત્રી સુબુદ્ધિએ રાત્રે કામકુંભના પ્રભાવથી એક મ્હેલ ઉભો કર્યો. તે મ્હેલની ઉપર સોનેરી કળશો રહેલા હતા. તેને એકવીશ માળ હતા દ્વારપરની તોરણો અને ઓટલાથી તે મહેલ અત્યંત શોભતો હતો, તેમાં ચોરેબાજુ ગોખ આવી રહ્યા હતા ઉપર રચેલી અગાશીથી તે મ્હેલ માનનીય થઇ પડયો હતો. તેમા વિચિત્ર ચિત્રો કરવામા આવ્યા હતાં; તેની અંદર જુદી જુદી ક્રિયાઓ કરવાના સ્થાનો ગોઠવ્યાં હતાં અને તે વિશાળ, વિચિત્ર તથા રત્નોથી સંપૂર્ણ હતો. આવા તે મ્હેલની અંદર તે નિષ્કપટી મંત્રી સ્વસ્થ-શાન્તચિત્તે રહેવા લાગ્યો આવા તે મહાન મ્હેલનાં તેજથી સર્વ નગરમા ઉદ્યોત થઇ રહ્યો, તેથી રાજા અને લોકોના હૃદયમા મેરૂપર્વતની અથવા ઇંદ્રજાળની શંકા થઇ આવી. રાજા તે જોઇ વિચાર કરવા લાગ્યો, કે, "પૃથ્વીમાં મેરૂપર્વત તો નિશ્ચલ છે, તો શું આ ઇંદ્રજાળ હશે. ? જો ઇંદ્રજાળ હોય, તો તે થોડા વખત સુધી ટકી શકે અને આતો લાંબો કાળ ટકેલ છે. તો આ શુ હશે ? તે કાંઇ સારીરીતે જાણવામા આવતું નથી. અથવા તો કોઈ અદ્ભુત દેવતાની રચના હશે." આ પ્રમાણે રાજા ચિંતવન કરતો હતો, તેવામાં સૂર્યોદય થતાજ મંત્રી સુબુદ્ધિ રત્નોના સમૂહનો એક થાળ ભરી રાજમ્હેલના દ્વાર આગળ આવ્યો પ્રતિહારે રાજાને તેના ખબર આપ્યા, એટલે રાજાએ આશ્ચર્ય પામીને તેને પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી, મંત્રીએ રાજસભામા આવી રાજાના ચરણકમળમા નમન કરી, તેની આગળ તે રત્નોના સમૂહથી ભરેલો ચળકતો થાળ મૂક્યો રાજાએ 'આ શું છે ? એમ કહ્યું, એટલે મંત્રીએ જવાબ આપ્યો કે, "રાજેંદ્ર ! સિદ્ધિને આપનારૂં આ પુણ્યનું ફળ જાણી લ્યો." રાજાએ પુન પૂછ્યું, એટલે, તેણે પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાભળી રાજા હૃદયમા ચમત્કાર પામી ગયો પછી જેના હૃદયને લોભે દબાવ્યું છે, એવા રાજાએ મંત્રીને કહ્યું કે, "ગૃહસ્થના ઘરમા આભૂષણરૂપ એવો આ કામઘટ મને આપો " મંત્રી બોલ્યો, "રાજન્, કલ્પવૃક્ષ વિગેરે પદાર્થો પાપીજનોની દૃષ્ટિએ પણ આવતા નથી, તોપછી તેમના ઘરમા શીરીતે રહે ? " રાજાએ કહ્યું, " મંત્રી ! તમે તમારી બુદ્ધિથી કલ્પેલો વિચાર શામાટે દર્શાવો છો ? તમે મને આ કામકુંભ સત્વર આપો એટલે પછી આગળ ઉપર સર્વ સારાવાના થશે." રાજાનો આવો દુર્ધર દુરાગ્રહ જાણી મંત્રીએ તેને પોતાને ઘેર આમંત્રણ કર્યું. પછી સત્વર ઘેર બોલાવી અને જમાડી રાજાને તે કામકુંભ અર્પણ કર્યો. રાજા તે કામકુંભને મોટા ઉત્સવથી પોતાના ઘરમા લાવ્યો અને ઉગ્ર સુભટોને રાખી તેની આદરથી રક્ષા કરવા લાગ્યો પ્રભાતકાલ થતાંજ મંત્રી શત્રુઓને નાશ કરનારા પેલા દંડવડે તે કામકુંભને આદરથી પાછો પોતાના ઘરમા લાવ્યો. આ વખતે રાજાએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, 'મંત્રીનુ તે પવિત્ર વચન સત્ય થયુ અને મારા સુભટોનો નકામો ક્ષય થયો હવે જે સુભટો ઘાયલ થયેલા છે, તેઓ જો કદિ જીવે

તો સારૂં થાય" આ પ્રમાણે હૃદયમા વિચારી તેણે મંત્રીને પોતાની પાસે બોલાવ્યો અને તેણે બનેલો સર્વ વૃત્તાંત જણાવ્યો ઉપકાર કરવામા તત્પર એવા મંત્રીએ પેલી મણિની ઔષધિના યોગથી જેઓ ઘાયલ થયેલા હતા, તે સર્વેને સજાજ કરી દીધા

એક વખતે તે સુબુદ્ધિ મંત્રીએ પોતાના હૃદયમા વિચાર્યું કે, "કદિ બીજો જે અન અને અલ્પ બુદ્ધિવાળો માણસ હોય, પણ જો તે પોતાના મિત્રને કુકર્મોથી બચાવે છે તો તે માણસને ધન્ય છે, તો હું બુદ્ધિમાન મંત્રી થઇને તેવુ કેમ ન કરૂં ?" આ પ્રમાણે ચિંતવી સ્થિર મૈત્રીવાળા અને પુણ્યદાનના અર્થી એવા તે મંત્રીએ પુનઃ રાજાને કહ્યુ કે "હે [1]ગોપાળ ! સારો વામ પણ જો ધર્મવગરનો હોય તો તે લાકડીના જેવો ગણાય છે અને તે ગોગણને પીડાકારી થઇ પડે છે તેનો વિચાર કરો અને [2]વંશજ ધર્મ પ્રાપ્ત થયો હોય પણ જો તે જીવારોપથી રહિત હોય તો તેથી માણસો વિગ્રહની અંદર રહેલા શત્રુઓનો જય કરી શકતા નથી હે રાજા, તમે પૃથ્વીમા ભૂભૃતપણું ઉચ્ચ પ્રકારે ધારણ કરનારા છો, તેથી તમારામા જો ધર્મ નહીં હોય તો ધર્મના આધારરૂપ એવી આ [3]પ્રૌઢ પૃથ્વી તમારે આધારે શીરીતે રહી શકશે ? અને હે રાજા, જો તે પૃથ્વી તમારી પાસે નહીં હોય, તો તમારા વંશ નુ સ્થાન કયા રહેશે ? તેથી તમારે વિચાર કરી અનાર્યને વર્જિત કરનારા ધર્મજ સ્વીકારવો જોઇએ હે રાજા,તમે અત્યંત પાપનો આગ્રહ છોડી દો. ભાવનારૂપ જલના પૂરથી દયારૂપ વૃક્ષનું સિંચન કરો અને દુષ્ટબુદ્ધિનો દૂરથી ત્યાગ કરો આ [4]વિશ્વની અંદર શ્વેતવર્ણનો, મંડલધારી, કૌમુદીનો સ્વામી અને કલાધર એવો રાજા પણ તમના ગ્રહણથી નિષ્કલ થઇ જાય છે હે નૃપ ! 'જે પકડયું તે મુકવુ નહીં,' એવી જો તમારી માન્યતા હોય તો કુલપુત્રકની જેમ તમારા અંગો અત્યંત ભાગી જશે

૧ ગોપાળ ગો–પૃથ્વીના પાલક સારો વામધર્મ–ધનુષ્ય તેનાથી રહિત હોય તો તે લાકડીરૂપ ગણાય છે અને તે લાકડીરૂપ વાસ ગોગણ–ગાયોના સમૂહને પીડાકારી થઇ પડે છે રાજા સુવંશ–સારા વંશમા થયેલો હોય પણ જો તેનામા ધર્મ ન હોય તો તે ગોગણ–પ્રજા સમૂહને પીડાકારી થઇ પડે છે ૨ વંશજ–વાંસમાથી થયેલો ધર્મ પ્રાપ્ત થયો હોય એટલે વાંસનુ ધનુષ્ય બનાવ્યુ હોય પણ જો તે જીવારોપ–એટલે પણછથી રહિત હોય તો તેથી માણસો વિગ્રહ–યુદ્ધની અંદર શત્રુઓનો જય કરી શકતા નથી પક્ષે વંશજ–કુળ જનિત ધર્મ પ્રાપ્ત થયો હોય અર્થાત્ સારા કુળમા જન્મ થયો હોય પણ જો તે શરીર જીવારોપરહિત–જીવવગરનુ હોય તો તેનાથી વિગ્રહ– શરીરની અંદરના કામ ક્રોધાદિ છ શત્રુઓનો જય કરી શકાતો નથી ૩ પૃથ્વી વગર વાંસ પણ રહી શકતો નથી. ૪ રાજા શ્વેતવર્ણનો, મંડલ–દેશમંડલને ધારણ કરનાર, કૌમુદી–પૃથ્વીનો સ્વામી અને કલાઓનો જ્ઞાતા હોય છે અને પક્ષે રાજા–એટલે ચંદ્ર તે શ્વેતવર્ણનો મંડળધારી, કૌમુદી–જ્યોત્સ્નાનો સ્વામી અને કલાધર હોય છે ૫ જો તમ–તમો ગુણ અને ચંદ્રપક્ષે રાહુનો ગ્રાસ થયો હોય તો નિષ્કલ–રાજા વિકલ થઈ જાય છે અને ચંદ્ર કલા રહિત થઇ જાય છે

## કુલપુત્રકની કથા.

કોઇ ગામમાં એક માતૃમુખ (માવડીઓ) થઇ ગયેલો કુલપુત્રક રહેતો હતો.એક વખતે તેની માતાએ તેને એવી શીખામણ આપી કે, "હે પુત્ર ! જે પકડી રાખ્યું હોય તે છોડવું નહીં." માતાની આવી શીખામણથી તે પુત્ર એવો કદાગ્રહી થયો કે,'તે હંમેશા જે કાંઇ સત્ય કે અસત્ય વચન ગ્રહણ કરે, તે કદિપણ છોડે નહી: તેના.આવા દુરાગ્રહી સ્વભાવથી લોકોએ તેની ઉપેક્ષા કરી દીધી, કોઇપિણ માણસ તેને બોલાવે પણ નહીં એક વખતે તેણે કોઇ એક ઉન્મત્ત બળદને જોઇ તેનું પુછડું પકડયું.લોકોએ ઘણો વાર્યો પણ તેણે પકડેલું પુંછડું છોડયું નહીં.તેથી તે બળદની પાછળ ઘમડાયો અને તેના અંગ ભાંગી ગયા હે રાજા ! તેની જેમ તમે પણ કદાગ્રહી ન થાઓ.

હે રાજા ! ઉપરના દષ્ટાંત ઉપરથી તમે કદાગ્રહને છોડી દ્યો. અને પ્રત્યક્ષ ધર્મથી ઉત્પન્ન થયેલા આ પ્રતીતિવાળા કુલ-સંતાન ઉપર વિધિ ભાપણવડે તમે પક્ષપાત કરો. મનુષ્યોને જે સુકૃત ઉપર પક્ષપાત છે, તે ખરો પક્ષપાત છે અને 'જે પાપ ઉપર પક્ષપાત છે, તે તો ઉલટો પક્ષનો પાત કરવા રૂપ છે અર્થાત્ પક્ષને તોડનારો છે. મંત્રીના એવા વચન સાભળી આક્ષત્ મગશેલ પથ્થરના જેવો રાજા ફરીવાર બોલ્યો, "મંત્રી, કદી તને [1] ઘુણાક્ષર ન્યાયથી એકવાર સંપત્તિ પ્રાપ્ત થઈ, તેથી તું એવો ગર્વિષ્ટ થઈ ગયો છે કે જે મને પણ શીખામણ આપે છે અને તેમાં કહે છે કે, "મ્હારી શિક્ષાથી હું આટલી સમગ્ર સમૃદ્ધિ પામ્યો છું." મંત્રી તું કહે છે કે, "મને કામકુંભ વગેરેની પ્રાપ્તિ ધર્મથી થઈ છે." પણ તે વાતમાં સાક્ષી કોણ છે ? કદિ તું કોઇ છળ કે બળ કરીને આ સંપત્તિતો નથી લાવ્યો ? હવે જો તું તારૂં ધનનું સર્વસ્વ મને આપી ફક્ત તારી સ્ત્રીને સાથે લઈ ચાલ્યો જા અને ફરીવાર તેવી બીજી સંપત્તિ લાવ, તો હું તને અને ધર્મના ફલને સત્ય માનુ" મંત્રી બોલ્યો, "હે રાજા, ભલે તેમ કરૂં" આ વૃત્તાંત પુરોહિતના જાણવામાં આવ્યો, એટલે સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ એવા પુરોહિતે આવી રાજાને આ પ્રમાણે આગળ ઉપર હિતકારી એવાં વચનો કહ્યાં. "હે રાજા ! નાસ્તિક પુરૂષો પણ પ્રત્યક્ષ પ્રમાણને માને છે, તો તમે [2] ક્ષમાભૃત્-રાજા થઇને પણ ધર્મનુ પ્રત્યક્ષ પ્રમાણ કેમ માનતા નથી ? હે પૃથ્વીપતિ ! જોતમે હજુપણ ધર્મને માનશો,તો કાંઈ બગડી ગયું નથી,તેથી ઉલટું સત્પુરૂષોમાં તમારૂં કાંઇક મહત્વ થશે. [3] વિબુધ સંપૂર્ણ અને સૂત્રધારની સમીપ રહેલ હોય, પણ જો તેની

---

૧ ઘુણ નામનો એક કીડો અજાણ્યે લાકડામા અક્ષર કોતરી કાઢે છે તેરીતે. ૨ ક્ષમા-પૃથ્વી અથવા ક્ષમાગુણને ધારણ કરનાર ૩ વિબુધ-દેવ સંપૂર્ણ પ્રતિમાવાળા હોય અને તે સુત્રધાર-કારીગરની પાસે રહેલ હોય, પણ જો તેની મહિમા પ્રતિષ્ઠા થઈ નહોય તો તે સુમનસ-પુષ્પોથી અથવા વિદ્વાનોથી પૂજાતા નથી પક્ષે વિબુધ-વિદ્વાન્ સંપૂર્ણ વિદ્યાવાળો અને સૂત્રધારની પાસે રહેલો હોય પણ જો તેની પ્રતિષ્ઠા-આબરૂ વધી નહોય તો તેને સુમનસ-સારા પુરૂષો પુજા-માન આપતા નથી.

પ્રતિષ્ઠા થઇ નહોય, તો તે સુમનસથી પુજાતો નથી. જે માણસ પોતાનું પાણી છોડે, તેને કોઇ સગો કે મિત્ર હોતો નથી. કમળને તે (પાણી)નો ત્યાગ કરવાથી [1]મિત્ર પણ અમિત્ર થઇ પડેછે. અમૃતના સાગરનું અત્યંત મંથન કરવાથી ઘણું ઉગ્ર એવું કાલકૂટ–ઝેર ઉત્પન્ન થયું હતું. જેનું પાન કરીને મહેશ–મહાદેવ નીલકંઠપણાને પ્રાપ્ત થયો. તેથી હે રાજા, તમે મંત્રી સુબુદ્ધિને જે વિદેશ જવાની આજ્ઞા આપવા ઇચ્છો છો, તે સારૂં થતું નથી. દુર્લભ એવા તે મનુષ્ય રત્નને તો અહિં જ રાખવા યત્ન કરો. દૈત્યરૂપી શત્રુઓએ મથન કરીને રત્નોનો સમૂહ લઇ લીધો, તે પછી [2]રત્નાકર આ પૃથ્વી ઉપર ચંદ્રના જેવું દુર્લભ રત્ન મેળવી શકયો નથી. ચંદ્ર [3]ઘનાશ્રયને મેળવી સદાને માટે નક્ષત્રોનો સ્વામી થયો છે, તોપણ તે સમુદ્ર આકાશમાં રહેલા તે ચંદ્રરત્નને પુનઃ લેવાને માટે પોતાની તરંગ રૂપી ભુજાઓ પ્રસાર્યા કરેછે તથાપિ તે સમુદ્રની પાસે આવતો નથી. જો કદિ તે આવે, તો તેજ ચંદ્ર કલાઓના સમૂહથી સંપૂર્ણ એવો રાજા[4] બને. આ દષ્ટાંત ઉપરથી દીર્ઘ વિચાર કરી તમારે તે બુદ્ધિના ભંડારરૂપ મંત્રીને રાજ્યમાં રાખવા જોઇએ. પાછળથી તમે કહેશો કે મને કોઇએ કહ્યું નહિ" આમ કહેતાં પણ રાજાએ જયારે શ્વાનના પુચ્છની જેમ પોતાની વક્રતા છોડી નહીં, ત્યારે તે પુરોહિત મૌન ધરી રહ્યો, તે પછી મંત્રી સુબુદ્ધિ કામકુંભ વગેરે પદાર્થો છપાવી અને બીજું સર્વસ્વ રાજાને આપી દઈ સ્થિરતાથી પ્રકાશમાન થતો પોતાની પત્ની સાથે ચાલી નીકળ્યો. આવું બનવાથી નગરના સર્વ લોકોએ વિચાર કરીને રાજાનું [5]ગૌણ છતાં પણ ગુણ વગરનું કુબુદ્ધિ એવું નામ પાડયું.

સ્વભાવથી ગંભીર એવો તે મંત્રી સુબુદ્ધિ અનુક્રમે પગે ચાલતો ચાલતો **ગંભીર** નામના કોઈ નગરમાં આવી પહોંચ્યો. તે નગરમાં કોઈ દાણ લેનાર પુરૂષની સાથે તેનો મેળાપ થયો, તેણે તેનું સન્માન કર્યું. પછી મંત્રી તેણે રહેવા આપેલા એક ઘરમાં પોતાની પ્રિયા સાથે રહ્યો.

હવે પવિત્ર અને સતીજનમાં શ્રેષ્ઠ એવી મંત્રીની સ્ત્રી તે દાણલેનારને ઘેર હંમેશાં છાસ તથા અથાણું લેવાને આવતી હતી. એક વખતે તે દાણ લેનારે તેણીની તરફ કુદષ્ટિ કરી એટલે તત્કાલ તે ભૂમિ ઉપર પડી ગયો. કારણકે **સતી સ્ત્રીનું ચરિત્ર અદ્ભુત હોય છે.** તે દિવસથી પેલો માણસ અંધ બની ગયો, તેવું બને તેમાં કાંઇ આશ્ચર્યજ નથી. અને તેણીના નેત્રનું તેવું ચાતુર્ય હોય, તેમાં પણ કાંઇ આશ્ચર્ય નથી. મંત્રીની સ્ત્રી તે તત્વ સમજી ગઈ એટલે તે પછી તેણી

1 મિત્ર–સૂર્ય, અમિત્ર–શત્રુ. 2 રત્નાકર–રત્નોની ખાણરૂપ સમુદ્ર. 3 ઘનાશ્રય–ઘન–મોટા–આશ્રય અથવા ઘન–મેઘનો આશ્રય રૂપ આકાશ. 4 રાજાપક્ષે કલાઓનો જાણનાર રાજા એટલે ચંદ્ર. 5 ગૌણ એટલે ગુણ નિષ્પન્ન અને ગૌણ એટલે હલકું.

તેને ઘેર કદિપણ જતી નહીં; પરંતુ તે દુષ્ટ પુરૂષ તેણીને મેળવવાને માટે ભય-કષ્ટવાળા વિવિધ ઉપાયો ચિંતવવા લાગ્યો. એક વખતે તેણે ચિંતવ્યું કે, "જ્યાંસુધી મંત્રી અહિં હાજર હશે, ત્યાંસુધી મારૂં કાર્ય સિદ્ધ થશે નહીં" આવું ચિંતવી તેણે મંત્રીને બીજે ગામ જવાની આજ્ઞા આપી. સરળ સ્વભાવવાળા મંત્રીએ તે આજ્ઞા કિંચિત્ સ્વીકારી લીધી. પછી ઘેર આવીને તેણે પોતાની પત્નીને કહ્યું કે, "મારે ગ્રામાંતર જવાનું છે, તેથી ભોજન સત્વર તૈયાર કર." ત્યારે સ્ત્રીએ પ્રથમ બનેલો વૃત્તાંત તેને કહ્યો, તે ઉપરથી મંત્રી પોતાની તબીયતનું બ્હાનું બતાવી વક્રપણે ઘરમાંજ રહ્યો.

અક્ષરોવાળા તામ્રપત્રો રાજાને આપ્યાં. ત્યાં રાજાનો કોઇ પણ માણસ તેમાં લખેલી લિપીને ઉકેલી શકયો નહીં. તેથી રાજાએ પોતાના નગરમાં પટહ વગાડનારા માણસોની પાસે સારા નાદવાળો પટહ વગડાવ્યો; પરંતુ તે લિપિ વાંચી શકાય તેવી ચતુરાઇના અભાવને લઇને કોઇએ તે પટહનો સ્પર્શ કર્યો નહીં. આ પટહ સુબુદ્ધિ મંત્રીના સાંભળવામાં આવ્યો, ત્યારે તેણે તે પટહવાળા માણસને પૂછયું કે, ' આ શું છે ! તેણે જવાબ આપ્યો કે, " રાજા તરફથી એક સરોવર ખોદાય છે, તેમાંથી અક્ષરોવાળા તામ્રપત્રો નીકળ્યાં છે, પણ તે લિપિને જાણનારો કોઇ મળતો નથી. જે પુરૂષ તે લિપિ જાણનારો હોય તે પુરૂષને રાજા ઉત્સવથી રાજકન્યા સાથે પોતાનું અર્ધું રાજ્ય આપે છે." આ વચનો સાંભળી અઢાર લિપિઓના જાણનારા તે મંત્રીએ સ્પૃહા સાથે તે પટહનો સ્પર્શ કર્યો. તત્કાલ તે રાજાને જાહેર કરવામાં આવ્યું. તત્કાલ રાજાએ તે મંત્રીને પોતાની પાસે બોલાવ્યો અને પેલા તામ્રપત્રો બતાવ્યાં. મંત્રીએ તે તામ્રપત્રોની અંદર જે લખેલું તે સ્પષ્ટ રીતે વાંચી સંભળાવ્યું. તેમા લખ્યું હતું કે, "આ તામ્રપત્રવાળી ભૂમિમાં અગીયાર હાથ નીચે સારા વર્ણનું સાડીબાર કરોડ સુવર્ણ રહેલું છે." રાજાએ તે પ્રમાણે તપાસ કરતાં આશ્ચર્ય કરનારૂં તેટલું સુવર્ણ તેમાંથી નીકળી આવ્યું.પછી પોતાના ઠરાવ પ્રમાણે રાજાએ મંત્રીને આપવા માંડયું, ત્યારે તે મંત્રીએ પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કર્યો, "જો હું અર્ધું રાજ્ય લઇશ તો મારે અહિં રહેવું પડશે અને તેમ કરવાથી લોકોમાં ધર્મની ખ્યાતિ નહીં થાય. તેથી અર્ધારાજ્યની કીંમતના પ્રમાણમાં રત્નો અને વાહનો લઈ રાજા જિતશત્રુને બતાવું કે જે ઉપરથી તેની બુદ્ધિ ધર્મ તરફ વળે" આ પ્રમાણે વિચાર કરી મંત્રીએ રાજાને કહ્યું કે, "હે રાજા, મારે અર્ધું રાજ્ય જોઇતું નથી. બીજું જે કાંઇ આપને રૂચે, તે મને આપો." પછી રાજાએ રાજકન્યાસહિત રત્ન, સુવર્ણ અને ઉંચી વસ્તુઓથી ભરેલાં પોતક (નાનાં હોડકાં) સહિત આઠ વહાણો મંત્રીને આપ્યાં. તે સર્વ ગ્રહણ કરી અને રાજકન્યા સાથે વિવાહ કરી ક્રયવિક્રય–વેપાર કરતો તે મંત્રી ત્યાં નિરંતર સુખે રહેવા લાગ્યો. એક દિવસે પોતાને જવાનો અવસર આવ્યો એટલે રાજાની આજ્ઞા મેળવી પેલા આઠ વહાણોને ઉંચી જાતની વસ્તુઓથી ભરી, પોતાના શેઠ અને રાજકન્યાને સાથે લઇ, સુંદર પરિવાર અને લક્ષ્મી સહિત, રત્નોના દીપકરૂપ એવા તે રત્નદ્વીપમાંથી ચાલી નીકળ્યો. દયાળુ અને સારી વાસનાવાળા તે મંત્રીએ પોતાના શેઠ સાગરદત્તને ઘણું માન આપી પોતાના વહાણોના રક્ષણને માટે રાખ્યો. સર્વ વહાણોનો સમૂહ ચાલતો થયો, ત્યારે સાગરદત્ત શેઠે મનમાં વિચાર્યું કે " એક સામાન્ય માણસ છતાં આ મંત્રી સાક્ષાત્ સ્વામી સમાન દેખાય છે, તો જો હું તેને આ સમુદ્રમાં નાખી દઉં તો ભાગ્યયોગે મને હિતકરનારી એવી આ લક્ષ્મી અને પ્રિયા ભોગસહિત પ્રાપ્ત થશે. આવું વિચારીને તે જડબુદ્ધિવાળા સાગરદત્તે

અંધારી રાત્રે કાંઇ મિષ કરીને મંત્રીને સમુદ્રમાં નાખી દીધો. તે વખતે તે [1]ક્ષણદા-રાત્રિ તે બંનેને ક્ષણદાયક થઇ પડી. તેમા એકને (મંત્રીને) તે રાત્રિ [2]ત્રિયામા થઇ અને બીજાને (સાગરદત્તને) સુખે શયન મળવાથી તે યામિની થઇ, તે મંત્રીએ સમુદ્રમા પડતી વખતે શ્રી જિન ભગવાનનું અને શ્રીજિનભગવાને કહેલા ધર્મનું શરણ લીધું. તેથી તત્કાલ તે મંત્રીને સમુદ્રમાં એક વહાણનું પાટીયું હાથ આવ્યું રત્નાકર[3]-સમુદ્રના પારને આપનારા તે પાટીયાને ગુરૂના વચનની જેમ ગ્રહણ કરી બાહુશ્રુતિના બળથી તેણે પોતાના દયાળુ હૃદય ઉપર ધારણ કર્યું, તે પાટીયાના બળથી એક પહોરમાંજ સમુદ્રને તરી જઇ વિવિધ પ્રકારના વનથી સુશોભિત એવા કોઇ પૃથ્વીના ભાગ ઉપર ઉતરી પડયો. ત્યાં [4]તમને નાશ કરનારા અને તેજને ફોરવતા એવા હંસને જોઈ, જડતાનું દુઃખ છોડી અને સુદૃષ્ટિ પ્રાપ્ત કરી માર્ગે લાગી ગયો. એક સમયે આગળ જતાં પોતાના પટુનેત્રથી પૃથ્વીપર રહેલા સ્થાવર-જંગમ પદાર્થોને જેતો જેતો તે મંત્રી કોઇ એક ઉજ્જડ નગરમાં આવી પહોંચ્યો. ત્યાં તે મંત્રી પોતે અશુન્ય[5] પુરવાલો છતાં તે શૂન્ય નગરમાં રહી માનવ છતાં પણ અમાનવ એવી વસ્તુઓના સમૂહને જેવા લાગ્યો. બધા નગરનું અવલોકન કર્યા પછી તે રાજભવનમા આવ્યો. ત્યાં રાજ મહેલનાં સાતમા માળ ઉપર તેણે એક સાંઢડીને દીઠી. તે જેતાંજ તેણે મનમાં વિચાર્યું કે, " આ સાંઢડી મહેલને સાતમે માળે શીરીતે ચડી હશે ! " આવું વિચારી તેણે તે સાંઢડીના સર્વ અંગો જેવા માંડયાં. અંગો જેતાં તે સાંઢડીના નેત્રોની

---

૧ ક્ષણદા એટલે ક્ષણ આપનારી, મંત્રીને ક્ષણદા એટલે અલ્પ સમય કષ્ટ આપનારી થઇ અને સાગરદત્તને ક્ષણદા એટલે ઉત્સવ આપનારી થઇ

૨ મંત્રી રાત્રિને એક પહોરે સમુદ્રમાં પડેલો તેથી તેને રાત્રિ ત્રિયામા ત્રણ પહોરવાળી થઇ અને સાગરદત્ત તેને પાડી સુખે સુઇ રહયો, તેથી રાત્રિ યામિની બધા પહોરવાળી થઈ.

૩ અહિં વહાણના પાટીઆને ગુરૂના વચનની સાથે સરખાવ્યું છે. ગુરૂનું વચન રત્નાકર-સંસાર સમુદ્રના પારને આપનારૂં છે. તે બાહુશ્રુત-બહુશ્રુત-આગમના બળથી હૃદય ઉપર ધારણ કર્યું હોય, તો તત્કાલ તે નાના-અવન વિરાજિત એટલે વિવિધ પ્રકારની જીવરક્ષાને ઉપદેશ કરનારા વિપુલાદેશ-વિસ્તારવાલા આદેશ પ્રત્યે લઇ જાય છે, પાટીયા પક્ષે-બાહુશ્રુતિ-હાથ તથા શ્રવણના બળથી વિપુલા-પૃથ્વીના દેશ-ભાગતરફ આવી પહોંચે છે.

૪ તમ-અંધકારને નાશ કરનારા હંસ-સૂર્યને જેઇ તે જડતા (શરદી) માથી મુક્ત થઇ માર્ગે લાગ્યો. પક્ષે તમ-અજ્ઞાનને નાશ કરનારા તેજસ્વી હંસ-આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી જડતા (અજ્ઞાન) છોડી સન્માર્ગે લાગી ગયો.

૫ મંત્રી અશૂન્ય પુરવાળો છે છતા આ શૂન્ય-ઉજ્જડ નગરમા માનવ-લક્ષ્મીથી નવીન અને અમાનવ-મનુષ્ય વગરની વસ્તુઓ જેવા લાગ્યો.

અંદર મેઘના જેવું કાળું ધાઠું, કાજળ આંજેલું દેખી તેણે ચિંતવ્યું કે, " આ કાજળ આંજવાનું શું કારણ હશે ? ", પછી તેણે વિસ્મય પામી બધું સ્થાન તપાસ્યું, તેવામાં શ્વેત અને કૃષ્ણ રંગના કાજળથી ભરેલી બે કુંપિકા તેના જોવામાં આવી. તેમાંથી શ્વેત અંજન લઇ તેણે તે માંઢડીના બે નેત્રોમાં આદરથી આંજ્યું. તેવામાં તે અંજનના પ્રભાવથી તે માંઢડી માનુષી સ્ત્રી બની ગઇ. તે સ્ત્રીએ પ્રશંસનીય પુરૂષોના શિરોમણિ રૂપ એવા તે મંત્રીને આસન વગેરે આપી વિનય કર્યો અને માનનીય એવા તેનું સન્માન કર્યું. પછી તે અંજલિ જોડીને બોલી. " ભદ્ર ! હું પરાધીન થઇ અહિં રહી હતી, પરંતુ મારા આ સ્થાનમાં આપ કેવી રીતે આવ્યા ? " મંત્રી બોલ્યો. અહિં તારી સ્થિતિને અટકાવવાનું કારણ શું છે ? " તે સ્ત્રી પછી પોતાના દોષને દર્શાવનારી વાણીથી ગદ્ગદ્ સ્વરે બોલી. "આ નગરનું નામ **ધારાવાસ** છે. અહિં બ્રાહ્મણો વેદોને બોલતા હતા. મારા **મહીપાળ** નામના પિતા આ નગરના એક સાહસિક રાજા હતા. પૂર્વે દેવપૂજા કરનારા તથા કુકર્મથી સારી રીતે મુકત થયેલા અને પૂર્ણ રીતે લક્ષ્મીને ઉત્પન્ન કરનારા એવા તે મારા પિતાએ એક વખતે હર્ષથી કોઇ એક અવિવેકી તપસ્વીને માસક્ષપણને પારણે ભોજનને માટે આમંત્રણ કર્યું. તે તપસ્વીનું ઘણું માન કરવા તેમણે પિરસવા માટે મને રાખી. તે વખતે તે તપસ્વી મારી ઉપર ઘણો રાગી બની ગયો. આકાર–ચેષ્ટા વિગેરેથી તેને અતિ વિકારી જાણી મારા પિતા–રાજાએ તેની ઘણી કદર્થના કરી મારી નાખ્યો. એટલે સ્વભાવે ક્રોધી એવો તે તપસ્વી બાલ તપસ્યાના પ્રભાવથી તત્કાળ વિજ્ઞાની પુરૂષોને પણ ભય ઉપજાવે તેવો રાક્ષસ થયો. અવધિજ્ઞાનથી પોતાનો વધ કરનાર કોણ છે; તે જાણી અજ્ઞાન બુદ્ધિવાળા અને ઘણા ક્રોધી એવા તેણે આવીને મારા પિતાને મારી નાખ્યા. આ બનાવ જોઇ શહેરના કેટલાએક લોકો શોક કરતાં કરતાં રાત્રે નાશી ગયા અને કેટલાએક સંકટ થવાના અને ભવિષ્યમાં મૃત્યુ થવાના ભયથી દિવસે એકદમ નાશી ગયા. કોઇ પુત્ર પોતાના પિતાને અને પિતા પુત્રને છોડી ચાલ્યા ગયા. કોઇ વધુને, કોઇ ભાઇ બ્હેનને તો કોઇ બ્હેન બ્હેનને અને કોઇ પોતાના ઘરના સારરૂપ સર્વને છોડી ચાલ્યા ગયા. એવી રીતે સર્વ લોકો ચાલ્યા ગયા પછી પૂર્વના મોહને વશ થયેલા તે રાક્ષસે મને એકલીને અહિં રાખી હવે તે કામી અને કદ્રુપો રાક્ષસ મને પરણવાની ઇચ્છા રાખે છે. તેથી હે સજ્જન તમે આસ્થાનમાંથી ઉતાવળે પગલે સત્વર ચાલ્યા જાઓ, નહીંતો તે જીવહિંસક રાક્ષસ તમને મારી નાખશે " મંત્રીએ કહ્યું. " અત્યારે તે પાપી કયાં છે ? " તે સ્ત્રી બોલી. " હે વિદ્વદ્વર્ય ! તે વિવાહના ઉપકરણો લેવાને માટે કયાંક ગયેલો છે. જ્યારે તે અહિંથી કોઈ ઠેકાણે જાય છે, ત્યારે તે અવિશ્વાસી રાક્ષસ મારા નેત્રોમાં કૃષ્ણ અંજન આંજીને મને માંઢડી બનાવી દે છે અને જ્યારે પાછો અહિં આવે છે, ત્યારે તે નિર્દય મને શ્વેત અંજન આંજીને પાછી સ્ત્રી બનાવી દે છે. " તે રાજકન્યાના

આવાં વચનો સાંભળી મંત્રીએ વિચાર્યું કે, " માંસ ભક્ષક રાક્ષસને દયા નથી, અને આ અબળા સ્રીને બળ નથી એ સ્વાભાવિક છે. પુરૂષપણુંજ ધર્મ તથા સુખના કારણરૂપ છે. જો પુરૂષત્વ ન હોય તો ધર્મ તથા સુખ કયાંથી હોય ! બીજાનું રક્ષણ કરતાં જો કદિ પ્રાણ જતા હોય તો ભલે જાય, પણ તેમ કરવાથી ધર્મની ઉન્નતિ થાય નહિ, માટે હું એવું કરૂં કે, જેથી મારા પ્રાણ પણ બચે, રાક્ષસનો પરાભવ થાય અને આ બાળા સુખી થાય. જો પ્રાણિનું હિત કરનારૂં સત્વ હોય, સિદ્ધિની સમૃદ્ધિને આપનારી બુદ્ધિ હોય અને શરીરને યૌવન આપનારી દયા હોય, તોજ એ સર્વ વાત બનવાનો સંભવ છે. એ સર્વ અર્થની સિદ્ધિ અને કલ્યાણની પ્રાપ્તિ ધર્મથી થવાની છે, તો હું આ વખતે સમ્યક્ પ્રકારે ધર્મ આશ્રય કરૂં; કે જેથી મને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય. તેવા સમ્યક્ત્વને ધારણ કરનારા પુરૂષ આગળ ગંધર્વ ( ગવૈયો ) શુદ્ધ ગંધર્વ[1] બને છે, પાવક–અગ્નિ પાવક–પવિત્ર કરનારં બને છે અને કોશ ( શસ્ત્ર ) કોશ ( સુવર્ણ ) રૂપ બને છે. વધારે શું કહેવું; પણ તે સમ્યક્ત્વધારી નરની પાસે માંસભક્ષી રાક્ષસ પુણ્યજન (યક્ષ) બની જાય છે, યમરાજ ધર્મરાજ બની જાય છે, પિશાચ કુબેર જેવો થઇ જાય છે, ચંડાળ ભદ્ર–સારી જાતિનો થઇ જાય છે, સર્પ ભોગી[2] થઇ જાય છે. કેશરી સિંહ હરિ (અશ્વ) થઇ જાય છે અને ચિતરો ચિત્રકાય (ચિત્રરૂપ સ્થંભિત) બની જાય છે. એવી રીતે સત્ય પરાયણ પુરૂષની આગળ સર્વ પદાર્થો સત્ય[3] થઇ જાય છે અને અસત્યપરાયણ પુરૂષની આગળ તેજ પદાર્થો અસત્ય[4] થઈ જાય છે. તે ઉપરથી સાબીત થાય છે કે; સમ્યક્ત્વ સિદ્ધિનેજ આપનારૂં છે. અહિં જે આ પદાર્થો છે તે મુખ્ય અને ગૌણ અર્થવાળા હોવા જોઇએ. તે પદાર્થોનો જ્યાંસુધી ખરો મર્મ સમજાય નહીં ત્યાં સુધી અર્થ સિદ્ધિ થતી નથી. તેથી હું પ્રથમ આ રાજકન્યાની વાણીનું બરાબર સ્વરૂપ જાણી લઉં. પછી મારી બુદ્ધિના બળથી વિચાર કરી લોકોનું કલ્યાણ થાય તેવું કાર્ય આગળ કરીશ. " આવું વિચારી તે મંત્રીએ રાજકન્યાને તે રાક્ષસની કાંઇ વિશેષ હકીકત પછી, એટલે તે ભય પામેલી રાજકન્યા આદર તથા ગૌરવ સાથે આ પ્રમાણે બોલી. " ભદ્ર ! તે રાક્ષસ આ દંડની આગળ રહીને હંમેશાં કાંઇક મંત્ર જપે છે, તે અવસરે અને ભોજનને અવસરે તે મૌન ધારણ કરે છે; તે વખતે જો તમે આ દંડ તમારા હાથમાં ગ્રહણ કરશો, તો તે રાક્ષસ તમને કાંઇ કરવાને અને તે હરી લેવાને સમર્થ થઇ શકશે નહીં. વળી તેની પાસે એક ખાટલો અને બે કણેરની સોટીઓ છે. તે ત્રણે વસ્તુઓ પ્રભાવવાળી છે. તે લઇનેજ તમારે તેને છોડવો; તે શિવાય છોડવો નહીં. તેમાં જે કાળા રંગની સોટી છે, તે ખાટલા ઉપર પછાડવાથી તે ખાટલો ધારેલે સ્થાને જઇ પહોંચે છે અને જે રાતા રંગની સોટી છે, તે પછાડવાથી પેલો ખાટલો સ્વેચ્છા

૧ દેવયોનિ વિશેષ. ૨ ભોગવાન્ અને સર્પપક્ષે ફણાયુક્ત. ૩ સત્ય શુભ ૪ અસત્ય–અશુભ.

પ્રમાણે ધારેલે સ્થાને રહે છે.' મારી ઉપર રાગી થયેલા તે રાક્ષસે જે પોતાની બધી ગુપ્ત વાત હતી તે મારી આગળ પ્રકાશિત કરી તે મેં તમારી આગળ નિષ્કપટપણે સ્પષ્ટરીતે કહી આપી છે. પ્રથમ તમે મને સાંઢણી બનાવીને રાખો. તે પછી અહિં રહેલી આ બે કુંપિકા ગ્રહણ કરજો કે જેથી તે રાક્ષસના મનમાં શંકા ન આવે " રાજકન્યાનાં આવાં વચનો સાંભળી તે મંત્રીએ ચિંતવ્યું કે " આ રાજકન્યાએ મારી આગળ મર્મની વાત જણાવી, તેથી હવે તેણીના ભાગ્યયોગે તે પાપીનો અવશ્ય પરાભવ થવાનોજ. " આવું ચિંતવી મંત્રીએ પેલા કૃષ્ણ અંજનથી તેણીને પુનઃ સાંઢણી બનાવી અને પોતે સ્વસ્થ અને ગુપ્ત સ્થાનમાં સંતાઇ રહ્યો. પછી જ્યારે રાત્રિ પડી એટલે યમરાજના જેવો તે રાક્ષસ હાથમાં દંડ લઇને ત્યાં આવ્યો અને શ્વેત અંજનથી તે સાંઢણીને કન્યા બનાવી તે સ્વસ્થપણે ત્યાં રહ્યો. તેવામાં તેને નાસિકા દ્વારા માણસની ગંધ આવી, એટલે તે બોલ્યો કે "અરે રાજકન્યા ! આ ઘરમાં કોઈ મનુષ્ય છે ? જે હોય તે મને સત્વર કહી દે." રાજકન્યા બોલી. " અરે ! હું પોતેજ માનુષી છું. તે વિષે કાંઇ ખેદ કરો નહીં. રાજકન્યાના આ વચન ઉપરથી તે પાપી મનમાં નિશ્ચય કરી મંત્ર જાપ કરવા બેઠો. આ વખતે મંત્રી કટીબદ્ધ થઇ અને પોતાના પ્રચંડ ભુજદંડમાં રહેલો દંડ લઇ તે રાક્ષસ પ્રત્યે બોલ્યો. " અરે પાપી, જીવહિંસા કરવામાં તત્પર એવા તને રાક્ષસને મારે શું કરવું ? કારણ કે; જીવરક્ષા કરનારા પ્રાણીઓને તારો સ્પર્શ કરવો પણ યુકત નથી. જો તું આ ઉજ્જડ નગરને વસાવે, આ રાજકન્યાને સુખ સંપત્તિનું કારણરૂપ એવું મુકિતદાન (છુટકારો) આપે, અને મને ખાટલો વિગેરે ત્રણ વસ્તુઓ આપે, તો તારો છુટકારો થશે, તે શિવાય કલ્પાંતકાલે પણ નહીં થાય. " મંત્રીના આવાં વચન સાંભળી પ્રાપના પ્રસરવાથી હણાઇ ગયેલા તે પાપીને તે મંત્રી સામે ઉત્તર આપવાની પણ બુદ્ધિ સૂઝી નહીં, પણ તેણે આ પ્રમાણે ચિંતવ્યું. " આ કોઈ મનુષ્ય નથી પણ નિશ્ચે કોઇ દૈત્ય લાગે છે, તે શિવાય આ પુરૂષમાં આવું સામર્થ્ય કેવી રીતે સંભવે ! લોકોમાં કહેવાય છે કે "દૈત્યો દેવતાથી ઘણાંજ બલવાન હોય છે." અથવા આ પૃથ્વી ઉપર રાક્ષસોનો પણ ઉપાય કરનારા વૈદ્યો છે. વળી આ માણસ-પરોક્ષ ગુપ્ત રહેલી મારી વસ્તુએ નો જ્ઞાતા છે, તેથી એ કોઈ સર્વજ્ઞના જેવો દેખાય છે, માટે જો હું આ માણસના વચનનું અપમાન કરીશ તો કોઈપણ રીતે મારો છૂટકારો થશે નહીં." આ પ્રમાણે મનમાં લાંબો કાળ ચિંતવી તે રાક્ષસે મંત્રીએ કહેલું સર્વ કબુલ કર્યું. આ લોકમાં જીવિતને માટે કાંઇપણ કબુલ કોણ ન કરે ? પછી તે રાક્ષસે તે નગરમાં ઘણા લોકોને શોકરહિત લાવી વસાવ્યા, પવિત્ર રાજપુત્રને રાજ્ય ઉપર બેસાર્યો અને પેલી ખાટલો વિગેરે ત્રણ વસ્તુઓ અને બે કુંપિકા મંત્રીને આપી. તે પછી વાણીથી નિયંત્રિત થયેલો તે રાક્ષસ પોતાને યોગ્ય સ્થાને ચાલ્યો ગયો.

આ સર્વ વૃત્તાંત જાણ્યા પછી રાજાએ મંત્રીને કહ્યું. "ભદ્ર ! આત્મબળથી મેળવેલું આ રાજ્ય ગ્રહણ કરો અને મારી ઉપર અનુગ્રહ કરો. અથવા તમને રાજ્ય અર્પણ કરવામાં મારો શો અધિકાર છે? જે વસ્તુ જેની હોય તેનેજ મળવી જોઇએ, તેમાં દાન કરવાની પ્રધાનતા શી રીતે હોય?" મંત્રી બોલ્યો. "હે રાજન્, તમારા પુણ્યના પ્રભાવથી ગયેલું રાજ્ય પાછું આવ્યું છે, તેથી તમો હર્ષથી આ રાજ્ય ભોગવો. પરંતુ એટલું યાદ રાખજો કે, તમારે પુણ્યને છોડવું નહીં, પોતાનું કર્ત્તવ્ય કાર્ય કરવું, ન્યાયમાર્ગે વર્ત્તવું અને શ્રી જિનશાસનનું સ્મરણ કરવું." રાજાએ તે વાત કબુલ કરી, મંત્રીના બંને ચરણમાં નમી અને વાણીથી સ્પૃહા સાથે સ્તુતિ કરી રાજકન્યાને શણગારી દ્રવ્ય સાથે તે મંત્રીને અર્પણ કરી. તે પછી એક વખતે મંત્રીએ કાર્યવશ થઇ રાજાને કહ્યું કે, "હવે અહિં રહેવું મને રૂચતું નથી, પણ અહીંથી પ્રયાણ કરવું રૂચે છે." આ ઉપરથી રાજાએ તેને વિદાયગિરી આપી, એટલે તત્કાળ તે પોતાની પ્રિયા સાથે પેલા ખાટલા ઉપર બેઠો અને પેલી સોટી લઈ તે ખાટલા ઉપર પછાડી બોલ્યો કે, "હે ખાટલા, તું અહિંથી ગંભીરનગરમાં જા." તત્કાળ તે ખાટલો વિશાળ આકાશમાં ઉડવા લાગ્યો. જ્યારે તે ગંભીરનગરની નજીક આવી પહોંચ્યો, એટલે તેણે તેની ઉપર રાતી સોટી પછાડી કે તરતજ તે ત્યાંજ સ્થિર રહી ગયો. તે વખતે તેણે પોતાની પ્રિયાને કહ્યું, "હે પ્રિયા, હું આ નગરમાં જઇ આવું, ત્યાંસુધી તમે અહીં રહો. હું આ નગરનું વૃત્તાંત જાણીને પુનઃ અહિં આવીશ." આ પ્રમાણે કહી પોતાની પ્રિયાને બાહેર રાખી તે નગરમાં ગયો. તેવામાં પાછળથી ત્યાં જે બન્યું તે સાંભળોઃ—

મંત્રીનું વહાણ ઉપર આવવું, વહાણનુ પવનથી પુરાવું, ઉપલક્ષણથી વહાણનું ડુંગરાઇ જવું એ બધા ખબર કાનમાં અમૃત રેડાવાની જેમ સાંભળીને તે હાણીએ મંત્રીશની સ્ત્રી વિનયસુંદરીને છૂપી રીતે ( ઓળખ ન પડે તેમ ) શાંતિથી સમજાવી પોતાના ઘેર બોલાવી.

વિનયસુંદરી તેનો હેતુ સમજી ગઇ તેથી તે તેને ઘેર આવી નહીં, ત્યારે તે પાપી-અપરાધીએ આ પ્રમાણે વિચાર્યું. "તે મંત્રીની સ્ત્રીએ જે મારો ઇરાદો જાણી લીધો, તે વિપરીત બન્યું. મંત્રીને વહાણ ઉપર મોકલ્યો તે મેં સારૂં કર્યું નહીં. આશામાં બંધાએલી એ સ્ત્રી પારાની જેમ તાપને સહન કરશે. હવે જો તે મંત્રી ત્યાંજ રહે અથવા કોઈરીતે મૃત્યુ પામે, તોજ તેની સ્ત્રી મારે આધીન થાય, તે શિવાય કદિપણ નહીં થાય. હવે જ્યારે તે વહાણ પાછું આવશે, ત્યારે બધું જાણી શકાશે. ત્યાંસુધી ઉદાસીનપણે બેસી રહેવું; કારણકે સારી રીતે વિચારીને કરેલું કાર્ય અર્થસાધક બને છે." આ પ્રમાણે તે પાપી ચિંતવતો હતો, તેવામાં તે વહાણ આવી

પહોંચ્યું. એટલે તે દાણ લેનારે આવી તે વહાણવટી શેઠને તેનો વૃત્તાંત પૂછયો, એટલે તે તેના ચરણમાં નમીને બોલ્યો કે, "પેલા મંત્રીને સમુદ્રમાં ફેંકી દીધો છે." આ ખબર સાંભળી તે હર્ષ પામ્યો અને તેજ સમયે તે બળાત્કાર કરવાને મંત્રીની સ્ત્રી પાસે આવ્યો. તે સ્ત્રી ઘરના કમાડ વાસી અંદર બેસી રહી હતી. તે પાપીએ વારંવાર પ્રાર્થના કરી, તો પણ તેણીએ ઘરનું દ્વાર ઉઘાડયું નહીં અને અતિ ચિંતાતુર થઇ કોઇને ઉત્તર પણ આપ્યો નહીં. આ વખતે પવિત્ર બુદ્ધિવાળો મંત્રી ત્યાં આવ્યો. તેવામાં દ્વાર બંધ જોઇ તે ખેદાતુર થઈ ગયો અને હૃદયમાં વિચાર કરવા લાગ્યો, "અરે! મારી પ્રિયાનું કાંઈ અમંગળ તો નહીં થયું હોય? અથવા તેણી પોતાના પિતાને ઘેર ગઇ હશે? કહેવાય છે કે નિરાધાર અબલા વિનાશ પામે છે." આ પ્રમાણે ચિતા જેવી ચિંતા કરતાં મંત્રીને ઘણો પરિતાપ થયો. પછી તેણે ત્યાં રહેલા કોઇ પુરૂષને પૂછયું કે, "હે ચતુરનર, પહેલા અહિં એક પરદેશી સુંદર સ્ત્રી રહેતી હતી, તે હમણાં દેખાતી કેમ નથી? તે મને સત્વર કહો." તે બોલ્યો, સમુદ્રમાં સાથવાની મુષ્ટિની જેમ આ મોટા શહેરમાં તેવી સ્ત્રીનું ગમન-આગમન કોના જાણવામાં આવે?" તે પુરૂષના આવા વચન સાંભળી તે મંત્રી ખેદ પામી જેવામાં બાહેર આવ્યો તેવામાં કેટલીક વેસ્યાઓ આવી તે ગજસુતાને છેતરીને પોતાને ઘેર લઇ ગઇ. તપાસ કરતાં તે સ્થાને પોતાની સ્ત્રી જોવામાં આવી નહીં, તેવામાં ત્યાં રહેલા કોઈ પુરૂષ પાસેથી તેને તે વેસ્યા સંબંધી ખબર મળ્યા. એટલે તે હૃદયમાં અતિ સંભ્રાંત થઇ ગયો. માંસ અને મત્સ્ય બંનેથી ભ્રષ્ટ થયેલા શીયાળની જેમ તે ઉભયભ્રષ્ટ થઇ ગયો અને 'હવે શું કરવું' એવા વિચારમાં મૂઢ બની ક્ષણવાર ત્યાં બેસી રહ્યો. પાછળથી સદ્બુદ્ધિવાળા અને વિચારવાળા મંત્રીએ ધીરજ પકડી તે સ્ત્રીના શીળનું રક્ષણ કરવા હૃદયમાં ચિરકાલ ચિંતવન કરી નિશ્ચય કર્યો કે, "હવે હું કુસંગમાં પડેલી તે સ્ત્રીની પ્રથમ યત્નથી સંભાળ કરૂં. કારણકે, પ્રાણીને ગુણ અને અવગુણ સંસર્ગથીજ થાય છે." આ પ્રમાણે ચિંતવી તે ઉત્તમ મંત્રી વેશ્યાઓના પાડામાં ગયો. ત્યાં કોઇએક વેશ્યાના ઘરમાં ઘણી વેશ્યાઓ જોવામાં આવી. એવામાં કોઇ એક વારાંગના ત્યાં જતી હતી, તેને તે બુદ્ધિમાન મંત્રીએ પૂછયું કે, "અત્યારે આ વેશ્યાના ઘરમાં સર્વ વેશ્યાઓ કેમ જાય છે? તેણીના ઘરમાં તો હર્ષ અને શોકનું કાંઇપણ ચિન્હ પ્રત્યક્ષ દેખાતું નથી, જો તમે તેનું કાંઇ પણ કારણ જાણતા હો તો મને કહો, જેથી મારા કાન તૃપ્ત થશે." તે વૃત્તાંતને સારી રીતે જાણતી તે વેશ્યા મંત્રી પ્રત્યે બોલી, "ભાઇ, આ વેશ્યાના ઘરમાં કોઇ એક વિવેકી સ્ત્રી મેમાન થઇને આવેલી છે, તે અંદરના ઓરડાનું દ્વાર તત્ત બંધ કરીને બેસી ગઈ છે. કાંઇ પણ પૂછતાં તેણી ઉત્તર આપતી નથી અને મૌન વ્રત ધરીને રહી છે. તેણીને જોવાને અને પૂછવાને આ સર્વ વેશ્યાઓ જાય છે, તે

કોઇને પોતાનું દર્શન આપતી નથી તેમ જવાબ પણ આપતી નથી.” આ સાંભળી મંત્રીએ જાણી લીધું કે, તે સ્ત્રી મારી પત્નીજ છે અને અહિં ત્રાસ પામેલી દેખાય છે. હવે તેણીને હાથ કરવી, તે સંશય ભરેલું છે. એક તરફ આ વેશ્યા હલકી સ્ત્રી જાતિ, તેમાં પણ વળી અતિ કામને આશ્રિત થયેલી, તેમા પણ વળી નિર્લજ્જ અને તેથી પણ વધારે બેશરમ હોય છે. વેશ્યામાં આસકત રહેનાર પુરૂષો બુધ હોય તો પણ તેઓ લક્ષ્મીને[1] બંને રીતે વૃથા ગુમાવી દે છે. તેઓ સૌમનસ–પુષ્પોના આપીડ–શીરોભૂષણ (મુકુટ–મુગટ) ને ધારણ કરે છે. તેઓ ગુરૂ–વડિલજનોને સંતાપ કરનારા છે. તેઓ સદા ઉદ્વેગ કરનારા હોય છે; તેઓ મધુ–મદિરામાં આસકત રહે છે. તેવા પુરૂષો તે વેશ્યાઓના ઉગ્ર અને ક્રૂર ( ખોટા ડોળ ) ને સુખના આભાસરૂપ માની બેસે છે. હવે મારે પણ તેવો ખોટો ડોળ બતાવવો કે જેથી મારા કાર્યની સિદ્ધિ થશે. દુનીયામાં પણ કાંટાથી જ કાંટાનો ઉદ્ધાર થાય છે એટલે કાંટાવડે જ કાટો નીકળે છે. જુવો, ધનુષ્ય અને પણુષ્ય–તે બંનેમાં વસ્તુસ્વભાવે સરળતા રહેલી છે; પરંતુ જ્યારે કાર્યસિદ્ધિ કરવી હોય, ત્યારે તે બંનેમાં વક્રતા થાય છે.” આ પ્રમાણે મનમા ચિંતવી તત્કાલ તેણે નિમિત્તિયાનો વેશ ધારણ કર્યો અને જમણા હાથમા પોથી લઇ તે વેશ્યાના ઘરમા ગયો. ત્યાં શિખા સહિત ( પોતે ) આશિષ આપી, તેણીએ આપેલા આસન ઉપર બેઠો. જેમ મધને મક્ષિકાઓ વીંટાઈ વળે તેમ વેશ્યાઓ તેની આસપાસ વીંટાઈ વળી. તે વેશ્યાઓમા જેણી તે સ્ત્રીને ઘરમા લાવી હતી તે વૃદ્ધ અક્કા બોલી, “ હે અકારણબંધુ ! કહો, તમે શું શું નિમિત્ત જાણો છો ? ” તે બોલ્યો. “ હે અક્કા, સાભળોઃ— હું રૂષ્ટ થયેલાને સંતુષ્ટ કરૂં છું, અવશ મનુષ્યને વશ કરી શકું છું અને જે દૂર રહેલ હોય તેને પાસે લાવુ છું; એટલું જ નહીં પણ વૃદ્ધને યુવાન, રોગીને નીરોગી, મુંગાને સારો વક્તા, કુરૂપીને સુરૂપી, અભાગીને સુભાગી, અને પંગુને સારા પગવાળો બનાવી શકું છું. વળી તે સર્વેને જેવા હોય તેથી ઉલટા પણ ઇચ્છા પ્રમાણે કરી શકું છું.” તેના આ વચનો સાંભળી તે અક્કા ખુશી થઇ અને તેણીએ કહ્યું કે, “ મારો એક પ્રશ્ન છે તેનુ નિરાકરણ કરો ” નિમિત્તિયાએ કહ્યું. “ શુભે, એક કોઇ જાતનું ફૂલ સત્વર લાવો.” અક્કાએ તરત જ એક ફૂલ લાવી આપ્યું. પછી તે ધ્યાન કરીને પુનઃ બોલ્યો. “ તમારા મનમા કોઇ જીવ સંબંધી ચિંતા છે અને તે ચિંતા મનુષ્યજીવ સંબંધી છે.” આ વચનો સાંભળી તે અક્કાને વિશ્વાસ આવી ગયો. તેણીએ ખુલ્લી રીતે કહ્યું કે, “ મારે એક પુત્રી છે, તે મૌન ધરીને રહી છે. તે તેવી રીતે શામાટે રહી છે ? તે કાંઇ જાણવામા આવતુ નથી. તેણીને

૧ દ્રવ્યલક્ષ્મી–ધન. ભાવલક્ષ્મી–જ્ઞાન, દર્શન અને ચારિત્ર

કાંઇક છળ છે અને તે છળ ઉત્પાતથી થયેલું હોય એમ લાગે છે. તો તમે કાંઇક એવો ઉપાય કરો, કે, જેથી તે દ્વાર ઉઘાડે અને બોલે. " આ સાંભળી મંત્રીએ કહ્યું કે-" મને તે સ્થાન બતાવો કે જ્યાં હું તેનો યોગ્ય ઉપાય કરૂં." વેશ્યાએ તેને તે ઓરડો બતાવ્યો. એટલે જાણે [1]દર્શનને ઉચિત એવું મુક્તિદ્વાર હોય તેવા તે અઘરહિત દ્વાર આગળ મંત્રી સત્વર આવ્યો. ત્યાં આવી તેણે કહ્યું કે, "આ સર્વ વેશ્યાઓને આ સ્થાનમાંથી કાઢી મુકો, કારણ કે જો તેઓ અહિં રહે તો તેમને પણ કાંઇક છળ થઇ આવશે. " તે અક્કાએ તે પ્રમાણે કર્યું, એટલે તે મંત્રીએ દ્વાર ઉપર ચંદનનું મંડલ કરી અને "**हुं फट् स्वधा स्वाहा**" એવો મંત્ર ઉચ્ચારી આ પ્રમાણે કહ્યું, "**ધારાવાસ** નગરમાં મહીપાળ નામે રાજા છે અને **સુબુદ્ધિ** નામે પ્રધાન છે, તે રાક્ષસને જીતનાર અહિં આવ્યો છે. મેં તને આ સંકેત કહ્યો છે, તે ઉપરથી હવે દ્વાર ઉઘાડ, હર્ષથી અહિં આવ અને ઉંચે સ્વરે બોલ. " આટલું કહેતાંજ તેણી યથાર્થ ભાષણવડે પોતાના પતિને ઓળખી સત્વર આવી અને તેણીએ વિશ્વાસથી તે દ્વાર ઉઘાડયું. પછી તે મંત્રીએ તેણીના કાનમાં જણાવ્યું કે-" હું તને કાંઇ પણ કરૂં તે બધું તારા હિતની ખાતર કરૂં છું, પતિમાં ભક્તિવાળી એવી તારે તે મારો અપરાધ ક્ષમા કરવો. " તે સ્ત્રીએ સ્વીકાર્યું, એટલે મંત્રી તેણીને કેશથી પકડી બાહેર લાવ્યો. પછી મંત્રીની શીખવણીથી તે સ્ત્રી બોલી. અરે, મારા પેટમાં ક્ષુધા બહુ લાગી છે, તેથી હું રહી શકતી નથી, તો મને મોદક અપાવ. " પછી બુદ્ધિમાન્ મંત્રીએ તત્કાળ અક્કાને બોલાવી ઉંચી જાતના મોદક મંગાવ્યા અને તે વડે તેણીને ભોજન કરાવ્યું. પછી તેણીને પાછો ઓરડામાં લઈ ગયો. ત્યાં ધીમે સ્વરે કહ્યું કે-" ભદ્રે ! આ અક્કા તને અહિં શી રીતે લાવી ? તે બોલી. સ્વામિન, તમે મને છોડીને જ્યારે બાહેર ગયા, ત્યારે આ વૃદ્ધ વેશ્યા મારી પાસે આવી અને મને કહ્યું કે " તું કોણ છે ? કોની મીજમાન છે અને કયા સ્થાનમાંથી આવે છે ? ભોળપણને લઇને મેં તેણીને મારો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે ઉપરથી તેણીએ મને કહ્યું કે, "ભદ્રે, હું તને તેડવા આવી છું અને તારા સ્વામીએ મને મોકલી છે. તેથી જલદી મારે ઘેર આવ. " તેણીના આ વચન ઉપરથી હું ખટલા સહિત તેણીની સાથે અહિં આવી. મેં અહિં તમોને જોયા નહીં પણ બધું વિપરીત જોયું, એટલે તત્કાળ મારા શીળનું રક્ષણ કરવા ઓરડાના બંને કમાડ બંધ કરીં હું અંદર રહી. " પોતાની પ્રિયાનો આ વૃતાંત સાંભળી મંત્રીએ કહ્યું. " હે પ્રિયા, હવે તું કેટલોક વખત અહિંજ સ્થિર રહે. પછી બધું રાજાની સમક્ષ સારૂં થશે" આ પ્રમાણે સૂચવી તે મંત્રી બાહેર આવ્યો, એટલે તેણીએ પાછા કમાડ બંધ કરી

---

૧-મુક્તિ દ્વાર દર્શનોચિત એટલે સમ્યગ-યથાર્થ દર્શન ઉચિત અને અઘરહિત-પાપરહિત છે અને તે ઘરનુ દ્વાર દર્શનોચિત-દર્શન કરવાને યોગ્ય અને દુખ રહિત છે.

દીધા. અક્કાએ નિમિત્તિયાને પૂછયું કે–" હે પાપ રહિત પુરૂપ ! આ સ્ત્રીને કયો દોષ લાગુ પડયો છે? નિમિત્તિઓ બોલ્યો. "આ સ્ત્રીને શાકિની વળગી છે, તેથી તમારે તેનાથી દૂર રહેવું, પરંતુ તમારે તેનો ભય રાખવો નહીં: કારણ કે, તે શાકિની મારે સાધ્ય છે. છેવટે બધું સારૂં થઇ જશે. મેં તે દોષ દુર કરવા માટે મંત્રની પૂર્ણ સેવા કરી છે. હવે તેની ઉત્તર સેવા કરી પાછો હું આવ્યો આવીશ " આ પ્રમાણે કહી તે ગંભીર મંત્રી ઘરની બાહેર ગયો તેવામાં તેણે બતાવેલા ચમત્કારની પ્રતીતિ જોઈ રાજી થયેલા લોકો ત્યાં એકઠા થઈ ગયા. મંત્રી પોતે કોઇને ઘેર જતો નથી અને કોઇની સાથે બોલતો નથી, ત્યાંથી બાહેર નીકળી ઘણા લોકોથી વીંટાએલો તે પેલા દાણ લેનારા અધિકારીના ઘર આગળ આવ્યો. તે દાણના અધિકારીએ લોકોને પૂછયુ કે, ' આ શું છે ? ' ત્યારે લોકોએ તે વેશ્યાનો અદ્ભુત વૃત્તાંત મૂળથી માંડીને તેને કહી સંભળાવ્યો. તે સાંભળી તે દાણલેનાર જ્યાં તેની પ્રિયા મૌન ધરીને રહી હતી, ત્યાં તેને સન્માનપૂર્વક લઇ ગયો. તેણીને પણ પૂર્વની જેમ સંકેત કરી બોલાવી. પછી રત્નદ્વીપના રાજાની પુત્રી કે જે તે મંત્રીની પ્રિયા હતી. તે સાગરદત્ત શેઠના ભયથી દ્વાર બંધ કરીને જ્યાં બેઠી હતી તે સ્થાને ઘણા લોકોથી વીંટાઇને મંત્રી ગયો. તેણીને પણ સાગરદત્ત શેઠના કહેવાથી બોલાવી. પછી તેણે વિચાર્યું કે, " મેં વિજ્ઞાનથી મારી ત્રણે સ્ત્રીઓના ઠેકાણાં સાક્ષાત્ જાણી લીધાં પણ રાજાના હુકમ વિના તે સ્ત્રીઓ લઇ શકાશે નહીં. " આવું વિચારી તે પાછો વેશ્યાને ઘેર આવ્યો. અને ત્યાં ઇચ્છિત ગોષ્ટી કરતો કપટથી રહેવા લાગ્યો.

એક વખતે તે અક્કાએ તેને આ પ્રમાણે કહ્યું.–" હે વિદ્વન્, આ લોકમાં સર્વ પ્રાણીને વૃદ્ધાવસ્થા વિશેષ વિડંબના કરનારી છે. તેને માટે કહ્યું છે કે, પ્રાણીને લોપની[૧] જેમ મૃત્યુ સર્વાપહારી છે. તે વાત તો દૂર રાખો, પણ જરાવસ્થા તો આદેશની જેમ રૂપને જુદી જ રીતે કરી દે છે. તે જરાવસ્થા રાજા, મંત્રી, વૈદ્ય અને યતિને અલંકારરૂપ છે, પરંતુ વેશ્યા, મલ્લ, ગવૈયા અને સેવકોને વિડંબનારૂપ છે, તેથી તમે પ્રસન્ન થઇને મને તત્કાલ સર્વ રીતે યૌવનવયવાળી બનાવી દ્યો. " આ પ્રમાણે તેણીના કહેવાથી તે મંત્રીએ પેલા કૃષ્ણાંજનવડે તેને સાંઢડી બનાવી અને પછી તે ઉપર પલાણ કરીને તે ચૌટામાં આવ્યો. ત્યાં કઠોરપણે ચાબુખના મારથી તેણીને મારવા માંડી. તે વખતે તે વેશ્યાનો બધો પરિવાર તેની ચારે તરફ ભમતો પોકાર કરવા લાગ્યો, પણ ચિત્તમાં ચિન્તાયુક્ત એવા તે મંત્રીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં. પછી " આ ભાઇસાહેબને

૧ જેમ વ્યાકરણમાં જ્યાં લોપ થાય છે, ત્યા તે સર્વાપહારી એટલે શબ્દના સર્વ રૂપનો નાશ કરે છે, તેવી રીતે મૃત્યુ માણસના રૂપનો સર્વ રીતે નાશ કરી દે છે. વ્યાકરણમાં જ્યાં આદેશ થાય છે, ત્યા તે શબ્દનું રૂપ બદલાઇ જાય છે; તેવી રીતે જરાવસ્થાથી માણસનું રૂપ બદલાઇ જાય છે.

રાજા શિવાય બીજો કોઈ શિક્ષા આપવા સમર્થ નથી.” આવું ચિંતવી તે અધો વેશ્યા વર્ગ રાજાની પાસે આવ્યો: તે વેશ્યાઓએ રાજાની પાસે આવી આખા નગરમાં પ્રસિદ્ધ થયેલો તે સર્વ વૃત્તાંત નિવેદન કર્યો; એટલે રાજાએ તે મંત્રીને પોતાની પાસે બોલાવ્યો અને સાંઢડીને ચાબખાવડે તાડન કરતા એવા તેને અટકાવ્યો. પછી તેણે સાંઢડી ઉપરથી ઉતરી તે વેશ્યાનું અને તેની સાથે પેલા દાણના અધિકારી અને સાગરદત્ત શેઠનું બધું અકાર્ય રાજાને જણાવ્યું. તે સાંભળી રાજા ચમત્કાર પામ્યો. પોતાના ઘરમાં રહેલી તેની પ્રથમની પ્રિયા, વેશ્યાના ઘરમાં રહેલી બીજી પ્રિયા અને શ્રેષ્ઠીના ઘરમાં રહેલું પોતાનું રત્ન તથા સુવર્ણ વિગેરે દ્રવ્ય તથા પ્રિયા તે બધું રાજાના માણસો પાસે લેવરાવી પોતે રાજાની સમીપ લાવ્યો. રાજાએ તે શ્રેષ્ઠીનુ સર્વ લઈ લીધું અને તેનો વધ કરવાની આજ્ઞા કરી. જે વિષયો અમૃતનુ ભક્ષણ કરનારા દેવતાઓને પણ તેમનું દર્શન, શ્રવણ, સ્મરણ અને સ્પર્શ કરવાથી મૃત્યુ આપનાર છે, તે વિષને સાથે [1]યકાર મળવાથી વિષથી પણ અધિકતા પામ્યા છે. પછી મંત્રીના આગ્રહથી તે ક્રોધી શ્રેષ્ઠીને રાજાએ જીવતો છોડી મૂક્યો, જેથી એ શ્રેષ્ઠી મંત્રી ઉપર પ્રીતા પ્રીતા થઇ ગયો ( હર્ષઘેલો બની ગયો ). પછી રાજાએ પેલા દાણના અધિકારીનો યથાયોગ્ય દંડ કર્યો અને તેને ચિત્ત અને દ્રવ્યને અનુસારે ડહાપણભરી (તેનો સુધારો થાય તેવી વ્યાજબી) શિક્ષા આપી. પેલી વેશ્યાને શ્વેત-અંજનવડે પાછી સ્ત્રી કરાવી રાજાએ પોતે તેણીનો પણ યોગ્ય દંડ કર્યો. ત્યારબાદ રાજાએ તે મંત્રીનું આવું ભાગ્ય અને સૌભાગ્ય જોઈ પોતાની કન્યા ઘણાં દ્રવ્ય સાથે તેને અર્પણ કરી. તે પછી મંત્રી ત્યાં કેટલાએક દિવસ સુધી રહ્યો. એક વખતે તેણે રાજાની પાસે આવી પોતાનું પૂર્વનું સઘળું ધર્મના પ્રભાવનું વર્ણન કહી સંભળાવ્યું. તે સાંભળી ધર્મ-કર્મના સારા મર્મને જાણનારા તે રાજાએ તેને કહ્યું કે—“હવે તમારે જે કાંઇ ન્યૂન હોય તે પૂર્ણ કરો.” મંત્રી બોલ્યો. “રાજન! ધર્મના પ્રભાવથી મારે કાંઇ પણ ન્યુન નથી. હવે જો પૂર્વ સંકેતિત રાજા પુન્યને માન્ય કરે તો હુ સદા સુખી થાઉં.”

તે પછી વહાણમાં આણેલા ઘોડાઓને મંત્રીએ પોતાની વસ્તુઓથી ખરીદ કર્યા. તે ઘોડાઓને લઇ અને રાજાનો હુકમ મેળવી, ચાર પ્રિયાઓને સાથે લઇ અને આઠ કોટી સુવર્ણ મેળવી, ધારાનગરથી સામા આવેલા પોતાના મિત્ર સેનાપતિએ સેવેલો, ત્યાંના રાજા અને મિત્રોના સમૂહે મોકલેલા અગણિત સૈન્યથી યુક્ત થયેલો, ચળકતા સૈન્યના બળથી પૃથ્વીને ચલાયમાન કરતો, ઠેકાણે ઠેકાણે સારા રાજાઓનો પ્રચંડ દંડ લેતો અને દુર્મદ રાજાઓનો નિગ્રહ કરતો તે મંત્રી અનુક્રમે પોતાના નગર નજીક આવી પહોંચ્યો. ત્યાં રાત્રે પેલા ખાટલા ઉપર બેસી તત્કાળ પોતાને

૧ વિષ શબ્દમાં યકાર મળતાં વિષય શબ્દ બને છે અને તે વિષ કરતા પણ અધિક દુઃખદાયક બનવા પામે છે.

ઘેર આવ્યો ત્યાંથી પ્રૌઢ દંડ અને કામકુંભને નીતિના બળયુક્ત એવા પોતાના લશ્કરમા તે લઇ આવ્યો પછી પ્રભા યુકત એવા પ્રભાતકાલે તેણે સેનાપતિને પૂછ્યું કે, "હવે મારે આ રાજાનો ભેદ કરવો કે દંડ કરવો ? તે કહો " સેનાપતિ બોલ્યો, "હે વિભુ ! અન્યાયથી વર્તનાર આ રાજાનો તો હમણા દંડ કરવો ઘટિત છે, અથવા મર્મને ભેદનારો ભેદ કરવો પણ ઘટિત છે." સેનાપતિના વચન સાંભળી તે ગુણી મંત્રીએ લોકવૃત્તાંતને જાણનારા એક દૂતને વિશેષ શિક્ષા સમજાવી સત્વર રાજાની પાસે મોકલ્યો દ્વારપાળે ખબર આપ્યા એટલે રાજાએ તે દૂતને પોતાની પાસે બોલાવ્યો દૂતે રાજાને પ્રણામ કરી પ્રથમ પોતાના સ્વામીના ઘણા ગુણો કહી સંભળાવ્યા પછી તે પ્રજાપતિના બને પ્રકારે બલના ભેદ જણાવ્યા તે સાભળી રાજા ઘણો ગુસ્સે થયો અને ક્રોધથી યુદ્ધ કરવા તત્પર થઇને બોલ્યો "અરે ! જે સુબુદ્ધિ પૂર્વે મારો એક નોકર હતો તે સુખ સહિત, કર્મ કરી કાંઇક દ્રવ્ય મેળવી અને તે દ્રવ્યના બલથી કેટલું એક સૈન્ય મેળવી અહિં આવ્યો છે, તે અત્યારે મારી પાસે દંડ માગે છે જે નિર્ધન માણસ હોય તે ધન મેળવી જગતને તૃણવત માને છે, પણ તેને ખબર નથી કે જેમ જિહ્વા દાંતે ચાવેલી વસ્તુને સુખે ગ્રહણ કરે છે, તેમ હું પોતાની મેલે આવેલું તેનું સર્વસ્વ સુખેથી ગ્રહણ કરી લઇશ " રાજાના આ વચનો દૂતે આવી મંત્રીને કહ્યા, ત્યારે જગતમા એકજ સુભટ એવો સેનાપતિ આ પ્રમાણે શ્રેષ્ઠ વચન બોલ્યો "આ જગતમા સર્વત્ર ધર્મથી જય થાય છે. તે ધર્મને રાજા માનતો નથી, તો એ રાજાનો પરાજય થવાનોજ આ બાબતમા સૂર્ય સાક્ષી છે બીજો પણ કોઇ દ્વેષી મનુષ્ય હોય, તેને રાજાએ પોતાના બળથી તત્કાળ છેદી નાખવો જોઇએ, તો આ રાજા પોતે ધર્મનો દ્વેષી છે અને તેથી કરીને આખા વિશ્વનો શત્રુ અને અન્યાયી છે તેને શા માટે છેદવો નહીં ? આચાર શબ્દમા ચા અક્ષરના શિરનું છેદન કરો તેમાં એક પાંખડી વધારતા તે રણશૂર સુભટોને લેખમા બતાવેલ આચાર તે આધન્દ્રેર પદ પડે છે. આ પ્રમાણે

પ્રમાણે બોલ્યો. " અરે રાજા જો તું ધર્મને માનતો હોય તો હૃદયમાં ધર્મને ધારી રાખ; નહીં તો આ યુદ્ધમાં તારા હાસ્યરહિત મુખમાં લીધેલું તૃણ ( તરણું ) તારી રક્ષા કરનારૂં થશે. " મંત્રીનાં વચન સાંભળી ધર્મ રહિત એવો તે રાજા જાણે અધોગતિના માર્ગને સાક્ષાત્ જોતો હોય, તેમ અધોમુખ થઇ ઉભો રહ્યો. તે પછી સંપૂર્ણ પુન્યવાળા મંત્રીએ ઉપેક્ષા કરેલો તે અધમ રાજા પોતાને પ્રિય એવા પાપને લઇને તે પાપથી ઉત્પન્ન થયેલ અલક્ષ્મી (નિર્ધનતા) ને પ્રાપ્ત થયો. પછી [1]રાજ્ય ધર્મથી ભ્રષ્ટ થયેલો અને આ સંસારમાં રક્ત થયેલો તે જડાશય દ્વિજ દાંતે તૃણ લઇ કર્મફલ મેળવવાને વનમાં ચાલ્યો ગયો.

રાજા ગયા પછી તે સુબુદ્ધિ મંત્રીનો મોટા ઉત્સવ સાથે નગરમાં પ્રવેશ થયો. સેનાપતિએ તેનો વિધિપૂર્વક પટ્ટાભિષેક કર્યો. તે સમયે [2]અલક્ષ્મીરૂપ પર્વના નિકળવાથી અને લક્ષ્મીના આવવાથી લોકોમાં દીપોત્સવી પર્વના જેવો ઉત્સવ થઇ રહ્યો.

એક વખતે શ્રીગુરૂના મુખથી દ્વાદશ વ્રત લઈ તે મંત્રી જૈનશાસનનો પ્રભાવક પરમ શ્રાવક બની ગયો. ધર્મવડે સૌધર્મદેવલોકના કરતાં પણ વધારે સુખ આપનારા મહાન્ રાજ્યને પ્રાપ્ત કરી તે મંત્રીએ ધર્મના સામ્રાજ્યને એકછત્રવાળું કર્યું. [3]સત્વની રક્ષાથી રમણીય અને ગુણોથી ભરપૂર એવા શ્રીજિનભગવાનના ઉજ્વળ પ્રાસાદો જાણે ધર્મરૂપી રાજાના મહેલો હોય તેવા રચાવ્યા. [4]વિશાળ દાનસહિત, ત્રિપદીયુક્ત અને દુષ્ટ વારણના શબ્દોને આપનારી પૌષધશાળાઓ તે ધર્મરૂપી રાજાની હસ્તિશાળાના જેવી તેણે રચાવી. સંઘને સાથે લઇ, જિનમંદિર સહિત તથા સાધુઓની ભકિતપૂર્વક તે પાપથી બચવા માટે પ્રતિ વર્ષ યાત્રા કરતો હતો. જાણે પાપરૂપી રાજાના સાત અંગો હોય તેવા દુર્વ્યસનોને તેણે નિવાર્યા, અને તેને ઠેકાણે તત્કાળ સાત ક્ષેત્રોને સ્થાપ્યા. અનીતિની જેમ મારીનો સર્વથા તેણે અટકાવ કર્યો, અને અમારીના પટહની અને ન્યાયઘંટાની ઘોષણા કરાવી. આ પ્રમાણે તે સુબુદ્ધિ રાજા ધર્મપરાયણ થતાં રાજ્યના તમામ લોકો પણ ધર્મધુરંધર થઇ ગયા. તે સર્વ રીતે ઘટે છે. કહેવાય છે કે, **" यथा राजा तथा प्रजा. "**

---

૧ અહિં એવો અર્થ પણ થાય છે કે-જે ધર્મથી ભ્રષ્ટ થયેલો અને સંસારમા રક્ત થયેલો કોઇ જડ-હૃદયવાળો મિથ્યાત્વી પુરુષ બ્રાહ્મણોને હાથે તૃણ-દર્ભ લઈ કર્મ-ક્રિયાનું ફલ મેળવવાને વાનપ્રસ્થ થઇ વનમા જાય છે.

૨ દીવાલી પર્વમા લોકો અલક્ષ્મીને કાઢે છે અને લક્ષ્મીને બોલાવે છે. ૩ સત્વની રક્ષા એટલે જિનપક્ષે પ્રાણિરક્ષા અને રાજપક્ષે બલરક્ષા ૪ પૌષધશાળા દાન સહિત, અને દુષ્ટવારણના એટલે દુષ્ટજનોને નિવારવાના ધર્મશિક્ષણ, દાન તથા પૌષધના-એ ત્રણ સ્થાનયુક્ત શબ્દોને આપનારી હોય છે અને ગજશાળા, દાન-મદ સહિત, ત્રિપદી-ગજબંધનથી યુક્ત અને દુષ્ટ એવા વારણ-હાથીઓને વશ કરવાના શબ્દોને આપનારી હોય છે.

એક વખતે તે નગરની બાહેર **ધર્મઘોષ** નામના સૂરિ આવી ચડયા. વનપાળના મુખથી તે ખબર જાણી રાજા સુબુદ્ધિ ચતુરંગ સેના સહિત, છત્ર તથા ચામરથી સુશોભિત બની અને અંતઃપુરના પરિવારને સાથે લઇ તે ગુરૂને વંદન કરવાને ગયો. પાંચ અભિગમ કરી અને ગુરૂને વિધિથી વંદના કરી રાજા યોગ્ય આસને બેઠો, એટલે ગુરૂ આ પ્રમાણે ધર્મ સંભળાવવા લાગ્યા—" આ જગત ઉપર જે ઇંદ્ર વગેરે રાજાઓ બનેલા છે તે બધા ધર્મથીજ બનેલા છે. જો ધર્મ કર્યો ન હોય તો તેમને રાજ્યની પ્રાપ્તિ ક્યાંથી થાય ? જેઓ આ જગતમાં તે ધર્મરૂપી મહારાજાની શુદ્ધ આજ્ઞા ઉઠાવે છે, તેઓને તે ધર્મરાજાનો ભય કદિ પણ લાગતો નથી, અને જેઓ તે મહારાજાની આજ્ઞા માનતા નથી, તેમના રાજ્યનો ક્ષય થઇ જાય છે અને સદા મૃત્યુના ભયને આપનારો વનવાસ કરવો પડે છે. શુદ્ધ રાજામાં દોષારંભ હોય પણ તે તેને બે ઘડીવાર રૂચે છે, તેથી શુક્લપાક્ષિકતા કરવી જોઇએ, તો હે રાજા, તમે શુક્લપાક્ષિકતાને વધારો. તે ધર્મ યતિધર્મ અને શ્રાવકધર્મ એમ બે પ્રકારે કહેલો છે. તે બંને ધર્મો [2]મેરૂપર્વત અને સર્ષવના દાણા તુલ્ય ગણાય છે."

ધર્મઘોષસૂરિનો આ ઉપદેશ સાંભળી સુબુદ્ધિ રાજાનો ભાવ હર્ષથી યતિધર્મ ઉપર થઈ આવ્યો. **પ્રૌઢ પુરૂષોની બુદ્ધિ પ્રૌઢ વસ્તુને ગ્રહણ કરવામાંજ પ્રવર્ત્તે છે.** પછી તે રાજા સુબુદ્ધિએ પોતાના પવિત્ર પુત્રની ઉપર રાજ્યનો મહાન્ ભાર આરોપણ કરી દ્રવ્યના દાન આપી તે ગુરૂ પાસે વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કરી. તેણે રાજ્યનો ત્યાગ કર્યો હતો, તો પણ તે [3]ક્ષમાને ધારણ કરતો, [4]શુદ્ધ અંતઃપુર સાથે યુક્ત થતો, સદસિ[5] પ્રીતિને વહન કરતો પોતાના હૃદયમાં તંત્ર,[6] મિત્ર, નમસ્કારના મંત્રને સંભારતો, દુરંતની જેમ [7]અંતરંગ-અરિનું ચિંતવન કરતો, ત્રણ[8]

---

૧ રાજપક્ષે-દોષનો આરંભ કરવામાં આવે તો પણ તે તેને બે ઘડીવાર રૂચે અને શુકલપાક્ષિકતા એટલે શુભ-શુદ્ધ ક્રિયા રૂચિ તેને વધારે. રાજા-ચંદ્રપક્ષે-દોષારંભ-રાત્રિનો આરંભ બે ઘડી રહે અને શુક્લપક્ષ કરે.

૨ યતિધર્મ મેરૂપર્વતના જેવો છે અને શ્રાવકધર્મ સર્ષવના દાણા જેવો છે. તે બંનેમાં તેટલો તફાવત છે. ૩ રાજપક્ષે ક્ષમા-પૃથ્વી મુનિપક્ષે ક્ષમાગુણ. ૪ રાજાપક્ષે શુદ્ધ અંતઃપુર અને મુનિપક્ષે શુદ્ધ હૃદયપ્રદેશ. ૫ રાજપક્ષે સદસિ પ્રીતિ-સત્-અસિ-સારા ખડ્ગ ઉપર પ્રીતિ અને મુનિપક્ષે સદસિ-પર્ષદામાં પ્રીતિ.

૬ રાજપક્ષે તંત્ર-યુક્તિ, મિત્રોને નમસ્કાર અને મંત્ર-વિચારણા, મુનિપક્ષે તંત્ર ( શાસ્ત્ર ) યુક્તિ, મિત્ર-મૈત્રી અને નમસ્કાર મંત્ર-નવકાર મંત્ર. ૭ રાજાપક્ષે-અંતરમાં પોતાના દેશના શત્રુઓનું ચિંતવન. મુનિપક્ષે-અંતરંગ શત્રુ-અંતરના કામ ક્રોધાદિ શત્રુઓનું ચિંતવન. ૮ રાજાપક્ષે ત્રણ શક્તિ-પ્રભુતા, મંત્ર અને ઉત્સાહ. મુનિપક્ષે જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ ત્રણ રત્નો.

શક્તિની જેમ પ્રસિદ્ધિને આપનારી રત્નત્રયીને ધારણ કરતો, સેનાના[1] ચાર અંગોની જેમ ધર્મના ચાર ભેદને દર્શાવતો, [2]ષડ્ગુણોની જેમ ષટ્કાયોનું ભાવથી પાલન કરતો અને સાત[3] અંગોની જેમ સાત તત્વોને જાણતો તે આ પૃથ્વી ઉપર શોભતો હતો. તેણે સમગ્ર વિષય[4] સંયુક્ત શત્રુવર્ગને જીતી લઇ અનંત કેવળજ્ઞાનની લક્ષ્મી સંપાદન કરી. તે પછી તેણે કેટલાએકને હિતકારી સાધુત્વ,[5] કેટલાએકને અમૂલ્ય[6] રત્નો, કેટલાએકને નાના દેશ ( વિવિધ આદેશ ), તથા ક્ષમા, ભવ્ય પ્રાણીઓને કલ્યાણ, અભવ્ય પ્રાણીઓને શોક, કેટલાએકને ઘણું માન અને કેટલાએકને શુદ્ધિ આપનારૂં સ્થાન આપ્યું. આ પ્રમાણે તે પોતાનું આયુષ્ય પૂર્ણ કરી અવ્યયપદ-મોક્ષને પ્રાપ્ત થયો. અને ત્યાં અનંત સુખનો ભોક્તા તથા જ્ઞાનીઓનો શિરોમણી બની ગયો. ”

બ્રહ્મગુપ્તસૂરિ કહે છે. હે રાજા ! આ વાર્તા ઉપરથી તમારે સમજવાનું છે કે, ધર્મનો ફક્ત પક્ષપાત કરવો, તે પુરૂષોને આ લોક તથા પરલોકમાં સુખદાયક થાય છે. તો પછી તે ધર્મ આચરવાથી શું ન થાય ? છાયા[7] કરનાર, લોકોના આધારભૂત અને સુમનઃ[8] શ્રેણીથી સુશોભિત એવો ધર્મરૂપી કલ્પવૃક્ષ વાંછિત ફળને આપે છે. તે ધર્મ સુંદર શાલ-વૃક્ષ જેમ દાનાદિક ભેદથી ચતુઃશાલ ( ચાર શાખાવાળો ) છે અને તે સકળ સર્વજ્ઞ પ્રભુઓના વ્યાખ્યાન સમયે સંતાપને[10] વારનારો છે. તે ( ચાર પૈકી) એક શાળ[11] ( દાનાદિ એક પ્રકારની ) ધર્મની વિશાળતાનું વર્ણન કરવાને કોણ સમર્થ થઇ શકે તેમ છે ? કે જેને માર્ગે ચાલનારા અનંત પ્રાણીઓ પરમપદ-મોક્ષને પામ્યા છે. તે વૈરાગ્ય સહિત ધર્મના સર્વ ભેદો સર્વ પુરૂષાર્થોની સિદ્ધિને આપનારા છે, તે છતાં પણ દાતારપુરૂષનો હાથ તે સર્વની ઉપર આવી શકે છે. આ જગતમાં પ્રથમ સર્વથી મોટો

૧ હાથી, ઘોડા, રથ અને પાયદલ-એ સેનાના ચાર અંગો અને દાન, શીલ, તપ અને ભાવ-એ ધર્મના ચાર ભેદો. ૨ રાજાપક્ષે સંધિ વિગેરે ૭ ગુણ. મુનિપક્ષે-ષટ્કાય જીવનું પાલન. ૩ રાજાપક્ષે સાત અંગો. ( રાજ્યના આધારભૂત શેટી પુરોહિત પ્રધાનાદિક સપ્તાંગ ) મુનિપક્ષે ( જીવ અજીવાદિ ) સાત તત્વો. ૪ રાજાપક્ષે-વિષય-સંયુક્ત-પોતપોતાના દેશે સહિત. મુનિપક્ષે વિષય સહિત શત્રુઓ. ૫ રાજાપક્ષે સજ્જનપણું અને મુનિપક્ષે સાધુપણું. ૬ રાજાપક્ષે અમૂલ્ય રત્નો અને મુનિપક્ષે જ્ઞાનાદિ રત્નો.

૭ જેમ કલ્પવૃક્ષ છાયા કરનાર છે, તેમ ધર્મ છાયા-કાંતિ અથવા શાંતિની શીતળતાના આપનાર છે. ૮ કલ્પવૃક્ષ સુમનઃ શ્રેણી-પુષ્પોની પંક્તિથી સુશોભિત છે. ધર્મ સુમનઃ શ્રેણી-વિદ્વાનો અથવા દેવતાઓની શ્રેણીથી સુશોભિત છે.

૯ જેમ વિશાળ શાલ-વૃક્ષ ચાર શાખાવાળો હોય છે. તેમ ધર્મ-દાન, શીળ, તપ અને ભાવ-એ ચાર ભેદવાળો હોય છે ૧૦ જેમ વિશાળ શાલ-વૃક્ષ તેની છાયામાં રહેલા પ્રાણીઓના સંતાપને હરે છે તેમ ધર્મ, પ્રાણીઓના સંસાર સંબંધી સંતાપને હરનારો છે. ૧૧ ચાર શાલ-દાન શીલ તપ અને ભાવ પૈકી ગમે તે એક શાલ-ભેદ-પ્રકાર.

મેરૂપર્વત છે. તેનાથી મોટી પૃથ્વી છે. પૃથ્વીથી મોટો સમુદ્ર છે. સમુદ્રથી મોટો અગસ્તિ છે. અગસ્તિથી મોટું આકાશ છે. આકાશથી મોટો સૂર્ય છે. સૂર્યથી મોટો અંધકાર છે. અંધકારથી મોટું સુદર્શન ચક્ર છે અને તેનાથી મોટો વિષ્ણુનો હાથ છે. તે હાથ પણ દાતારના હાથની નીચે આવે છે. એમ લોકોમાં સંભળાય છે. આ[1] વિશ્વની અંદર સર્વ ગુણોના આધારરૂપ એવા પુરૂષનું પરાક્રમ ત્યાગ-દાનને અનુસરેલા માર્ગણોના સમૂહના મુખથી વિખ્યાતિ પામે છે. જેમ દીપથી અંધકારમાં રહેલો પણ વસ્તુઓનો સમૂહ પ્રકાશમાન થાય છે, તેવી રીતે એક દાનના ગુણથી બીજા સર્વ ગુણો પ્રકાશમાન થાય છે. પણ દાનનો ગુણ બીજા ગુણોથી પ્રકાશમાન થતો નથી. જેમ વર્ષાઋતુમાં જ્યાં વરસાદ વર્ષે ત્યાં તે વરસાદ શસ્યની[2] સંપત્તિને માટે થાય છે. તેવી રીતે પૃથ્વીમાં જ્યાં દાન અપાય ત્યાં તે દાન શસ્યસંપત્તિને માટે થાય છે. જેમ વૃક્ષોમાં કલ્પવૃક્ષપણું, ગાયોમાં કામધેનુપણું, મણિઓમાં ચિંતામણિપણું અને કુંભોમાં કામકુંભપણું, રહેલું છે તેઓની તે યશોવૃદ્ધિ પોતપોતાની જાતિમાં દાનને લઇને થયેલી છે. તેવી રીતે મનુષ્યોને પણ સ્વજાતિ અને પરજાતિમાં દાનને લઇને યશોવૃદ્ધિ થાય છે. જે મનુષ્ય શીલ વિગેરે ગુણોને ધારણ કરનારો હોય તે એકલો-પોતે જ આ સંસાર સમુદ્રને તરી જાય છે અને દાનના ગુણથી તો દાતા અને દાન ગ્રહણ કરનાર બંને આ સંસાર સમુદ્રને તરી[3] જાય છે. તેથી સર્વથી દાનધર્મ અધિક છે. દાનથી વિપત્તિઓ દૂર થાય છે અને પગલે પગલે સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. તેમજ દાનથી શત્રુ મિત્ર થઇ જાય છે અને જે વિષમ-સંકટ હોય તે સમ-શાંત થઇ જાય છે. દાન આપવાથી **રત્નચૂડકુમારની** જેમ કીર્ત્તિ, મહત્તા અને આનંદ અવશ્ય પ્રાપ્ત થાય છે તે સાથે આ સમગ્ર જગત્ પણ વશ થઇ જાય છે.



## રત્નચૂડકુમારની કથા.



આ ભરત ક્ષેત્રમાં મધ્યખંડને વિષે આભૂષણરૂપ **તામલિની** નામે એક ઉત્તમ નગરી સમુદ્રના તીર ઉપર આવેલી હતી. તેની અંદર સત્પુરૂષોના મનોરથના જેવા ઉંચી[4] જાતના, વિબુધોના આધારરૂપ અને બહુ પ્રકારે સુધાથી

ઉજ્જવળ:એવા પ્રાસાદો આવેલા હતા. કમલામોદથી[1] ઉત્તમ અને સુવૃત્તવડે યુક્ત એવી હવેલીઓ અને જલથી ભરેલા સરોવરો ત્યાં રહેલા હતા. કલ્પલતાની[2] જેમ સુમન-જનના સર્વ અર્થને સાધનારી અને સાધુપુરૂષોએ સ્તવેલી બજારો તે નગરીમાં શોભતી હતી. યંત્રમાં[3] શોભતા દેવની જેમ ચોતરફ કોઠાવાળો અને અક્ષરોની પ્રકૃતિ વડે પ્રકાશમાન એવો કિલ્લો તેની આસપાસ રક્ષક તરીકે રહેલો હતો. તે નગરીમાં **અજિતસેન** નામે સાર્થકનામવાળો[4] રાજા હતો. તે વિષ્ણુની[5] જેમ આ પૃથ્વીમાં લક્ષ્મીવાળો અને પ્રજાની રક્ષા કરનારો હતો. તે રાજા રણમાં શૂર,[6] નમેલા માણસમાં સોમ, વાંકાની આગળ વક્ર, બુધ-વિદ્વાન્ આગળ બુધ, વાણીમાં બૃહસ્પતિ, કાવ્યમાં કવિ અને નહીં કરવા યોગ્ય કાર્યોમાં મંદ હતો. તે છતાં પણ કેટલાએક તેને [7]ઇન-**સ્વામી** કહેતા. કેટલાએક રાજા-ચંદ્ર કહેતા, કેટલાએક બુધ-વિદ્વાન્ કહેતા અને કેટલાએક કવિ કહેતા હતા, પણ તેને સર્વ ગ્રહમય કહેતા ન હતા. તે નગરીની અંદર **રત્નાકર** નામે એક પ્રખ્યાત શ્રેષ્ઠી રહેતો હતો. તે બાહેર અને અંદરથી [8]**રત્નાકર**-સમુદ્રના જેવો હતો. જેમ રત્નાકર-સમુદ્ર રાજપ્રસાદથી એટલે ચંદ્રની[9] પ્રસન્નતાથી સંપન્ન-સંપત્તિવાળો છે. તેમ તે શ્રેષ્ઠી રાજાના પ્રસાદથી સંપન્ન હતો. જેમ સમુદ્ર કમલોદયથી એટલે કમલા-લક્ષ્મીના ઉદયથી પ્રકાશમાન છે, તેમ તે શ્રેષ્ઠી પણ લક્ષ્મીના ઉદયથી પ્રકાશમાન હતો. જેમ સમુદ્ર વિધુ-ચંદ્ર ઉપર રાગી છે, તેમ

---

૧ હવેલીઓ કમલા-લક્ષ્મી અને મોદ-હર્ષથી ઉત્તમ અને સુવૃત્ત-ગોળાકાર અથવા સદાચારથી યુક્ત હતી. સરોવર પક્ષે-સરોવર કમલામોદ-કમળોની ખુશબોથી યુક્ત અને સુવૃત્ત-ગોળાકાર હતા.

૨ કલ્પલતા-સુમનોજન-દેવજનોના સર્વ અર્થને સાધનારી હોય છે બજાર સુમન-વિદ્વાનોના અથવા સજ્જનોના સર્વ અર્થને સાધનારી અર્થાત દરેક પદાર્થોને મેળવી આપનારી હતી.

૩ દેવતાને માટે સ્થાપન કરવામાં આવે છે. તે સ્થાપના યંત્રાકારે ગોઠવાય છે. તેની આસપાસ કોઠા-ખાના કરવામાં આવે છે, તેથી તે ચોતરફ કોઠાવાળો હોય છે અને તે કોઠામાં અક્ષરો રચવામાં આવે છે. તેથી તે અક્ષરની પ્રકૃતિ ઉર્ફે બનતની કૃતિ-રચનાથી પ્રકાશમાન હોય છે. કિલ્લાપક્ષે કિલ્લાને આસપાસ કોઠા હોય છે અને તે અક્ષર પ્રકૃતિ-એટલે ખરે નહીં તેવી પ્રકૃતિથી પ્રકાશમાન અર્થાત્ પડે નહીં તેવો મજબૂત કિલ્લો હતો.

૪ અજિતસેન-જેની સેના જીતી શકાય નહીં તેવો હતો તેથી સાર્થક નામવાળો.

૫ વિષ્ણુ લક્ષ્મીવાળા અને સર્વ પ્રજાના રક્ષક કહેવાય છે.

૬ શૂરપક્ષે સૂર્ય. સોમ-શાંતપક્ષે ચંદ્ર. વક્ર-વાંકા પક્ષે મંગળ. બુધ-ડાહ્યો પક્ષે બુધગ્રહ. કવિ-કવિતા કરનારપક્ષે શુક્ર, મંદ-શિથિલ પક્ષે શનિ.

૭ ઇનનો અર્થ સૂર્ય પણ થાય છે ૮ રત્નાકર-સમુદ્ર બાહેર અને અંદર રત્નોની ખાણરૂપ છે. તેવી રીતે તે શ્રેષ્ઠી ઘણા રત્નોનો સ્વામી હતો. ૯ ચંદ્રના કિરણોને લઈને સમુદ્રમાં ભરતી થાય છે.

તે વિધિ-ધર્મની વિધિ-ક્રિયામાં રાગી હતો. જેમ સમુદ્ર જિન-વિષ્ણુ ઉપર આસક્ત હોય છે, તેમ તે શ્રેષ્ઠી શ્રી જિનભગવાનમાં આસક્ત હતો જેમ સમુદ્ર ગંભીર-ઉંડો હોય છે. તેમ તે ગંભીર સ્વભાવનો હતો. જેમ સમુદ્ર પોત-વહાણોથી યુક્ત હોય છે, તેમ તે પોત-બાળકોથી યુક્ત હતો. જેમ સમુદ્ર મણિ તથા મુક્તાફળોથી વ્યાપ્ત હોય છે, તેમ તે શ્રેષ્ઠી પણ મણિઓ તથા મુક્તાફળોથી ભરપૂર હતો. તે શ્રેષ્ઠીના ઘરમાં વિવિધ જાતના રત્નો હતાં. તથાપિ તે ગુરૂ પાસેથી મેળવેલા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નોને હૃદયમાંથી છોડતો ન હતો. તે રત્નાકર શ્રેષ્ઠીને જાણે દેહધારી સરસ્વતીદેવી હોય, તેવી શીલગુણથી ઉજ્વળ અને વિચારો કરવામાં ચતુર એવી **સરસ્વતી** નામે પ્રિયા હતી. કામ નામના પુરૂષાર્થને સરખી રીતે સેવન કરતા એવા તે રત્નાકર શેઠને ધર્મ તથા અર્થને ઉપાર્જન કરતાં કરતાં કેટલોએક સમય વીતી ગયો.

એક વખતે શેઠાણી **સરસ્વતી** સંધ્યાકાળના પ્રતિક્રમણની ક્રિયા વિધિપૂર્વક કરી સુખે સુતી હતી. તેવામાં સ્વપ્નની અંદર એક રત્નોનો રાશિ તેણીના જોવામાં આવ્યો. તત્કાલ તેણી ધર્મ કર્મમાં તત્પર થઇને જાગતી રહી; કારણ કે ફલની ઇચ્છા રાખનારા મનુષ્યે શુભ સ્વપ્ન જોયા પછી સુવું ન જોઇએ. પ્રાતઃકાલ થતાં તે શેઠાણીએ તે સ્વપ્નની વાત પોતાના પતિને કહી. તે સાંભળી શ્રેષ્ઠીએ કહ્યું. "હે ભદ્રે, આ સ્વપ્નને લઇને આપણા બંનેનું કાંઈ પણ શુભ થશે " તે પછી શ્રેષ્ઠી રત્નાકરે તે સ્વપ્નના જ્ઞાનનો વિશેષ બોધ થવા માટે કોઇ સ્વપ્નશાસ્ત્રને જાણનારા જોષીને ઘેર જઇ ઉંચી જાતના ફલાદિકની ભેટ ધરી સ્વપ્નશાસ્ત્ર વિષે પ્રશ્ન કર્યો. એટલે તે સ્વપ્નવેત્તાએ કહ્યું. " હે શ્રેષ્ઠિન, સ્વપ્ન નવ પ્રકારના થાય છે. ૧ ચિંતાથી, ૨ વિકારથી, ૩ અનુભવથી, ૪ સ્વભાવથી, ૫ સાંભળવાથી, ૬ જોવાથી, ૭ ધર્મ કર્મ (પુન્ય) થી ૮ પાપથી અને ૯ દેવતાદિકના ઉપદેશથી એમ નવ પ્રકારે સંક્ષેપથી સ્વપ્ન ઉત્પન્ન થાય છે. તેમાં પહેલા છ પ્રકારે ઉત્પન્ન થયેલા સર્વ સ્વપ્નો નિરર્થક છે. અને પાછળના ત્રણ પ્રકારે ઉત્પન્ન થયેલા સ્વપ્નો શુભ-અશુભ ફલને આપનારા છે. રાત્રિને પહેલે પહોરે આવેલું સ્વપ્ન એક વર્ષે ફલ આપે છે, બીજે પહોરે આવેલું સ્વપ્ન આઠ માસે ફલ આપે છે, ત્રીજે પહોરે આવેલું સ્વપ્ન ત્રણ માસે ફલ આપે છે, ચોથે પહોરે આવેલું સ્વપ્ન એક માસે ફલ આપે છે, અરૂણોદયે આવેલું સ્વપ્ન દશ દિવસે ફલ આપે છે અને સૂર્યોદય વખતે આવેલું સ્વપ્ન તત્કાલ શુભાશુભ ફલ આપે છે. જે માલા સ્વપ્ન એટલે ઉપરા ઉપર સ્વપ્ન જોવામાં આવે છે, તે મલમૂત્ર વિગે-

ઉપર ચડવાનું થાય, વિષ્ટાનો લેપ થાય, રૂદન અને મરણ થાય, તે સ્વપ્ન શુભ ગણાય છે. જે માણુસ સ્વપ્નામાં સુવર્ણ, રાજા, હસ્તી, અશ્વ, બળદ, અને ગાયને જુવે છે, તે માણુસને કુટુંબમાં ઉત્તમ પ્રકારની વૃદ્ધિ થાય છે. જો સ્વપ્નામાં તાંદુલ, મોતી, શંખ, વસ્ત્ર, દહીં, ચંદન, કેશર તથા બોરસળીના પુષ્પ અને કમળ જોવામાં આવે તો ધનની વૃદ્ધિ થાય છે. જે માણુસ સ્વપ્નામાં મહેલ ઉપર, કમળના પત્ર ઉપર અથવા સરોવરમાં બેસી ભોજન કરે અને બે ભુજાથી સમુદ્રને તરી જાય તે માણુસ રાજા થાય છે. જે સ્વપ્નામાં કન્યા, છત્ર, પાકેલું ફલ, દીવો, અન્ન એટલે ભોગ્ય વસ્તુ (ભાત–ઓદન) મોટી ધ્વજા અને અન્ન મેળવી શકે. તે માણુસને ચિંતવેલા કાર્યની સિદ્ધિ થાય છે. જે મનુષ્ય સ્વપ્નામાં ઉપાન (પગરખાં) ચાખડી, અને નિર્મલ ખડ્ગ જુવે છે, તેને ગ્રામાંતર જવું પડે છે. જે સ્વપ્નામાં પ્રથમ વહાણ ઉપર ચડે અને પછી તે વહાણ ભાંગી પડતાં ઉતરી પડે; તે માણુસને મુસાફરી કરવી પડે છે અને મુસાફરીમાંથી ઘણું દ્રવ્ય લઇને તે પાછો આવે છે. સ્વપ્નમાં જેના દાંત પડી જાય અથવા મુખમાં સડી જાય તેને ધનનો ક્ષય થાય અને તેના શરીરમાં પીડા ઉત્પન્ન થાય છે. જો સ્વપ્નમાં શય્યા અને દ્વારની ભુગળ ભાંગે તેવું જોવામાં આવે, તો તે પુરૂષની સ્ત્રીનું મરણ થાય છે અને જો સ્વપ્નામાં અંગનું છેદન જોવામાં આવે, તો માતા પિતા અને પુત્રનો ક્ષય થાય છે. જો સ્વપ્નમાં સાંઢડી અને ભેંસ ઉપર બેસી દક્ષિણ દિશામાં જવાનું દેખાય તો દેહમાં વ્યાધિ ઉત્પન્ન થાય છે અને ગધેડા તથા ઊંટની સ્વારી કરી દક્ષિણ દિશામાં જવાનું દેખાય, તો મૃત્યુ થાય છે. જો સ્વપ્નમાં શરીરે તેલ ચોળવાનું જોવામાં આવે, તો રોગ થાય છે અને જો શીંગડાવાળા અને દાઢાવાળા પ્રાણીઓ ઉપદ્રવકરતા દેખાય, તો રાજકુલ તરફથી ભય ઉત્પન્ન થાય છે. જે માણુસ સ્વપ્નમાં પીળા વસ્ત્રને ધારણ કરનારી અને પીળા ચંદનના લેપવાળી સ્ત્રીને આલિંગન કરે તો તે માણસને કોઇ હત્યા લાગે છે. જે માણસને સ્વપ્નમાં કાળા તથા રાતા વસ્ત્રને ધારણ કરનારી અને કાળા તથા રાતા ચંદનના લેપવાળી સ્ત્રી આલિંગન કરે, તે માણસનું મૃત્યુ થાય છે. જે સ્વપ્નમાં શ્વેત વસ્ત્ર તથા શ્વેત (પુષ્પની) માલાને ધારણ કરનારી સ્ત્રીને આલિંગન કરે તેને લક્ષ્મી પ્રાપ્ત થાય છે, જો સ્વપ્નમાં વિશેષ ભાગે ધોળો સર્પ અથવા બીજી જાતનો સર્પ કરડે; તેમજ જળો કે વીંછી કરડે તો, તે મનુષ્યને વિજય તથા દ્રવ્યનો લાભ થાય છે. જે શુભ આશયવાળો પુરૂષ સ્વપ્નામાં કુકડી, ઘોડી કે ક્રોંચપક્ષીની માદાને જુવે તે પુરૂષને ઘેર કન્યાની ઉત્પત્તિ થાય અથવા તેને પ્રિય સ્ત્રી મળે છે. જો રોગી માણુસ સ્વપ્નમાં ચંદ્ર કે સૂર્યનું મંડળ જુવે તો તેના રોગની શાંતિ થઇ જાય છે અને તે નીરોગી થઇ લક્ષ્મીનો સ્વામી બને છે. દેવતાઓ, પિતૃઓ, ગાયો, રાજાઓ અને સારા ત્યાગી પુરૂષો સ્વપ્નમાં આવીને જે કહે છે, તે પ્રમાણે થાય છે. જે માણસને

સ્વપ્નામાં દહીંનો લાભ થાય, તો તેનામાં દયા ઉત્પન્ન થાય છે, ઘીનો લાભ થવાથી જય થાય છે, જો સ્વપ્નામાં ઘીનું દાન કરે તો કલેશ ઉત્પન્ન થાય છે અને દહીંનું ભક્ષણ કરે, તો યશ વધે છે. જે માણસ સ્વપ્નામાં દુધ, મદિરા અને રૂધિરનું પાન કરે, તો તેને દ્રવ્યનો સંચય થાય છે અને જો સૂર્યનું દર્શન કરે, તો અવશ્ય વિજયી થાય છે. જે માણસ સ્વપ્નામાં વિકરાળ, વિકટ અને મુંડ એવા કાળા પુરૂષને જુવે અથવા પીળા નગ્નપુરૂષને હસતો જુવે, તે માણસનું મૃત્યુ થાય છે. જે સ્વપ્નામાં પોતાનું આસન, વસ્ત્ર, ઘર અને શરીરને અગ્નિથી બળતું જુવે, તે માણસને સર્વને સંમત એવી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. સ્વપ્નામાં કપાસ, ભસ્મ, છાશ અને અસ્થિ શિવાયની બધી ધોળી વસ્તુઓ શુભ સમજવી અને બળદ, અશ્વ, હાથી, દેવ અને ઋષિ શિવાયની બધી કાળી વસ્તુઓ અશુભ સમજવી.

આ પ્રમાણે કહી તે સ્વપ્નશાસ્ત્રનો વેત્તા બોલતો બંધ થયો એટલે રત્નાકર શ્રેષ્ઠી બોલ્યો, "હે વિદ્વન, મારી સ્ત્રીએ સ્વપ્નામાં રત્નોનો રાશિ જોયો છે, તેનું ફળ કહો." તે પુનઃ બોલ્યો, "હે શ્રેષ્ઠી, તેનું ફળ સાંભળો. હે મહાશય, શાસ્ત્રમા બધાં મળીને બોંતેર સ્વપ્નો કહેલા છે. તેઓમાં બેંતાળીશ સ્વપ્નો મેં કહ્યાં અને ત્રીશ મહાસ્વપ્નો છે. એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. તેઓમાં તીર્થંકર તથા ચક્રવર્તીની માતાએ ચૌદ મહા સ્વપ્નો જુવે છે, વાસુદેવની માતાઓ સાત અને બળદેવની માતાઓ ચાર સ્વપ્નો જુવે છે. તે ચૌદ સ્વપ્નોમાં મંડલિકની માતા એક સ્વપ્ન જુવે છે. તમારી પત્નીએ રાજમાતાની જેમ તેઓમાંથી રત્નરાશિરૂપ તેરમું સ્વપ્ન જોયું છે. તે શુભ સ્વપ્ન છે. તેથી તમારે રાજાના જેવો પુત્ર થશે, એ નિઃસંશય છે." સ્વપ્નવેત્તાના આ વચન સાંભળી રત્નાકર શેઠ પોતાના હૃદયમાં સંતુષ્ટ થઇ ગયો અને તેને સંતોષકારી દાન આપી આદરપૂર્વક પોતાને ઘેર આવ્યો. ત્યાં તેણે પોતાની પત્નીને તે સર્વ વાત શાંતપણે નિવેદન કરી. શેઠાણી સરસ્વતી તે સાંભળી પોતાના હૃદયમાં અધિક હર્ષ પામી.

હવે તે દિવસથી સરસ્વતીએ હર્ષિતહૃદયે ગર્ભ ધારણ કર્યો અને જેમ જેમ તેણીનો ગર્ભ વધવા લાગ્યો. તેમ તેમ તેણીનો હર્ષ પણ વધવા લાગ્યો. જ્યારે ત્રીજો માસ બેઠો, ત્યારે તેણીને દાનધર્મ કરવાનો દોહદ ઉત્પન્ન થયો. અંગ ઉપર રોમાંચ કંચુકને ધારણ કરનારા શ્રેષ્ઠીએ તેણીનો તે દોહદ પૂરો કર્યો. શેઠાણી સરસ્વતી ગર્ભને પથ્ય અને પુષ્ટિકારક એવા આહાર વિહાર ગર્ભના હિતની ઇચ્છાથી કરવા લાગી. અનુક્રમે નવ માસ અને સાડાઆઠ દિવસો પૂરા થતાં અશ્લેષા, મૂલ અને ગંડાંતયોગથી વર્જિત અને શુભ લગ્નના બળવાળા શુભ દિવસે સરસ્વતીએ એક ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. તે સમયે રત્નાકર શેઠે એક વિદ્વાન્ જોષીને બોલાવી આ પ્રમાણે પૂછયું. "હે કુશળ જોષી, આ પુત્ર કેવો થશે ? તે કહો." જોષીએ તે સમયના લગ્નાદિકનું ઉત્તમ ફળ કહી સંભળાવ્યું.

તે પછી શેઠે હર્ષથી દાન આપી સ્વજનોની સાક્ષીએ તે પુત્રનું રત્નચૂડ એવું નામ પાડયું. અતિ યત્નથી પાલન કરાતો તે પુત્ર માતાપિતાના મનોરથોની સાથે વધતો વધતો આઠ વર્ષનો થયો. તે પછી પિતાએ શુભ દિવસે મોટા ઉત્સવપૂર્વક કલાઓનો સમૂહ શીખવવા માટે તેને પાઠશાળામાં મોકલ્યો. તે ચતુર બાળક જાણે પૂર્વે ભણેલી હોય તેમ સર્વ કળાઓ પોતાના સારા ગુરૂ પાસેથી સ્હેલાઇથી શીખી ગયો. કારણ કે, ગુરૂની સાક્ષીએ જ્ઞાન મેળવવું જોઇએ. માતાપિતાના પ્રસાદથી સર્વ ઇચ્છાઓ પ્રાપ્ત કરતો તે બાળક સર્વત્ર મિત્રોની સાથે સ્વેચ્છાથી ક્રીડા કરવા લાગ્યો.

એક સમયે તે રત્નચૂડ અહંકારપૂર્વક બજારમા જતો હતો, તેવામાં એક **સૌભાગ્યમંજરી** નામની ચતુર વેશ્યાના જોવામાં આવ્યો, તે વેશ્યાએ તેનુ ઉત્તરાસંગ વસ્ત્ર પકડીને કોમલતાથી પૃછયું કે, "હે ચતુર! કહે, તું આવો દ્રવ્યનો અહંકાર કેમ રાખે છે? સત્ય પુરૂષો તો દ્રવ્ય વધે ત્યારે ફલ વધવાથી વૃક્ષોની જેમ અને જલ વધવાથી મેઘની જેમ ઉલટા નમ્ર થઇ જાય છે, પણ ગર્વિષ્ઠ થતા નથી. લોકોમાં કહેવત છે કે. પૃથ્વી અને વણિક તે બન્ને આ પૃથ્વી ઉપર દ્રવ્યને જીરવી શકે છે; તે કહેવત તેં હાલ મિથ્યા કરી છે. તેમ વળી જે માણસ પોતાના બાહુથી અતુલ દ્રવ્ય મેળવી દાન તથા ભોગ કરે. તે માણસ કદિ અહંકાર રાખે તો તે ઘટિત છે, પણ હે અનઘ! તું જે પિતાના મેળવેલા દ્રવ્યથી અહંકાર રાખે છે, તે અહંકાર અઘટિત છે. માટે હે ઉત્તમ! તારે અત્યારે અહંકાર ન કરવો જોઇએ" આટલું કહી તે વેશ્યા ચાલી ગઈ. પછી રત્નચૂડે પોતાના હૃદયનાં વિચાર્યું કે, "અહો! સારી બુદ્ધિવાળી આ વેશ્યાએ જે કહ્યું તે સત્ય છે. હવેથી જ્યારે ઉપાર્જન કરેલું ઘણું દ્રવ્ય મારી પાસે થશે અને તે દ્રવ્યમાથી હું દાન ભોગ કરીશ ત્યારે મારે અહંકાર રાખવો. તે શિવાય રાખવો નહી." આ પ્રમાણે વિચારી તેણે પોતાના મિત્રોને બોલાવીને પૃછયું કે "મીત્રો, લક્ષ્મી કયાં રહે છે?" મિત્રોએ કહ્યુ. "લક્ષ્મી કમળમાં રહેતી નથી, પણ મોટા વેપારમાં રહે છે." આ સાંભળી તેના હૃદયમાં વેપાર કરવા માટે દેશાંતર જવાની ઇચ્છા થઈ અને તે વિષેની ચિંતા કરતો તે પોતાને ઘેર ગયો. તેને વ્યગ્ર થયેલો જોઇ પિતાએ કહ્યું. "હે પુત્ર! કહે, તારા મનમાં કાંઇ આધિ[1] છે કે તારે શરીરે કાંઇ વ્યાધી છે? અથવા કોઇ કન્યાએ તારા ચિત્તમાં વાસ કર્યો છે? વા કોઈ મિત્રે અથવા રાજપુત્રે તારો પરાભવ તો નથી કર્યો? અથવા શું તારા શરીર ઉપરનું આભૂષણ આજે કયાંઈ પડી ગયું છે? તું ચિંતાતુર જેવો કેમ દેખાય છે?" શ્રેષ્ઠીએ આ પ્રમાણે પૂછયું, તો પણ જ્યારે તે મૌન ધરીને રહ્યો ત્યારે શેઠે ગાઢ આગ્રહથી પુનઃ તેને કહ્યું. "પુત્ર, તારી આવી મૌન રહેવાની ચેષ્ટાથી મારૂં હૃદય આજે ઘણું ખેદ પામે છે તેથી તું યથાર્થ કહી દે

૧ મનની પીડા આધિ કહેવાય છે.

કે હું તેનો ઉપાય કરૂં." પછી પોતાના પિતાને થતું દુઃખ દૂર કરવા માટે રત્નચૂડે અંજલિ જોડી જણાવ્યું. "હે તાત, દ્રવ્ય ઉપાર્જન કરવા માટે દેશાંતરમાં જવાની મારી ઈચ્છા છે." પુત્રનું આ વચન સાંભળી તે ઉત્તમશેઠ બોલ્યો. "હે વત્સ, આપણા ઘરમાં ઘણું દ્રવ્ય છે, તેનાથી તું તારી ઇચ્છા પુરી કર. વિદેશમાં જનારા મનુષ્યોને હુમલો કરનાર, ચોર, શત્રુ, રાજા અને ધૂતારા લોકોથી સર્વપ્રકારના ભય ઉત્પન્ન થાય છે. વળી તું શરીરે સુકુમાર છે અને વિદેશ તો કઠણ માણસને પ્રિય થાય છે. તું મુગ્ધબુદ્ધિવાળો (ભોળો) છે અને પરદેશ લુચ્ચા લોકોથી ભરપૂર છે. પૃથ્વી ઉપર સુવું, એકાસણું કરવું, બ્રહ્મચર્ય પાળવું અને ટાઢ વિગેરે સહન કરવા એ ઉપદ્રવો મુસાફર અને મુનિને સરખા છે પરંતુ મુસાફરને અધર્મથી અને મુનિને ધર્મથી હોય, એટલો તેમાં તફાવત છે. હે વત્સ, તેથી મુસાફરને થતા દુઃખ અને અધર્મને જાણી એવી ઇચ્છાને છોડી દે." પુત્ર ફરીવાર બોલ્યો, "હે પૂજ્ય, મારૂં વચન સાંભળો, હું વિદેશમાં જઈ નવો વૈભવ મેળવીને આવીશ, ત્યારે જ હું દાન ભોગ કરીશ. તે શિવાય કરીશ નહીં." પિતા બોલ્યો. "હે વત્સ, જો તારે વિદેશમાં જવું હોય, તો હું તને જે શિક્ષા આપું, તે એકાંત ચિત્તથી સાંભળઃ-**પ્રથમ ચાલવાનો ક્રમ આ પ્રમાણે છે.** છતે ઉદ્યમે કોઈ ઠેકાણે કામ વગર જવું નહીં. ચાલતાં ચાલતાં એક તાંબુલ શિવાય બીજું કાંઇ ખાવું નહીં. સારી બુદ્ધિવાળા મુસાફરે પોતાના દેહની અને જંતુઓની રક્ષા કરવા માટે યુગમાત્ર દૃષ્ટિ રાખી પગલે પગલે જોતાં ચાલવું. કાર્યને અર્થે ચાલનારા માણસે પોતાના સ્થાનથી ચાલતાં જે નાડી ચાલતી હોય, તે નાડી તરફનો પગ પ્રથમ ઉપાડવો કે જેથી કરીને ઇચ્છિતકાર્યની સિદ્ધિ થાય છે. ડાહ્યા માણસે રોગી, વૃદ્ધ, અંધ, પૂજ્ય, બાળક, ગાય, રાજા, બોજાવાળો માણસ અને ગર્ભિણી સ્ત્રી જો સામે મળે, તો તેમને રસ્તો આપીને ચાલવું. ત્યાગ કરેલ નિર્માલ્ય, થુક, ન્હાવાનું પાણી, રૂધિર, વિષ્ટા, બળતો અગ્નિ, મુડદું, બડખો, મૂત્ર, હથીઆર, સર્પ, વ્યંતર વિગેરેની શેષા, ધાન્ય, પુષ્પ અને ફળ વિગેરે જો ચોક વિગેરેમાં પડયા હોય તો શ્રીમાન પુરૂષે તેને ઓલંગીને ચાલવું નહીં. કુશળની ઇચ્છાવાળાએ રાત્રે વૃક્ષના મૂળમાં આશ્રય કરવો નહીં. ઘરમાં ઉત્સવ ચાલતો હોય તે પૂર્ણ થયા પહેલાં અને સૂતકમાં દૂર દેશાંતર જવાને નીકળવું નહીં. દુધ પીને, રતિક્રીડા કરીને, ઘરની સ્ત્રીને મારીને, સ્નાન કરીને, વમન કરીને, થુંકીને, ઉગ્ર એવા નઠારા શબ્દને સાંભળીને, અશ્રુપાત કરીને, મુંડન કરાવીને અને સારા શુકનને અભાવે કદિપણ ગ્રામાંતર જવું નહીં. નદીને સામેતીરથી, દૂધવાળા વૃક્ષથી અને જળાશયથી પાછળ વળોટાવા આવતા સ્વજનોને પાછા વાળીને પછી ચાલવું. રસ્તામાં આવતા અર્લ્લુણ્યો ઘરમાં વાસ કરવો નહિ અને ગાઢ નિદ્રા લેવી નહી. હિતની ઈચ્છા રાખનારા મુસાફરે કોઇનો પણ વિશ્વાસ કરવો નહીં સદ્બુદ્ધિવાલા મુસાફરે ભાતા વગર, કોઈની સહાય વગર, વગર

ઓળખીતાની સાથે મધ્યાનકે અને રાત્રે માર્ગે ચાલવું નહિ. લક્ષ્મીને ઇચ્છનારો શ્રીમાન પુરૂષ શુભને પ્રાપ્ત થયો હોય તોપણ તેણે પાડા, ગધેડા ઊંટ અને બેલ ઉપર સ્વારી કરવી નહીં. હસ્તીથી એક હજાર હાથ, ગાડાથી પાંચ હાથ અને ઘોડાથી તથા શીંગડાવાળા પ્રાણીઓથી દશ હાથ દૂર ચાલવું. જીર્ણ થઇ ગયેલા વાહન ઉપર ચડવું નહીં, નદીમાં એકલા પેસવું નહીં, અને સહોદર બંધુની સામે કદિપણ રસ્તે ચાલવું નહીં. સારા હૃદયવાળા મુસાફરે રસ્તામાં શ્રમિત થયા છતાં પોતાનું કર્તવ્ય કર્મ ચૂકવું નહીં; તેમજ પોતાને પાળવા યોગ્ય એવા નિયમો પાળવા; નહિ તો તે પુરૂષ ભ્રષ્ટ થઇ જાય છે. **હવે મુસાફરને જોવા યોગ્ય અને નહીં જોવા યોગ્ય વસ્તુ વિષેનો ક્રમ કહે છે**

મુસાફરે તીર્થ, દેશ, વસ્તુઓ, પ્રાતઃકાળે પોતાનો હાથ, પ્રૌઢ પુરૂષો, શુકનો અને છાયાપુરૂષ (પડછાયો) વિલોકવા. વિદ્વાન્ પુરૂષે હમેશાં સૂર્યચંદ્રનું ગ્રહણ, જળ વર્ષવાને વખતે મોટો કુવો અને સંધ્યાકાળે આકાશ જોવું નહિ. કન્યાની યોનિ, પશુઓની ક્રીડા, અદ્ભુત રૂપવાળી નગ્ન સ્ત્રી, સંભોગ અને શિતકાર જોવા નહિ. જળ, તેલ, હથીયાર, મૂત્ર અને રૂધિરની અંદર વિદ્વાન પુરૂષે પોતાનું મુખ જોવું નહી, કારણ કે તેથી આયુષ્યનો ક્ષય થાય છે. **હવે વિશેષ ઉપદેશનો ક્રમ કહે છે.**

હે વત્સ, પ્રતિ વર્ષે પોતાના દ્રવ્યને અનુસારે સ્વગુરૂ, જ્ઞાતિના વૃદ્ધ માણસો અને સાધર્મિક બંધુઓની ભક્તિ કરવી, વિવેકી પુરૂષે પ્રતિવર્ષે તીર્થયાત્રા કરવી અને સદ્ગુરૂની સમક્ષ આલોચના લેવી. હે પુત્ર, જ્યા બાલરાજાનું, સ્ત્રીનું, બે રાજાનું અને મૂર્ખ રાજાનું રાજ્ય ચાલતું હોય, ત્યા રહેવું નહિ. હે પુત્ર, જે રાજ્યમાં રાજા સારો હોય, વેપારીઓ સારા હોય અને બધા લોકો વ્યવહારપરાયણ હોય, તેવા રાજ્યમાં તારે રહેવું.

આટલું કહ્યા પછી રત્નાકર શેઠ ફરીથી બોલ્યા હે વત્સ, મેં તને જે આ શિક્ષા આપી છે, તે સર્વ માણસોને સરખી રીતે લાગુ પડે તેવી છે. હવે તને ખાસ વિશેષપણે કહું છું તે સાંભળ.

સમુદ્રની અંદર બધા મળીને સવાલાખ દ્વીપો છે, તેની અંદર કેટલાએક પ્રગટ છે અને કેટલાએક અપ્રગટ છે. તેમા પ્રગટ એવા દ્વીપોની અંદર **ચિત્રકૂટ** નામનો એક દ્વીપ છે, તે ધૂતારા લોકોના સ્થાન રૂપ છે. તેમા **અનીતિપુર** નામનુ વિસ્તારવાળું નગર છે, તે નગરની અંદર **અન્યાય** નામે રાજા, **અવિચારક** નામે મંત્રી, **સર્વગ્રાહિ** નામે કોટવાળ અને **અશાંતિ** નામે પુરોહિત છે. વળી તે નગરમાં **ગૃહીતભક્ષક** નામે નગરશેઠ, **મૂલનાશક** નામે તેનો પુત્ર, **અમઘંટા** નામે અક્કા અને **રણઘંટા** નામે તેની પુત્રી વેશ્યા રહે છે. આ પ્રમાણે રાજા વિગેરે સર્વ ત્યાં પોતપોતના નામ પ્રમાણે ગુણવાળા

છે. તે સિવાય ચોર, જુગારી અને ધૂતારાલોકો ત્યાં ઘણા છે. જો કોઇ અજાણ્યો માણસ તે નગરમાં કદિ આવી ચડે, તો ત્યાંના લોકો તેનુ સર્વસ્વ લઇલે છે. હે વત્સ, તારે તે નગરમાં જવું નહિ, તે શિવાય બીજે સ્થળે જવુ. હે શુદ્ધ બુદ્ધિવાલા પુત્ર, તે બીજે સ્થળેથી લાભ મેળવીને તારે પાછા સત્વર આવવું. શેઠના આ વચનો કબુલ કરીને રત્નચૂડ કોટી સુવર્ણના મૂલ્યની સારી વસ્તુઓથી એક મોટું વહાણુ ભરી વિદેશમાં જવાને તૈયાર થઇ ગયો. જ્યોતિષને જાણનારા જોષીએ આપેલા શુભ ચંદ્રના બળવાલા સારે મુહૂર્તે મંગળ સહિત, લોકોથી વીંટાએલા રત્નચૂડે પ્રયાણ કર્યું. જ્યારે તે ચાલ્યો ત્યારે જળથી ભરેલો ઘડો, દર્પણ, દહીં, વધામણા, મૃત્તિકા, ઘી, વસ્ત્ર, ધ્વજ મત્સ્ય, ફલ, હાથી, અશ્વ, રાજા ગાય, વત્સ, મિત્ર, વીણા અને મધ એ વસ્તુઓ તેને સન્મુખ મલી. તે વખતે તેની ડાબી તરફ વિનાયક, ગરૂડ, ગધેડા, ઉંટ, દુર્ગા (કાલી દેવચકલી), ખચ્ચર, અશ્વ, બળદ, સારસ, અને ફેરૂ (શિયાળ) ના શબ્દો થયા. તે મહાશયને જમણી તરફ વૃદ્ધ વિનાયક (ગરૂડ) આગળ હસ્તી અને પાછળ ગીધપક્ષી બોલ્યા. કાલીચારમૃગ, શ્વાન, મધુર સ્વરવાલો કાગડો, તેની જમણી તરફથી ડાબી તરફ થયાં. ભમરા, હરિણો, દુર્ગા, નોળીયો, બપૈયો અને ખંજન પક્ષી તેની ડાબી તરફથી જમણી તરફ ગયા. આવા શુભ શુકનોથી હર્ષવાન્ થયેલો તેનો પિતા થોડેક દુર સુધી રત્નચૂડને વળાવીને ક્ષીર વૃક્ષ પાસેથી પાછો ઘેર આવ્યો. કહ્યું છે કે, "પિતા, સદ્ગુરૂ, મિત્ર, પુત્ર, શિષ્ય અને બાંધવ તેઓમાંથી જેનું સત્વર પાછું આગમન ઇચ્છવું હોય તેની પાછળ દૂરસુધી વલાવાને જવું નહિ." તે પછી પુત્ર રત્નચૂડ પાંચ શબ્દવાળા વાજિત્ર, છત્ર, પતાકા અને ચામર સહિત વહાણુ ઉપર બેસી પોતાના નગરમાંથી ચાલ્યો. સારા પવનને લઇને શીઘ્ર ચાલતા એવા વહાણવડે તે રત્નચૂડ કેટલેક દિવસે સમુદ્રના કોઇ દ્વીપમાં જઇ પહોંચ્યો. તે દ્વીપને જોતાંજ વહાણુના સર્વ ઉતારૂઓ ખુશી થઇ ગયા. પછી ખલાસી તે વહાણને કાંઠા ઉપર લાવ્યો. ત્યાં રત્નચૂડકુમાર તે વહાણને જળમાં રાખી તે ઉપરથી નીચે ઉતરી પડયો. પછી કાંઠાઉપર એક તંબુ નખાવીને રહ્યો. તેવામાં સુબુદ્ધિકુમારે એક પુરૂષને સમીપ રહેલો દેખી પુછયું કે, " આ દ્વીપનું શું નામ છે ? આ નગરનું શું નામ છે અને તેમાં રાજા કોણ છે ? " તેનું આ વચન સાંભળી તે પુરૂષ બોલ્યો. " હે સુંદર, મારૂં વચન સાંભળો, આ દ્વીપનું નામ ચિત્રકૂટ છે અને નગરનું નામ **અનીતિપુર** છે. આ નગરમાં વિશ્વમાં વિખ્યાત એવો **અન્યાય** નામે રાજા છે." તે પુરૂષના વચનો સાંભળી કુમારે હૃદયમા ચિંતવ્યું કે, મારા પિતાએ મને જ્યાં જવા માટે ના કહી, તેજ સ્થળે હું દૈવયોગે આવી ચડયો. તથાપિ મને અહિં ઘણો લાભ થશે, તેમાં કોઇ જાતનો સંશય નથી. કારણ કે, હું જ્યારે ચાલ્યો ત્યારે મારા હૃદયમાં ઉત્સાહ, સારા શુકનો અને સમુદ્રમાં અનુકુળપવન એ સર્વ શુભ સૂચન થયું હતું. આ

પ્રમાણે હૃદયમાં ચિંતવી તે રત્નચૂડકુમાર વિચાર કરતો હતો, તે સમયે નગરમાંથી ચાર વેપારી વણિકો આવ્યા. રત્નચૂડે તે ચારે વણિકોનો આસન તથા માન વિગેરેથી ઘણો સત્કાર કર્યો, તે પછી ધૂર્ત્ત બુદ્ધિના ભંડાર રૂપ એવા તે ચારે વણિકો મધુર આલાપથી આ પ્રમાણે બોલ્યા, " હે કુમારેન્દ્ર, તમો કયાંથી આવ્યા ? તમારા પિતા કોણ છે અને તેમનું નામ શું છે ? તે કહો અમોને તે જાણવાની ઘણી ઉત્કંઠા છે. તમારા દર્શનથી અમારા ચિત્તમાં અચિંતિત સ્નેહ ઉત્પન્ન થયો છે. તેનું કાંઇ કલ્યાણના સ્થાનરૂપ કારણ હોવું જોઇએ. " કુમાર રત્નચૂડે તે સર્વના નામ મિત્રની મારફત સ્પષ્ટ રીતે કહેવરાવ્યાં. કારણ કે, વિવેકીપુરૂષે પોતાનું નામ જાતે ન કહેવું જોઇએ. તેને માટે કહ્યું છે કે, " પોતાનું નામ, ગુરૂ ( વડિલ ) નું નામ, સ્ત્રીનું નામ અને કૃપણનું નામ લેવાથી દ્રવ્ય અને આયુષ્યનો ક્ષય થાય છે. " તે મહાનુભાવ કુમારની સર્વ વાર્ત્તા સાંભળી તે ચારે વણિકો બોલ્યા—" અમારા હૃદયમાં તમારે માટે સ્નેહ ઉત્પન્ન થયો છે. તે યુક્ત છે, કારણ કે, તમે અમારા **સ્વજન**[1] છો. તમે લઘુવયના છો, તેથી હમણા તમો ઓળખતા નથી, તો પણ હાલ જે તમે અહીં આવ્યા તે બહુ સારૂં થયું. હે કુમારેન્દ્ર, ઉઠો, આપણે ઘેર જઇએ. તમારા જેવા સ્વજનો પુર્વના ભાગ્યથીજ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણ વિશ્વાસ પમાડી તેઓ રત્નચૂડને એક ઘરમાં લઇ ગયા અને ત્યાં સ્નાન, ભોજન તથા માન વિગેરેથી તેનું ગૌરવ કર્યું. ભોજન કરાવ્યા પછી તે ધુરંધર ધુતારાઓએ કુમારને કહ્યું, "હે કુમાર, તમારૂં શરીર ઘણું કોમળ છે અને આ વેપારનો વ્યવસાય કઠોર શરીરથી સાધી શકાય તેવો છે, એ વ્યવસાયને લઇને સમય પ્રમાણે ભોજન તથા શયન પણ નહી થાયકે ? આવો વ્યવસાય કરતાં તમારા દેહની સ્વસ્થતા રહેશે નહિ. જો તમારી તબીયત બગડે તો પછી રત્નાકરશેઠને અમો શો ઉત્તર આપીએ ? હવે તમારા વહાણમાં જે કાંઈ હોય, તે બધું અમોને સોંપી દો. અમો ઇચ્છિત વસ્તુઓથી તે તમારૂં વહાણ પૂર્ણ કરી દઇશું. આ પ્રમાણે સાંભળી કુમારે કહ્યું કે, વહાણમાં જેટલું હોય તે બધું લઈ જાઓ. પછી તે ચારે વણીકો હર્ષથી તેનું સર્વસ્વ લઇ ગયા. તે ગ્રહણ કરીને સર્વ પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. આ વખતે તેમનું સૌજન્ય કયાં ગયું, તે કાંઇ જાણવામાં આવ્યું નહિં.

બીજે દિવસે કુમાર રત્નચૂડ તે નગરના રાજાને મળવા ચાલ્યો; તેવે વખતે કોઇ પાદુકા કરનાર પુરૂષે આવી બે પાદુકા તેને ભેટ કરી, કુમારે તે કારીગરને કહ્યું કે, "આ બંને પાદુકાની કીંમત શું છે ? તે કહે. " ત્યારે તેણે કહ્યું કે, " તમને ખુશી કરવા માટે મેં આ પાદુકા તમને ભેટ કરી છે. " કુમાર બોલ્યો, " જો એમ હોય તો હું તને

[1] ...

ખુશી કરીશ." એમ કહી કુમાર આગળ ચાલ્યો, જેવામાં તે કેટલેક આગળ ચાલ્યો તેવામાં કોઈ ધૂર્તબુદ્ધિવાળો કાણો જુગારી તેની પાસે આવી આ પ્રમાણે બોલ્યો. "કુમાર, મારી હકીકત સાંભળ. પૂર્વે તારો પિતા અહિં આવ્યો હતો. તે વખતે હું જુગારમાં એકહજાર સોનૈયા હારી ગયો. તે સમયે જેમ દિવસે કાગડાઓ ઘુડને ઘેરીને પજવે, તેમ બધા જુગારીઓ મળી મારી આસપાસ એકઠા થઈ કડવાં વચનોથી મને પજવવા લાગ્યા. ત્યારે તારા પિતાની પાસે આવીને મેં દ્રવ્યની માગણી કરી. તારા પિતાએ મને કહ્યું કે, "કાંઇ પણ ચીજ ઘરાણે મૂકીને ઘણું દ્રવ્ય લઈજા." મેં તેમને પુનઃ કહ્યું કે, 'જુગારના વ્યસનથી ઘર, સુવર્ણ અને ઢોર વગેરે બધું મેં ગુમાવ્યું છે તો હવે તમને હું શું આપી શકું?" તારા પિતાએ કહ્યું, "જો એમ હોય તો ચાલ્યો જા, હું તને કાંઇ પણ આપીશ નહીં." પછી પેલા જુગારીઓ મને મારવા લાગ્યા. તે વખતે મેં વિચાર્યું કે, "આ જુગારીઓ મને મારી નાખશે. તેથી મારા શરીરમાંથી કાંઇ પણ અંગ ઘરાણે મુકીને હું તે ઉપર દ્રવ્ય લઉં. બે પગ અને બે હાથ શિવાય તો કાંઇ પણ કામ થાય નહી." એવું વિચારી મેં મારી એક આંખ ઘરાણે મુકી. અને તારા પિતા પાસેથી દ્રવ્ય લીધું. તે શેઠ જ્યાંસુધી આ નગરમાં રહ્યા, ત્યાંસુધીમાં મને દ્રવ્ય મળ્યું નહીં. પછી તારા પિતા મારી એક આંખ લઇને પોતાને વતન ચાલ્યા ગયા, હવે મારી પાસે દ્રવ્ય થયું છે. તો તે દ્રવ્ય લઈ મને મારૂં નેત્ર સત્વર સોંપીદે, કારણ કે, એક નેત્ર વિના મારૂં મુખ શોભતું નથી." તે ધૂર્તના આવાં વચન સાંભળી રત્નચૂડે પોતાના મનમાં આ પ્રમાણે ચિંતવ્યું.—"આ માણસે જે કહ્યું. તેવું મેં પૂર્વે કદિ પણ સાંભળ્યું નથી, તો હવે શું કરવું? અથવા આવી ચિંતા શામાટે કરવી? જે ભાવી હશે તે થશે. હમણા પ્રાપ્ત થયેલું આ દ્રવ્ય શામાટે છોડી દેવું જોઇએ?" આવું મનમાં ચિંતવી તેણે તે દ્રવ્ય ગ્રહણ કરી પેલા ધુતારાને કહ્યું કે, "કાલે સવારે તમારે મારે ઉતારે આવવું."

તે પછી રત્નચૂડકુમાર ચોટામાં ફરતો હતો, તેને જોઇ બીજા ચાર ધુર્ત્ત વણિકો આ પ્રમાણે વાદ–વિવાદ કરવા લાગ્યા. તેઓમા એકે કહ્યુ કે, "સમુદ્રનું જળ અને ગંગા-નદીની વેળુ માપી શકાય છે પણ સ્રીનું ચરિત્ર માપી શકાતું નથી." બીજાએ કહ્યું. "હે મિત્ર, એમ ન બોલવું. જેવું સ્રીનું ચરિત્ર માપી શકાય તેવું નથી, તેવુ જ સમુદ્રનું જળ અને ગંગાનદીની રેતી પણ માપી શકાય તેમ નથી." ત્રીજા એ કહ્યું, "અરે! આમ ઉચ્છૃંખળપણે કેમ બોલે છે? તું પ્રાચીન વિદ્વાનોના કરેલા સુભાષિતો જાણતો નથી. કહ્યું છે કે, "જેઓ સુખ, દુઃખ, જય, પરાજય, જીવિત અને મરણ જાણી શકે છે, તેવા તત્વવેત્તાઓ પણ સ્રીના ચરિત્રની અંદર જરૂર મુંઝાઇ જાય છે. અપાર સમુદ્રનો પાર મેળવી શકાય છે, પણ સ્વભાવે વક્ર એવી સ્રીઓના દુષ્ટ ચરિત્રનો પાર મેળવી શકાતો નથી. તેથી સમુદ્રના જળના અને ગંગાનદીની રેતીના માપના પારંગત એવા

કેટલાએક બુદ્ધિમાન્ સત્પુરૂષો આ પૃથ્વી ઉપર રહેલા છે. પણ શ્રીચરિત્રના પારંગત વિદ્વાનો મળતા નથી." તે વખતે ચોથા માણસે કહ્યું. "જુવો, આ કોઇ બુદ્ધિમાન આવ્યા છે. તે આપણા સંદેહને દૂર કરી આપશે. હવે ઉદ્ધત વાદ-વિવાદ કરશો નહીં." પછી પેલા ત્રણ વણિકોએ સાથે મળીને ચોથા વણિકને ફરીવાર કહ્યું કે, "જો તે અમારૂ કહેલું માપ કહી આપે, તો તે ખરા બુદ્ધિમાન્ કહેવાય." ચોથા વણિકે કહ્યું. "તમારે જે માપ કરવાની રૂચિ છે, તે માપ આ પુરૂષ પોતાની બુદ્ધિથી કરી આપશે. બુદ્ધિની આગળ મુશ્કેલ શું છે ?" પછી તે ત્રણે વણિકો બોલ્યા, ગંગાનદી તો અહીંથી દૂર છે. તેથી તે વિષે શું કહેવું ? પરંતુ આ સમુદ્ર તો સમીપે રહેલો છે. તેના જળનુ માપ આ પુરૂષની પાસે કરાવે." પછી તે ચોથા માણસે કુમાર રત્નચૂડને એટલો બધો ચડાવ્યો કે જેથી તેણે સમુદ્રના જળનું માપ કરી આપવા કબુલ કર્યું, એટલે ચારેજણા એક થઇ બોલી ઉઠયા કે, "જો તું સમુદ્રના જળનું માપ કરી આપીશ તો અમારી બધી લક્ષ્મી તારી, અને જો તું નહીં કરી શકે તો અમો બધા તારી લક્ષ્મી ગ્રહણ કરીશું." આ પ્રમાણે કહી તે શુદ્રહૃદયવાળા વણિકોએ તે વિષે સાક્ષીઓ કર્યા તે સમયે રત્નચૂડે વિચાર્યું કે, "માના રત્નાકર શેઠે પૂર્વે આ નગરના લોકો જેવા કહ્યા હતા, તેવા જ તેઓ નીવડયા હવે હું મારે ઉતારે જાઉં. આ નગરનો રાજા પણ તેવો જ છે. જો કદિ તે રાજા પણ મને સંકટમા નાખશે, તો પછી મારી શી ગતિ થશે ?" આ પ્રમાણે ચિંતવી તે સરળહૃદયવાળો રત્નચૂડ પોતાને સ્થાને આવ્યો અને ત્યા તે આવેલા સંકટમાથી પોતાનો મોક્ષ ( છુટકારો ) શી રીતે થાય ? તેનો આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો. ' કહેવત છે કે, જેમ દાવાનળનો ઉપાય સામો દાવાનળ લગાડવાથી થાય છે, તેમ આ ધૂર્ત્તલોકોનો પરાભવ અતિ ધૂર્ત્તબુદ્ધિવાળા માણસથી થશે અને તે અતિ ધૂર્ત્તબુદ્ધિનું સ્થાન વેશ્યાનું ઘર હોય છે " આવું ચિંતવી તે રણઘંટા નામની વેશ્યાને ઘેર ગયો. પેલા જુગારીએ આપેલા હજાર સોનૈયા તેણે વેશ્યાને અર્પણ કર્યા. તેથી સંતુષ્ટ થયેલી વેશ્યાએ તેનું ઉચ્ચે પ્રકારે સન્માન કર્યું ક્રીડાના કૌતુકથી રહિત એવા તેને જોઇને રણઘંટા વેશ્યા બોલી કે, "હે સ્વામિન ! તમે ચિંતાતુર કેમ દેખાઓ છો ? તેનુ કારણ કહો " પછી રત્નચૂડે બધી યથાર્થ વાત કહી તેનો ઉત્તર પુછયો. ત્યારે દાનને વશ થયેલી વેશ્યાએ તેને આ પ્રમાણે સત્ય વાત જણાવી. "હે સુંદર પુરૂષ, સાભળો-કદિ દૈવયોગે કોઇ પરદેશી માણસ આ નગરમા આવી ચડે, તો તેનું ધન એ ધૂતારાઓ અવશ્ય પડાવી લે છે. તે પડાવેલા ધનમાથી એક ભાગ રાજા લઇ લે છે, બીજો ભાગ મંત્રીને મળે છે, ત્રીજો ભાગ નગરશેઠને મળે છે, ચોથો ભાગ કોટવાળને મળે છે, પાચમો ભાગ પુરોહિત લે છે અને તેનો છઠ્ઠો ભાગ મારી માતા ( અક્કા ) ને મળે છે. કારણ કે તે તેઓને સર્વ પ્રકારની બુદ્ધિ આપનારી છે હવે તમારે સ્રીનો વેશ પહેરવો

પછી આપણુ બંને મારી માતા પાસે જઇએ. ત્યાં રહ્યા છતાં તમે મારી માતાના ઉત્તર સાંભળશો." પછી રત્નચૂડે સ્ત્રીનો વેશ પહેર્યો. વેશ્યા રણઘંટા તેની સાથે રાત્રે પોતાની માતાના ઘરમાં ગઇ. તે સ્ત્રીવેષ ધારી રત્નચૂડને દેખી યમઘંટા બોલી—"પુત્રી, આ બાળા કોણ છે ?" રણઘંટા બોલી. "માતા, આ બાળા **પર્વતી** નામે શ્રીદત્ત શ્રેષ્ઠીની પુત્રી છે, તે મારી સખી છે. એ મને એકવાર મળે છે. આજે તેણી મને દિવસે મળી ન હતી, તેથી અત્યારે રાત્રે મળવાને આવી છે. તેણીને લઇને હું તમારી પાસે આવી છું." આ વખતે જેમણે કપટ કરી રત્નચૂડનું સર્વ કરીયાણુ લઇ લીધું હતું, તે પેલા ચાર ધૂર્ત્ત વણિક યમઘંટાને ઘેર આવ્યા. તેમને ઉત્તમ આસન ઉપર બેસારી યમઘંટાએ પુછ્યું. "હે વણિકો, મારા સાંભળવામાં આવ્યુ છે કે કોઇ વિદેશી વહાણવટી વેપારી અહીં આવ્યો છે.' તેઓએ ઉત્તર આપ્યો, "હા, આવ્યો છે." યમઘંટા પુનઃ બોલી, "તો તેનાથી તમોને લાભ થયો કે હવે થવાનો છે ? તે કહી આપો." તેઓ બોલ્યા, હજુ લાભ થયો નથી." વેશ્યાએ કહ્યું, "શી રીતે ?" પછી તેઓએ પોતાનું સર્વ કપટચરિત્ર કહી સંભળાવ્યું. તે સાંભળી યમઘંટા બોલી, એકથી તો તમોને અવશ્ય હાની થશે." તેઓએ પુછ્યું. "શી રીતે હાની થશે ?" યમઘંટા બોલી, "તે ગુપ્ત વાત અત્યારે રાત્રે ન કહેવાય. કહ્યું છે કે, દિવસે છુપી વાત બરાબર તપાસીને બોલવી અને રાત્રે તો બોલવી જ નહીં. કારણ કે, મહાન્ ધૂર્ત્તલોકો રાત્રે ફર્યા કરે છે. તે વિષે વડના વૃક્ષ નીચે રહેલા એક **વરરૂચિ** નામના માણસને વીતી હતી." તથાપિ તે ધૂર્ત્તોએ અતિ આગ્રહ કર્યો, એટલે યમઘંટા ચોતરફ જોઇને બોલી," તમોએ ઇચ્છિત વસ્તુઓથી તે મુસાફરનું વહાણ પુરી દેવા કબુલ કર્યું છે, તેથી તમોને મોટી હાની થશે." તે ધૂર્ત્ત બોલ્યા, "અમારા ઘરમાં ઘણી ખોટી વસ્તુઓ છે. તેનાથી તેના કહેવા પ્રમાણે તેનું વહાણ અમો પુરું કરી દઇશું." બુદ્ધિવાળી યમઘંટા બોલી, "જો, તે માણસ મચ્છરના અસ્થિથી પોતાનું વહાણ પુરવાનું કહેશે, તો તમે શું કરશો ?" તેઓ બોલ્યા. "તેનામાં એવી બુદ્ધિ કયાંથી આવશે ? કારણ કે, તે હજુ બાળક છે. લોકમાં વૃદ્ધ માણસોને બુદ્ધિ હોય છે. કહ્યું છે કે, "એક વૃદ્ધ માણસ જેટલું જાણે છે, તેટલું કોટી યુવાનો પણ જાણતા નથી. કદિ કોઇ રાજાને લાત મારે, તો પણ તે માણસ વૃદ્ધ વાકયથી પૂજાય છે." અક્કા યમઘંટા ફરી બોલી. "તે વાત એકાંતે સમજવી નહીં. કોઇ બાળક પણ બુદ્ધિમાન્ હોય છે. પુર્વે એક **રોહક** નામનો બુદ્ધિમાન્ બાળક હતો." 'તે રોહક કોણ હતો?' એમ તે ધૂર્ત્ત વણિકોએ પુછ્યું, એટલે તે ચાચાલ વેશ્યા બોલી.—

## રોહકની કથા.

ઉજ્જયિની નગરીની પાસે નટ નામનું એક ગામ છે તેની અંદર કુશીલવ નામે એક નટ રહેતો હતો. તેને પ્રેમવતી નામે સ્ત્રી હતી. તેમને રોહક નામેનો એક ભારે બુદ્ધિશાળી પુત્ર હતો. તે રોહક બાળપણાને લઈને સદા વિવિધ જાતની ક્રીડા કરતો હતો. તે ભોજન વખતે આવતો, ત્યારે તેની માતા તેને કહેતી કે વત્સ, તું વેલાસર ઘેર આવજે, નહીં તો તને ભોજન આપીશ નહીં, તોપણ તે અસૂરો આવ્યા કરતો; તથાપિ છેવટે માતા તેને ભોજન આપતી. એકદા આ સંસારની અનિત્યતાને લઈને તેની માતા મૃત્યુ પામી. ત્યારે તેનો પિતા કુશીલવ રૂક્મિણી નામની કન્યાને પરણ્યો. પુર્વની જેમ ક્રીડા કરી અસૂરો આવતા રોહકને જોઇ તે અપરમાતાએ પણ તેને તેની સગી માતાની જેમ કહ્યું. રોહક પોતાની સગી માતાના જેવો વિશ્વાસ રાખી પૂર્વની માફક અસૂરો આવ્યો; પરંતુ તે અપરમાતા તો ભોજન વેલા વીતી જતાં દ્વાર બંધ કરીને બાહેર ચાલી ગઇ અને તેને ભોજન ન આપ્યું. એવી રીતે તે રોહક બાળકને કોઇવાર સવારનું ભોજન અને કોઇવાર સાંજનું ભોજન ન મળવાથી તે શરીરે દુર્બળ થઇ ગયો. એક વખતે તેને દુર્બળ થયેલો જોઇ તેના પિતાએ પુછયું કે, "વત્સ, શું તુ તારી માતાને સંભારે છે? કે જેથી તું દુર્બળ થયેલો દેખાય છે." રોહક બોલ્યો. "હે તાત, સત્ય ભાષણ કરનારી માતા પ્રાપ્ત થતાં હવે અસત્ય ભાષણ કરનારી માતાનું સ્મરણ શી રીતે ઇચ્છાય?" પિતાએ કહ્યું, "તારી આ માતા સત્ય ભાષણ કરનારી શી રીતે છે? તે કહે." રોહક બોલ્યો, "હે તાત, મારી તે પુર્વની માતા 'હું તને ભોજન આપીશ નહીં.' એવું કહીને પણ તે મને ભોજન આપતી હતી, તેથી તે અસત્ય બોલનારી હતી અને આ માતા 'તને ભોજન નહીં આપું.' એમ કહીને પછી તે મને ભોજન આપતી નથી, તેથી આ માતા સત્ય ભાષણ કરનારી છે." પુત્રના આ વચન સાંભળી તે કુશીલવ રોહકને પોતાની સાથે ભોજન કરાવા લાગ્યો. તે પછી તે અપરમાતા સ્નાન માન વિગેરેથી રોહકનો આદર કરતી નહિ.

એક વખતે પોતાની અપરમાતાનું અપમાન કરાવાને રાત્રે અસૂરા આવેલા પિતાને રોહકે કહ્યું કે, "જુઓ, જુઓ, કોઇ આ પુરૂષ ઘરમાંથી ચાલ્યો જાય છે." રોહકનું તે વચન સાંભળી કુશીલવ તે નવી સ્ત્રી રૂક્મિણીની ઉપર રાગરહિત થઇ ગયો. પોતાના પતિ રાગરહિત થવાનું કારણ જાણી તે રૂક્મિણીએ રોહકને કહ્યું કે, "હે વત્સ, તું હમણાં મને તારા પિતાનું માન અપાવ્ય." રોહક બોલ્યો. "જો તું મારી બગબાર બરદાસ કરે, તો હું તને પિતાનું માન અપાવું. તે સિવાય કદિ પણ નહીં." ત્યારે રૂક્મિણીએ કહ્યું, "વત્સ, હું તને હંમેશાં દિવસે ત્રણવાર ભોજન આપીશ અને એક-

વાર સ્નાન કરાવીશ. જો તેમ ન કરૂં, તો મને દેવના સોગન છે." તે પછી, પોતાની અપરમાતાને માન અપાવવા રોહકે એક વખતે પોતાના પિતા પ્રત્યે પડછાયાને ઉદ્દેશીને કહ્યું કે, "જુવો, આ કોઇ પુરૂષ આવ્યો છે." તે સાંભળી પિતા કુશીલવે વિચાર્યું કે, "આ પુત્રે પ્રથમ જે પુરૂષ દર્શાવેલો, તે પણ આવો જ પુરૂષ હશે. તેથી મારી પ્રિયા રૂકિમણી સર્વ રીતે નિર્દોષ છે." આવું વિચારી ત્યારથી કુશીલવ પોતાની પ્રિયા રૂકિમણી ઉપર રાગી થયો. બુદ્ધિને વશ થઇ ગયેલી રૂકિમણી તે પછી રોહકની ભક્તિ કરવા લાગી.

એક વખતે રોહક પોતાના પિતાની સાથે ઉજ્જયિની નગરી જોવાને ગયો. ત્યાં પિતાએ તેને જણાવ્યું કે, "હે વત્સ, ઉજ્જયિની નગરીમાં મને ઘણી વેળા લાગશે, તેથી તારે પાછા વળતાં સિપ્રા નદીની વચ્ચે રોકાવું." રોહક તે પ્રમાણે કબુલ કરી અતિ વિશાળ એવી ઉજ્જયિની નગરી જોઇ પિતાની રાહ જોવાને સિપ્રાનદીમાં જઇને બેઠો. તે નદીમાં બાળક્રીડાને વશ થઇ તેણે બધી નગરી નદીની રેતીવતી બનાવી. પછી જોવામા ત્યા તે રહ્યો હતો, તેવામાં **અરિકેશરી** નામે રાજા ત્યાં આવી ચડયો. રાજાને નજીક આવેલો જોઇ રોહક ક્ષોભરહિત થઇને બોલ્યો, "હે નાથ, જાણે અનાથ હોય તેવી આ મારી નગરીને કેમ ભેદી નાખો છો?" રોહકનું આવું ઉદાર વચન સાંભળી રાજાએ આગળ જોયું. ત્યાં રેતીની બનાવેલી પોતાની રમણીય નગરી તેના જોવામાં આવી. તે રોહકનુ સાર્થક વચન સાંભળી અને તેનુ અદ્ભુત વિજ્ઞાન જોઇ 'આ બાળક બુદ્ધિમાન્ છે' એમ જાણી તે ચિત્તમાં ચમત્કાર પામી ગયો. પછી રાજાએ પોતાના સેવકોને પુછયું કે, "આ બાળક કોણ છે અને કોનો પુત્ર છે?" સેવકોએ કહ્યું કે, "આ કુશીલવ નામના નટનો રોહક નામે પુત્ર છે." પછી રાજા બીજે માર્ગે જઇ અને બાહેર ક્રીડા કરી હર્ષ પામતો પોતાની નગરીમાં ગયો અને તે બાળક રોહક પણ પોતાને ગામ ગયો. રાજા અરિકેસરીને ચારસો અને નવાણું મંત્રીઓ પ્રથમથી હતા અને હવે તે એક મહામંત્રીને રાખવા ઇચ્છતો હતો. ચાલાક રાજાએ તે રોહકની બુદ્ધિની પરીક્ષા કરવા માટે કોઇ એક સેવકને નટગામમાં મોકલી ત્યાંના લોકોને આ પ્રમાણે કહેવરાવ્યુ. "અમારે નિવાસ કરવા માટે એક વસ્તુનો બનેલો, વિસ્તારવાળો, ઉચો અને સ્તંભ વગરનો એક પ્રાસાદ કરાવો." આવો રાજાનો અશકય આદેશ માની નટગામના બધા લોકો એકઠા મળી વિચાર કરવા લાગ્યા, પણ કોઇને તેવી બુદ્ધિ સૂઝી નહીં; તે વખતે રોહકે આવી પોતાના પિતાને કહ્યું કે, "હે પિતા, ભોજન કરવા ઉઠો, અસૂર થઇ જાય છે." કુશીલવે કહ્યું, "વત્સ, તને ભોજન સાભરે છે, પણ મને સાંભરતું નથી, કારણ કે રાજાએ આ ગામના વાસીઓને અઘટિત આદેશ કરેલો છે. રોહકે પુછયું, "હે તાત, રાજાનો કેવો આદેશ છે? કે જેથી આ ગામના બધા લોકો ચિંતાતુર જેવા દેખાય છે." પછી કુશીલવે રાજાનો તે આદેશ કહી બતાવ્યો. તે સાંભળી રોહકે સર્વ લોકોને કહ્યું

કે, " તમે સર્વે પ્રથમ ભોજન કરી લ્યો, પછી હું તમોને તેનો ઉપાય કહીશ. " આથી સર્વ લોકોએ ભોજન કરી લીધું. ભોજન થઇ રહ્યા પછી રોહકે પેલા રાજાના માણસને જવાબ આપ્યો કે, " આ પર્વત ઉપર તેવી લાંબી અને ઉંચી શિલા છે, તે શિલાથી રાજાના કહેવા પ્રમાણે પ્રાસાદ થઇ શકશે; પરંતુ તેવો મહેલ બનાવવામાં જે દ્રવ્ય વિગેરે સર્વ વસ્તુઓ જોઇશે, તે રાજાએ આપવી પડશે. " તે રાજસેવકે આવીને આ સર્વ વાત રાજાને કહી.

પુન. એક વખતે રાજાએ એક ઘેટો રોહકની પાસે મોકલ્યો અને કહેવરાવ્યુ કે, " કાર્યને જાણનારા તમારે આ ઘેટાનુ પ્રતિદિન પોષણ કરવું, પણ તે ઘેટો શરીરે જાડો થવો ન જોઇએ " રોહક તે પ્રમાણે તે ઘેટાનુ પોષણ કરવા લાગ્યો અને સાથે તેને વરૂ બતાવવા લાગ્યો, આથી તે ઘેટો જાડો થઇ શકયો નહીં. આ વૃત્તાંત જાણી રાજાએ ફરીવાર રોહકની પાસે કુકડો મોકલ્યો અને કહેવરાવ્યુ કે, " તે કુકડો બીજા કુકડા વગર એકલો યુદ્ધ કરે તેમ તમારે કરવુ. " કૃતજ્ઞ અને કલાવાન રોહકે તે કુકડાની સન્મુખ દર્પણ ધર્યું. પોતાના દેહનુ પ્રતિબિંબ જોઇ તે કુકડો એકલોજ ઘણો વખત યુદ્ધ કરવા લાગ્યો. પછી એક વખતે રાજાએ એક તલનુ ગાડું ભરી મોકલાવ્યું અને કહેવરાવ્યુ કે, " આ તલને પીલી તેનુ તેલ કરી અમોને અર્પણ કરો, પરંતુ તમારે આ તલના દાણા ઉંધે માપે ગ્રહણ કરવા અને સવળે માપે તેનુ તેલ આપવુ " રોહકે દર્પણના પાછલા ભાગથી તલ લઈ સવળે ભાગે તેનુ થોડું તેલ આપ્યુ પછી રાજાએ એક માંદો પડેલો હાથી મોકલાવી કહેવરાવ્યું કે, જ્યારે આ હસ્તીનુ મૃત્યુ થાય, ત્યારે મને કહેવું નહીં, તેમ આદરથી કહ્યા વગર પણ રહેવું નહીં " તે હસ્તી મૃત્યુ પામ્યો ત્યારે તે બુદ્ધિમાન રોહકે રાજાને વિજ્ઞપ્તિ કરી કે, " હે સ્વામિન્ ! આપે મોકલાવેલો હાથી ઘાસ ખાતો નથી, પાણી પીતો નથી અને શ્વાસ-ઉચ્છ્વાસ પણ લેતો નથી " રાજા બોલ્યો. " ત્યારે શુ તે મૃત્યુ પામ્યો છે ? " રોહકે કહ્યુ " એ તો આપ ભલે કહો, પણ હું માંરા મુખે કહેનાર નથી. " આ પ્રમાણે કહી રોહક પોતાને ઘેર ચાલ્યો ગયો બીજે દિવસે રાજાએ રોહકને એક રેતીની મોટી વાટ બનાવવાને કહ્યું રોહકે તે બનવી અશકય જાણી રાજાને કહ્યું કે, " પૂર્વની જુની વાટનો એક ખંડ (કટકો) મોકલાવો કે જેથી તેના અનુમાનથી હું નવી વાટ બનાવું. " પુનઃ રાજાએ એક માણસ મોકલી રોહકને કહેવરાવ્યું કે, "અમારા નગરમાં મીઠા જળનો કુવો નથી, તો તમારા ગામમાથી કોઇ મીઠા જળનો કુવો અહિં મોકલાવો." રોહકે વિચારીને તે રાજસેવકને ઉત્તર આપ્યો કે, "અમારા ગામડાના કુવાઓ નગરીમા લાવતા તેઓ ભયથી પાછા વળે છે, તો તમે નગરીનો એક કૂવો પ્રથમ અહિં મોકલો કે જેથી ગામડાનો કુવો તેની સાથે બાંધીને હું તમારી નગરીમા લાવું." રોહકનાં આ વચનો સાંભળી રાજાએ વિચાર્યું કે, "આ રોહક ખરેખર બુદ્ધિમાન્ છે"

એક વખતે રાજાએ પરસ્પર વિરૂદ્ધ એવી વ્યવસ્થાવડે રોહકને પોતાની પાસે સત્વર બોલાવ્યો. તેને કહેવરાવ્યું કે, "તેણે ભુખ્યા આવવું નહીં, તેમ ભોજન કરીને પણ આવવું નહીં. તર્ષ્યા આવવું નહીં, તેમ જળપાન કરીને પણ આવવું નહીં, મલિન શરીરે આવવું નહીં, તેમ સ્નાન પણ કરીને આવવું નહીં, કોઈ વાહનમાં બેસીને આવવું નહીં, તેમ પગે ચાલીને પણ આવવું નહીં, અમાર્ગે આવવું નહીં, તેમ માર્ગે આવવું નહીં. રાત્રે આવવું નહીં, તેમ દિવસે પણ આવવું નહીં, કૃષ્ણપક્ષ કે શુક્લપક્ષમાં પણ આવવું નહીં, છાંયે કે તડકે પણ આવવું નહીં અને ખાલી હાથે કે હાથમાં ભેટ લઇને પણ આવવું નહીં." રાજાના માણસ પાસેથી આ સર્વ વચનો સાંભળી તે રોહક શીતળ ફળનો સ્વાદ કરી ક્ષુધા અને તૃષાની બાધાથી રહિત થઇ, દૂધ પી, શ્રીખંડચંદન ચોળવાથી નિર્મળ બની, ઘેટા ઉપર ચડી બે પગે પૃથ્વીનો ચોતરફ સ્પર્શ કરતો જેમાં ચંદ્ર દેખાતો નહી એવી શુક્લપક્ષના પડવેને દિવસે સંધ્યાકાળે મસ્તક ઉપર ચાલણી રાખી અને હાથમાં મૃત્તિકા લઇ રાજાની પાસે આવ્યો. તેની આગળ મૃત્તિકા જોઈ રાજાએ પૂછ્યું કે, 'આ શું છે ?" રોહકે કહ્યું. "જેના તમે પતિ છો, તે આ મૃત્તિકા હું ભેટ તરીકે લાવ્યો છું." પછી રાજા રોહકને લઇ પોતાના વાસગૃહમાં ગયો. ત્યાં ગંગાના તટના જેવી કોમળ શય્યા ઉપર રાજા સુઇ ગયો. પછી રોહક નિદ્રાને પામેલા રાજાના ચરણ ચાંપતો ચાંપતો શાંતપણાને અને બાળપણાને લઇને નિદ્રાને આધીન થઇ ગયો. થોડીવાર પછી રાજાએ જાગ્રત થઇ તેને બોલાવા માડયો તોપણ તે બોલ્યો નહીં; એટલે તેને લાત મારીને જગાડયો. પછી રાજાએ કહ્યું. "તું કેમ સુઈ ગયો હતો ?" રોહકે કહ્યું, "હું સુતો જ નથી." રાજાએ કહ્યું, "ત્યારે તેં મને ઉત્તર કેમ ન આપ્યો ?" રોહક બોલ્યો. "હું તે વખતે ચિંતાતુર હતો, તેથી મેં ઉત્તર આપ્યો નહિં." રાજાએ કહ્યું, "તારે શી ચિંતા હતી ?" રોહક બોલ્યો, "હે રાજા, સાભળો મને એવી ચિંતા થઇ કે, બકરીના ઉદરમાંથી લીંડી નીકળે છે. તે કોણ બાંધે છે ?" રાજાએ કહ્યું, "તેનો ખુલાસો તું પોતે જ કર." રોહક બોલ્યો, "તે બકરીના ઉદરમાં સંવર્ત્તક નામનો વાયુ છે. તેથી હે રાજા, તેની વિષ્ટા ગોળાકાર થઇ જાય છે." પછી રાત્રિને બીજે પહોરે પણ પ્રથમના પહોરની જેમ બન્યું એટલે રાજાએ તેને ચુંટી ભરીને જગાડયો. જાગ્રત થયા પછી રાજાએ રોહકને ચિંતાનું કારણ પૂછ્યું, એટલે રોહક બોલ્યો, "હાથી કોઠાનું આખું ફલ ખાઈ જાય છે અને તે પાછું આખું ને આખું છોડી દે છે, પણ તે ફળની વચ્ચેનો માર (ગર) પાછો દેખાતો નથી. તે કયાં જતો હશે ? એ ચિંતા મારા હૃદયમાં થાય છે." રાજા બોલ્યો. "તેનું કારણ તેં સારી રીતે જાણ્યું છે, માટે તું પોતે જ કહે." રોહક બોલ્યો, "હાથીના ઉદરમાં રહેલા અગ્નિથી તે સર્વ પચી જાય

છે. ” પછી ત્રીજે પહોરે પણ તે રોહક પ્રથમની જેમ સુઇ ગયો. રાજાએ તેને વસ્ત્રની આપટ મારી જગાડયો, તે વખતે તેણે ચિંતાનું કારણ પૂછતાં કહ્યું કે, “ હે રાજેંદ્ર ખટાશને દેખી ઉજ્વળ દાઢોમાંથી પાણી છુટે છે, તેનું શું કારણ હશે ? ” રાજાએ કહ્યું, “ તેનું કારણ તું પોતે જ કહે. ” રોહકે કહ્યું, “ દાઢો દૂધમાંથી ઉત્પન્ન થએલી છે, તેથી તે ખટાશને જોઇને જળ છોડે છે. ” એવી રીતે ચોથે પહોરે પણ રોહકને નિદ્રા આવી. રાજાએ તેને શબ્દથી તરછોડીને જગાડયો. પછી ચિંતાનું કારણ પૂછતાં રોહક બોલ્યો, “ હે રાજા, તમારે કેટલા બાપ છે, ? તે વિષે મને ચિંતા થાય છે. ” તે સાંભળી રાજા ખેદાતુર થઈ બોલ્યો, “ અરે ! આ શું બોલે છે ? ” રોહક બોલ્યો, “ હે રાજા, તમારે પાંચ બાપ છે. જો તમે ખોટું માનતા હો, તો તે વિષે તમારી માતા જ પ્રમાણરૂપ છે. ” રાજાએ પૂછયું, તે પિતાઓ કયા ? ત્યારે રોહક બોલ્યો, “ પહેલો કુંભાર, બીજો વીંછી, ત્રીજો ધોબી અને ચોથો અશ્વશાળાનો પાળક. ” પછી રાજાએ જઇને પોતાની માતાને પૂછયું કે, “ મારે કેટલા બાપ છે, તે કહો. ” રાજમાતા બંને કાને હાથ દઇને બોલી, “ વત્સ, તેં આ શું કહ્યું ? જગતમાં માન્ય એવા તારે એક જ પિતા હતા.” માતાએ આ પ્રમાણે કહ્યું, તોપણ રાજાએ કદાગ્રહ છોડયો નહીં, એટલે તે-ણીએ તેને કહ્યું કે, “ઋતુસ્નાન કર્યા પછી મને કુંભકાર વિગેરેનું દર્શન થયું હતું.” આ સાંભળી તે ચમત્કાર પામ્યો. પછી તેણે પુનઃ આવીને રોહકને પૂછયું કે, “ તેં એ શી રીતે જાણ્યું ? ” રોહકે કહ્યું કે, “ તમોએ ચારે પહોરે મને લાત વિગેરે મારીને જગાડેલો, તે ઉપરથી મેં તે ચારેનું અનુમાન કર્યું. લોકપાળની જેમ ઉત્તમ, સર્વ દિશાઓના સ્વામી અને પૃથ્વી ઉપર પ્રખ્યાત એવા શ્રી જિતશત્રુ રાજા તે તમારા પાંચમા પિતા હતા. ” રોહકના આ વચન સાંભળી રાજાએ તે રોહકને પોતાના સર્વ મંત્રિઓમાં મુખ્ય મંત્રી બનાવ્યો અને રાજ્યની સર્વ ચિંતા તેની ઉપર આરોપિત કરી, મંત્રી રોહકની બુદ્ધિના બળથી તે રાજાએ મોટા મોટા રાજાઓને પણ સહેલાઇથી સાધ્ય કરી લીધા તેથી **શૌર્યના કરતાં પણ બુદ્ધિનું બળ શ્રેષ્ઠ છે.**

વેશ્યા ચમઘંટા કહે છે. “ આ દષ્ટાંત પ્રમાણે કેટલાએક બાળકો પણ બુદ્ધિના બળવાળા થાય છે. તેથી તમારે બાળકમાં મુગ્ધતા હોય, એમ એકાંતે માનવું નહિં. ” આ પ્રમાણે વેશ્યા ચમઘંટાના વચન સાંભળી તે ચારે ધૂતારાઓ જેવામાં ઉઠીને ચાલતા થયા, તેવામાં જ પેલો પાદુકા કરનારો કારીગર ત્યાં હર્ષ પામતો આવ્યો. ચમઘંટાએ પૂર્વની જેમ તેને પૂછયું. એટલે તેણે પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પછી ચમઘંટા બોલી કે, “ તને તો લાભ થયો દેખાતો જ નથી. ” તે કારીગરે કહ્યું, “ મને તો આમાં ઘણો લાભ થશે. કારણ કે, તેનું સર્વસ્વ ગ્રહણ કરવાથી મને તો હર્ષ જ થવાનો. ” ચમઘંટા બોલી, “ તારા જેવા હીનજાતિના માણસને આવી વધારે પડતી

વાંછાથી ઉલટો મૂળમાંથી જ વિનાશ થશે. તેવી રીતે સોમશર્માના પિતાને થયું હતું." તેણે પુછયું, "તે સોમશર્મા કોણ હતો? અને તેના પિતાનો મૂળમાંથી નાશ શી રીતે થયો?" યમઘંટા બોલી.—તે દૃષ્ટાંત કહું તે સાંભળ.

## સોમશર્માના પિતાની કથા.

પુર્વે એક મોટા ગામમાં ખુશામતીઆ વચન બોલનારો એક બટુક બ્રાહ્મણ ફરતો હતો. એક વખતે નવા સાથવાના પર્વને દિવસે તેને ઘણો સાથવો પ્રાપ્ત થયો. તે ઘણો સાથવો લઇ સાયંકાળે કોઇ કુંભારને ઘેર ગયો. ત્યાં તે સાથવાનો એક ઘડો ભરીને પોતે સુઇ ગયો. તેણે સુતા સુતા વિચાર કર્યો કે, "આટલોબધો સાથવો વેચીને હું એક કુકડી લઇશ. તે કુકડીને થોડા વખતમાં ઘણાં બચ્ચાંઓ ઉત્પન્ન થશે. પછી તે બચ્ચાંઓ વેચીને એક ગાય લઇશ. તે ગાયને વાછડાંઓ થશે. તે વેચીને એક ઘોડી લઈશ, તે ઘોડીમાંથી મારે ઘણા ઘોડાઓ થશે, પછી તે બધા ઘોડાઓને વેચવાથી મને ઘણું દ્રવ્ય પ્રાપ્ત થશે. તે દ્રવ્યવડે હર્ષ આપે તેવું એક સુંદર ઘર કરાવીશ. પછી શુદ્ધ બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થયેલી **રૂક્મિણી** નામની કન્યાને પરણી તેણીની સાથે ઉત્સાહથી વિષયસુખ ભોગવીશ. ત્યારબાદ કોઈ સારા પુણ્યયોગે મને શ્રેષ્ઠ પુત્ર ઉત્પન્ન થશે. તે પુત્રનું નામ ઉત્સવ સહિત **સોમશર્મા** પાડીશ. તે કાળે ઘોડાના ક્રય-વિક્રયના વેપારને લઇને મને રાજાનું માન મળશે. તેને લઈને લોકો પણ મારી ભક્તિ કરશે. આવી રીતે બધો કાળ સુખમય થતાં કોઈવાર મારા પ્રિય બાળક સોમશર્માને રોતો જોઈ હું મારી પ્રિયાને કહીશ કે, અરે આ બાળકને કેમ રોવરાવે છે? ત્યારે તેણી મને આ પ્રમાણે કહેશે કે, "જો એ બાળક તમને વ્હાલો હોય, તો હાલ તમે જ તેને રાખો." તેણીના આવા વચન સાંભળી મને જરૂર ક્રોધ ઉત્પન્ન થશે. પછી હું મારી પ્રિયાને પગની પાટુ મારીશ. તે દુષ્ટબુદ્ધિવાળા બટુકે પ્રથમના બધા મનોરથો ચિત્તમાં જ ચિંતવ્યા પણ જે સ્રીને પગની પાટુ મારવાનું હતું, તે તેણે પ્રત્યક્ષ કરી બતાવ્યું, તેથી પેલા સાથવાના ભરેલા ઘડાના સો કડકા થઈગયા. તેમાંથી કેટલોએક સાથવો પવને ઉડાડી દીધો. અને કેટલોએક ભસ્મરૂપ થઇ પૃથ્વીની રક્ષા (રાખ) માં પડયો. એવી રીતે તેનો બધો સાથવો લોભના મૂળને લીધે સમૂળગો નાશ પામી ગયો. હે કારીગર! તારી પણ એ બે પાદુકા હવે જવાની જ સમજજે કારણ કે, તને તે બંને પાદુકા ઉપર ઘણો લોભ થયેલો છે."

વેશ્યા યમઘંટાનાં આ વચનો સાંભળી તે કારીગર બોલ્યો—"જો તે મને ખુશી કરીને મારી પાદુકા લેશે તો મને ઘણો લાભ થશે." યમઘંટા બોલી, "અરે! તે માણસ હમણા તો તને એક જ વાકયથી ખુશી કરશે. કારણ કે—હાલ આપણા અન્યાય રાજાને ઘેર પુત્રનો જન્મ થયો છે. એટલે તે માણસ તને એટલું જ પૂછશે કે, "રાજાને ઘેર

પુત્ર થવાથી તું ખુશી છે કે નહીં ?" તે વખતે તારે ખુશી જ બતાવવી પડશે. ચમઘંટાના આ વચન સાંભળી તે કારીગર પોતાને ઘેર ગયો. તેવામાં પેલો જુગારી આવ્યો. ચમઘંટાએ પુછવાથી તેણે પોતાનો વૃત્તાંત જણાવી દીધો. તે સાંભળી ચમઘંટા બોલી, "અરે ! તારી કૂરબુદ્ધિ છે. તોપણ તેં તે માણસને જે દ્રવ્ય આપી દીધું. તે યોગ્ય ન કર્યું" જુગારી બોલ્યો, "મેં તો તેનું સર્વસ્વ લઈ લેવાનો કોલકરારરૂપે ઠરાવ કર્યો છે." ચમઘંટા બોલી, "તે તારૂં દ્રવ્ય ગયું સમજજે." જુગારીએ કહ્યું, "આ સમગ્ર ભુવનમાં હું કોઈ એવો મનુષ્ય જોતો નથી કે જે મારૂં દ્રવ્ય લઈ શકે." ચમઘંટાએ કહ્યું,–"અરે ! તું આવો મહાન્ ગર્વ શામાટે રાખે છે ? આ પૃથ્વી ઉપર જે બુદ્ધિમાન્ પુરૂષ છે. તે વિધિ ( વિધાતા ) ની લક્ષ્મીને પણ લઇ શકે છે. એક **સુબુદ્ધિ** નામના પુરૂષે પોતાની બુદ્ધિથી તેવું કામ કર્યું હતું." જુગારીએ પુછયું. "તે **સુબુદ્ધિ** કોણ હતો ?" ચમઘંટા બોલી.—

## સુબુદ્ધિ મંત્રીની કથા.

"**પૃથ્વીભૂષણ** નામના નગરમાં **પૃથ્વીચંદ્ર** નામે એક રાજા હતો. તેને સદ્બુદ્ધિના સમૂહથી પ્રકાશમાન એવો **સુબુદ્ધિ** નામે મંત્રી હતો. તે હંમેશાં રાજ્યની ચિંતા કરનારો અને રાજા તથા પ્રજાને પ્રિય થઈ પડયો હતો. એક સમયે રાજાને ઘેર પુત્રજન્મ થતાં મોટો ઉત્સવ પ્રવર્ત્તી રહ્યા. તે કુમારની પષ્ઠી ( છઠ્ઠી ) નું જાગરણ આવતાં, તે મંત્રી તેનું ભાગ્ય જોવાને ગયો. ત્યાં તાંબુલ આપી અને ધવલ–મંગળ કરી સ્રીવર્ગ સુઇ ગયો, ત્યારે આકાશમાં આ પ્રમાણે ધ્વનિ થયો. ' આ રાજકુમાર કેટલોક કાળ ગયા પછી એક શિકારી ભીલ થશે અને તે સદા એક જીવને મારી શકશે," આવો ધ્વનિ સાંભળી તે સુબુદ્ધિમંત્રીએ પોતાના હૃદયમાં ચિંતવ્યું કે, "આ કુમાર રાજાને ઘેર જન્મ્યો છે, પણ તે રાજ્યને યોગ્ય દેખાતો નથી." તે પછી પુનઃ રાજાને ઘેર બીજો કુમાર જન્મ્યો. તેની પષ્ઠીનું જાગરણ આવતાં પણ તે સુબુદ્ધિ મંત્રી રાત્રે ત્યાં હાજર રહ્યો. તે વખતે તેણે આકાશમાં આ પ્રમાણે ધ્વનિ સાંભળ્યો. "આ રાજકુમાર કોળી થશે અને તેને ઘેર સદા એક બળદ રહેશે." આવો ધ્વનિ સાંભળી તે મંત્રીએ હૃદયમાં ચિંતવ્યું કે, "આ કુમાર પણ ભાગ્યવાન્ નથી." તે પછી એક સમયે રાજાને ત્યાં પુત્રીનો જન્મ થયો. તેણીના પષ્ઠીના જાગરણમાં પણ સુબુદ્ધિમંત્રી હાજર રહ્યા. ત્યાં તેણે આ પ્રમાણે આકાશમાંથી શબ્દ સાંભળ્યો. "આ રાજપુત્રી અનુક્રમે વેશ્યા થશે અને તેણીની પાસે પ્રતિદિન એક પુરૂષ આવશે." આ ધ્વનિ સાંભળી મંત્રીએ મનમાં વિચાર્યું કે, "જો આવી રીતે સર્વની દશા થશે, તો રાજ્યનો ક્ષય થઇ જશે" આવી ચિંતા કરતો તે મંત્રી ગંભીરહૃદયે રહ્યો હતો, તેવામાં અકસ્માત્ પરચક્ર[1] ચઢી આવ્યું. તે સમયે રાજા પૃથ્વી-

[1] શત્રુઓનો હલ્લો.

ચંદ્રને સેવકો થોડા હતા, તેથી તે લાંબોકાળ યુદ્ધ કરી ધારાતીર્થને[1] વશ થઇ એકલો પંચત્વને પ્રાપ્ત થયો. તે કાળે બંને રાજકુમારો મંત્રી અને કેટલાએક નગરજનો જીવ લેઇને ચારે દિશામાં નાશી ગયા. તેવામાં ઉચ્છૃંખળ માણસોએ બાળપણાને લીધે રાજપુત્રીને પકડી લીધી અને કોઇ બીજા નગરમાં જઈ જાહેરમાર્ગે તેણીને વેચવા મૂકી. અતિ અદ્ભુતરૂપવાળી તે રાજપુત્રીને દેખી એક વેશ્યાએ ઘણું ધન આપી તેણીને આગ્રહથી ખરીદ કરી. પેલા નાશી ગયેલા બંને રાજકુમારો શિકારી અને કોળીના જેવાં કર્મ કરનારા થઈ પડયા. **માણસો દુઃખે પૂરાય એવું ઉદર ભરવાને માટે શું નથી કરતા ?** કહ્યું છે કે " દુઃખે પુરાય તેવા ઉદરને પુરવા માટે માણસ શું શું નથી કરતો ? તેને માટે તે માન છોડી દે છે, શત્રુને સેવે છે, દીન વચન બોલે છે, કાર્યાકાર્યનો વિચાર કરતો નથી, નઠારા કામની ઉપેક્ષા કરતો નથી, ભાંડાઈ કરે છે અને નાચવાની કળાનો પણ અભ્યાસ કરે છે. " તે પછી કેટલેક દિવસે સુબુદ્ધિમંત્રીએ પોતાના સર્વ કુટુંબને મેળવી હૃદયમાં આ પ્રમાણે ચિંતવ્યું કે, " હવે મારે બંને રાજકુમારો અને રાજકુમારીની શોધ કરવી ઘટે છે અને તેને માટે યોગ્ય ઉપાય લેવો જોઇએ. " આવું ચિંતવી પોતાના કુટુંબને કોઇ ઉત્તમ નગરમાં રાખી તે શહેરો, ગામડાઓ, દ્રોણો, ખેડુતોના ગામો અને કસ્બાઓમા ફરવા લાગ્યો. એક વખતે તે કોઈ નગરમાં ગયો. ત્યાં જીર્ણવસ્ત્ર ધરનાર અને દુર્બળ શરીરવાળા જ્યેષ્ઠ રાજકુમારને દેખી તે સુખી તથા દુઃખી બની ગયો. તે કુમાર પણ તેને જોઈ લજ્જાથી નમ્રમુખ થઇ ગયો. પછી સુબુદ્ધિમંત્રી તેની પાસે આવીને બોલ્યો, " હે રાજપુત્ર, તમારી આવી દુરાવસ્થા કેમ થઈ ગઈ?" તે બોલ્યો, " દૈવયોગે મારી બુદ્ધિ મૂઢ બની ગઇ અને તેથી મેં બીજા બધાં કામ છોડી શિકારીનું કામ કરવા માંડયું. દૈવ ઘણું બળવાન્ છે. તેમાં પણ હું હંમેશાં દિવસે એક જીવ મારૂં છું, બીજો જીવ મારતો નથી. તે કર્મથી મારી આવી વિષમ દુરાવસ્થા થઇ છે. પછી બીજે દિવસે મંત્રી સુબુદ્ધિ તેની સાથે બાહેર ગયો.: તેવામાં તે રાજકુમાર એક શશલાને જોઈ તેની ઉપર બાણ છોડવાને તૈયાર થયો. મંત્રીએ તેને અટકાવ્યો. તેવામાં અતિ પ્રૌઢ એવા હરિણ વિગેરે તેના જોવામા આવ્યા, એટલે પુનઃ તેમને મારવાને તે તૈયાર થયો. મંત્રીએ તેને ફરી પણ અટકાવ્યો. એવી રીતે જ્યારે જ્યારે તે હિંસા કરવા તૈયાર થતો, ત્યારે ત્યારે મંત્રીએ તેને અટકાવ્યો. એમ કરતાં સંધ્યાકાળ થયો. એટલે ત્યાં એક હાથીઓનું યુથ ( ટોળું ) આવી ચડયું. તે જોઈ સુબુદ્ધિ મંત્રીએ તેને કહ્યું કે, " આ હાથીઓમાં જે વૃદ્ધ હાથી હોય, તેને પાડી દે." તેણે પોતાના અમોઘ[2] બાણથી પ્રથમ તે વૃદ્ધ હસ્તીને મારી નાખ્યો. પછી તે હાથીના કુંભસ્થ-

૧ ધારાતીર્થ—ખડ્ગની ધાર. ૨ કદિ ખાલી ન જાય તેવું.

ળમાંથી મુક્તાફળ લઇ તે બંને ઘેર આવ્યા. સુબુદ્ધિ મંત્રીએ તે મુક્તાફળોમાંથી એક મુક્તાફળ વેચ્યું અને તેના દ્રવ્યથી સારૂં ભોજન અને વસ્ત્રો ખરીદ કર્યાં. બીજે દિવસે પણ તે રાજકુમારે અગાઉની જેમ વૃદ્ધ હાથીને મારી નાખ્યો. પછી સુબુદ્ધિ મંત્રીએ કહ્યું, "હે વત્સ, હું તારા બંધુને શોધવા શહેર વિગેરેમાં જાઉં છું, તારે અહિં રહીને હમેશાં તેવા હાથીનો શિકાર કરી નિર્વાહ કરવો."

પછી સુબુદ્ધિ મંત્રી પૃથ્વીમાં ફરવા લાગ્યો. ત્યાં કોઇ નગરમાં સાથે એક બળદ રાખી ઘાસને માટે જતાં રસ્તામાં પેલા બીજા રાજકુમારને જોયો. તે પછી વિધિપૂર્વક પરસ્પર વાર્ત્તાલાપ કરી-ઓળખી ઘેર જઇ સુબુદ્ધિ મંત્રીએ તેને આદરથી આ પ્રમાણે કહ્યું, "વત્સ, આ બળદને વેચી તેના દ્રવ્યથી ઘેબર સહિત ભાત-દાળ વિગેરે સારૂં ભોજન ઘરમાં લાવો." મંત્રીનું આ વચન સાંભળી રાજકુમારે પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર્યું. "આ મંત્રી ઉંચી જાતનું ભોજન ખાઇને કયાંઇ ચાલ્યો જશે, પણ બળદ વગર મારે શિર બોજો ઉપાડવાનું આવી પડશે. **મેહેમાનો પારકી પીડા જાણતા નથી.** એ સત્ય છે. કહ્યું છે કે, "ચોર, બાળકો, દુર્જન, વૈદ્ય, બ્રાહ્મણ, મેહેમાન, નાચનારી, ધૂર્ત્ત અને રાજા પારકી પીડા જાણતા નથી." તથાપિ આ પુરૂષનું વચન મારે ઉલ્લંઘન કરવું ન જોઇએ. કારણ કે, તે એક રીતે શ્રેષ્ટ મંત્રી છે, અને વળી બીજી રીતે આજે મારે ઘેર એ અભ્યાગત (પરોણો-મહેમાન) થઇને આવેલ છે." આ પ્રમાણે વિચારી તે રાજકુમારે તેના કહેવા પ્રમાણે બધું કર્યું. એટલે તે બળદ વેચી દીધો. બીજે દિવસે તેજ બળદને પોતાના ઘેર આવેલો જોઇ રાજકુમાર વિસ્મય પામી ગયો. તે મુગ્ધ બુદ્ધિવાળા કુમારે મંત્રીને તે વાત જણાવી. એટલે મંત્રીએ કહ્યું કે, "આ બળદને વેચી દ્યો" રાજકુમારે તે પ્રમાણે કર્યું. પછી મંત્રીએ તેને આ પ્રમાણે શિક્ષા આપી, "વત્સ, જે બળદ અહિં આવે તેને તમારે વેચી દેવો." રાજકુમારે તેમ કરવાનું કબુલ કર્યું.

તે પછી મંત્રી પેલી રાજકુમારીની તપાસ કરવાને ગયો. કોઇ વેશ્યાઓના ઘરની શ્રેણીમાં તે રાજકુમારી તેના જોવામાં આવી. તેણીનું સ્વરૂપ સારી રીતે જાણી મંત્રીએ કહ્યું, "હે વત્સે, તું કોણ છે અને કોની પુત્રી છે? તેણીએ કહ્યું, "હું રાજાની પુત્રી છું. કોઈ કર્મયોગે શત્રુના સુભટોએ મને પકડીને વેચતાં આ વેશ્યાઓએ મને હર્ષથી ખરીદી છે, તેથી હું આવી બની ગઇ છું. તો પણ મને એકજ મહાદુર્ભાગી પુરૂષ પ્રાપ્ત થાય છે." એટલે 'આ રાજપુત્રી છે.' એવો નિશ્ચય કરી સુબુદ્ધિમંત્રીએ તેને આ પ્રમાણે શિક્ષા આપી. "હે વત્સે જે પુરૂષ લક્ષદ્રવ્ય આપે ત્હારે ઘરમાં દાખલ કરવો."

આ પ્રમાણે સુબુદ્ધિ મંત્રી પોતાના રાજાના ત્રણે સંતાનોની સારી આજીવિકા કરી સુખી થયો.

એક વખતે તે મંત્રી રાત્રે નિદ્રાવશ થઇ સુતો હતો. તેવામાં વિધિએ તેને જાગ્રત કર્યો. તે જાગ્રત થયો તો પણ તેણે જ્યારે કાંઇ ઉત્તર ન આપ્યો, ત્યારે વિધિએ કહ્યું, “ અરે ! તને હાલ આવી ગાઢ નિદ્રા કેમ આવી છે ? ” તે બોલ્યો, “ હમણાં હું નિશ્ચિંત હૃદયવાળો થયો છું, તેથી સુઇ ગયો. હે સુંદર, તમે કોણ છો અને શા માટે અહિં આવ્યા છો ? ” તેણે કહ્યું, “ હે ભદ્ર, મને મહાન્ વિધાતા સમજી લે. હું અત્યારે તારી બુદ્ધિના બંધનમાંથી મુક્ત થવાને આવ્યો છું. ” મંત્રી સુબુદ્ધિ બોલ્યો, “ તમારા કહેવા પ્રમાણે મારા રાજાના બાળકોને ભલે ફળ મળે. ” વિધિએ કહ્યું, “ તે ખરૂં છે, પણ મારે તેમને માટે હાથી વિગેરે બનાવી દેવાનું શી રીતે કર્યા કરવું ? ” મંત્રીએ કહ્યું, જ્યારે તમે અમોને રાજ્ય આપશો, ત્યારે તે સંકટમાંથી તમારો મોક્ષ ( છુટકારો ) થશે, તે શિવાય કદિ પણ નહીં થાય. ” વિધિએ જણાવ્યું, “ તું પેલા મોટા રાજકુમારની પાસે જા અને તેને પ્રાપ્ત થયેલા મુક્તાફળોનો સમૂહ વેચીને તેમાંથી એક સૈન્ય ઉભું કર. હાથી, ઘોડા, રથ અને પેદલ–એમ ચતુરંગ સેના લઇ તારા નગરમાં લઈ જઇ તે શત્રુઓને સદ્ય નસાડી મૂકી પુનઃ તારા રાજ્યને ગ્રહણ કર. ” વિધિએ કહેલાં આ વચનો સાંભળી મંત્રી સુબુદ્ધિ હૃદયમાં હર્ષ પામ્યો અને તેણે તે પ્રમાણે કરી પુનઃ રાજ્યને પ્રાપ્ત કર્યું. પછી ત્યાં સ્વજન વિગેરે સર્વ એકઠા મળ્યા. તેઓએ મળી રાજાના મોટા કુમારનો રાજ્ય ઉપર પટ્ટાભિષેક કર્યો. એમ તેણે સુબુદ્ધિ મંત્રીની બુદ્ધિથી લાંબો વખત રાજ્ય કર્યું.

યમઘંટા કહે છે, “ હે જુગારી, એવી રીતે બુદ્ધિમાન્ પુરૂષો વિધિની લક્ષ્મીને પણ બળાત્કારે લઇ શકે છે, તો પછી તું શા હીસાબમાં ? તારૂં દ્રવ્ય ગયુંજ છે. વળી હવે તારૂં એક નેત્ર પહેલાં હરી લીધું છે અને આવી તારી ધૂર્ત્તબુદ્ધિથી તારૂં બીજું નેત્ર પણ જશે. ” જુગારી બોલ્યો, “ હવે મારૂં બીજું નેત્ર શી રીતે જશે ? ” યમઘંટા બોલી, “ તે માણસ એમ કહેશે કે, તેં જેવી રીતે મારે ઘેર એક નેત્ર ઘરાણે મૂક્યું છે તેવાં બીજાં ઘણાં નેત્રો મારે ત્યા ઘરાણે મૂકાયેલાં છે, તો તારૂં આ બીજું નેત્ર મને આપ, કે જે હું તેની સાથે તોળી અને મેળવીને તને તારૂં તે નેત્ર સોંપી દઉં. ” તેથી મારે કહેવું પડે છે કે, આ તારી ખોટી યોજના વૃથા થવાની છે. ” તે પછી 'વેશ્યા યમઘંટાની આ બુદ્ધિ સત્ય નથી.' એમ માનતો તે જુગારી ચાલ્યો ગયો.

તે અરસામાં પેલા ચાર ધૂર્ત્ત વણિકો સત્વર ત્યાં આવ્યા. તેમને પણ યમઘંટાએ પૂર્વની જેમ પૃછ્યું, એટલે તેઓએ તે મુસાફરની સર્વ હકીકત નિવેદન

કરી. ચમઘંટા હૃદયમાં વિચારી તેમની આગળ આ પ્રમાણે બોલી, " તમોએ તમારા ઘરનું સર્વસ્વ હઠ કરીને ફોગટ ગુમાવી દીધું." તેઓ બોલ્યા, " સમુદ્રના જળનું માપ કોઇ પણ રીતે થઇ શકેજ નહિં. તેથી તે મુસાફરની લક્ષ્મી અમારા ઘરમાં હવે પ્રાપ્ત થવાની સમજી લેજો." ચમઘંટા બોલી, " તે મુસાફર પોતાની બુદ્ધિથી સમુદ્રના જળનું માપ કર્યા શિવાય પણ તમારી લક્ષ્મી લઇ લેશે." તેઓ બોલ્યા, " એવી તે કેવી બુદ્ધિ હોય ?" ચમઘંટા બોલી, "તે માણસ તમને એમ કહેશે કે, 'મેં પૂર્વે સમુદ્રના જળનું માપ કરવાનું કબુલ કર્યું છે પણ તે સાથે નદીના જળનું માપ કરવાની પ્રતિજ્ઞા કરી નથી, તો તમે તમારી શક્તિથી પ્રથમ નદીઓનુ જળ જુદું કરી આપો, તે પછી હું કેવળ સમુદ્રના જળનું માપ કરી આપીશ.' તે એમ કહેશે તો તમે નદીઓનું જળ જુદું કરી શકશો નહીં, એટલે સમુદ્રના જળનું માપ કર્યા વગર તે તમારી લક્ષ્મી લઇ લેશે." તેઓએ કહ્યું, " તે બાલિશ–મૂર્ખ મુસાફર પૂરૂં બોલી પણ જાણતો નથી, તો તેનામાં એવી સમૃદ્ધિદાયક બુદ્ધિ ક્યાંથી હોય ?" ચમઘંટા બોલી, " વિદ્વાન પુરૂષો અતિ વાચાળ માણસની સાથે વાદ–વિવાદ કરતા નથી, પણ તેઓ પોતાની સદ્બુદ્ધિવાળી વાણીથી તે અતિ વાચાળ માણસને પણ સત્વર જીતી લે છે; તેથી તે શ્રીમાન પુરૂષ બુદ્ધિવડે શુદ્ધ એવા થોડા વચનથી તમોને હરાવી દેશે. જેમ એક શેઠાણીએ સોઢીને જીતી લીધી હતી." તેઓએ પૂછ્યું, " તે શેઠાણી કોણ હતી અને તેણીએ સોઢીને શી રીતે જીતી લીધી ?" ચમઘંટા બોલી, " તે વિષે હું જે કહું, તે સાંભળો:—

## શેઠાણી અને સોઢીની કથા.

**સુસીમ** નામના ગામમાં સદા કજીયાખોર અને પાપ ઉપર પ્રીતિવાળી **સોઢી** નામની એક પ્રચંડ રંડા રહેતી હતી. તેણી કોઇની સાથે કજીઓ થાય, તેમ ચાલતી, બોલતી અને જોતી હતી. કોઇની સાથે કજીયો કર્યા શિવાય તેણીને અન્ન પચતું નહીં. સ્વગૃહમાં, પરગૃહમાં ત્રિવાટે કે ચોવાટે જે કોઇ મળ્યુ, તેની સાથે તેણી હંમેશા અવશ્ય કજીયો કરતી હતી. આથી તે ગામમાં તે કજીયાથીજ પ્રખ્યાત ગણાતી હતી. તેની રાટચથી ભય પામીને તે અપરાધ કરે, તો પણ કોઇ માણસ તેણીને બોલાવતું નહીં. કહ્યું છે કે, " ઉદ્યમીને દારિદ્ર હોતું નથી, જપ કરનારને પાપ લાગતું નથી, મૌનથી કજીયો થતો નથી અને જાગૃત રહેનારને ભય લાગતો નથી." તે સોઢીને કજીયો કર્યા શિવાય બીજે ક્યાંઇ પણ પ્રીતિ થતી નહતી, તેથી તે વઢવાડ કરવાને ઘણીવાર બીજા ગામોમાં પણ જતી હતી. એક વખતે તે કલહકારિણી સોઢી એક બળદ ઉપર પલાણ નાખી પરગામ જવાને માટે તેયાર થઇ અને તે વખતે તેણીએ દાસીને આ પ્રમાણે આજ્ઞા કરી. " અરે ! દાસી, ભોજનને માટે એક માણું વડીમાં પાંચ માણા લૂણ નાખીને તેને

રાંધી નાખ્ય." આ વખતે પડખે પડોશીને ઘેર કોઇ સ્ત્રી મેહેમાન થઇને આવી હતી, તે આ કજીઆખોર સોઢીનું સ્વરૂપ જાણતી નહતી, તેથી તે સાંભળીને તેણીએ સોઢીને આ પ્રમાણે કહ્યું. "બ્હેન, તમોએ અન્નનો પાક કદિ કર્યો નહીં હોય અથવા જોયો નહીં હોય, પણ શું કોઇવાર સાંભળ્યો પણ નથી કે જેથી આવું બોલો છો ?" તે મેહેમાન સ્ત્રીના આ વચન સાંભળી સોઢીએ દાસીને કહ્યું, "દાસી, હવે બાહેર ગામ વઢવા જવાથી સર્યું. આપણું કાર્ય અહિંજ સિદ્ધ થયું. તું સત્વર સ્વસ્થ થા અને આ બળદ ઉપર નાખેલું પલાણ ઉતારી લે." આ પ્રમાણે કહી તે સોઢી કૂકડાની જેમ શિખા ઉંચી કરી પ્રહાર કરવા ઉછળી, દાંત પીસવા લાગી, વાઘેણની જેમ ક્રૂર દેખાવ કરી લપડાક ઉગામી દોડવા લાગી, ભેંસની જેમ આગળ અને પાછળ વારંવાર જવા લાગી, નૃત્ય કરવામાં આસક્ત એવી નટીની જેમ દેહને હલાવા લાગી, જાણે દુર્ગંધ આવતી હોય તેમ નાસિકા મરડવા લાગી, શિરપર મારેલી કુતરીની જેમ જલદી ચીત્કાર શબ્દો કરવા લાગી અને દેડકીની જેમ ઠેકતી ઠેકતી વારંવાર પડવા લાગી. જાણે કરડવા આવેલી સર્પિણી હોય, નખવાળી **નકુલી**[1] હોય અને જાણે ગાંડી થઇ હોય તેમ તે રૂદન કરતી અને અકળાતી આ પ્રમાણે બોલી, "અરે રાંડ, શું મારા ઘરની પંચાત મેં તને સોંપી છે ? લોકો પોતાની પંચાત છોડીને બીજાની પંચાતજ કરવા જાય છે. હે રંડ, એરંડાની જેમ લાંબી થઇ પારકા ઘરમાં પેસીને રહી શકતી નથી કે જેથી વૃદ્ધાની જેમ મને પણ શીખામણ આપે છે. જેનું માથું ભાંગ્યું છે. એવી હે ભુંડી રાંડ, તું પંડિતાની જેમ મને શિક્ષા આપે છે, પણ અંદર કીડા પડવાથી સડી ગયેલી તારી જીભનેજ શિક્ષા આપ્ય. જો તું આવું બોલે છે, તો આજે હું તારૂં મુખ ભાંગી નાખીશ, દાંત પાડી નાખીશ અને તાળવામાંથી જીભ ખેંચી લઇશ. અરે ચાવળી, પોતાના આત્માને પંડિત માનનારી એવી તેં પહેલાં અનેક ભોળા લોકોને તરછોડ્યા હશે, પણ અહિં તો હું સોઢી છું. કદિ તેં મને જોયેલી નહીં હોય, પણ લોકોની વાર્ત્તાથી મારૂં નામ પણ શું નથી સાંભળ્યું ? જેથી તું બીજા સામાન્ય માણસની જેમ મને પણ તરછોડવાની ઇચ્છા કરે છે ? દરેક રાફડે ઘો હોતી નથી, કોઇ ઠેકાણે સર્પ પણ હોય છે." સોઢીનાં આવાં કટુવાક્યોથી તે મેહેમાન સ્ત્રી ભય પામી. તે પછી તે સોઢીના પગમાં પડીને તે સ્ત્રી આ પ્રમાણે બોલી, "બ્હેન, મારો આ એક અપરાધ માફ કર્ય, હવે હું આવું કદિ પણ બોલીશ નહિં." તે વખતે વઢવાડ કરનારી સોઢી ક્રોધથી તે સ્ત્રીને મજબૂત પાટુ મારીને બોલી "અરે લવારો કરનારી રંડા, તું મને બ્હેન કહીને કેમ બોલાવે છે ? હું તારા બાપથી ઉત્પન્ન થયેલી છું, એમ તેં હાલ શી રીતે જાણ્યું ? તું મને નાગરિકપણાની યુક્તિથી લોકોની

૧ નોળીયાની માદા.

આગળ માની જણી બ્હેન કહીને બોલાવે છે, પણ ધૂર્ત્તના લક્ષણોથી મેં તને ઓળખી લીધી છે કે તું ગાયના મુખવાળી વાઘેણ છે. તારી જેમ અમો પણ શું દંભ નથી શીખ્યા ? અરે મૂઢા, પ્રથમ મને ગાળથી વઢીને હવે ખમાવવાને આવે છે, તો તું પહેલાં પાણી પીને પછી ઘર પૂછે છે." આવાં મલિન વચનોથી સોઢીએ તેણીની સાથે વારંવાર વઢવાડ કરવા માંડી. એટલે તે મહેમાન સ્ત્રીએ પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર્યું, " આ સ્ત્રી અગ્નિનો ભડકો જોઈ ભડકેલી ગધેડીની જેમ પ્રવર્તે છે. તે ગધેડી આગળ દાંતથી કરડે છે અને પછવાડે પગથી પાટુ મારે છે. તેથી આ બાઇના મુખમાં તો જો વિષ્ટાએ ભરેલુ સળગતું ઉંબાડીયું નાખ્યું હોય, તો તેથી તે પ્રથમ બળે અને પછી વિષ્ટાથી લીંપાય. આ લાજ વગરની બાઇની સાથે કજીયો કરી શકાય તેમ નથી. **લોકો ભાંડથી બ્હીતા નથી, પણ ભાંડના ચરિત્રથી બ્હીવે છે.** કજીયો શમાવવા માટે આ સ્ત્રીને જે શાંતિનું વચન કહીએ છીએ, તે વચન તો એને ઉલટું તપેલા ઘીમાં પાણી નાખ્યા જેવું થાય છે. તેને માટે કહ્યું છે કે, "ક્રોધી માણસને જે શાંતિનાં વચનો કહેવામાં આવે, તે તપેલા ઘીમાં નાખેલા જળના બિંદુની જેમ ઉલટા ક્રોધને ઉદ્દીપન કરનારાં થાય છે." તેથી મુનિની જેમ મૌન ધરીને રહેવું સારૂં છે." આ પ્રમાણે વિચારી તે સ્ત્રી મનમાં કચવાઇને મૌન ધરી બેસી રહી. પેલી સોઢી લાંબો વખત કુતરીની જેમ ભસતી ભસતી પોતાની મેળે શાંત થઇ ગઇ. **ઈંધણાં વગરનો અગ્નિ એની મેળેજ શમી જાય છે.**

ત્યારથી તે દેશમાં કોઇ પણ તે વઢકણી સોઢીને બોલાવતું નહી, તેથી શરીરે જાણે કાંચાના[1] ફળ લગાડ્યા હોય, તેમ તેણીને વઢવાડ વિના ચેન પડતું નહીં. જાણે અરૂચિનો રોગ થયો હોય, તેમ કજીયા વિના તેણીને ખોરાકમાં સ્વાદ આવતો નહીં અને જાણે મોટો રોગ થયો હોય, તેમ રાત્રે નિદ્રા પણ આવતી નહીં.

એક વખતે તે સોઢી બળદ ઉપર ચડી **મહારાષ્ટ્ર** દેશમાં પ્રખ્યાત અને તેણીના સ્વભાવથી અજાણ્યા એવા **પ્રતિષ્ઠાનપુરમાં** ગઇ. ત્યાં રાજદ્વારમાં બળદને ઘાસ અને જળ મૂકી રાજાની પાસે આવી તેણીએ આ પ્રમાણે કહ્યું, " હું કજીયાખોર સોઢીના નામથી ઓળખાઉં છું. બીજા સર્વ દેશોમાં કલહ કરવામાં કુશળ એવા સર્વ જનોને મેં જીતી લીધા છે. હવે આ નગરને વીરક્ષેત્ર જાણીને હું કજીયો કરવા આવી છું. તમારા નગરમાં જો કોઇ કજીયો કરવામાં શક્તિમાન હોય, તો તે આ સભાસ્થાનમાં મારી સાથે કજીયો કરવા આવે. જો કોઇ તેવું ન હોય, તો તમે બધા ઘાસનો આહાર કરી અત્યંત પાણી પીનારા છો, અર્થાત્ પશુ જેવા છો, એમ સમજવું." સોઢીના આ વચનો સાંભળી

[1] કાંચાના ફળ શરીરે લાગવાથી ચટપટી ઉપડે છે.

રાજાએ આ પ્રમાણે ચિંતવ્યું, " આ પ્રતિષ્ઠાનપુરમાં આ વઢકણી સ્ત્રીને યોગ્ય એવું કોઈ હશે ખરૂં, પણ વઢવાડ કરવા માટે કોઈને કહી શકાય નહીં, તેથી જો નગરમાં પડો વગાડવામાં આવે, તો તેનો શબ્દ સાંભળીને નાટયમાં કુશળ એવા નટની જેમ કોઇ અત્યક્ષ થઇ બાહેર આવશે. " આવું વિચારી રાજાએ આજ્ઞા કરી, એટલે પટહ વાગ્યો અને તે વાગતો વાગતો પુણ્યસિંહ નામના કોઇ વેપારીના દ્વાર આગળ આવ્યો. પટહનો વૃત્તાંત જાણી તે પુણ્યસિંહ વેપારીની પુત્રવધૂએ તરતજ તે પટહનો સ્પર્શ કર્યો. જેથી પડો વગાડનારા પુરૂષોએ તે વાત રાજાને જાહેર કરી. તે સાંભળી રાજા ખુશી થઇ ગયો. તરતજ તેણે પુણ્યસિંહ શેઠને રૂબરૂ બોલાવી મધુર વાણીથી કહ્યું "શેઠ, તમારી વધૂએ પટહનો સ્પર્શ કર્યો છે. તો તેણીને અહિં વઢવાને માટે બોલાવો. " પુણ્યસિંહ શેઠે કહ્યું, " સ્વામી, આ શું કહો છો ? મારી પુત્રવધૂ તો ઉંચે સ્વરે બોલી પણ જાણતી નથી. કોઇએ આપને નિશ્ચે ખોટુંજ જાહેર કર્યું છે. " રાજાએ કહ્યું, " શેઠ, જો તમોને મારા વચન ઉપર પ્રતીતિ ન હોય, તો હમણા ઘેર જઇ તમારી પુત્રવધૂને પૂછો અને પછી તેને અહિં લાવો. " પછી પુણ્યસિંહ શેઠ ઘેર આવ્યો અને તેણે પોતાની પુત્રવધૂને રાજાના કહેવા પ્રમાણે પૂછ્યું, ત્યારે તેણીએ તે કબુલ કર્યું. તે સાંભળી પુણ્યસિંહ બોલ્યો, " વત્સે, તેં અનર્થ કરનાર રાજાના પટહનો સ્પર્શ કેમ કર્યો ? " વધૂ બોલી. " એથી જરા પણ અનર્થ થશે નહિં " પછી પુણ્યસિંહ શેઠ પોતાની પુત્રવધૂને લઇ રાજસભામાં આવ્યો. રાજાએ તેણીને પૂછ્યું કે, " તું આ કજીયાખોર સ્ત્રી સાથે વાદથી વઢી શકીશ ? " તે વધૂ શાંત સ્વરે બોલી, ' મહારાજા, આપ પ્રથમ આ સ્ત્રીને પુછો કે, " કજીયાના કેટલા ભેદ છે અને તે કજીયાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે ? " પછી રાજાએ તેવી રીતે મોઢીને પુછ્યું એટલે મોઢી બોલી કે, ' આવા વિકલ્પની વાત તો મેં પુર્વે સાંભળીજ નથી. હવે હું હારી ગઇ. હવે આપ તે કજીયાના પ્રકારનું ગુઢ તત્વ તેણીની પાસે કહેવરાવો " પછી રાજાએ આજ્ઞા કરી, એટલે તે પુણ્યસિંહની પુત્રવધૂએ કજી

વચ્ચે પાછી પ્રીતિ થાય છે. જો કોઇની સાથે ખેતરમાં અર્ધો ભાગ કરીએ, તો તેમાંથી પાણમાસિકી વઢવાડ થાય છે. જ્યારે ખેતરમાંથી ધાન્ય લઇ લેવામાં આવે ત્યારે પુનઃ બંનેની વચ્ચે પ્રીતિ થઇ જાય છે. હે રાજા, જો કોઈ કામનો અર્ધો પટ્ટો[1] સાથે લેવામાં આવે, તો તે બંનેની વચ્ચે જ્યાંસુધી વર્ષ ચાલે ત્યાંસુધી વાર્ષિકી વઢવાડ ચાલે છે. હે રાજા, બંને સપત્ની (શોકય) વચ્ચે જે વઢવાડ હોય છે, તે યાવજ્જીવિકા–જીવે ત્યાંસુધી ચાલે તેવી હોય છે." કજીયાના આ ચાર પ્રકાર સાંભળી રાજા ચમત્કાર પામી ગયો. પછી તે વધૂની બુદ્ધિથી રાજી થયેલા તેણે પુણ્યસિંહ શેઠનો તેની પુત્રવધૂ સાથે વસ્ત્રાલંકારોથી સત્કાર કરી તેમને ઘેર મોકલ્યા. એમ વધૂએ તે ઘાસ તથા પાણી મોઢીનાજ ગળા ઉપર મૂકાવ્યાં. પછી રાજાએ તે મોઢીને બાંધીને પોતાના દેશમાંથી બાહેર કાઢી મૂકી."

ચમઘંટા કહે છે "આ ઉપરથી સમજવાનું છે કે જેમ મોઢી વાચાળ હતી, તો પણ તેણીને તે વણિકવધૂએ થોડી વાણીથી જીતી લીધી, તેમ તે મુસાફર તમોને થોડી વાણીથી જીતી લેશે એમાં કોઈ જાતનો સંશય રાખશો નહીં." આ પ્રમાણે ચમઘંટાના વચનો સાંભળી તે ચારે ધૂર્ત્ત વણિકો માન રહિત પોતપોતાને ઠેકાણે ચાલતા થયા. કુમાર રત્નચૂડે સ્ત્રીવેશે ગુરૂના વાક્યની જેમ તે બધું હૃદયમાં ધારણ કરી લીધું. પછી રત્નચૂડ ત્યાંથી ઉઠી રણઘંટા સાથે તેણીને મંદિર આવ્યો અને ત્યાં રણઘંટાની રજા લઇ ને પોતાના સ્થાનમાં આવ્યો. ત્યાં નિશ્ચિંત હૃદયે તેણે નિદ્રા લીધી. પછી પ્રાતઃકાળે પેલા બધા ધૂર્ત્તજનો આવ્યા, તેમને રત્નચૂડે સામવાકયોથી ઘણીવાર સમજાવવા માંડયા; તથાપિ તેઓ સમજ્યા નહીં. એટલે તેઓને લઇ રત્નચૂડ રાજસભામાં આવ્યો. રત્નચૂડને બત્રીશ લક્ષણવાળો જોઇ રાજા વિસ્મય પામી ગયો.

## પુરૂષનાં બત્રીશ લક્ષણો.

જે પુરૂષ શરીરે ત્રણ અંગોમાં વિશાળ, ત્રણમાં ગંભીર છ અંગોમાં ઊંચો, ચારમા ટૂંકા, સાતમાં રાતો અને પાંચમાં લાંબો તથા સૂક્ષ્મ હોય, તે પુરૂષ બત્રીશ લક્ષણવાળો રાજરૂપ ગણાય છે. પુરૂષની છાતી, મુખ અને લલાટ–એ ત્રણ વિશાળ હોય તે વખણાય છે. નાભિ, સત્વ અને સ્વર–એ ત્રણ ગંભીર હોય તો વખાણવા યોગ્ય છે. કંઠ, પૃષ્ઠ, લિંગ અને બે જંઘા–એ ચાર જે પુરૂષનાં ટુંકા હોય, તે પુરૂષ હંમેશા પુજાય છે. જેમના આંગળીના પર્વ ( અગ્રભાગ ) કેશ, નખ, દાંત અને ત્વચા–એ પાંચ સૂક્ષ્મ હોય તે મનુષ્યો દીર્ઘજીવી ( લાંબી આવરદાવાળા ) થાય છે. જે પુરૂષને બે સ્તનોનો તથા બે નેત્રોનો મધ્યભાગ, બંને ભુજા ( હાથ ), નાસિકા અને હડપચી–એ

૧ કોન્ટ્રાક્ટ–કંન્નરાટ.

પાંચ લાંબા હોય તે પુરૂષ ઉત્તમ અને ધન્ય ગણાય છે. નાસિકા ગ્રીવા ( ડોક ), નખ, કાખ, હૃદય અને મુખ—એ છ જેના ઉન્નત હોય, તે મનુષ્ય સદા ઉન્નતિવાળો થાય છે. નેત્રોના ખૂણા જીભ્હા તાળવું, નખ, હોઠ અને પગના તળીયા—એ સાત રાતા હોય તો સિદ્ધિ માટે થાય છે. ”

આવા બત્રીશ લક્ષણવાળા તે રત્નચૂડે રાજાની આગળ પેલા સર્વ ધૂર્ત્તજનોની પાસે પોતપોતાનો વૃત્તાંત મૂળથી તે અંત સુધી કહેવરાવી રણઘંટા વેશ્યાએ કહેલી સારી યુક્તિથી તેમને જીતી લીધા. પછી સમુદ્રના જળનું માપ કરાવનાર તે ધૂર્ત્ત વણિકોની બધી લક્ષ્મી તેણે લઈ લીધી. તે વખતે પેલો જુગારી નાશીને ક્યાંક ચાલ્યો ગયો. પેલો પાદુકા કરનારો કારીગર કે જે ‘ હું ખુશી છું. ’ એમ ઉંચે સ્વરે બોલતાં પણ તે શ્યામવદન થઈ જેવો આવ્યો. તેવોજ ચાલ્યો ગયો. પેલા વહાણની સર્વ વસ્તુ લેનારા ધૂર્ત્ત વણિકો પહેલાં ત્યાં હાજર થયા નહતા, તેમને રાજાના માણસો મોકલી બોલાવ્યા અને પછી તેણે તેમને પોતાની બુદ્ધિવડે હરાવી દીધા. તે વખતે રાજાના કહેવાથી ચાર લાખ દ્રવ્ય લઇ તે દયાળુ રત્નચૂડે તેમને સંકટમાથી મુક્ત કર્યા. આથી રાજા જો કે અન્યાય કરવામાં તત્પર રહેનારો હતો, તો પણ તેણે રત્નચૂડને ઉચ્ચ સ્વરે કહ્યું કે, “ તારી વય કરતાં વધારે બુદ્ધિ જોઇ હું તારી ઉપર સંતુષ્ટ થયો છું, તેથી મારી પાસે કાંઇ પણ તું વર માગી લે. ” રત્નચૂડ બોલ્યો, “ સ્વામી, જો આપ મારી ઉપર ખુશી થયા હો, તો આ તમારા નગરમાથી લક્ષ્મીના નાશની કારણરૂપ એવી અનીતિને સત્વર તજાવી દો. કારણ કે કહ્યું છે કે, “ નીતિ વગરનો રાજા, વિનય વગરનો શિષ્ય, શીલ વગરનો યતિ, પ્રશમ વગરનો સાધુ, જીવ વગરનો દેહ, પુણ્ય વગરનો જીવ અને દ્રવ્ય વગરનો ગૃહસ્થ કાંઇપણ હીસાબમાં ગણાતો નથી. ” જે માણસ ન્યાયથી પ્રવર્ત્તે છે, તેને તિર્યંચ પણ સહાય આપે છે અને જે કુમાર્ગે ચાલે છે, તેને સગો ભાઇ પણ છોડી દે છે. સર્પના મુખમાં રૂધિર હોતું નથી, નિર્જીવ કલેવરમા શબ્દ હોતો નથી અને દુષ્ટ અધિકારીવાળા રાજા અને પ્રજામા દ્રવ્ય હોતું નથી. ” આ પ્રમાણે અનેક કવિઓના રચેલા સુવાક્યોથી તેણે એવો પ્રતિબોધ આપ્યો કે જેથી રાજાએ ન્યાય અંગીકાર કરવાનુ કબુલ કર્યું. પછી પુનઃ રાજા બોલ્યો, “ કુમાર, મેં જે ન્યાય કરવાનું કબુલ કર્યું, તેથી તો મારૂંજ હિત થયુ, પરંતુ તારા પોતાના હિતને માટે કાંઇ કહે. ” ત્યારે રત્નચૂડ બોલ્યો, “ જો મારૂં હિત કરવું હોય તો મને આ રણઘંટા વેશ્યા અર્પણ કરો. ” પછી રાજાના કહેવાથી તે રણઘંટા વેશ્યા રત્નચૂડની ઉત્તમ પત્ની થઇને રહી.

હવે કુમાર રત્નચૂડે તે નગરીમા રહી થોડાજ દિવસોમાં ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. પછી ઘણી વસ્તુઓથી પોતાનું વહાણ ભરી તે કુશળતાથી પોતાની નગરીમા આવી પહોંચ્યો. તે સમયે તેનો પિતા વિગેરે સર્વ સ્વજનવર્ગ અતિ હર્ષ પામ્યો. પેલી

વેશ્યા સૌભાગ્યમંજરી પણ હર્ષથી તેને મળવા માટે આવી. તેણીને રત્નચૂડે સત્કારપુર્વક આ પ્રમાણે કહ્યું. " હે ભદ્રે, મેં જે આ ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું, તેનું કારણ તારૂં વચનજ છે. " તે વેશ્યા બોલી, " ઉત્તમ શેઠજી, તમોએ જે ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું, તેનું મૂળ કારણ તમારૂં સદ્દભાગ્ય છે, પણ હવે રાજાની આજ્ઞાથી હું તમારી ગૃહિણી થઇશ. " પછી રત્નચૂડે મોટી ભેટ અને બુદ્ધિથી રાજાને ખુશી કરી દીધો. જેથી રાજાએ તેને મુખ્ય નગરશેઠ બનાવ્યો અને તે સૌભાગ્યમંજરી વેશ્યા તેને અર્પણ કરી.

એક વખતે ચતુર્જ્ઞાની એવા **ધર્મઘોષ** સૂરિ સાધુઓના પરિવાર સાથે બાહેરના ઉદ્યાનમાં આવી ચડયા. ત્યાં રાજા વિગેરે સર્વ જનો તેમને વંદના કરવાને આવ્યા. રત્નાકર શેઠ પણ પોતાના રત્નચૂડ પુત્રને સાથે લઇને ઉદ્યાનમાં ગયો. તેણે વંદના કરી સમય જોઇ ગુરૂને આ પ્રમાણે પુછયુ, " ભગવન્, કયા પુણ્યથી મારો પુત્ર રત્નચૂડ સંકટમાં પડયા છતાં તેમાંથી બચીને ઘણી લક્ષ્મી લઈ આવ્યો ?" ગુરૂએ ઉત્તર આપ્યો, " શેઠ, તમારા આ ભાગ્યવાન્ પુત્રને પુર્વભવે કરેલા પુણ્યથી વિપત્તિ પણ સંપત્તિ રૂપ થઇ છે. " રત્નાકર શેઠ બોલ્યો, " હે પૂજ્ય એનો પુર્વભવ કેવો હતો ?" આ પ્રમાણે પુછવાથી ગુરૂએ રત્નચૂડકુમારના પુર્વભવની કથા કહેવા માંડી.

### રત્નચૂડકુમારના પૂર્વભવની કથા.

નંદિગ્રામમાં પૂર્વે એક વૃદ્ધડોશી રહેતી હતી તે ઘણીજ ગરીબ સ્થિતિની હતી. તેને **સ્થાવર** નામે એક પુત્ર હતો. એક વખતે કોઈ પર્વનો દિવસ આવ્યો તે વખતે ગામમાં ઘેર ઘેર સારા ભોજન થતાં જોઇ તે સ્થાવરે પોતાની માતા પાસે તેવા ભોજનની માગણી કરી. વૃદ્ધ માતાએ કહ્યું, "વત્સ, દ્રવ્ય વગર સારૂં ભોજન કયાંથી થાય ? તેથી હે પુત્ર, સદા સંતોષ પામીને રહે. " માતાએ આ પ્રમાણે કહ્યું તોપણ બાલપણાને લઇને તે પુત્રે આગ્રહ કરવા માંડયો, ત્યારે તે વૃદ્ધ સ્ત્રી રૂદન કરવા લાગી. કારણ કે, સ્ત્રીઓનો એવો સ્વભાવ હોય છે. તેણીનું રૂદન સાંભળી બે પડોશણો તેની પાસે આવી અને રોવાનું કારણ જાણી તેઓ બંને પણ દુઃખ પામી, પછી એક પડોશણ બોલી, ' હે શુભે, મારા ઘરમાં ઉંચી જાતનું અન્ન છે તે તમે ગ્રહણ કરો." બીજી બોલી, "મારે ઘેર ઘણું ઘી છે, તે લ્યો." આ પ્રમાણે કહી તેઓ બંને પોતપોતાને ઘેર આવી અને તત્કાળ તેમણે પોતાની જાતે તે બાળકને માટે ઉંચી જાતનું ધાન્ય અને શ્રેષ્ઠ જાતનું ઘી હર્ષથી લાવી આપ્યું. તે જોઇ તે દ્રવ્યના લાભ વગરની વૃદ્ધમાતાનું ચિત્ત જરા હર્ષિત થયું અને તેણીએ પોતાના પુત્રને માટે તેનું પકવાન્ન બનાવ્યુ. પુત્ર સ્થાવર તે પકવાન્ન જમવાને જેવામાં બેસતો હતો, તેવામાં કોઇ માસોપવાસી મુનિ પારણાને માટે તેને ઘેર આવી ચડયા. તે બાળકે મુનિને જોઇ આ પ્રમાણે હૃદયમાં ચિન્તવ્યું. "અરે ! મારે આવું ભોજન કયાંથી ? અને આવા મુનિ પણ કયાંથી ?

ગુણના વિસ્તારવાળો એવો હું દાતા અને ભોજન એ બેનો યોગ પ્રાપ્ત થયો છે, હવે તેની અંદર મારા ચિત્તને સત્વર જોડી દઊં. હું આ પાત્રને દાન આપું કે જેથી ત્રણનો યોગ થાય. કારણ કે, દાતા દાન અને પાત્ર–એ ત્રણનો યોગ ઘણો દુર્લભ છે. આવું ચિત્તમાં વિચારી તેણે તે મુનિને નિદાન–નિયાણા રહિત થઇ તે દાન આપી દીધું. મુનિએ તે શુદ્ધ અન્ન જાણી તેના આગ્રહથી ગ્રહણ કરી લીધું. પેલી બે પડોશણોએ ઘી તથા અન્ન દાનના અનુમોદનથી પુણ્ય ઉપાર્જન કર્યું, પણ તે બંનેને એક વખતે જાતિમદ થઇ આવ્યો, દાનના પ્રભાવથી તે સ્થાવરના ઘરમાં કાંઇક દ્રવ્ય વિગેરેની પ્રાપ્તિ થઇ આવતાં તેણે ફરીવાર પણ પાત્રદાન આપ્યું હતું. હે રત્નાકરશેઠ, પછી તે સ્થાવર આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને તમારો આ રત્નચૂડ પુત્ર થયો છે. પેલી જે બે પડોશણ સ્ત્રીઓ હતી, તે જાતિમદ કરવાથી, બે મહાવેશ્યા થઇ છે. પૂર્વના દાનના પુણ્યના પ્રભાવથી તે રત્નચૂડને વિપત્તિનો આશ્રય થતાં પણ સંપત્તિ થઇ છે. ધર્મના માહાત્મ્યથી શું થતું નથી ? તેને માટે કહ્યું છે કે, "ધર્મથી સારા કુળમાં જન્મ શરીરે આરોગ્ય, સૌભાગ્ય, આયુષ્ય અને બળ પ્રાપ્ત થાય છે, ધર્મથી નિર્મળ યશ, વિદ્યા, અર્થ અને સંપત્તિ થાય છે. ધર્મ મોટા જંગલમાંથી અને મોટા ભયમાંથી સદા બચાવી લે છે. સમ્યક્ પ્રકારે આરાધેલો ધર્મ સ્વર્ગ તથા મોક્ષને આપનાર થાય છે."

## બીજી રીતે આ રત્નચૂડની કથા ઉપર ઉપનય ઘટાવે છે.

"હે રત્નાકરશેઠ, જે આ તમારો પુત્ર રત્નચૂડ છે, તે સંસારી જીવ સમજવો, જે ઉપદેશ આપનારી વેશ્યા છે, તે સર્વ કર્મોની અંદર પ્રેરણા કરનારી કર્મપ્રકૃતિ સમજવી. જે રત્નચૂડનુ વહાણ ઉપર ચડવું, તે જીવનો ગર્ભાવાસમાં પ્રવેશ જાણવો. જે અનીતિનગરની પ્રાપ્તિ તે હીનકુલમાં જન્મ સમજવો. જે સર્વસ્વને લઈ લેનારા ચાર ધૂર્ત્ત વણિકો કહ્યા, તે ધર્મરૂપી દ્રવ્યને હરી લેનારા ક્રોધાદિક ચાર કષાયો જાણવા. જે પેલો પાદુકા કરનારો કારીગર તે રોગ સમજવો. જે જુગારી હતો તે દ્વેષ સમજવો. જે ચાર વાદ–વિવાદ કરનારા હતા, તે ચાર પ્રકારની વિકથા સમજવી. જે રણઘંટા વેશ્યા હતી, તે પોતાની (ભવ્યજીવની) સારી બુદ્ધિ સમજવી અને જે યમઘંટા અક્કા તે કપટના સ્થાનરૂપ મિથ્યાદૃષ્ટિ સમજવી. એવી રીતે એ સર્વ વૃત્તાંત અંતરંગરૂપે પણ સમજવાનો છે. એ રત્નચૂડરૂપ જીવને વિકટ એવી યમઘંટા રણઘંટાની દ્વારા ગમ્ભીરૂપ બની જે સુખમય થઇ હતી, તે પુર્વના પુણ્યના પ્રભાવથીજ થઈ હતી. કારણ કે, જીવને જો અનુકૂલ બુદ્ધિ ઉત્પન્ન થાય, તો તે મિથ્યાદૃષ્ટિ હોય: તો પણ પ્રાયે કરીને સમ્યગ્દૃષ્ટિ થઈ જાય છે. તે પછી જીવ તે સર્વ જીવોને જીતી લઈ અને પુનઃ અનંતલક્ષ્મી પ્રાપ્ત કરી રત્નચૂડની જેમ વિશ્વમાં સન્માન્ય થઈ

સુખી થાય છે.'' આ પ્રમાણે ધર્મઘોષ ગુરૂ પાસેથી આ વૃત્તાંત સમ્યક્ પ્રકારે સાંભળી રત્નાકર શેઠ વિષયભોગ ઉપર વિરક્ત થઈ ગયો અને તેણે પોતાની સ્ત્રી સરસ્વતીની સાથે દીક્ષા ગ્રહણ કરી રત્નચૂડ પણ સમ્યક્ત્વ મૂળ ગૃહસ્થના બાર વ્રતો ગ્રહણ કરી પોતાના જન્મને સફળ માનતો ઘેર આવ્યો. ત્યારથી રત્નચૂડ સાત ક્ષેત્રોની અંદર ઘણું દ્રવ્ય વાવતો દુઃખી તથા દીનજનોને હર્ષથી દયા દાન કરવા લાગ્યો. તે બન્ને વખતે શુદ્ધ આવશ્યક ક્રિયા, ત્રિકાળ દેવપૂજા અને પર્વના દિવસોમાં પૌષધ વિધિવત આચરવા લાગ્યો તે પ્રતિ વર્ષે સંઘયાત્રા, સંઘભક્તિ અને પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ સર્વદા કરતો હતો. એવી રીતે ધર્મ, અર્થ અને કામની આરાધના કરતાં તે રત્નચૂડને એક પુત્ર થયો, એટલે ચતુર્થવર્ગ–મોક્ષ સાધવા માટે તેણે દીક્ષા ગ્રહણ કરી તે પછી સારી રીતે સંયમની આરાધના કરી અને દૃષ્ટિવાદનો અભ્યાસ કરી છેવટે રત્નચૂડમુનિ કાળ કરી સાતમા દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવરૂપે ઉત્પન્ન થયા. ત્યાં તેઓ ઉત્કૃષ્ટ ભોગ તથા ઉત્કૃષ્ટ સ્થિતિ ભોગવી ત્યાંથી ચ્યવી ઉચ્ચ કુળમા જન્મ પામીને છેવટે મોક્ષે જશે ''

શ્રી બ્રહ્મગુપ્તસૂરિ પદ્મસેન રાજાને કહે છે, હે રાજા, મે તને આ અન્નના દાન વિષે દૃષ્ટાંત આપી દર્શાવ્યું તેમ બીજાં વસતિ વિગેરેના જે દાન છે, તે જિનશાસનમા સાત પ્રકારના કહેલાં છે. કોઇ ઠેકાણે પાત્રદાન, અભયદાન, દયાદાન, કીર્તિદાન કહેલાં છે અને કોઈ ઠેકાણે જ્ઞાનદાન વિગેરે પણ કહેલા છે. તેઓમા અભયદાન અને સત્પાત્રદાન આપવાથી મોક્ષ થવાનો સંભવ છે અને અનુકંપા વિગેરે દાનો પુણ્ય રીતે સ્વર્ગાદિ ફળને આપનારા છે.

જેઓએ 'ઋણ સત્વર છેદી નાખ્યું' એવી વાણી વર્ણોની અંદર સત્ય કરી હતી, જેમનું સુવર્ણનુ દાન વિદ્વાનોએ કલ્પવૃક્ષ વિગેરેના જેવુ પુર્ણ કહેલુ છે અને જેમણે કાંઈ પણ છેદન કર્યા વગર અદ્‌ભુત રીતે સકર્ણનો નાશ કર્યો હતો, એવા નિર્મળ વાણીવાળા શ્રી વિમળનાથ પ્રભુ તમોને સદા હર્ષને માટે થાઓ

**ઇતિ શ્રી તપોગણના નાયક શ્રીરત્નસિંહસૂરિના શિષ્ય ભટ્ટારક શ્રી જ્ઞાનસાગરસૂરિના રચેલા શ્રીવિમળનાથ ચરિત્ર મહાકાવ્યનો દાનધર્માધિકારરૂપ પ્રથમ સર્ગ સમાપ્ત.**





# દ્વિતીય સર્ગ.




## ( શીલધર્માધિકાર )

પ્રમાણે શ્રીધર્મરૂપી કલ્પવૃક્ષની દાનશાખા કહેવામા આવી, હવે તેની શીલશાખા કહેવામા આવે છે તે સાભળો જે મનુષ્યો આશ્ચર્યપણે શીલનું પાલન કરે છે, તેમને સુંદર[1] સુંદર થાય છે, વિપત્તિઓ સંપત્તિ થઈ જાય છે, શત્રુપક્ષ સ્વજન થઇ રહે છે, કાનન-જંગલ જન-મનુષ્યોનું સ્થાન થાય છે, દેવતાઓ દેવપણાને આપનારા થાય છે, અસુરો અસુ-પ્રાણ તથા રાજ્ય આપનારા થાય છે, શ્વાપદ-શિકારી પ્રાણીઓ સ્વ-પોતાની આપત્તિમા આધારરૂપ થઇ પડે છે પ્રધન-યુદ્ધ પ્રધન-ઉત્કૃષ્ટ ધનને આપનારૂં થાય છે, પિતૃગૃહ-સ્મશાન પિતૃગૃહ-પિતાના ઘરના જેવુ થાય છે, વિભાવસુ-અગ્નિ વિભાવસુ[2] થાય છે અને રત્નગર્ભા-પૃથ્વી રત્નગર્ભા-રત્નોને આપનારી બને છે. જેમ નિર્મળ સૂર્ય એકલોજ સર્વ અંધકારના સમૂહનો નાશ કરે છે જેમ શૂરવીર એકલો રણભૂમિમા રહેલા શત્રુઓના સમૂહને જીતી લે છે અને જેમ એકલો સિંહ હાથીઓના ટોળાને પુર્ણ રીતે હરાવી દે છે, તેમ નિર્મળ જળ એકલુંજ સર્વ કાર્યોને કરનારૂં થાય છે. તેને માટે કહ્યુ છે કે, "તેજનો પતિ સૂર્ય અને સુશીલ મનુષ્ય-એ બંનેનું તેજ સમાન છે. જે તેજથી બીજા તેજોનું અને અંધકારનું નિમીલન[3] થઇ જાય છે." પહેલા અહિંસા વ્રતમા સંઘ વગેરેના કાર્યમા જીવોની હિંસા કરવામા કોઇ પ્રકારે સંમતિ આપી છે. બીજા મૃષાવાદ પરિત્યાગમા જીવરક્ષા કરવા વિગેરેના કામમા મૃષા બોલવાનું પણ કહ્યુ છે. ત્રીજા અદત્તાદાનમા રાજાઓ લઈ લે છે અને આપે છે તેમા શત્રુઓના હૃદયમા તેમને માટે મહત્ત્વ રહેલું છે. પાચમા અપરિગ્રહવ્રતમા ગૃહસ્થોને પરિગ્રહ રાખવામા એકાતે નિષેધ કરેલો નથી, તેમ દિશાગમન તથા ભોગોપભોગ પણ નિંદેલો નથી અને દાક્ષિણ્યના રાખવામા અનર્થદંડ પણ અંગીકાર કરેલો છે પરંતુ ચોથા બ્રહ્મવ્રતમાં તો પરસ્ત્રીનો સંગ વિવિધ શાસ્ત્રોમા સર્વ પ્રકારે નિષિદ્ધ કરેલો છે, એથી સર્વ વ્રતોમા ઉત્તમ એવું શીલવ્રત

---

૧ સુંદર એટલે કામ ૨ વિભાવસુ-શીતળ હાર અથવા વિશેષ કાંતિરૂપ દ્રવ્યને આપનાર થાય છે. ૩ આચ્છાદન

આસ્તિક મનુષ્યોએ સદા પાળવાયોગ્ય છે. પિશુન–ચાડીયો મનુષ્ય પણ જો ( નારદની પેરે ) સુશીલ હોય, તો પરમપદને પામે છે અને ખરાબસ્વભાવની સ્રી પણ જો મહાસતી હોય તો તે પરમપદને પામે છે, તેથી સદા શીલનો આશ્રય કરવો. શીલ પાળવાથી પુરૂષો અને સ્રીઓ [1]અકામ–કામરહિત હોય, તોપણ સત્કામ–સારી કામનાએ યુક્ત થાય છે, [2]અપ્રિય હોય તે સપ્રિય થાય છે અને રોગી હોય તે નીરોગી થાય છે. જે શીલ વગરનો હોય તે [3]શૂર હોય તો પણ મંદ તેજવાળો થઇ જાય છે, [4]શંભુ હોય, તોપણ અંગના ભંગવાળો થાય છે [5]રાજા પણ કલંકિત થઇ જાય છે અને [6]હરિ પણ કુદષ્ટિવાળો થાય છે. જેઓ **શીલવતી**ની જેમ સદા હર્ષથી શીલ પાળે છે, તેઓને આલોકમાં કીર્ત્તિ અને પરલોકમાં સ્વર્ગ તથા મોક્ષ પ્રાપ્ત થાય છે. રાજા પદ્મસેને પ્રશ્ન કર્યો, “ભગવન્, તે **શીલવતી** કોણ હતી ?” ત્યારે ગુરૂએ નીચે પ્રમાણે કહ્યું—

## શીલવતીની કથા.

દીપકની જેમ [7]સુવૃત્તપાત્રરૂપ એવા શ્રીજંબૂદ્વીપમાં ક્ષેત્રના જેવું ભરતક્ષેત્ર આવેલું છે. ક્ષેત્ર જેમ સીરિ–હળવાળા ખેડુત તથા વૃષ–બળદોથી વિરાજિત હોય છે, તેમ ભરતક્ષેત્ર સીરિ–સૂર્ય જેવા વૃષ–ધર્મથી અથવા ઉત્તમ પુરૂષોથી વિરાજિત છે. ક્ષેત્ર જેમ કૌટુંબિક–કણબી લોકોથી યુક્ત હોય છે, તેમ ભરતક્ષેત્ર સારા કુટુંબવાળા લોકોથી યુક્ત છે અને ક્ષેત્ર જેમ કૃષિકર્મ કરનારાને ઉપયોગી હોય છે, તેમ ભરતક્ષેત્ર આઠ પ્રકારના કર્મો કરનારા પ્રાણીઓથી યુક્ત છે. તેવા ભરતક્ષેત્રમાં નંદનવનના જેવું **નંદન** નામે એક નગર છે. જેમ નંદનવન વિબુધ–દેવતાઓના આધારરૂપ છે, તેમ તે નગર વિબુધ–વિદ્વાનોને આધારરૂપ હતું. જેમ નંદનવન રંભા સહિત અપ્સરાઓનું સ્થાનરૂપ છે, તેમ તે નગર સરંભા–કદલી સહિત તથા સજળ સરોવરોના સ્થાનરૂપ હતું અને નંદનવન જેમ સારી છાયાવાળું છે, તેમ તે નગર સારી કાંતિથી યુક્ત હતું. તે નગરમાં પુન્નાગ–ઉત્તમ પુરૂષો ગજેંદ્રના જેવા ભદ્ર જાતિના હતા. જેમ ગજેંદ્રો દાનશાલી–મદથી શોભવનારા હોય છે, તેમ તે પુરૂષો દાનકર્મ કરવાથી શોભતા હતા. પણ તેમાં એટલું આશ્ચર્ય હતું

---

૧ જેમના કામ–ઇચ્છાઓ પુરી ન થાય તેવા અથવા નિષ્કામ. ૨ પુરૂષપક્ષે અપ્રિય–પ્રિયા રહિત અને સ્રીપક્ષે પ્રિય રહિત. ૩ શૂર એટલે શૂરવીરપક્ષે, સૂર્ય. ૪ શંભુ–શંકર. ૫ ચંદ્રપક્ષે રાજા. ૬ હરિ–વિષ્ણુ અથવા ઇંદ્ર ૭ દીપકપક્ષે સુવૃત્તપાત્રરૂપ એટલે સારા ગોળાકાર પાત્રરૂપ. જંબુદ્વીપપક્ષે–સુવૃત્ત–સારા આચરણવાળા પુરૂષોના પાત્રરૂપ–સ્થાનરૂપ.

કે, તેમની સ્ત્રીઓ પણ દાનકરા[1] હતી. તે નંદન નગરમાં **અરિદમન** નામે રાજા હતો, તે [2]ચંદ્રની જેમ કનકપ્રભ-વિગ્રહવાળો, જગતને પ્રિય અને પ્રેમનું પાત્ર હતો.

તે રાજાનો યશરૂપી [3]રાજહંસ માનસમાં વસતો પણ તે દૂધ અને જળની એકતા કરતો તે ઘટિત નહતું. તેનો [4]પ્રતાપરૂપી સૂર્ય વર્ષાકાળમાં પ્રદીપ્ત થઇ પોતાના કિરણોથી શત્રુઓના નગરમાં રહેલા કીલાલનું શોષણ કરતો, એ આશ્ચર્યની વાત હતી. તે નગરમાં સારી સ્થિતિ જેને પ્રિય છે, એવો [5]**રત્નાકર** નામે એક શેઠ રહેતો હતો. જે રત્નાકરે વેળા પ્રાપ્ત કરી અવનધનની ઉત્કંઠાનો સારી રીતે આદર કર્યો હતો. તે શેઠને લક્ષ્મીના જેવી **શ્રી** નામે સ્ત્રી હતી. જેમ લક્ષ્મી પ્રદ્યુમ્ન નામના કુમારવડે યુક્ત હોય છે, તેમ તે પ્રદ્યુમ્ન-સુવર્ણ-ધન અથવા સારા વર્ણવડે યુક્ત હતી, લક્ષ્મી જેમ નાલીક-કમળના ગુરૂ-મોટા નિવાસવડે શોભતી હોય છે, તેમ તે નાલીક-ન-અલીક-અસત્ય રહિત એવા ગુરૂ સમીપે વાસ કરી શોભતી હતી, અને લક્ષ્મી જેમ જિન-વિષ્ણુની ભક્તિ કરવામાં તત્પર હોય છે, તેમ તે જિન ભગવાનની ભક્તિ કરવામાં તત્પર હતી. તે શેઠને શ્રીદેવી પ્રિયા હતી, તેમાં કોઈ જાતનું આશ્ચર્ય માનવાનું નથી, કારણ કે, લક્ષ્મી [6]અંગજા છે, તોપણ તેને વિવિધ જનો ભોગવે છે. પરસ્પર રાગી અને વિયોગ રહિત એવા તે રત્નાકર શેઠ અને શ્રીદેવી શેઠાણી-બંનેને ધર્મ, અર્થ તથા કામને સેવન કરતાં શ્રમને હરનારા શુભ દિવસો નિર્ગમન થતા હતા. એવી રીતે સુખમય અને ધર્મ-મય કેટલોએક સમય ગયા પછી એક વખતે રત્નાકર શેઠ રાત્રે જાગ્રત થઈ આ પ્રમાણે ચિંતવન કરવા લાગ્યો:—" મારા વાસસ્થાનમાં ઘણા સેવકો છે, મારી પાસે શોભાના કારણરૂપ લક્ષ્મી છે, મારે શીલગુણવતી પત્ની છે, ઉજ્વળ મુખવાળા મારે સ્વજનો છે,

---

૧ હસ્તીઓની સ્ત્રીઓ હાથણીઓને દાન-મદ ઝરતો નથી છતા પણ તે દાનકરા કહી, તે વિરોધ છે, પણ પુન્નાગ-ઉત્તમ પુરૂષરૂપી ગજેંદ્રોની સ્ત્રીઓ પણ દાન કરતી હતી, તેથી વિરોધનો પરિહાર થાય છે. ૨ ચંદ્ર કનકપ્રભ-સોનેરી પ્રભાવાળા શરીરવાળો, જગતને આલ્હાદ વિગેરે ધર્મોથી પ્રિય અને પ્રેમપાત્ર હોય છે. રાજા સુવર્ણકાંતિ શરીરવાળો હતો. ૩ રાજહંસ માનસ સરોવરમા રહે છે અને દૂધ તથા જળને જુદા કરે છે. આ રાજાનો યશરૂપી રાજહંસ માનસ-હૃદયમાં રહેતો અને દૂધના જેવો ઉજ્વળ અને જળના જેવો નિર્મળ હતો. અર્થાત્ તેનુ યશ સર્વ જનોના હૃદયમા રૂચતું અને ઉજ્વળ તથા નિર્મળ હતુ. ૪ સૂર્ય વર્ષાકાળમાં ઝાંખો હોય છે અને નગરના જળોને શોષતો નથી. અને આ રાજાનો પ્રતાપભાનુ સદા પ્રદીપ્ત રહેતો અને કર-કિરણોથી-હાથથી શત્રુઓના પુર-શરીરમાથી કીલાલ-રૂધિરને શોષી રહેતો હતો. ૫ રત્નાકર-સમુદ્ર વેળા-મર્યાદાને પ્રાપ્ત કરી વનઘન-જળવૃષ્ટિ કરવાની ઉત્કંઠા ધરે છે. આ રત્નાકર શેઠ વેળા-સારો વખત પ્રાપ્ત કરી અવન-જીવરક્ષા માટે ધનવૃષ્ટિ કરવાની ઉત્કંઠા ધરાવતો હતો. ૬ અંગજા-સ્વશરીરે ઉત્પન્ન કરેલી પક્ષે અંગમાંથી ઉત્પન્ન થયેલ પુત્રીરૂપ છે, છતા લોકો ભોગવે છે એ વિરોધ

સારા નગરમાં મારો વાસ છે, ગુણોમાં મારો અભ્યાસ છે અને મોટો ઉદ્યોગ પણ છે, પરંતુ જેમ તેજ વિનાનો રાજા, ઘી વિનાનું ભોજન નેત્ર વિનાનું મુખ, મંત્રી વિનાનું રાજ્ય રાજા વિના રાજ્યના સાત અંગો, ધર્મ વિના મનુષ્ય, દાન વિના ધન અને શીલ વિના સ્ત્રી શોભે નહીં, તેમ એક પુત્ર વિના મારૂં કુળ શોભતું નથી." પ્રભાતકાળે એ રાત્રિની ચિંતાથી શ્યામ મુખવાળા પોતાના સ્વામીને જોઇ પ્રિયા શ્રીદેવીએ પૂછયું, "સ્વામી, શું તમારો કોઇ સુવર્ણનો ભંડાર અંગારામય થઈ ગયો છે ? શું તમારા હાથમાંથી અમૂલ્ય અથવા ઘણા મૂલ્યવાળું રત્ન પડી ગયું છે ? શું ચોપડામાં કોઇનું નામું લખતાં ભૂલી ગયા છો ? શું તમારા હૃદયમાં કોઈ કન્યા વસી છે ? અથવા કોઇ જાતના વ્યવસાયમાં પડયા છો ? કે જેને લઇને સ્વજાતિમાં વિખ્યાત એવા તમે ચિંતાતુર બની ગયેલા લાગો છો." પ્રિયાનાં આ વચનો સાંભળી રત્નાકર શેઠ બોલ્યો, "ભદ્રે, મને ચિંતા થવાનું બીજું કાંઈ પણ કારણ નથી, પરંતુ મને હાલ સત્પુત્રના વિષયની ચિંતા થઈ આવી છે." તે સાંભળી શ્રીદેવી બોલી, "સ્વામિન્, એ ચિંતા તો આપણ બન્નેને સરખી છે. તો તમે પુત્રની પ્રાપ્તિને માટે કોઇ બીજી કન્યા પરણો." તે સાંભળતાંજ કાને હાથ દઇને શેઠે કહ્યું, "હે પાપરહિત પ્રિયા, આ તેં શું કહ્યું ? મારે પુત્ર થાઓ કે ન થાઓ, પણ હું એવું કદિ પણ કરવાનો નથી." પછી પતિની ચિંતા દૂર કરવા માટે શ્રીદેવી ગદ્‌ગદ્ સ્વરે બોલી, "હે નાથ, તમે અજિતસ્વામીની સેવિકારૂપ **અજિતબલા** નામની યક્ષિણીની આરાધના કરો. તે યક્ષિણી સંતુષ્ટ થઇ આપણને સુખદાયક અને કુળનાયક એવો અદ્‌ભુત પુત્ર આપશે. કારણ કે, તે યક્ષિણી અપુત્રોને પુત્ર આપનારી, દુઃખી જનોને સુખ આપનારી, આંધળાને આંખ આપનારી અને નિર્ધનને ધન આપનારી છે." શ્રીદેવીના આ વચન સાંભળી રત્નાકર શેઠે પુર્વ દિશાની સન્મુખ રહી દાતણ કર્યું, પશ્ચિમ દિશા તરફ રહીને સ્નાન કર્યું અને જળમાં રહીનેજ પવિત્ર ધોતીયા પહેર્યાં પછી પોતાના ઘરમાં જઇ ડાબી તરફના ભાગમાં રહેલા અને સાડીપાંચ સાખા પ્રમાણે ઉંચા પુજેલા દેવમંદિરમાં તે પુર્વાભિમુખે બેઠો. પછી ઉત્તર દિશા તરફ ઘરમાં રહેલી પ્રતિમાઓને આદરથી વિધિપૂર્વક જળવડે તેણે સ્નાન કરાવ્યું. તે પ્રતિમાઓને હૃદય, કંઠ, ઉદર અને લલાટ વિગેરે નવ અંગે ચંદન તથા પુષ્પોવડે તેણે અર્ચા કરી. તે પ્રતિમાના વામભાગે ધૂપ, દક્ષિણભાગે દીપ અને અગ્રભાગે અક્ષત વિગેરે અર્પણ કર્યાં. ચિત્ત, વસ્ત્ર, વાણી, કાયા, પુજા, ભૂમિ અને સ્થિતિની શુદ્ધિ કરી ભવ્ય અલંકારો ધારણ કરી તે દેવગૃહ ( ચૈત્ય ) માં ગયો. ત્યાં ચૈત્ય ( પ્રવેશ ) દ્વારમાં પ્રથમ નૈષેધિકી ક્રિયા કરી તેણે અંદર પ્રવેશ કર્યો. તે સમયે તેણે બીજા કર્મોની ચિંતા છોડી દઇ પ્રાસાદની ચિંતા કરવા માંડી. પછી ગર્ભદ્વાર–ગભારામાં જઇ પુનઃ નૈષેધિકી કરી વિધિપુર્વક જિન પ્રતિમાની હર્ષવડે વિશેષ પૂજા કરી. ત્યાંથી પાછલે પગે ગર્ભગૃહના

દ્વાર આગળ આવી, નૈષેધિકી કરી, આઠ હાથ યોગ્યસ્થાને રહી અને યોગમુદ્રા કરી શ્રી અજિતબલા યક્ષિણી સહિત શ્રીઅજિતસ્વામીની તેણે નીચે પ્રમાણે સ્તુતિ કરવા માંડી—

"દેવતાઓના ઇંદ્રોએ સ્તવેલા, જનસમૂહે માન્ય કરેલા, દિવ્ય પ્રભાવથી યુક્ત, વિદ્વાનોના વૃંદોએ નમેલા, મહોદયવાળા, પ્રૌઢપ્રભાવથી અદ્ભુત, નિત્યે શોભાયુકત, મનુષ્યોએ પૂજેલા, સર્વ દોષોથી રહિત અને હિતકારી આ શ્રીપ્રાસાદમાં રહેલા સર્વજ્ઞ શ્રી અજિતસ્વામીને હું સ્તવું છું. કલ્યાણની લક્ષ્મીના સુખને આપનારા, રોગોનો નાશ કરનારા, સદ્બ્રહ્મ (બ્રહ્મચર્ય અથવા તત્વજ્ઞાન) રૂપજલના દ્રહરૂપ, અગણિત હર્ષ આપનારા, સમસ્ત પ્રાણીઓના મિત્રરૂપ, મોક્ષના સ્થાનને પ્રાપ્ત કરનારા, અત્યંત મદનો ત્યાગ કરનારા, સ્વભાવથી ઉજ્વળ, સમગ્ર આપત્તિઓને હણનારા, શાશ્વત પૂજ્ય (અર્હંત) પદને ધરનારા, અજ્ઞાનરૂપ શત્રુને છેદનારા, દુષ્ટ આઠ કર્મોને ભેદનારા, સુખની શ્રેણીના સદનરૂપ, કામદેવને પરાસ્ત કરનારા, મોહરૂપી ગજેંદ્રને હણવામાં સિંહરૂપ, અસારરૂપ દ્રવ્યને છોડી દેનારા, મરણને અટકાવનારા, સંતોષને સારી રીતે જીવાડનારા, અનેક જનોને પ્રસન્ન કરનારા, શમતારૂપ વૃક્ષોના વનરૂપ, ત્રણ જગતને પવિત્ર કરનારા, અસતને દૂર કરનારા અથવા પાપ રહિત, અને સંસારીજીવોનું રક્ષણ કરનારા એવા શ્રી અજિતપ્રભુને હું વંદના કરૂં છું. અંતરના કામક્રોધાદિ શત્રુઓને જીતનારા, સાતનયની પ્રરૂપણા કરનારા, જીવોને અભય આપનારા, અપારક્ષય ધ્યાનને પ્રાપ્ત કરનારા, દયાનો પ્રકાશ કરનારા, સદ્જ્ઞાનરૂપી ભાનુનો ઉદય કરનારા, કાંતિના સમૂહથી ચળકતા, શુદ્ધ સિદ્ધાંત પ્રરૂપનારા, પુષ્ટ એવા દર્પ–અહંકારને દૂર કરનારા, સર્વ અતિશયવાળા, પ્રસિદ્ધિના સ્થાનરૂપ, વિવિધ વ્યાધિને ટાળનારા, ભવ્ય પ્રાણીઓને આનંદ કરનારા, આશ્રિતોના ભયને હરનારા, વિજ્ઞાનના સમુદ્રરૂપ, પાપોની પ્રવૃત્તિને હરનારા, કલ્યાણના ઉદયને ધરનારા, પુણ્યવંત પ્રાણીઓની દૃષ્ટિએ આવનારા, સંસારરૂપી સમુદ્રને તરનારા અને તારનારા, ઉત્કૃષ્ટ કેવલી ભગવાનોમા શ્રેષ્ઠ, ત્રણ વિશ્વને પ્રગટ કરનારા, અનેક દેવતાઓએ નમેલા, પીડાઓના સમૂહને હણનારા, ચારે તરફ પ્રસરેલા અજ્ઞાનરૂપ અંધકારને હરવામાં સૂર્યરૂપ, ચંદ્રની કળાની જેમ ચળકતા, કલંકરહિત, ઉત્તમ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરનારા, શ્રેષ્ઠ અનંત બળને ધરનારા, અજિત બળનો આશ્રય કરનારા, ઇંદ્રોને સારી રીતે પ્રસન્ન કરનારા, આનંદના મળ-દોષને છોડનારા, સુદ્રનો નાશ કરનારા, સંપૂર્ણ વિશ્વમાં ઉપમા રહિત, પ્રાણીઓના ફલને પ્રાપ્ત કરનારા, આમભોજનનો નિષેધ કરનારા, અપાર સુખથી ઉજ્વળ, અખંડ સંસારને ખંડિત કરનારા, સર્વ પ્રકારના કલ્યાણ કરનારા, કલ્યાણકારી સ્તવનવાળા, ક્રોધરૂપી દાવાનળને શાંતકરનારા, પુણ્યથી અદ્ભુત શબ્દ બોલનારા, સારા મનુષ્યોને તૃપ્તિ આપનારા, સ્વ–આત્માનો અનુભવ કરનારા, જગતના જીવોને નવીન દેખાતા, સર્વ પ્રકારના ગૌરવનો ત્યાગ કરનારા, તીર્થો-

ની ઉત્પત્તિના સ્થાનરૂપ સુર તથા અસુરોએ સ્તવેલા, સદા ઉપદ્રવોનો નાશ કરનારા, સદા હસતે મુખે રહેનારા, ચંદ્ર જેવા મુખવાળા, ધર્મની દેશના આપવામાં સન્મુખ રહેનારા, કામદેવનો ધ્વંસ કરનારા, અરૂણોદય જેવા રકત નખવાળા, વાણી બોલવામાં દુર્મુખ એવા વાદીઓનો નિરોધ કરનારા, સ્યાદ્વાદીઓમાં પ્રમુખ, સર્વદા ઇંદ્રિયોને જીતનારા, દેવતાઓ જેની પાસે અત્યંત નમ્રતા કરે છે, તથા કેશરીસિંહની પાસે લો ચાટે છે એવા અને સમ તથા વિષમ સ્થિતિવાળા સુખીદુઃખી સહુના મિત્રરૂપ એવા શ્રીજિનેન્દ્ર ભગવાનને હું સુખે સેવું છું."

આ પ્રમાણે શ્રી જિનેશ્વરની સ્તુતિ કરી અને તેવીજ રીતે યક્ષિણી અજિતબલાની પણ સ્તુતિ કરી રત્નાકર શેઠ બે હાથ જોડી તે દેવીની આગળ આ પ્રમાણે હર્ષથી બોલ્યો; "હે દેવિ, જો તમારા પ્રસાદથી મારે ઘેર પુત્રની ઉત્પત્તિ થશે તો હું મારા સુખથી તે પુત્રનું સુંદર નામ તમારે નામે પાડીશ. તેમ વળી હે કૃપાવતિ, તમારો એક નવીન પ્રાસાદ કરાવીશ અને તેની અંદર હંમેશાં પુષ્પ વગેરેથી તમારી વિવિધ પ્રકારની પૂજા કરીશ, તમારો પ્રાસાદ કરવાથી તમારી ગુરૂતા (માહાત્મ્ય) સર્વ સ્થળે વધશે નહીં તો પ્રભાવવગરના અમારા બંનેની સાથે તમારો પ્રભાવ પણ–હીન ગણાશે." એમ કરતાં જિન પૂજાના પ્રભાવથી અને તે દેવીના અનુભાવથી તે રત્નાકર શેઠને ઘેર થોડા જ સમયમાં શુભદિવસે પુત્રનો જન્મ થયો. તે સુખશાળી શેઠે પુત્ર જન્મનો ઉત્સવ કર્યો અને દાન તથા સન્માનપૂર્વક પોતાના કુલનો આચાર પણ કર્યો. તે પછી જ્યારે તે પુત્રને હર્ષના સ્થાનરૂપ એવો એક માસ થયો એટલે તે પુત્રને લઈ તેણે સરળ હૃદયથી દેવીનું સુંદર વર્ધાપન (વધામણું) કર્યું. ભગવાન્ જીનેશ્વર અને દેવીની પૂજા કરી તથા સ્વજનવર્ગને સંતોષી શેઠે પોતાના પુત્રનું નામ **અજિતસેન** પાડયું. હર્ષના ઉત્કર્ષને ધારણ કરનારા તેણે પોતાના દ્રવ્યનો ખર્ચ કરી એક પ્રાસાદ કરાવ્યો અને તેમાં તે શેઠ હંમેશાં વિધિથી પૂજા કરવા લાગ્યો. ધાવ્યમાતાઓથી પાલન કરાતો અને સર્વ જનોથી લાલન કરાતો પુત્ર અજિતસેન મહાન્ ભાગ્યવાન્ થઇ માતાપિતાના મનોરથની સાથે વધવા લાગ્યો. જેમ શુકલ પક્ષનો ચંદ્ર નવીન કલા ગ્રહણ કરે, તેમને [1]કાકપક્ષને ધારણ કરતો તે છતા પણ દિવસે દિવસે ભવ્યકલાને ગ્રહણ કરવા લાગ્યો.

અનુક્રમે તે સૌભાગ્યના સમૂહથી પ્રકાશમાન એવા યૌવનવયને પ્રાપ્ત થયો, તે યૌવનવય પુણ્યવાન્ અથવા કૃતાર્થ મનુષ્યોનું સ્વાભાવિક દેહભૂષણ કહેવાય છે. પુત્રને તેવા યૌવનવયવાળો જોઇ કોટી જનોમાં ચતુર ગણાતો રત્નાકર શેઠ વિચાર કરવા લાગ્યો

૧ કાકપક્ષ–કેશની શોભા–કાનશીયા પક્ષે કાક–પક્ષ–કાગડાની પાંખો અર્થાત્ કૃષ્ણપક્ષ અહિં વિરોધાભાસ અલંકાર છે શુક્લપક્ષ અને કાકપક્ષ–કૃષ્ણપક્ષનો યોગ સાથે ન હોય, એ વિરોધ.

કે, “ હવે આ પૃથ્વી ઉપર પુત્રને યોગ્ય એવી કોઇ ધન્ય કન્યા મળવી જોઇએ. જેણીનું શીળ જાગ્રત હોય, સદાચારવડે અતુલ એવું કુલ હોય યોગ્યરૂપ હોય, ધર્મકર્મમાં તત્પરતા હોય, વય તથા વિદ્યાનો યોગ હોય, શરીરનું માન ગુણોનું સ્થાનરૂપ હોય, લજ્જા અને વિનયથી નમ્રતા હોય અને વિષદોષ વિગેરેનો ત્યાગ હોય, તેવી કન્યા જો મળે તો તેણીની સાથે વિવાહ કરવો ઉત્તમ છે. નહીં તો નિશ્ચે મારા પુત્રના બંને ભવ બગડી જાય તેથી આ પુત્રને માટે મારે નીતિપૂર્વક તેવી સદ્દ્ગુણી કન્યા કોઇ સ્થળેથી શોધી કાઢવી જોઇએ ” રત્નાકર શેઠ આ પ્રમાણે વિચાર કરતો હતો, તેવામા એક વણિકનો પુત્ર ત્યા આવી ચડયો. તેણે આ પ્રમાણે કહ્યું. ‘ શેઠજી, આપની આજ્ઞાથી હું કૃતાંગલા નામની નગરીમાં ગયો હતો ત્યા હું સ્થિર હૃદયે વેપાર કરતો રહ્યો હતો તેવામાં તે સ્થળે **જિનદત્ત** નામના એક વેપારીની સાથે મારે વેપાર કરવાનો પ્રસંગ આવ્યો, તેથી કોઇવાર તેણે મને ભોજન કરવાનું આમંત્રણ કર્યું હું તેનો ઘેર ગયો ત્યાં એક દિવ્યરૂપવાળી ઉત્તમ કન્યા મારા જોવામાં આવી. તેણીને જોઇ મેં તે શેઠને પૃછ્યું કે, “ આ કોની પુત્રી છે અને તેણીનું શું નામ છે ? ” તે શેઠ બોલ્યો, “ આ કન્યા મારી પુત્રી છે. તે સર્વ લક્ષણોથીયુકત છે. પીંગળ, વ્યાકરણ, સાહિત્ય, અને અલંકાર વિગેરેમા તે ઘણી પ્રવીણ છે. ક્ષેત્રસમાસમાં કહેલાં ક્ષેત્ર સંગ્રહિણીનો સંગ્રહ, કર્મોની પ્રકૃતિના સ્વરૂપ અને બીજાં તેને લગતાં શાસ્ત્રો જાણે છે. તે ઉપરાંત નિમિત્તજ્ઞાન અને લોકોએ માનેલી લિખનથી માંડીને પક્ષીઓના શબ્દો ઓલખવા સુધીની કલાઓ એ જાણે છે એ કુમારી [1]સરસ્વતીની જેમ હાથમાં પુસ્તક ધરનારી સદા કમળહસ્તા અને વિચાર કરવામા ચતુર હૃદયવાળી છે. એનું નામ શીલવતી અને એ અર્થથી પણ શીલવતી સતી છે, પરંતુ આ પૃથ્વી ઉપર એને યોગ્ય એવો કોઇ વર મારા જોવામા આવતો નથી, તેથી મારા હૃદયમાં ચિંતારૂપી ચિતા હંમેશાં બળ્યા કરે છે, તેના સંતાપથી તપ્ત થયેલો હું હૃદયમાં શાંતિ મેળવી શકતો નથી ”

તે જિનદત્તના આવા વચન સાભળી મેં હૃદયમા દયા લાવી આ પ્રમાણે કહ્યુ, “ હે ચતુર શેઠજી, જો બાહુબંધ આભૂષણ હોય, તો પછી હાથના આભૂષણની શી ચિંતા હોય ? તે કહો [2]કૌમુદીની જેમ **સિતાંશુકા** એવી આ પુત્રી રત્નાકર શેઠના

૧ સરસ્વતી હસ્તકમળ-હાથમા કમળ રાખનારી છે અને આ કુમારી કમળના જેવા કોમળ હાથવાળી છે. ૨ કૌમુદી-ચંદ્રકાન્તિ સિતાંશુ-સિત-ઉજ્વળ-અંશુ-કિરણોવાળી હોઇ મનુષ્યના તાપને પોતાની શીતળતાથી ટાળે છે કન્યાપક્ષે સિત-ઉજ્વળ-અંશુક-વસ્ત્રને ધરનારી અને ચિંતાના સંતાપને ટાળનારી થશે.

પુત્રનું પાણિગ્રહણ કરી, હર્ષિત થઇ તમારા સંતાપને દૂર કરશે." "તે રત્નાકર શેઠ કોણ છે ? અને તેનો પ્રખ્યાત પુત્ર કેવો છે ?" આ પ્રમાણે જિનદત્તના પુછવાથી મેં તેની આગળ બધો વૃત્તાંત, યથાર્થ રીતે નિવેદન કર્યો. [1]ધિષ્ણ્યના મધ્યભાગે રહેલી, સદ્વિતીય અને સ્થિર એવી આ કન્યા તે રત્નાકરના પુત્રની સાથે મળીને તમોને સિદ્ધિયોગ કરશે." મારા આ વચન સાંભળી તત્વબુદ્ધિની સંપત્તિઓના ભંડારરૂપ એવો તે જિનદત્ત શેઠ આદરથી પોતાના હૃદયમાં તે શુભ પરિણામનો આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો, " એ રત્નાકર શેઠનો નિવાસ શહેરમાં છે, તેનું કુળ નિર્મળ છે, તેની પાસે દ્રવ્ય ઘણું છે, તેનું હૃદય ઉત્તમ વિચારો કરવામાં ચતુર છે પોતાની સ્ત્રી તરફ તેની ઉદારતા છે, તેનામાં સંતોષ, ઉત્કૃષ્ટ, દયા અને પરોપકારિપણું રહેલું છે અને તેનો વ્યવહાર શુદ્ધ છે. વળી તેનો કુમાર અજિતસેન યુવાન, સારી ઇંદ્રિયોવાળો, અતિ ચતુર, વિવેકી, સ્વભાવે સુશીલ, માતાપિતાવાળો, શ્રીમાન, દેહના દૂષણોથી રહિત, વિદ્યા તથા વિનયથી સંપન્ન, નીતિજ્ઞ અને એ રીતે સકળ[1] શાસ્ત્રમાં જે વરના ઉચ્ચ લક્ષણો કહ્યા છે, તે વડે યુક્ત, શ્રેષ્ઠ અને તે કામદેવના જેવા રૂપવાળો છે, એમ સાંભળવામા આવે છે. કારણ કે કહ્યું છે કે, જેને સારૂં શરીર શીલ, કુળ, દ્રવ્ય, વય અને વિદ્યા હોય અને જે [2]સનાથ હોય, તેને કન્યા આપવી, અને જે મૂર્ખ, નિર્ધન, દૂર દેશમાં રહેનાર, (લડવૈયો), મોક્ષની ઇચ્છાવાળો, અને કન્યા કરતાં ત્રણગણા વધારે વર્ષની વયનો હોય, તેવા વરને કન્યા આપવી નહિં." આ પ્રમાણે હૃદયમાં ચિંતવી જિનદત્ત શેઠે મને વિનયથી કહ્યું, "ભદ્ર, તેં મને દુસ્તર એવા ચિંતાના સાગરમાંથી સત્વર પાર ઊતારી દીધો છે. હવે તું મારા પુત્ર **જિનશેખરને** તે વિવાહ સંબંધ જોડવા માટે સાથે લઇ અવિલંબે તારા નગરમાં જા." પછી હું તે જિનશેખરને સાથે લઈ અહિં આવ્યો છું. હવે જે આજ્ઞા હોય તે કહો "

રત્નાકર શેઠ તેના આ વચન સાંભળી હર્ષિત થઈ આ પ્રમાણે બોલ્યો, "આ પૃથ્વીમાં તારા જેવા વણિકપુત્રો સારે ભાગ્યેજ મળી આવે છે. તને એક કાર્ય કરવા માટે મોકલ્યો હતો. તેમાં તું અનેક કાર્યો કરી આવ્યો. હવે તારી સાથે આવેલા તે જગતના મિત્ર જેવા શેઠના પુત્ર જિનશેખરને સત્વર અહિં લાવ. વિવાહના કામમાં વિલંબ કરવો

૧ રોહિણી નક્ષત્ર ધિષ્ણ્ય-નક્ષત્રોના મધ્યભાગે રહેલ છે અને તે સ્થિરસ્વભાવી છે તે સદ્વિતીય-દ્વિતીયા-બીજને દિવસે આવે તો સિદ્ધિયોગ થાય છે. કન્યાપક્ષે તે ધિષ્ણ્ય-ગૃહના મધ્યભાગે રહેલ છે અને સ્થિર એટલે ઠરેલ પ્રકૃતિવાળી છે, તે અજિતસેનની સાથે મળે-વિવાહિત થાય તો તે સદ્વિતીય-જોડી બની જીનદત્તશેઠના કાર્યની સિદ્ધિનો યોગ ઉત્પન્ન કરે.

૧ એક રીતે સકલ-કલાસહિત અને બીજીરીતે સકળ-સર્વ પ્રકારે પરિપૂર્ણ. ૨ સનાથ-માથે ધણીવાળો. અહિં માતાપિતાવાળો એમ સમજવું

તે યુક્ત નથી. ” શેઠના કહેવા ઉપરથી તેણે જિનશેખરને બોલાવ્યો. એટલે તે ઘરમાં આવ્યો અને યોગ્ય વિનય કરી સારે સ્થાને બેઠો. રત્નાકર શેઠે હૃદયમાં આનંદ પામી તેને આસન આપવા વિગેરેનું માન આપી જિનદત્ત શેઠના ઘરની કુશળતા પુછી જિનશેખરે તે બધું કહ્યા પછી પોતાના પિતાએ કહેલી અને માનેલી વિવાહસંબંધની વાત નિવેદન કરી. તે સાંભળી તરત રત્નાકર શેઠે પોતાના સ્વજનવર્ગને એકઠો કરી તેની સાથે તે વિવાહ સંબંધી વિચાર કર્યો. પછી સર્વની સંમતિ મેળવ્યા બાદ તેણે જોષીને બોલાવી અને જન્મપત્રી બતાવી તે બંને વરકન્યાના લગ્ન લીધા. સારા ચારિત્રવાળો શ્રેષ્ઠિપુત્ર જિનશેખર પછી પોતાના નગરમાં ગયો અને તે શ્રેષ્ઠ હૃદયવાળા પુત્રે તે બધો વૃત્તાંત પોતાના પિતાને કહી સંભળાવ્યો. તેનું કહેલું આદરથી સ્પષ્ટ રીતે સાંભળી જિનદત્તશેઠે વ્યગ્ર મને ( ઉતાવળે ) વિવાહની સર્વ સામગ્રી તેયાર કરી દીધી. જ્યારે લગ્નનો દિવસ નજીક આવ્યો, એટલે રત્નાકર શેઠ જિનદત્તશેઠના નગરમાં ( જાન લઈને ) આવ્યો સ્વજનોની સાથે વિવાહના સર્વ કામ હર્ષપૂર્વક થયાં લોકોમાં વિવાહનો પ્રસંગ હંમેશાં આનંદ સહિતજ વર્ણવાય છે. પછી રત્નાકરશેઠે, જિનદત્તશેઠે આપેલી અમૃતમાંથી થયેલી લક્ષ્મી (પહેરામણી) ગ્રહણ કરી. તથાપિ તે કળિથી[1] રહિત થયો એ આશ્ચર્યની વાત છે. એવી રીતે પોતાના પુત્રનો હર્ષ સહિત વિવાહ કરી રત્નાકરશેઠ પોતાના નગરમા આવ્યો. અને શુભ દિવસે પુત્રને ગૃહપ્રવેશ કરાવ્યો. કુમાર અજિતસેન તે શીલવતી વધૂની સાથે રહી પૃથ્વીમાં વિષ્ણુની[2] જેમ શેષભોગીથી યુક્ત થઈ રત્નાકરના સ્થાનમાં ગયો, તે તેને સર્વથા ઘટે છે.

પછી રત્નાકરશેઠ પોતાના પુત્ર અજિતસેન ઉપર ઘરના બધા વ્યાપારનો ભાર મૂકી પોતે નીતિનો આશ્રય કરી મનમાં નિશ્ચય રાખી શ્રી જૈનધર્મ આચરવામાં તત્પર બની ગયો. તે એકચિત્તે શ્રી જિનભગવાનનું ધ્યાન કરતો, બે વખત આવશ્યક ( પ્રતિક્રમણ ) ક્રિયા કરતો, ત્રિકાળ જિનપૂજા કરતો, ચતુર્વિધ ધર્મને આચરતો, પાંચ પ્રકારન શુદ્ધ આચારને પાળતો, ષટ્કાયજીવોની રક્ષા કરતો, સારા દ્રવ્યરૂપી જળના પુરથી સાત ક્ષેત્રોને પુરતો, આઠ પ્રકારના મદનો સંસર્ગ છોડતો, નવ તત્વોનો જ્ઞાતા થતો, દશ પ્રકારના યતિધર્મ ઉપર શ્રદ્ધા રાખતો, ચિત્તને સમાધિમા રાખતો, શ્રાવકની અગીયાર પ્રતીમાને વહન

૧ લક્ષ્મી અમૃતમાથી ઉત્પન્ન થયેલી કહેવાય છે. પણ જ્યાં લક્ષ્મી હોય, ત્યાં કલિ-કલહ ઉત્પન્ન થાય છે પણ અહિં રત્નાકરશેઠે પહેરામણીની લક્ષ્મી લીધી, તો પણ તે કલહથી રહિત હતો

૨ વિષ્ણુ-શેષ ભોગી-શેષનાગથી યુક્ત થઇ રત્નાકર-સમુદ્રના સ્થાનમા ગયેલા છે કુમાર અજિતસેન શેષભોગી-અવશેષ ભાગવાળા પુણ્યોથી અથવા પદાર્થોથી યુક્ત થઈ રત્નાકરશેઠના ઘરમા રહેલો છે. તે સર્વ રીતે ઘટે છે.

કરતો, ગૃહસ્થના બાર વ્રતોને અને બીજા ઉગ્ર નિયમોને પાળતો ( તે રત્નાકરશેઠ ) ખરેખર ઉત્તમ શ્રાવક બની ગયો.

એક વખતે રાત્રે કુટુંબ બધું પોતપોતાના કામમાં અતિશય લાગેલું, તે વખતે શીલવતી મધ્યરાત્રે એક ઘડો લઇ કોઈ ઠેકાણે ચાલી ગઇ. ઘણી વેળા સુધી બાહેર રહી તે પાછી પોતાને ઘેર આવી. તે કાળે જાગ્રત થયેલા અને બાહેર દૃષ્ટિ કરનારા રત્નાકર શેઠના તે જોવામાં આવી. તેને જોતાં જ તેણે વિચાર્યું કે, " આ વધૂ કુશીલા-દુરાચારી લાગે છે, માટે તેણીને હવેથી ઘરમાં રાખવી યોગ્ય નથી. કારણકે, કહ્યું છે કે, "કુળને માટે એકનો ત્યાગ કરવો, ગામને અર્થે કુળનો ત્યાગ કરવો, દેશની ખાતર ગામનો ત્યાગ કરવો અને પોતાની ખાતર પૃથ્વીનો ત્યાગ કરવો." તેમ વળી આવી હલકી વાત બીજાની આગળ પણ કહિ શકાય નહીં. તેને માટે પ્રાચીન કવિઓએ કહ્યું છે કે, "દ્રવ્યની નુકશાની, હૃદયનો પરિતાપ, ઘરમાં બનેલાં નઠારાં આચરણ, વંચના-છેતરાણ અને અપમાન, એટલાં વાનાં બુદ્ધિમાન્ પુરૂષે પ્રગટ કરવાં નહીં." હવે આ વૃત્તાંત પુત્રને જણાવી હું તેણીને ઘરમાંથી બાહેર કઢાવું." આ પ્રમાણે વિચારી રત્નાકર શેઠે રાત્રિનો બધો વૃત્તાંત પુત્રને જણાવ્યો. તે સાંભળી શ્રેષ્ઠિપુત્રે આ પ્રમાણે વિચાર્યું, " જો આ પૃથ્વી ઉપર ચંદ્રની કળામાંથી અંગારાની વૃષ્ટિ થાય, અમૃતમાંથી ઉગ્ર ઝેર ઉત્પન્ન થાય, પશ્ચિમ દિશામાં સૂર્યનો ઉદય થાય, સમુદ્ર મર્યાદા મૂકે અને કુલપર્વતોની શ્રેણિ ચલિત થાય તો આ શીલવતી કુશીલ બને. પરંતુ ગુરૂની જેમ આ પિતાનું વચન અમેય (અકળ-ન કળી શકાય એવું) અને ઉલ્લંઘન કરી ન શકાય એવું છે, તેથી હાલ મારે મૌન રાખીને રહેવું યુક્ત છે. જો હું આ સ્ત્રીનો પક્ષપાત કરીશ, તો મારા પિતા લજ્જાને ધારણ કરનારા એવા મને સ્ત્રીના મુખને જોનારો અર્થાત્ તેણીને વશ થઈ ગયેલો (બાયલો) જાણશે. જેમ શીલસેવનથી સુમનસ્-પુષ્પોને ગ્લાનિ થાય છે; પરંતુ સુમનસ્-દેવતાઓને ગ્લાનિ થતી નથી. તેવી રીતે સુમનસ્-સારા મનવાળા મનુષ્યોને પણ શીલથી કયાંઇ ગ્લાનિ થતી નથી જ. સુવર્ણને જેમ તપાવે (તાપ આપે, તો પણ તે પોતાના વાનનો સત્વર આશ્રય કરે છે, તેમ સુવર્ણ-સારા વર્ણ-કુળમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય સંસારમાં કષ્ટ-તાપ પામ્યે છતે પોતાના ક્ષમારૂપી સ્વરૂપને પ્રાપ્ત થાય છે." આવું વિચારીને કુમાર અજિતસેન માન ધરીને રહ્યો. પછી રત્નાકર શેઠ બાહેર ગયો, અને ઘણીવારે બાહેરથી આવી તેણે પોતાની સ્ત્રીને આ પ્રમાણે કહ્યું,-"પ્રિયે, આજે કૃતાંગલા નગરીથી એક માણસ આવ્યો છે, તેણે મને એક દુઃખદ સંદેશો કહ્યો." સ્ત્રીએ કહ્યું, " એ કેવો સંદેશો છે ? " ત્યારે રત્નાકર શેઠે કહ્યું કે, " જિનદત્ત શેઠને શરીરે મંદવાડ છે અને તેણે પોતાની પુત્રી શીલવતીને બોલાવી છે." સ્ત્રીએ કહ્યું, " ભલે ત્યારે તેમ કરો." તે ઉપરથી રત્નાકર શેઠ પુત્રવધૂ શીલવતીને લઈ રાત્રે ચાલ્યો. શીલવતી તે કારણ

સમજી ગઇ પરંતુ તે કાંઇ બોલી નહીં. થોડેક દૂર માર્ગે ચાલ્યા પછી રસ્તામાં એક નદી આવી ત્યારે શેઠે વધૂને કહ્યું, "તમારા પગમાંથી ઉપાન ઉતારી નાખો." પણ શીલવતીએ ઉપાન ઉતાર્યાં નહીં. તે વખતે રત્નાકર શેઠે ચિંતવ્યું કે "આ વધૂમાં એક તો કુશીલપણું છે અને વળી અવિનય પણ છે. "એક તો રાંઝ કોહી ગઇ અને વળી તેમાં કંસારીઓ પડી." એ કહેવત આ વધૂને માટે સત્ય ઠરી. જો હું આ એકલી-ને કાંઇ કહું તો મને લોકાપવાદ લાગે, માટે એના પિતાને ઘેર જઇ હું એને ત્યાં સત્વર મૂકી આવું." આવું વિચારી રત્નાકર શેઠ આગળ ચાલ્યો, ત્યાં એક મગનું ખેતર પાકેલું જોવામાં આવ્યું, તે ખેતરને જોઇ રત્નાકર શેઠ બોલ્યો. "આ ખેતરમાં ઘણા મૂડા મગ થશે." તે સાંભળી શીલવતી બોલી. "આ મગ જો ખાઈ જવામા નહીં આવ્યા હોય તો (તેમ) થશે, પરંતુ જો તે ખાઇ જવામાં આવ્યા હશે, તો એ ખેડુતના ઘરમાં કંઇ આવશે નહીં." વધૂનાં આ વચનો સાંભળી રત્નાકર શેઠે ખેદ પામી પોતાના હૃદયમાં વિચાર્યું કે "આ વધુ પ્રત્યક્ષરીતે ખોટાબોલી છે, હવે તેણીને વધારે શું કહેવું?" તે પછી રત્નાકરશેઠ ત્યાંથી આગળ ચાલ્યો, ત્યાં એક સારા નિવાસ સ્થાનોએ સહિત એક નગર જોવામાં આવ્યું. તે જોઇ શેઠે અતિ હર્ષ પામીને કહ્યું કે, "અહો! આ નગરમાં ઘણાં લોકો છે." શીલવતી બોલી. "આ તો શૂન્ય નગર છે." તોપણ રત્નાકરશેઠે તેમાં વાસ કરવાને પ્રવેશ કર્યો, પરંતુ તે નગરના લોકોએ તેને ઉતારો આપ્યો નહિ. પછી રત્નાકરશેઠ આગળ ચાલતાં એક ઝાડ નીચે બેઠો અને શીલવતી ખુલ્લી જગામાં દૂર બેઠી. પ્રભાતકાળે ત્યાંથી આગળ ચાલતાં શસ્ત્રોના ઘાથી અંકિત થયેલો કોઇ એક પુરૂષ રત્નાકરશેઠના જોવામાં આવ્યો. તેને જોઇ શેઠે કહ્યું કે, "આ કોઇ સુભટ સ્પષ્ટ રીતે ચોર લાગે છે." શીલવતીએ કહ્યું, "એ ચોર (સુભટ) નથી પણ કોઇએ ઘાયલ કરેલો છે." પછી ત્યાંથી રત્નાકરશેઠ કોઇ એક ગામમાં આવ્યો. ત્યાં થોડા લોકોને જોઈ શેઠે કહ્યું કે, "આ ગામ ઉજડ લાગે છે." શીલવતી બોલી, "આ ગામ ઉજડ નથી પણ અહિં સાત પાડા[1] સાથે લોકો વસે છે." ત્યાંથી આગળ ચાલતાં શીલવતી રત્નાકરશેઠને તે ગામમાં આવેલા પોતાના મામાને ઘેર લઇ ગઈ. ત્યાં રત્નાકરશેઠ સ્વસ્થપણે રહ્યો અને ત્યાં જમવાને ભોજન મળ્યું. મોશાળના લોકોએ સ્નાન, તથા માન આપવાને શીલવતીને તે દિવસે રોકી. બીજે દિવસે ચાલતી વેળાએ તેણીને કરંબાનું ભાતું આપ્યું. માર્ગમાં કુવા પાસે આવેલા એક વડની પાસે આવી તેણી ભાતું ખાવાને બેઠી. તેવામાં વડની ઉપર રહેલો એક કાગડો આ પ્રમાણે બોલ્યો. "જો તું મને આ કરંબાના ભાતામાંથી કાંઇક આપે, તો હું તને દ્રવ્યના ભંડારની ભૂમિ બતાવું." કાગડાના આ શબ્દો સાંભળી

૧ પાડો-મ્હોલો.

તે ગુણોના સ્થાનરૂપ શીલવતી આ પ્રમાણે બોલી.–" એક અપરાધને લઇને મને ઘરની બાહેર કાઢવામાં આવી, હવે જો હું બીજો અપરાધ કરૂં તો મારા પિતાના ઘરને પણ મેળવી શકું નહીં. તેથી હે કાગડા, તું મૌન ધરીલે, ફરીવાર બોલીશ નહીં. જ્યાં ગુણ તથા અવગુણનો વિચાર ન હોય, ત્યાં રહેવું ન જોઇએ. કદિ કોઇ કર્મયોગે તેવું સ્થાન મળે, તો ત્યાં મૌન રાખવું વધારે સારૂં છે. કારણકે, તેવા સ્થાનમાં સત્પુરૂષોના ગુણ પણ નિશ્ચે અવગુણરૂપ થઇ જાય છે." શીલવતીનાં આવાં વચન સાંભળી રત્નાકરશેઠે કહ્યું. "વધૂ, તમે એ શું કહ્યું ?" "જે મેં કહ્યું છે, તે સત્યજ છે અને તેવું મારામાં પ્રત્યક્ષ જોવાય છે." શીલવતીએ ઉત્તર આપ્યો. વિશેષમાં જણાવ્યું કે, "શુકપક્ષી વાણી બોલવાના–વદવાના ગુણથી પાંજરામાં પુરાય છે, રત્નોના ગુણને લઇનેજ રત્નાકર–સમુદ્રનું મંથન દેવતાઓએ પણ કર્યું હતું; અગરૂ ચંદન સુગંધના ગુણને લઇને અગ્નિનો સંતાપ પામે છે, તેજ ગુણને લઇને ચંદનનું વૃક્ષ અતિ છેદન તથા ઘર્ષણ પામે છે અને મુક્તાફળ પણ ગુણને લઇનેજ લોકમાં વીંધાય છે, તેવી રીતે પ્રાણી પણ ગુણને લઇને પરાભવ પામે છે. મને પણ જ્ઞાનગુણને લઇનેજ અનાદરપણું પ્રાપ્ત થયું, કારણકે રાત્રે હું સુતી હતી, તેવામાં શીયાળીનો શબ્દ મારા સાંભળવામાં આવ્યો. તેમાં કહ્યું કે, "નદીમાં એક સુંદર સ્ત્રીનું અલંકાર સહિત મુડદું તણાતું જાય છે, તે મુડદું ખેંચી તેના આભુષણો લઇ, પછી તે મુડદું મને આપો" આ પ્રમાણે સાંભળી હું ઘડો લઇને ગઇ અને વેગથી મેં તે મુડદાને ખેંચી તે શબ શીયાળણીને આપ્યુ અને અલંકારો મેં લઇ લીધા. તે ગુણને લઇને તમારા જેવાએ મને આ સ્થિતિએ પહોંચાડી. વળી આ કાગડો પણ કહે છે કે, "તમે મારી પાસેથી દશલાખ સુવર્ણનો ભંડાર ગ્રહણ કરો અને આ કરંબો મને આપો." તે ઉપરથી હું આ કાગડાને નિવેદન કરૂં છું કે, " હું તે સુવર્ણના ભંડારને ગ્રહણ કરીશ નહી, કારણકે આ શેઠે મને વિનાઅપરાધે સ્થાન–ઘરનો ત્યાગ કરાવ્યો છે. કહ્યું છે કે, 'એકવાર અપરાધ કરનાર સર્વને (સુધારવાના સાધનરૂપ) સ્થાન આપવું. દાંત બીજીવાર પડે છે, ત્યારે તેમને સુખ પણ છોડી દે છે." વધૂ શીલવતીનાં આ વચનો સાંભળી જેનાં અનેક રૂંવાડાં ખડાં થયાં છે એવો તે રત્નાકર શેઠ આ પ્રમાણે બોલ્યો, "વત્સે, તમે જે રાત્રીનો વૃત્તાંત કહો છો, તે શું સત્ય છે ?" શીલવતી બોલી, "હા, તે સત્યજ છે. જો તમે તે માનતા ન હો, તો આ કાગડાના વચનની ખાત્રી કરો, જેથી તમોને પાછળના વૃત્તાંતનો પણ નિશ્ચય થાય." પછી રત્નાકર શેઠે તે કાગડાને કરંબો આપ્યો, એટલે તે પક્ષીએ જ્યાં ભંડાર હતો, તે ભૂમિ બતાવી. તે પૃથ્વીમાંથી ખોદી કાઢેલો દ્રવ્યનો નિધિ શેઠે હર્ષિત હૃદયે ગ્રહણ કરી લીધો. પછી જાણે લક્ષ્મી હોય અથવા પોતાની કુળદેવી હોય તેવી શીલવતીને માનતો રત્નાકર શેઠ તેણીને રથમાં બેસારી ચાલતો થયો અને તેણે રસ્તામાં પ્રથમનાં સંશયો પૂછયા. શીળવતીએ તે બધા સંશયોના ખુલાસા આ પ્રમાણે

કર્યા. "જે ગામમાં આપણુ બંનેને ભોજન વિગેરેની બધી સામગ્રી મળી, તે ગામને ઉજડ કેમ કહી શકાય ? જે ઘાયલ થયેલા પુરૂષને તમે ચોર કહ્યો હતો, તે પુરૂષ કુટાએલો હતો. કારણકે જે પુરૂષ ભયથી પલાયન કરે છે, તેવા સત્વહીન પુરૂષના પૃષ્ટ ઉપર પ્રહારો લાગે છે. તેથી તેવો પુરૂષ કુહિત–કટાએલો કહેવાય છે. જે નગરને મેં ઉજડ કહ્યું હતું, તેનું કારણ તે નગરમાં સ્વજનો ન હોવાનું હતું. જ્યાં કોઇ સ્વજન ન હોય, ત્યાં વાસ કરવો ન જોઇએ. તમે વૃક્ષ નીચે રહ્યા હતા, પણ ડાહ્યા પુરૂષે રાત્રે વૃક્ષ નીચે રહેવું ન જોઈએ. કારણકે, ત્યાં રહેનારા માણસોને પ્રાયે સર્પ અને ચોર વિગેરેનો ભય ઉત્પન્ન થાય છે. પેલા ખેડુતના સંબંધમાં એવું હતું કે, જો ખેડુત વધારો આપવાના ઠરાવથી ધાન્ય લઇને ખેતરમાં વાવે, તો તેનું ખેતર ભક્ષિત થઈ ગયેલું સમજવું. તેમાંથી કાંઇ ધાન્ય ઉત્પન્ન થયેલું માનવું નહિ. પેલી નદીમાં મેં મારી પાદુકા પગમાં-ઉતારી ન હતી, તેનું કારણ એ હતું કે, નદીમાં પગને પીડે તેના કાંટા તથા કાંકરા રહેલા હોય છે." વધૂ શીલવતીના આ ખુલાસા સાંભળી વિદ્વાન્ રત્નાકર શેઠે આ પ્રમાણે ચિંતવ્યું કે, 'વધૂ સામાન્ય નથી, પણ માન આપવાને યોગ્ય છે. અને જાણે કોઈ જુદીજ (વિલક્ષણ ગુણવાળી) થઈ ગઇ હોય તેમ મને ખાત્રી પૂર્વક લાગે છે." પછી તે શેઠ ઘરે આવ્યો ત્યાં શીલવતીએ તેને પેલા અલંકારો બતાવ્યા. તે અંલકારો સોનાના જોઈ રત્નાકર શેઠ મધુર અક્ષરે બોલ્યો, "વત્સે, ચક્રવર્તીને ગંગાનદીની જેમ તું મને સ્વચ્છતાથી પવિત્ર કરનારી અને નવનિધિને આપનારી થઇ છું, પણ તે ગંગાનદી જડ (લ) વાળી છે અને તું જડ રહિત છે, એટલું તારામાં વિશેષ છે. [1]સુમનસથી શોભીતી એવી તું મારા ઘરમાં કલ્પવલ્લીની જેમ સદા સત્વર ફળ આપનારી થઈ. હવે તું સારા સ્થાનમાં સ્થિર થઇને રહે. હે નિર્દોષ વધૂ, અવિચારી કામ કરનારા મેં ઉત્સુકતાને વશ થઇ જે કાંઇ તારી વિરૂદ્ધ કર્યું છે તે ક્ષમા કરજે." પછી રત્નાકર શેઠે પોતાની સ્ત્રી અને અજિતસેન પુત્રની આગળ રસ્તામાં જે વૃત્તાંત બનેલો તે કહી સંભળાવ્યો, તે સાંભળી તેઓ બંને પોતાના હૃદયમાં પરમ આનંદ પામ્યા, વધૂના ગુણોથી મનમાં રાજી થયેલા તે સાસૂ સસરાએ દ્રવ્યના ભંડારને આપનારી શીલવતીને ઘરની મુખ્ય નાયિકા કરી. તે દ્રાક્ષાની જેમ કોમળ, રસવાળી, તાપને વારનારી, સ્વચ્છ અને લઘુ[2] છતાં પણ લોકોને સદા સ્વસ્થતા આપનારી થઇ પડી. તે પછી કેટલેક દિવસે રત્નાકર શેઠ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી વિધિથી અનશન લઇ, ક્ષામણા કરવામાં આદરવંત છતો પંચનમસ્કાર પ્રીતિવાળો થઇ, દેવ તથા ગુરૂનું સ્મરણ કરતો, અને વ્રતોચ્ચાર કરવામાં સાવધાન છતો પરમશાંત થઇ સ્વર્ગે ગયો. પતિના વિયોગથી વિધુર થયેલી શ્રીદેવી વિશેષ શ્રેષ્ટ આચાર-

૧ સુમનસ્–સારા મનનથી અને કલ્પલતાપક્ષે–પુષ્પોથી.

૨ દ્રાક્ષા લઘુ–નાની અને શીલવતી પણ ઘરમા સર્વથી નાની છે.

વાળી થઇ અને ધર્મ કરી થોડાજ દિવસે તેની પાછળ મૃત્યુ પામી. જ્યારે[1] ભોક્તા દીર્ઘનિદ્રાને પામે છે, ત્યારે નિત્યતાથી ભ્રષ્ટ થયેલી અર્થાત્ અનિત્ય થયેલી શ્રી પરલોકને જલદી પામે, એ સ્ત્રીઓને સ્વભાવજ છે.

ત્યારથી કુમાર અજિતસેન પણ આ સંસારની અસારતા જાણી હંમેશાં જૈનધર્મમાં તત્પર રહી પરમ શ્રાવક બન્યો. આ સમયે રાજા અરિદમનના મનમાં વિચાર આવ્યો કે, આ નગરમાં જે પુરૂષ બુદ્ધિમાન્ હોય, "તેને હું મારો મુખ્ય મંત્રી બનાવું." આવું વિચારી તેણે તેવા પુરૂષની પરીક્ષા કરવા ચૌટાની વચ્ચે એકમોટો ગજેંદ્ર બાંધી આખા શહેરમાં આ પ્રમાણે આઘોષણા કરાવી. કે " જે કોઇ ઉત્તમ પુરૂષ આ ગજેંદ્રને તોળી તેનું માપ સત્વર કરી દે, તે પુરૂષની ઉપર રાજા પોતાના રાજ્યની ચિંતા માનપુર્વક આરોપણ કરશે-અર્થાત્ તેને પોતાને મહાન્ મંત્રી બનાવશે. " આવી ઉદ્ઘોષણાને પટહ કોઇએ સ્પર્શ્યો નહીં; તેવામાં સ્પષ્ટ બુદ્ધિવાળા અજિતસેને આદરથી તે ગજેંદ્રનું માપ કરવા કબુલ કર્યું અને પટહને સ્પર્શ કર્યો. પછી તેણે તે હાથીને વહાણ ઉપર ચઢાવી જલની બાહેર રેખા કરી. પછી ગજેંદ્રને વહાણ ઊપરથી ઉતારી લીધો અને તે વહાણમાં પાષાણો મૂક્યા. પેલી જળમાં કરેલી રેખા પ્રમાણે વહાણ બુડ્યું, એટલે તે પાષાણો લઇ લીધા અને તેઓને તોલ કરી તે ઉપરથી ગજેંદ્રનું માપ કાઢ્યું અને તે રાજાની આગળ જાહેર કર્યું. તેથી સંતોષ પામી રાજાએ તે અજિતસેનને પોતાને મુખ્ય મંત્રી બનાવ્યો. રાજાઓ, સદ્ય ફલ આપવાથી દેવતાઓ કરતાં પણ અધિક લેખાય છે. કુમાર અજિતસેન મંત્રીશ્વરના બુદ્ધિબળથી રાજા અરિદમને ઘણા અહિ-શત્રુઓનું દમન કરી રાજાઓના સમૂહમાં પ્રતાપવડે પોતાનું **અરિદમન** એ નામ સાર્થક કર્યું.

આ અરસામાં તે દેશની અંદર કોઈગામમાં કોઈ એક દુર્બળ ખેડુત રહેતો હતો. તે શ્રીમંતલોકોના આશ્રયથી પોતાની આજીવિકા ચલાવતો. એક વખતે તે ખેડુત કોઇની પાસેથી બે સારા બળદો લઈ લાવો વખત ખેતર ખેડીને સંધ્યાકાળે પોતાને ઘેર આવ્યો. તે બળદોએ ભાંભરવા માંડ્યું, એટલે તેમને પેલા તેના ધનવાન્ ધણીને ઘેર તે લઈ ગયો. તે વખતે તે ધનવાન્ કોઈ કામમાં વ્યગ્ર થઈને લાગેલો જેવામાં આવ્યો, એટલે તે ખેડુતે તેને બંને બળદો સોંપ્યા નહીં. તે ખેડુતના પાપોના સમુહથી તેજ રાત્રે ચારોએ આવી તે બંને ધોળા બળદો હરી લીધા. પૂર્વના સત્કર્મથી રહિત એવા તે ખેડુતને પેલા ધનવાન્ પુરૂષે આવી બળદોને માટે પકડ્યો, તેમાં મોટો કજીયો થયો, એટલે તે ગરીબ

૧ શ્રી-લક્ષ્મી જ્યારે તેનો ભોક્તા દીર્ઘનિદ્રા-અતિ પ્રમાદ-આળસને વશ થાય છે ત્યારે તે અનિત્ય-અસ્થિર છતી પરલોક-અન્યજનને પ્રાપ્ત થાય છે. શ્રીદેવીપક્ષે દીર્ઘનિદ્રા-મૃત્યુ પરલોક-સ્વર્ગાદિ સ્ત્રી પણ પામે છે.

ખેડુત નાશી ગયો. **ગરીબોનું બળ રાજા છે.** એમ જાણી તે રાજાની પાસે જવા નીકળ્યો. તે રાજા પાસે નંદનનગરમાં જતો હતો, તેવામાં કોઇએ રસ્તામાં તેને કહ્યું કે, " આ મારો ઘોડો નાશી જાય છે, તેને લાકડી મારીને પાછો વાળ. " તે સાંભળી તે ખેડુતે તે ઘોડા ઉપર લાકડીનો ઘા કર્યો. મર્મસ્થળમાં ઘા લાગવાથી તે ઘોડો તત્કાળ મરી ગયો, તરતજ તે ઘોડાના ધણીએ પણ તેને વિશેષપણે પકડયો. પરસ્પર કજીયો કરતાં તેમને ઘણી વેળા થઇ ગઇ. પછી તેઓ બધા એક વડના વૃક્ષ નીચે સુઈ ગયા. ત્યાં એક નટલોકોનું અદ્ભુત પેડું આગળથી રહેલું હતું. તે નાટય કરી સુઇ ગયું હતું અને નિદ્રા લેતું હતું. જવા આવવાના શ્રમને લીધે બીજા સર્વને ગાઢ નિદ્રા આવી ગઇ પરંતુ તે ખેડુતનું મન ક્ષુધા, તૃષાનાં દુઃખના ભારથી દબાઇ ગયેલું હોવાથી તેને નિદ્રા આવી નહીં, તેથી તેણે આ પ્રમાણે ચિંતવવા માંડયું, " આ જગતમાં નિર્ધન અને મરેલા માણસની વચ્ચે કાંઇ તફાવત નથી. નિર્ધન માણસ જે ( કાય ) ચેષ્ટા કરે છે તે પ્રાણવાયુનેજ લઇને તેથી મારા આયુષ્યનો ક્ષયજ થવો જોઇએ. વળી ઘણી રીતે અન્યાય કરનાર એવા મને રાજા વિવિધ જાતના કેવા કેવા વધથી હેરાન કરીને મારશે, તે કાંઇ જાણવામાં આવતું નથી, માટે આ વડની શાખા ઉપર મારા શરીરને પાશવડે બાંધી કોઇ ધણી શિવાય રક્ષણ વગરના મારા પ્રાણનો હું ત્યાગ કરી દઉં. " આ પ્રમાણે ચિંતવી અવિચારી, બુદ્ધિવગરના તે ખેડુતે ગળે ફાંસો નાખ્યો. ત્યાં ભાર લાગવાથી ફાંસાનું વસ્ત્ર તુટી ગયું, તેથી નીચે સુતેલા કોઇ નટની ઉપર તે પડયો અને તેથી તે નટ દબાઇને મૃત્યુ પામ્યો. એટલે તત્કાળ તે બીજા ઉગ્રનટોએ તે શરણરહિત નિંદનીય કામ કરનાર અને બંધુ વગરના ખેડુતને બાંધી લીધો. પ્રાતઃકાળ થયો એટલે પવન જેમ આકડાના રૂને લઈ જાય તેમ તે વિનીત એવા પણ ખેડુતને બળાત્કારે તેઓ રાજાની સભામાં લઇ ગયા. તે વખતે બધાઓ મળીને પોતપોતાની પ્રખ્યાત બનેલી હકીકત જણાવી, ત્યારે તેમનો વાદ દૂર કરવા માટે રાજાએ મંત્રી અજિતસેનની સામે જોયુ. એટલે દુઃખી જનના આધારરૂપ, દયાળુ, પરની પીડાને છેદનારા, વિચારવાળા અને સદાચારી એવા અજિતસેને આ પ્રમાણે ચિંતવ્યું, " જેમ કાગડાઓ અંધ બનેલા એવા ઘુડપક્ષીને પજવે, તેમ અજ્ઞાનરૂપ અંધકારથી અંધ બનેલા આ બીચારા ગરીબ ખેડુતને આ ઘણા લોકો પજવે છે, એ નક્કી છે. દીનવદનવાળા, પાપની શરમના સ્થાનરૂપ અને ક્ષુધાંથી દુર્બળ પેટવાળા આ માણસની રક્ષા હું હમણાંજ મારી સદ્બુદ્ધિથી કરૂં." આવું વિચારી તેણે પ્રથમ પેલા બળદના ધણીને પૂછયું. " તેં તારા તે બંને બળદો દૃષ્ટિથી જોયા હતા કે નહીં ? " તેણે કહ્યું, " હા, મેં દૃષ્ટિથી જોયા હતા. " અજિતસેને કહ્યું, " ત્યારે તું તેને દૃષ્ટિ આપી તારા બંને બળદો લઇજા. " પેલા ઘોડાવાળાને પુછયું કે, " તેં આ ખેડુતને ' ઘોડાને માર્ય ' એમ કહ્યું હતું કે નહીં ? " તેણે હા કહી એટલે કહ્યું કે,

'હે માર્ગને જાણનારા, તું તે ખેડુતને તારી જીભ આપીને ઘોડા માગી લે." પછી પેલા નટ લોકોને કહ્યું કે, "તમારામાં કોઈ સારો માણસ હોય તે ગળે મજબુત ફાંસો બાંધી આ ખેડુતને વડની નીચે સુવારી તેની ઉપર પડે, એટલે તમારૂં વૈર લેવાશે અને તમારો સારો યશ કહેવાશે." આ વચનો સાંભળી તે નટલોકો અને બીજાઓ માન મૂકીને પોતાને યોગ્ય સ્થાને ચાલ્યા ગયા. આવી રીતે બીજા પણ ન્યાય ચૂકવતો મંત્રી અજિતસેન રાજ્યની ધુરાને ધારણ કરવા લાગ્યો.

એક વખતે રાજા અરિદમનના રાજ્યની પડોશમાં રહી એવો એક **સિંહરથ** નામે શત્રુ રાજા હતો. તેની ઉપર રાજા અરિદમન મોટું કટક લઈને ચાલ્યો. તે વખતે મંત્રી અજિતસેન વિયોગના દુઃખથી ચિંતાતુર થઇ ગયો. તેને ચિંતાતુર જોઇ સતી શીલવતીએ પુછ્યું, "સ્વામી, તમારા હૃદયમા શી ચિંતા છે ?" અજિતસેને કહ્યું, "હે પ્રાણવલ્લભે, આજે રાજા નગરમાંથી ચાલે છે, તો મારે તેની સાથે જવું પડશે. હે ભદ્રે, જો હું તને સાથે લઇને જાઉં, તો ઘર શૂન્ય થઈ જાય અને તને ઘરમા મૂકીને જાઉં, તો મને શાંતિ રહે નહીં. 'તે એક તરફ નદી અને બીજી તરફ વાઘ' એના જેવો ન્યાય બન્યો છે. તેથી જ હું ચિંતાતુર થયો છું. તે શિવાય બીજું કાંઈ પણ કારણ નથી." પતિનાં આ વચનો સાંભળી શીલવતી બોલી, "સ્વામિન્, હું અહિં ઘરમાં રહું, તો ઇચ્છિતફળને આપનારી નિર્વૃત્તિ[1] તમને કેમ ન રહે ?" અજિતસેન બોલ્યો, "હે પ્રિયા, મારા ઘરમાં બીજું કોઈ વૃદ્ધ કે નાનું માણસ નથી, તો તારા જેવી નાની વયની સ્ત્રી કદિ વિનાશ પામી જાય. કહ્યું છે કે, "જે વૃક્ષો નદીને કાંઠે રહ્યા હોય, જે સ્ત્રી નિરાશ્રય–એકલી રહી હોય અને જે રાજાઓ મંત્રી વગરના હોય, તે લાંબું આયુષ્ય ભોગવી શકતા નથી." હે શુભે જેમ પાકી ગયેલા અન્નને બગડતાં વાર લાગતી નથી, તેમ સ્ત્રીને બગડતાં વખત લાગતી નથી. તેથી સ્ત્રીઓને આ લોક અને પરલોકમાં હાનિ થાય છે અને પુરૂષોને ગ્લાનિ થાય છે. એથી કરીને હમણાં મારા મનમાં ચિંતાનો સંતાપ થાય છે." આ સાંભળી શીલવતી બોલી, "સ્વામી, આ તમારી વાત તદ્દન વૃથા છે. સીતા રાક્ષસના ઘરમાં હતા, ત્યારે ત્યાં તેનો રક્ષક કોણ હતો ? હે પ્રાણનાથ રાજીમતી, દમયંતી, મૃગાવતી, કળાવતી, નંદા, ભદ્રા, સુભદ્રા અને મલયસુંદરી એવી અનેક મહાસતીઓ આ પૃથ્વી ઉપર થઇ ગઇ છે. તેમનો રક્ષક કોણ હતો ? તેનો તમે વિચાર કરો. જે સ્ત્રીઓનું મન શુદ્ધ અને વિશેષ પ્રબોધવાળું છે, તેવી સ્ત્રીઓ વિકટ એવા સંકટમાં પણ પોતાના શીલનું પાલન કરે છે અને જો તેઓનું મન અશુદ્ધ હોય છે, તો તેઓ પોતાના શીલનું ખંડન કરી નાખે છે.-કારણકે, તે શીલ પાળવુ અને ન પાળવું, તેનું મુખ્ય કારણ મન છે.

૧ સુખશાંતિ.

અને તેમનામાંથી કામદેવ ઉત્પન્ન થાય છે ત્રિભુવનને ધારણ કરનાર શંકરે પોતના જટાજૂટમાં ગંગાને કમંડલમાં રાખી છે, તોપણ તે વિષ્ણુના ચરણમાં જાય છે તેનું કારણ તે સ્વભાવથી નિમ્નગા–નીચી તરફ જનારી છે બ્રહ્માએ લક્ષ્મીનું સ્થાન કમળ બનાવ્યું અને તે કમળ એક સ્તંભવાળા જળના કિનારામાં રાખ્યું અને પોતાના (ચાર મુખવડે) તેની રક્ષા કરી, તોપણ તે લક્ષ્મી રાત્રે કમળને છોડી બીજે ચાલી જાય છે તેથી ડાહ્યા પુરૂષો પણ જે સ્ત્રી ચપળ હોય તેની રક્ષા શી રીતે કરી શકે ?"

શીલવતીના આ વચનો સાંભળી અજિતસેન બોલ્યો "પ્રિયે, તેં જે હિત કરનારી મહાસતીઓ કહી, તેઓની સાથે બીજી સ્ત્રીઓ સ્પર્ધા કરે, તો તે માનની હાનિનેજ પામે તે નક્કી સમજવું સુખ પ્રાપ્ત થતાં ચણોઠી પણ સુવર્ણ સાથે તુલનાને પામે છે, પરંતુ જો તે અગ્નિનો સંતાપ પ્રાપ્ત કરે, તો તે ભસ્મ થઈ જાય" શીલવતી બોલી, "હે સ્વામી, તમે જે કહ્યું, તે ઉપમાન છે, પણ જો તેને ઉપમેય સાથે તપાવીએ તો તે અમાન[1] કહેવાય છે એક તો મારા પિતાએ મને આપેલ છે અને બીજી તમે મને આપેલ છે એ રીતે અમૂલ્ય રત્નનો યોગ થવાથી રાગના બે રીતે સુવર્ણતા[2] રહેલી છે જે વિરાગભી[3] છે જેનું મુખ કાળું છે, બીજે બધે જેનામાં રક્તતા છે અને જાડ્યતાને માટે વાનરોની સાથે જેની સંગતિ છે, તેવી ચણોઠી મારી સમાન હોઈ શકે નહીં અર્થાત્ મને ચણોઠીની ઉપમા ઘટે નહીં જેમ શેષનાગની ફણામાંથી રત્ન લેવાને સમર્થ કોણ છે ? તેમ મારા અંગનો સ્પર્શ કરવાને સમર્થ કોણ છે ? લક્ષ્મીના લાભવાળા અને સુખ સમૃદ્ધિને અનુભવતા એવા તમારે એ વિષે શરીરને સદા પીડા આપનારી ફીકર કરવી નહીં હે વિભુ સત્પુરૂષ એવા તમને જો મારી વાણી ઉપર વિશ્વાસ આવતો ન હોય, તો આ એક વિશાળ પુષ્પમાળા ગ્રહણ કરો જો સત્સૂત્ર અને સુમનસને આશ્રિત એવું મારૂં શીલ રત્નાદિ વગરનું–અખંડિત રહેશે, તો આ માળા પણ રત્નાદિ

---

૧ અમાન–માન રહિત અથવા અપ્રમાણ

૨ સુવર્ણ સારો વર્ણ– રંગ અથવા ઊંચી જાત તેનો ભાવાર્થ એવો છે કે, હું પિતા તરફથી પણ સારા વર્ણ–ઊંચા કુળવાળી છું અને તમારા તરફથી પણ સારા કુળવાળી છું તે બંને રીતે મારામાં સુવર્ણતા છે પક્ષે સુવર્ણ–સોનાપણું છે તે અમૂલ્ય રત્નની યુક્તિથી એટલે અમૂલ્ય રત્નરૂપ એવા તમારી સાથે જોડાવાથી મારી સુવર્ણતા સાર્થ થઈ છે રત્નની સાથે સુવર્ણ જડાય છે

૩ ચણોઠી–વિરાગભી–અંદર રંગવાળી છે તેનું મુખ કાળું છે અને બીજે બધે રાતી હોય છે, વાનરો–વાંદરાઓ જાડ્ય સ્થાન–ટાઢમાંથી પોતાનું રક્ષણ કરવાને તેને અગ્નિરૂપ ધારી તેની પાસે તાપવા આવે છે, પક્ષે જે સ્ત્રી અંદર હૃદયમાં વિરાગભી–રંગના જેવી કાળું મોઢું કરનારી અને બીજા નની ઉપર રક્ત થઈ પોતાની જડતા રાખવાને સંગતિ કરનારી છે તેવી સ્ત્રીના જેવી હું નથી

વગરની-કરમાયા વગરનીજ તમારા કંઠમાં સદા રહેશે." આ પ્રમાણે કહી સદા શીલમાં અમ્લાન અને અશીલમાં મ્લાન થનારી તે માળા શીલવતીએ પોતાના સ્વામીના કંઠમાં પહેરાવી દીધી. પછી કંઠમાં રહેલી તે અમ્લાન પુષ્પમાળાથી જેનો દેહ અલંકૃત છે એવો મંત્રી અજિતસેન નિશ્ચિંત થઈ રાજાની સાથે ચાલી નીકળ્યો. રાજા અરિદમન કેટલેક દિવસે [1]પ્રત્યંત દેશની પાસે આવ્યો. તે દેશમાં જાતિ વગેરેનાં પુષ્પો થતાં ન હતાં. એક વખતે મંત્રી અજિતસેનના કંઠમાં અમ્લાન પુષ્પમાળા જોઈ રાજાએ પુછયું, "મંત્રિન્, આ ચંપા વિગેરે પુષ્પોની માળા તમે કયાંથી મેળવી ? મેં ઘણી શોધ કરાવી તોપણ આ દેશમાં કોઈ ઠેકાણેથી મને તેવાં પુષ્પો મળ્યા નહીં અને તમારા કંઠમાં તે પુષ્પોની માળા દેખાય છે તેનું શું કારણ ?" અજિતસેન બોલ્યો, 'રાજેંદ્ર, આ દેશમાં આવા ભવ્ય પુષ્પો મળતાં નથી; પરંતુ જ્યારે મેં ઘેરથી પ્રયાણ કર્યું, ને દિવસે મારી પત્નીએ આ પુષ્પો મારા કંઠમાં આરોપ્યાં છે." 'મંત્રિન્ તે દિવસના પુષ્પો અમ્લાન કેમ રહ્યાં છે ?" રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો. "મારી પત્નીના, વિશ્વના મનને હરનારા શીલના પ્રભાવથી તે અમ્લાન રહ્યાં છે." અજિતસેને ઉત્તર આપ્યો. આ સાંભળી રાજાએ વિચાર્યું કે અહા ! જરૂર તે સ્ત્રી દેવતા હોવી જોઈએ, તે [1]ક્ષમાચારણા છે. પરંતુ સુરાલય-સ્વર્ગથી દૂર રહેનારી છે. રાજા અરિદમનને તેના ઉત્કૃષ્ટ રાજ્યની અંદર એંકડો મંત્રિઓ રહેલા છે, પરંતુ તેઓની અંદર ચાર મંત્રિઓ ચતુર કહેવાતા હતા તે ચારેમાં બુદ્ધિવડે અજિતસેનથી ચડીઆતો પહેલો મંત્રી **કમાંકુર**, બીજો **લલીતાંગદ**, ત્રીજો **રતિકેલિ** અને ચોથો **અશોક** હતો. તે વખતે કાર્ય કરનારા રાજાએ તે ચાર મંત્રીઓને એકાંતે બોલાવી જાણે પોતે વાદી હોય તેમ આ પ્રમાણે કહ્યું. 'સાહસિક અને કઠોર એવા હજારો પુરૂષો છે, પરંતુ તેઓ કામદેવના પ્રસંગમાં અબળાઓ આગળ પણ નિર્બળ દેખાય છે; આપણા મંત્રી અજિતસેનને એવી પત્ની છે કે જે સાર્થ-સમૂહ વગરની છે, તે છતાં તે કામદેવરૂપી યોદ્ધાથી જીતી શકાતી નથી, અહો ! કેવું આશ્ચર્ય ! તે ચારે મંત્રીઓ બોલ્યા "કામદેવરૂપી યોદ્ધાથી તે અજિતસેનની સ્ત્રી કેમ ન જીતાય ? જળની અંદર કદિ માછલું રહ્યું હોય તો તેને કોણ જાણી શકે ? તે વિષે પ્રત્યક્ષપ્રમાણ હોય તો અમો માનીએ. જે અનુમાનપ્રમાણ છે, તે પ્રત્યક્ષપ્રમાણને અનુસરીને રહેલું છે, એમ કહેવાય છે." તે ચારે મંત્રીઓનાં આવા વચન સાંભળી વિદ્વાનની શોભાને ધારણ કરનાર અને ગૌરવ-માનના સ્થાનરૂપ એવો રાજા આ પ્રમાણે બોલ્યો,-"ઓ

---

૧ પ્રત્યંતદેશ-પડોશનો દેશ. ( નજદીકનો દેશ )

૧ જે દેવતા હોય તે ક્ષમાચારણા પૃથ્વી ઉપર ચાલનાર ન હોય અને તે સ્વર્ગથી દૂર ન હોય, પરંતુ આ સ્ત્રી સક્ષમાચારણા-પૃથ્વી ઉપર ચાલનારી પક્ષે ક્ષમાના આચરણવાળી છે અને સ્વર્ગથી દૂર રહેનારી છે.

અજિતસેનની સ્ત્રીનું કલ્યાણકારી પ્રત્યક્ષ લક્ષણ એ છે કે, તેણીના શીલના પ્રભાવથી સદા અમ્લાન રહેનારી પુષ્પમાળા તે મંત્રી અજિતસેનના સુંદર કંઠમાં ઉચે પ્રકારે રહેલી દેખાય છે." એક દ્રવ્ય તરફની અભિલાષાને લઇને અજિતસેન ઉપર શત્રુભાવ કરનાર તે ચારે મંત્રીઓ બોલી ઉઠયા કે, "સ્ત્રીજાતિની વિષમતા કોણ જાણી શકે ?" તે પછી તેઓમાંથી ચોથો અશોક મંત્રી બોલ્યો કે "આ સ્ફુરિત બુદ્ધિવાળા ત્રણે મંત્રિઓ અહિં રહે અને હું એકલો જવા-આવવાનું કષ્ટ સહન કરીશ. જો કે હું [1] અશોક છું. તે છતાં તે બંને રીતે સુમનસ્‌ને ગ્લાનિ પમાડી દઇશ. માટે તમે મને હર્ષ કરવામાં હિતકારી એવી આજ્ઞા આપો." અશોકનાં આ વચનો સાંભળી રાજાએ તે કૌતુક જોવા માટે તેને આજ્ઞા અને દ્રવ્ય બંને આપ્યાં. પછી તે આત્માને વશ રાખનારી સ્ત્રીની તરફ આજ્ઞા અને દ્રવ્ય મેળવી અશોક મંત્રી ત્યાંથી ચાલ્યો. કેટલેક દિવસે ભવ્યજનોને આનંદ આપનારા નંદનનગરમાં આવી પહોંચ્યો. ત્યાં પરિવાર સહિત અને સંતાપથી મુક્ત થઇ દિવ્ય અલંકારો પહેરી અને ઉંચી જાતના વસ્ત્રોથી મંડિત થઇ શીલવતીના ઘરની નજીક એક શૂન્ય ઘરમાં તેણે વાસ કર્યો. ત્યાં રહી હમેશાં ગોખ ઉપર બેસી અનુરાગવાળી દૃષ્ટિથી શીલવતીને જોતો જોતો ઉચે સ્વરે મધુર ગાયન ગાવા લાગ્યો અને

એ નિષિદ્ધ કરેલું પણ તે પોતાનું કાર્ય સિદ્ધ થઇ ચૂક્યું, એમ માનતો અંધની [1]જેમ સત્વર હર્ષને પ્રાપ્ત થયો. પછી તેણે એક ખુશામત કરનારી દૂતીને શીખડાવી શીલવતીની પાસે મોકલી. દૂતીએ તે પાપ ભરેલી વાત શીલવતીને નિવેદન કરી. તે વાત સાંભળી સતી શીલવતીએ દૂતીને આ પ્રમાણે કહ્યું–" ગૃહવાસીઓને સમ્યક્ત્વ મૂળ એવા બાર સ્થૂલવ્રતો કહેલાં છે. તે પ્રાણાતિપાત વિરતિ પ્રમુખ બધાં બારવ્રતો મેં શ્રીગુરૂનાં મુખથી બુદ્ધિવડે ગ્રહણ કર્યા છે. તે વ્રતોમાં બાકીના બીજા વ્રતોનો ભંગ થયો હોય તો તેને માટે પ્રતિકાર–ઉપાય છે, પણ જે શીલવ્રતો છે, તેનો ભંગ થાય તો ભાંગેલાં કાચના ઘડાની જેમ તેનું સંધાન થઇ શકતું નથી. તેમાં ખાસ કરીને શેષનાગ જેમ પૃથ્વીને ધારણ કરે છે, તેમ સ્ત્રીઓએ તે શીલવ્રત પોતાના અંગવડે સતત ધારણ કરવું જોઇએ. નહીં તો તેમના સર્વ વ્રતોનો નાશ થઇ જાય છે. વળી તે શીલવ્રત ભાગવાથી પાપ મોટું લાગે છે અને તેમ કરવાથી તથા પ્રકારનો કોઇ અર્થ સરતો નથી મ્લેચ્છલોકોના પાડામાં પ્રવેશ કરીએ અને ત્યા માંસવડે તૃપ્તિ ન થાય તો તે શા કામનું ? તેથી હું કદિ અનર્થદંડ કરીશ નહિજ કારણ કે, એવી રીતે બંને વ્રતોનો નાશ થતાં મારાં બંને ભવનો પણ નાશ થઇ જાય " શીલવતીના આ વચનો સાંભળી તે દૂતીએ વિચાર્યું કે, ' જો આ સ્ત્રીને સ્વ દ્રવ્ય અપર્ણ કરવામાં આવે તો તે સ્વ–પોતાને એટલે–પોતાની કાયા અર્પણ કરે, ખરી રીતે ઘટે છે કે, '' જે આપીએ, તેજ લઇએ, " આ પ્રમાણે[2] વિચારી દૂતીએ અશોક મંત્રીની પાસે આવીને તે સર્વ હકીકત જણાવી. માનના ભંડારરૂપ એવો અશોક તે સાંભળી પોતાના હૃદયમાં આ પ્રમાણે ચિંતવવા લાગ્યો.

દ્રવ્યથી કામની સિદ્ધિ થતી હોય, તો તેમાં મારે શું નુકશાન છે ? એથી કરીને કીર્તિની વૃદ્ધિ થશે અને રાજા વગેરેમાં મારી વિખ્યાતિ થશે. લોકો પોતાના કોડકોડ પૂરા કરવા માટે ધનનો સંચય કરી રાખે છે. જો તેને માટે દ્રવ્યનો ખર્ચ ન થાય, તો તે ધન સંચય ધારણ કરી રાખવો તે દુઃખનું કારણ બને છે. લોકમાં ધર્મ, અર્થ અને કામનો અનુક્રમ છે અને તેમ કરતાં મારૂ પરાક્રમ કહેવાશે કે ધર્મ, અર્થ અને કામને માટે માણસ પોતાનું માથું પણ આપે છે. " આ પ્રમાણે વિચારી મંત્રી અશોકે દૂતીને કહ્યું, " તું તે શીલવતીને સર્વસ્વ અર્પણ કર્ય અને આ ઉપસ્થિત થયેલું પછીનું કાર્ય જે મોટું અને કષ્ટસાધ્ય છે, તે બજાવ્ય. " અશોકની આવી આજ્ઞા થતાંજ દૂતી શીલવતી પાસે આવીને બોલી, " તમારે કેટલું દ્રવ્ય લેવાની ખુશી છે ? " શીલવતીએ ઉત્તર આપ્યો, " મારે

૧ અધને દૃષ્ટિદાન આપવાથી તે હર્ષ પામે છે

૨ જો સ્વ–દ્રવ્ય આપવામા આવે તો તે સ્વ–પોતાની કાયા અર્પણ કરે, જે સ્વ આપે તેને સ્વ મળવુંજ જોઇએ

અર્ધો લાખ દ્રવ્ય જોઇએ છીએ ” હૃદયમા ખુશી થઇને તે દૂતી તેણીની દ્રવ્યની આશા પૂરી કરવાને અને અશોકની કામપીડા હરવાને સત્વર મત્રીની પાસે આવી અશોકે અચિત્ત એવુ તેટલુ દ્રવ્ય ચિત્ત સહિત અર્પણ કર્યું શીલવતીએ ખુશી થઇને પોતાને ઘેર માનેલુ તે સર્વ દ્રવ્ય સ્વીકારી લીધુ અને અશોકને કહેણ મુક્યુ કે, ‘ તારે આજથી પાચમે દિવસે રાત્રિને પહેલે પહોરે મારે ઘેર આવવુ ” તે સહૃદય અશોકે શીલવતીનુ તે વચન વચના રહિત માની ચાર દિવસો દુઃખથી નિર્ગમન કર્યા તેટલા દિવસોમા શીલવતીએ પોતાના એક સાગ ઓરડામા પુરુષોની પાસે માનને ખડન કરવા માટે એક કુવા જેવો ઉડો ખાડો છુપી રીતે ખોદાવ્યો પછી તેણીએ મુખે તથા નીચે ચાર તસ્ર વિનાના એવા તે અધકૂપ જેવા ખડા ઉપર સુદર તળાઇવાળો એક પલગ ગોઠવ્યો આ દિવસોની અદર મત્રી અશોકે પોતાનુ હિત સાધવા માટે પોતાના પરિવારને કોઈ ઠેકાણે મોકલી દીધો અને પોતે એકલો રહ્યો જ્યારે પાચમો દિવસ આવ્યો એટલે તે દિવસની રાત્રિનો પ્રથમ પહોર જતા અશોક શીલવતીને ઘેર આવ્યો શીલવતીએ પેલા ઘરમા રહેલી શય્યા તેને બતાવી તે અશોક ઓરડામા પેસી જેવામા તે શય્યા ઉપર બેઠો કે તુરત તે તળાઇની સાથે જ નીચે ખાડાની અદર પડી ગયો ત્યા ચેતના સહિત અશોકે પ્રથમ [1]શૂન્યપણાનો અનુભવ કરી પછી પોતે સર્વ શૂન્ય આશ્રિત થયેલો છે છતા તે હૃદયમા આ પ્રમાણે ચિતવવા લાગ્યો “ આ સ્ત્રીએ મારુ સર્વસ્વ લઇ લીધુ અને મને મારી ઇચ્છા પ્રમાણે આપ્યુ નહીં આતો બને હાથ દાઝયા અને પહુવા ગયા તેના જેવુ બન્યુ, એ કેવા ખેદની વાત ! મૂર્ખ એવા મે બળાત્કારે [2]બે પ્રકારની લક્ષ્મીનો નાશ કર્યો અને મારો પોતાનો શત્રુ બની જનસમૂહમા મારુ અશોક[3] એવુ નામ વ્યર્થ કરી દીધુ કોઈ પુર્વના કુકર્મના વિપાકથી આ લોકમા તો મે આ દુભીપાક નરકના જેવુ સ્થાન મેળવ્યુ હવે પરલોકમા શુ થશે ? તે હુ શુ કહી શકુ ? આ શીલવતી જિનધર્મમા તત્પર એવી પરમ મહાસતી છે, તે જો મારી ઉપર કોપ કરશે તો તે મને ભસ્મ કરી નાખશે ’ આ પ્રમાણે ચિતવન કરતા અશોકને તે સ્થાને વર્ણન જેવા લાબા દિવસો પસાર થવા લાગ્યા દયાળુ શીલવતી તે સ્થળે તેને ખાવાનુ પહોચાડતી હતી, પરતુ તે ખાવાનુ દોર સાથે બાધેલા શરાવ ( રામપાત્ર ) મા મૂકીને આપતી, પણ પોતાની પ્રશસા નહીં કરનારા અર્થાત્ નિદા કરનાર તેને તે અધકૂપની બાહેર કાઢતી ન હતી

અશોકને ગયે ત્રણ માસ પુરા થયા, એટલે રાજાએ પેલા ત્રણે મત્રિઓની આગળ જણાવ્યુ કે “ આટલા બધા દિવસ થયા તોપણ અશોક કેમ આવ્યો નહીં ? ” તે

૧ શૂન્યપણાનો તુચ્છપણાનો ૨ દ્રવ્યરૂપ લક્ષ્મી અને શોભારૂપ લક્ષ્મી-એમ બે પ્રકારની ૩ અશોક-શોક રહિત હતો, તે સશોક-શોક સહિત થયો તેથી

સમયે રતિકેલિ-ક્રીડાની કળાવડે ઉદ્ધત અને ઉત્સુક એવો ત્રીજો રતિકેલિ મંત્રી ગર્વથી રાજા પ્રત્યે બોલ્યો "હે પ્રભુ અશોક એક વૃક્ષ છે તે ઉંચા [1]ભૂભૃતને આશ્રિત થઇ ઉચ્ચતાને પામેલો છે; પરંતુ તેને એક [2]વશા ભાંગી નાખે છે. ખંડિત કરેલા સુમનસ્‌ની [3] શ્રીથી વર્જિત થયેલો, શાખા રહિત અને નિષ્ફળ થઇ ગયેલો તે અશોક-વૃક્ષ નાશ પામી જાય તો તે કોના જાણવામાં આવે ? હે પૃથ્વીપતિ, હવે મને મોકલો, હું સર્વ સમક્ષ તેણીને કામવશ કરી મારા [4]રતિકેલિ એવા નામને સાર્થક કરી બતાવું." તે પછી પૃથ્વી આજ્ઞાને પ્રવર્ત્તાવનાર રાજા-અરિદમને તેને યોગ્ય દ્રવ્યની સાથે આજ્ઞા આપી, એટલે તે ચપળ મંત્રી ત્યાંથી સત્વર ચાલ્યો, તે પણ પ્રથમની જેમ નગરમાં જઈ ત્યાં રહી આદરથી એક લાખ દ્રવ્ય આપી પેલા ખાડામાં પડયો. તે એક લક્ષ દ્રવ્ય આપી [5]વિલક્ષ થઇ ગયો અને શીલવતી [6]સલક્ષ થઇ, તેમાં કાંઇ આશ્ચર્ય પામવાનું નથી, પરંતુ તે બંને મંત્રીઓ પણ [7]વિલક્ષ થઇ ગયા, એ અદ્‌ભુત વાર્તા છે. મંત્રી અશોક અને રતિકેલિ બંને ખાડામા પડી ફાળને ચુકી ગયેલા બે ચીત્તાની જેમ પરસ્પર પોતપોતાની વાર્ત્તા કરવા લાગ્ય. મંત્રી રતિકેલિની હકીકત જાણી અશોક મંત્રીને જરા સુખ થયું. કારણ કે તેણે જાણ્યું કે, રતિકેલિનું એક લાખ દ્રવ્ય ગયું છે અને પોતાનું તો અર્ધ લાખ દ્રવ્ય ગયું છે. વળી 'મારી એક આંખ ફુટી અને બીજી આંખ રહી છે." એ ન્યાય પ્રમાણે મુર્ખ અશોક મંત્રી પોતાને જરા વિઘ્ન રહિત માનવા લાગ્યો. મંત્રી રતિકેલિનો યોગ થવાથી મંત્રી અશોકને જે સુખ થયું; તે ઘટિત છે, પરંતુ મંત્રી રતિકેલિ [8]અશોકથી શોકવાન્ થયો, તે ઘટિત ન થયું. સતી શીલવતી તે રતિકેલિને પણ પુર્વની રીતિ પ્રમાણે અન્નદાન આપવા લાગી. જેઓ જિનધર્મમાં તત્પર હોય તેમને સર્વ પ્રાણી ઉપર દયાજ હોય છે.

આ તરફ રાજા અરિદમને પુર્વની જેમ બાકીના બે મંત્રીઓને કહ્યું એટલે ત્રીજો લલિતાંગદ મંત્રી બોલ્યો—"હે જનાધિપ! તે રતિકેલિ સ્વભાવથીજ સદા સ્ત્રીને વશ રહેનારો હતો. તે સ્ત્રીએ તેને અવશ્ય પોતાનો દાસ બનાવી દીધો હશે, તેથી તે આપણને ભૂલી ગયો છે. જેઓ સ્ત્રીવશ હોય તેમને માતાપિતાનું સ્મરણ હોતું નથી. હવે હું ત્યાં જાઉં અને પાછો તમારી પાસે કાર્ય કરીને જલદી આવું, માટે મને આજ્ઞા આપો," તે પછી રાજાએ મંત્રી લલિતાંગદને કેટલોક દ્રવ્યનો સમૂહ આપીને મોકલ્યો. શીલવતીએ પ્રથમની જેમ તેની પાસેથી દોઢ લાખ દ્રવ્ય લઇને તેને પણ તેજ ખાડામાં

---

૧ ભૂભૃત્ એટલે પર્વત અને બિજે પક્ષે ભૂભૃત-રાજા ૨ વશા-સ્ત્રી અને વૃક્ષપક્ષે વશા-હાથિણી. ૩ સુમનસ્-પુષ્પો અને વિદ્વાનો. ૪ રતિ-વિષયમાં કેલિ-ક્રીડા કરનાર ૫ વિલક્ષ-લક્ષ-લાખ વગરનો પક્ષે વિલક્ષ-વિલખો થઇ ગયો. ૬ શીલવતી સલક્ષ-લાખ દ્રવ્યવાળી પક્ષે લક્ષ-ધ્યાનવાળી. ૭ વિલક્ષ લાખ વગરના અને વિલખા. ૮ અશોકનો ભેરુ થયા હતાં.

નાખ્યો. તેવી રીતે રાજાએ પેલા કામાંકુર મંત્રીને મોકલ્યો. તેને પણ બે લાખ દ્રવ્યનો વ્યય કરી તેવીજ રીતે ખાડામાં નાખ્યો. તે ચારે મંત્રીઓ મળી તે અંધકૂપમાં ભયાકુળ થઇને રહેવા લાગ્યા.

હવે રાજા અરિદમન પોતાના શત્રુ સિંહરથ રાજાને જીતી મંત્રી અજિતસેનની સાથે પોતાના શ્રેષ્ઠ નગરમાં પાછો આવ્યો. પેલા અંધકૂપમાં પડેલા કામાંકુર વિગેરે મંત્રીઓએ શીલવતીને જણાવ્યું કે, "હે સતી! કારાગૃહને આપનારા અહંકારને લઇને અમોને વેદના થઇ છે. આ જગતમાં તમારા શીલરૂપી ઉંચા પર્વતને ભેદવાને વજ્રપાણિ ઇંદ્ર પણ પોતે શક્તિમાન નથી, તો પછી અમો શી ગણતીમાં? હવે અમારી ઉપર દયા કરો, અને ગર્ભાશયના જેવા અને ચોતરફ જળવાળા કુવારૂપ આ ખાડામાંથી અમોને બાહેર કાઢો. આજથી અમો તમારી આજ્ઞાને ઉઠાવનાર સેવક થઇને રહીશું," શીલવતી બોલી, 'અરે મંત્રીઓ, જો તમે મારા કહેવા પ્રમાણે કરો, તો હું તમોને બાહેર કાઢીશ. તે એ કે "જ્યારે હું કહું ત્યારે તમારે 'થયું' એમ કહેવું." તેઓએ તેનું વાક્ય કબુલ કર્યું, પછી શીલવતીએ પોતાના સ્વામી અજિતસેનની આગળ તે મંત્રીઓની હકીકત જાહેર કરી અને તેની પાસે પોતાને ઘેર આવવા રાજાને આમંત્રણ કરાવ્યું. અહીં શીલવતીએ છુપી રીતે ભોજનની ઉત્તમ સામગ્રી તૈયાર કરાવી, પછી જે સ્થાને તે ચારે મંત્રીઓને રાખ્યા હતા, તે સ્થાને તે ભોજનની સામગ્રી ગુપ્ત રીતે રાખી મુકી. જ્યારે રાજા અરિદમન શીલવતીને ઘેર આવ્યો ત્યારે તેણીએ આદર-માન આપ્યું, પરંતુ કાંઇપણ ભોજનની સામગ્રી રાજાના જોવામાં આવી નહીં. તે વખતે રાજાએ ચિંતવ્યું કે, "આ સ્ત્રીએ મને પરિવાર સહિત ભોજન કરવા બોલાવ્યો છે, પણ ભોજનની સામગ્રી વિના તેણી મારૂં અપમાન તો નહીં કરે?" રાજા આ પ્રમાણે ચિંતવતો હતો, તેવામાં શીલવતીએ પુષ્પ વિગેરેથી પેલા ગર્ભદ્વારની પૂજા કરી અને કહ્યું કે "કેમ રસોઇ તૈયાર થઇ?" પેલા ખાડામાંથી ચારે મંત્રીઓ બોલ્યા, "હા, સર્વ રસોઇ થઇ ગઇ છે." પછી શીલવતીએ પોતે તે ઓરડામાંથી તૈયાર રસોઇ બાહેર લાવી રાજાને જમાડ્યો અને સેનાપતિ સહિત તે રાજાને પુષ્પ તાંબૂલ વિગેરેથી સત્કાર કરી પેલું મંત્રીઓ પાસેથી લીધેલું બધું દ્રવ્ય તેને અર્પણ કર્યું. તે જોઇ રાજા વિસ્મય પામી ગયો અને તેણે ચિંતવ્યું કે, "અહો! આ સતી છે કે જેણી દેવતાના સાન્નિધ્યથી અદૃશ્ય રીતે કાર્ય કરી શકે છે. આ સતીનું સ્વરૂપ અને ચરિત્ર વર્ણન કરવાને કોણ સમર્થ છે? જેણીના માત્ર વચનથીજ સર્વ સંપાદન થાય છે." આવું ચિંતવી રાજાએ શીલવતીને પુછ્યું, 'હે સતી! તમોને આ કેવી સિદ્ધિ પ્રાપ્ત થઇ છે?" શીલવતીએ કહ્યું, "મેં ચાર યક્ષો સદાને માટે સાધ્યા છે." રાજા બોલ્યા, ત્યારે તે યક્ષો મને આપો, જેથી

મને મનવાંછિત સમૃદ્ધિઓ પ્રાપ્ત થાય." ' કોઇ શુભ મુહુર્તમાં તે ચારે યક્ષોને તમારે ઘેર મોકલી આપીશ." શીલવતીએ ઉત્તર આપ્યો. પછી રાજા અરિદમન પોતાને ઘેર ગયો એટલે બીજે દીવસે શીલવતીએ તે ચારે મંત્રીઓને ખાડાની બહાર કાઢયા, પછી તેમને જળથી સ્નાન કરાવી, સુગંધી ચંદન વિગેરેથી ચર્ચિત કરી અને કંડીઆમાં મૂકી વાજિંત્રોના નાદ સાથે તે રાજાના સ્થાનમાં લઇ ગઇ. રાજાએ તેણીને માન આપ્યું. પછી એ મહારાજાએ હર્ષથી અખંડ શોભાના સ્થાનરૂપ તે કંડીઆ માણુસો પાસે રસોડામાં મૂકાવ્યા. તે દિવસે રાજાએ રસોયાને રસોઇ કરવાની ના કહી અને જ્યારે ભોજનની વેળા થઇ એટલે રાજા જમવાને આવ્યો. તે કંડીયાની પુષ્પ વિગેરેથી પૂજા કરી રાજાએ પૂછ્યું કે—"રસોઇ તૈયાર થઇ?" તેઓએ કંડીયામાથી "થઇ" એમ કહ્યું, પણ રસોઇ જોવામાં આવી નહીં. તેથી રાજાએ ચિંતવ્યુ કે, "તે શીલવતીના વચનથી આ યક્ષોએ સર્વ પ્રકારની રસોઇ આપી હતી, પરંતુ તેઓ હમણાં મને કેમ આપતા નથી? માટે આ કંડીયાના દ્વાર ઉઘાડી તે યક્ષની સમીપ પ્રત્યક્ષ રીતે પૂછું કે, "તેમણે શીલવતીને રસોઇ આપી અને મને તે કેમ ન આપી?" આવું ચિંતવી રાજાએ તે કંડીઆ ખુલ્લા કર્યા, તેવામા જેમના અંગ ઉપર અસ્થિ-ચર્મ અવશેષ રહ્યું હતું અને જેમની આકૃતિ ઘણી બીભત્સ દેખાતી હતી તેવા તે રાક્ષસના જેવા ચારે જણા જોવામાં આવ્યા. તત્કાલ રાજાએ પોતાના માણસોને કહ્યું કે—

"આ પ્રત્યક્ષ રાક્ષસોને મારી નાખો, નહીં તો તેઓ આપણો અવશ્ય નાશ કરશે." રાજાના આ વચન સાંભળી તેઓ ભયભીત થઇને નમ્રપણે બોલ્યા કે, "અમો સાક્ષાત્ રાક્ષસ નથી, પણ કામાંકુર વિગેરે તમારા મંત્રીઓ છીએ." રાજાએ આશ્ચર્ય પામી પૂછ્યું, "તમારી આવી અવસ્થા કેમ થઇ?" તેઓએ શીલવતીએ કહેલો પુર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો. તત્કાળ રાજાએ શીલવતીને મંદહાસ્યપૂર્વક આ પ્રમાણે ઉંચે સ્વરે કહ્યું કે—"હે ભદ્રે! લોકમાં વિદ્વાનો કહે છે કે, 'સ્ત્રી અબળા છે.' તે કથન તમે આ સબળ પુરૂષોને જીતી લઈ મિથ્યા કરી બતાવ્યું. પ્રાયે કરીને બુદ્ધિ સર્વના કરતાં મોટી છે, એમ વિદ્વાનો કહે છે. તમે સંતોષ અને તોષવાલા છો, છતાં વામ-વિષમબુદ્ધિના સ્વભાવને લઇને આ ચારે પુરૂષોનું ધન ગ્રહણ કર્યું, તેનું શું કારણ છે? તે કહો." શીલવતી બોલી, "રાજેન્દ્ર, તમોએ આ ચારે નિર્ધન પુરૂષોને ઘણું દ્રવ્ય આપ્યું તેથી તેઓ મદભરેલા અને ઘણાં અનર્થોને કરનારા થઈ પડ્યા. અધમ પુરૂષો પોતાની બુદ્ધિથી દ્રવ્યવડે અનર્થ સાધે છે, મધ્ય પુરૂષો અર્થનેજ સાધે છે અને ઉત્તમ પુરૂષો પરમાર્થને સાધે છે. આ ચારેનો મદ હરવાને અને મારૂં શીલ સાચવી રાખવાને મેં મારી બુદ્ધિથી તેઓના અનર્થના મૂલરૂપ ધનને લઇ લીધું." શીલવતીના

આ વચન સાંભળી રાજા બોલ્યો. "હે ક્ષમાનિધિ, આતો મેંજ તમારી ઉપર અનર્થ કર્યો, તે મારો અપરાધ ક્ષમા કરો." શીલવતી બોલી. "હે નરાધીશ ! આ તમારો અપરાધ નથી, તેમ આ મંત્રીઓનો પણ અપરાધ નથી; કારણ કે સંસારી જીવોજ એવા હોય છે. અંતરના છ શત્રુઓના વર્ગમાં કામને પ્રથમ માનેલો છે; કારણ કે તેને લઇને બીજા ક્રોધ વિગેરે ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે, કામ, ક્રોધ, લોભ, માન, હર્ષ ને મદ એ અંતરના છ શત્રુઓનો જે વર્ગ છે, તેનો ત્યાગ કરવાથી માણસ સુખી થાય છે. જે બાહેરના શત્રુઓ છે તેનાથી એ અંતરના શત્રુઓ બલવાન્ છે. [1]વ્યાકરણમાં પણ બહિરંગ વિધિથી અંતરંગ વિધિ બલવાન્ છે. એમ કહ્યું છે કે ધર્મથી અર્થ દ્રવ્ય નામનો પુત્ર ઉત્પન્ન થાય અને તે અર્થ દ્રવ્યના મૂલમાંથી કામરૂપી પુત્ર ઉત્પન્ન થાય છે તે કામને લઇને તેનો પિતા અર્થ દ્રવ્ય ક્ષય પામે છે અને પછી તેનો પિતામહ પિતાનો પિતા ધર્મ પણ ક્ષય પામે છે. પુરૂષ સ્વદારા (સ્ત્રી)સંતોષી થવાથી શુદ્ધ ને સૌને બચાવનાર થાય છે અને પરસ્ત્રામાં પ્રીતિ વાલો થવાથી તે આ વિશ્વની અંદર નિર્ધન, નિર્બળ અને રતિ વગરનો થઇ રહે છે." ઇત્યાદિ વિવિધ વાક્યો વડે શીલવતીએ રાજા અરિદમન અને તે ચારે મંત્રીઓને પ્રતિબોધ આપી ઉત્કૃષ્ટ એવી શીલવ્રતની સંપત્તિને પ્રાપ્ત કરનારા કરી દીધા. તે પછી કામાંકુર વિગેરે તે મંત્રીઓએ શીલવતીને કહ્યું કે, "તમોએ અમોને ધર્મદાન આપ્યું છે, તેથી તમે આજથી અમારા ગુરૂણી છો. પાષાણના જેવા અમોને ઉંચે પ્રકારે સંતાપ કર્યા શિવાય અમારી અત્યંત [2]કલ્યાણતા અને વિશ્વમાં શ્રૃંગારતા કયાંથી પ્રાપ્ત થાય ?" પછી રાજાએ તે વખતે પોતાની બહેનની જેમ શીલવતીને માન આપી અને વસ્ત્ર અલંકારોથી સત્કાર કરી તેણીને ઘેર પહોચાડી.

રાજા અરિદમન વિગેરે લોકો પોતપોતાના ધર્મમાં તત્પર થઇ વર્ત્તતા હતા, તેવામાં **દમઘોષ** નામનાં સૂરિ ઘણાં સાધુઓના પરિવાર સાથે ત્યાં આવી ચડયા. તે ખબર જાણી રાજા, ચાર મંત્રિઓ, મંત્રિરાજ અજિતસેન અને શીલવતી સતી તે સર્વ શ્રીગુરૂને વંદના કરવાને ગયા ગુરૂએ હિતકારી અને નિર્મલ એવો ધર્મોપદેશ આપ્યો. પછી રાજાએ કરકમળની અંજલિ જોડી આ પ્રમાણે કહ્યું. "આ શીલવતી વામા[3] છતાં પોતે શીલવાલી

કેમ થઇ ? તેમજ તે બુદ્ધિવાલી પ્રમદા[1] છે, છતાં પ્રમદ-ઉત્કૃષ્ટ મદથી મુક્ત કેમ નથી ? ” ગુરૂ બોલ્યા, “ રાજન્, આ શીલવતીને પૂર્વભવે શીળનો આશ્રય કરેલો, તેથી આ ભવમાં પણ તેણીએ શીલની લીલા ધારણ કરી છે. ” રાજા બોલ્યો, “ ભગવન્, આ શીલવતીનો પૂર્વભવ કેવો હતો ? ” ઘણા સંકલ્પ-વિકલ્પને જાણનારા ગુરૂ બોલ્યા, “ **કુશપુર** નામના એક શ્રેષ્ઠ નગરમાં **વિદુર** નામે એક રાજા હતો, તે [2]પ્રદરની પ્રાપ્તિમાં પણ અંદર અને સુંદર દેહને ધારણ કરનાર હતો, તે નગરમાં પાપકર્મ કરવામાં મંદ, સુખની લાલસાવાલો, મૂર્ખપણાને ત્યજનારો અને પુણ્યની લક્ષ્મીના કલશરૂપ **સુલસ** નામે શ્રાવક રહેતો હતો. તેને **સુયશા** નામે એક સ્ત્રી હતી. તે સ્ફુરણાયમાન યશવાલી, પતિને વશ રહેનારી ગતિથી હાથણીને જીતનારી અને સુંદર સ્ત્રીઓના વર્ગમાં શિરોમણિરૂપહતી. તેને ઘેર સ્વભાવથી રૂચિના પાત્ર રૂપ, અને દયાધર્મમાં તત્પર એવો **દુર્ગમ** નામે એક સેવક હતો તેની પત્નીનું નામ **દુર્ગિલા** હતું, એક વખતે પર્યુષણપર્વમાં સુયશા શ્રાવિકાએ દુર્ગિલાને સાથે લઈ સાધ્વીની સમીપે પૌષધવ્રત ગ્રહણ કર્યું. ત્યાં ઉત્સવ થતો જોઇ દુર્ગિલાએ **ચંદન** નામની પ્રવર્ત્તિનીને પૂછ્યું કે, “ આજે કયું પર્વ છે ? ” પ્રવર્ત્તિનીએ તે ભદ્રિક સ્ત્રીને કહ્યું, “જેમ દેવોમાં સર્વજ્ઞ પ્રભુ, અક્ષરોમાં ૐ કાર, દાનમાં અભયદાન, ગુણોમાં વિનય, તીર્થોમાં શત્રુંજય, વ્રતોમાં બ્રહ્મચર્ય, નિયમોમાં સંતોષ સર્વ તપમાં શમ, તત્વોમાં સદર્શન, અને મંત્રોમાં પરમેષ્ઠિમંત્ર-નવકારમંત્ર ઉત્તમ કહેલ છે, તેવી રીતે પર્વોની અંદર પર્યુષણ પર્વ મોટું કહેલું છે. આ પર્યુષણ પર્વમાં જિનાલયમાં કે પોતાના ઘરે અષ્ટાન્હિક ઉત્સવ કરવો, નિર્ભય જીવદયા કરવી, બ્રહ્મચર્ય પાળવું, કોઇની સાથે કલહ કરવો નહિં, કુકર્મવાલા વ્યાપારો છોડી દેવા, અમારી પ્રવર્ત્તાવવી, યથાશક્તિ તપસ્યા કરવી, વિવિધ જાતના અભિગ્રહો લેવા, બે વખત પ્રતિક્રમણ કરવું, ત્રિકાલ દેવપૂજા કરવી, પાંચ દિવસોમાં આદરથી કલ્પસૂત્ર સાંભળવું, ભાવના સહિત ઉત્તમ પ્રભાવનાઓ કરવી, અષ્ટમ તપ કરવું અને શ્રી જિનેશ્વરનું ધ્યાન ધરવું તેમાં આજનો મુખ્ય અદ્ભુત દિવસ છે, તેને માટે તો શું કહેવું ? ” દુર્ગિલા બોલી, “ મેં આજે પ્રાતઃકાલે દાતણ કર્યું છે, તે છતાં જો ઉપવાસ થતો હોય તો મને કરાવો. ” પ્રવર્ત્તિની બોલ્યા, “ તેં સચિત્ત જલવડે દાતણ કર્યું છે, તેથી તને ઉપવાસ કલ્પતો નથી, પરંતુ તારે આજે એકાસણું કરવું અને નિર્મલ શીલ પાળવું. ” આ સાંભળી

---

૧ જે પ્રમદા પ્રકૃષ્ટ મદવાલી હોય તે પ્રમદ-પ્રકૃષ્ટમદથી રહિત ન હોય-એ વિરોધ.

૨ પ્રદર એટલે ઉત્કૃષ્ટ ભય, તેની પ્રાપ્તિમાં અંદર-ભય વગરનો અને સુંદર દેહ વાલો હતો. અહિં વિરોધાભાસ લેતાં પ્રદર-રોગની પ્રાપ્તિમાં પણ અદર-દર વગરનો અને સુંદર દેહ વાલો હતો.

તેણીએ શીલનું પચ્ચખાણ લીધું અને તે પ્રમાણે આદર્યું. તે પછી દુર્ગિલા તે સાધ્વીના સંગથી પરપુરૂષને વર્જિત કરનારૂં અને પર્વ દિવસે સ્વપતિના ત્યાગરૂપ શીળ– અત્યંત વિધિપૂર્વક પાળવા લાગી એક વખતે તેણીએ પોતાના પતિ દુર્ગમની આગળ તે નિયમ વિષે નિવેદન કર્યું, તેથી તેણે પણ મનમા સંતુષ્ટ થઇને સાધુનીપાસે જઈ તે વ્રત ગ્રહણ કર્યું. તે બને સ્રીપુરૂષ બીજાનું અપ્રિય તથા ભયને હરણ કરનારા અને સમ્યક્ત્વધારી થઇ અનુક્રમે આયુષ્ય પૂર્ણ કરી સૌધર્મ દેવલોકમા પરમ સુખી દેવતા થયા. તે દુર્ગમનો જીવ સાધર્મદેવલોકમાથી આવીને આ અજિતસેન થયો છે અને દુર્ગિલાનો જીવ ત્યાથી આવીને આ સતી શીલવતી થયેલ છે. તેણીએ પર્વને દિવસે વિશેષ જ્ઞાનભકિત કરી હતી, તેથી તે આ શીલવતી જ્ઞાન તથા વિજ્ઞાનનું પાત્ર બની છે " ગુરૂના મુખથી આ વૃત્તાત સાંભળી અજિતસેન અને શીલવતીને તત્કાલ ઉંચા પ્રકારનું જાતિ સ્મરણ થઇ આવ્યું અને તેથી ગુરૂએ જે પ્રમાણે કહ્યુ, તે પ્રમાણે તે કાલે તેમના જોવામા પ્રત્યક્ષ આવ્યું. ગુરૂ બોલ્યા, ' જે શીલ દેશવિરતિથી પાળવામા આવ્યુ હોય, તે પણ અહિ ગુણકારી થયું, તો જો તે સર્વ વિરતિથી (સર્વથા) પાળવામા આવે તો તેનુ કેવુ (ઉત્તમ) ફલ થાય ? ' જગત્ તરફ એકાગ્ર બુદ્ધિવાળા ઉત્તમવાણીવાળા અને બૃહસ્પતિના જેવા તે ગુરૂને તે બંને દંપતીએ કહ્યું, " ભગવન્, અમોને શિક્ષા સ[illegible] (જે [illegible] આપે કહી તેવી યથાર્થ) દીક્ષા આપો કે જેથી બ્રહ્મચર્યની નવગુપ્તિને ધારણ કરનારૂ પરમ બ્રહ્મચર્ય અમો સર્વથા પાળીએ. " પછી ગુરૂએ તે બંનેને દીક્ષા આપી અને રાજા અરિદમને તથા કામાકુર વિગેરે મંત્રીઓએ તે વખતે સ્વદારા સતોષવ્રત ગ્રહણ કર્યું. પાચ પ્રકારના આચારને જાણનાર, પાચ સમિતિને આશ્રિત થયેલા અને પંચમહાવ્રતના આધારરૂપ થયેલા તે અજિતસેન અને શીલવતી બંનેએ વ્રતનુ પાલન કર્યું. બ્રહ્મચર્યને વિશેષપણે ધારણ કરતા તેઓ બંને મૃત્યુ પામીને જ્ઞાન સહિત સાથેજ બ્રહ્મદેવલોકમા ગયા ( ઉત્પન્ન થયા ) તે બંનેનું પુણ્ય પણ અધિક છે, તે કારણને લઈને તેઓ બને બ્રહ્મદેવલોકમા સ્થિત થયા. વળી તેઓ બંનેને બ્રહ્મચર્ય સદા પ્રિય હતુ, તેથી તેમણે તે બ્રહ્મલોકમાજ વાસ કર્યો કારણકે, માણસને ઈચ્છિત સ્થાન પ્રાપ્ત થયા પછી તે ત્યાથી એક પગલું પણ આગળ ચાલતો નથી તે બ્રહ્મલોકમા સુખનો અનુભવ કરી ત્યાથી ચ્યવી પુન મનુષ્ય જન્મ પામી અને કર્મોનો ક્ષય કરી તે અજિતસેન અને શીલવતી બંને શાશ્વત બ્રહ્મ–મોક્ષપદને પામશે "

" આ પ્રમાણે ઊચે પ્રકારે શીલવ્રત પાલીને અનેક વિવેકી મનુષ્યો સ્વર્ગ તથા

+ પરપુરૂષ ત્યાગ અને સ્વપતિ સતોષરૂપ વ્રત કાયમને માટે અને પર્વદિવસે સ્વપતિ સાથે પણ વિષય ભોગનો ત્યાગ કરવારૂપ વ્રત આદરથી લઈ તેને યથાર્થ રીતે તેણીએ પાળેલુ સભવે છે, એ વાત ત્યાર પછીની હકીકત ઉપરથી સમજાય છે તેના પતિએ પણ એવુંજ વ્રત આચર્યું છે

મોક્ષના સંસર્ગથી સુંદર બની ગયા છે, એવી રીતે મેં તમને ધર્મરૂપી કલ્પવૃક્ષની બીજી શીલરૂપી શાખા કહી, હવે હે સહૃદયની રાજા. હું તમને તપ નામની ત્રીજી શાખા કહું છું, તે સાંભળો," આ પૃથ્વીમાં જેટલાં લૌકિકતીર્થો અને લોકોત્તર તીર્થો પ્રખ્યાત થયેલાં છે, તે બધા તપથીજ થયેલાં છે. વાલ્મીકી અને વ્યાસ પ્રમુખ જે લૌકિક મહર્ષિઓ અને હરિકેશી બળ વિગેરે જે લોકોત્તર મહર્ષિઓ હીન કુલમાં ઉત્પન્ન થયેલાં છતાં પ્રભુતા અને દેવતાઓવડે સેવિત થઇ આ વિશ્વઉપર વિખ્યાત થઇ ગયા છે, તે તપનુંજ ફળ સમજજો. જેઓને મ્લેચ્છોના સંસર્ગથી કદિ મ્લેચ્છતા થઈ ગઈ હોય તેવાઓને પણ તપથી સારા વર્ણોએ વર્ણન કરેલી શુદ્ધિ થઇ જાય છે, ઉત્તમ હૃદયવાલા પુરૂષોને તાપ કરે તેવા બ્રહ્મહત્યાદિ મહા પાપો લાગી ગયા હોય, તેવા પાપોનો ક્ષય તપથી ક્ષણ માત્રમાં થઈ જાય છે. કુતપ-નઠારૂં તપ પણ આ લોકમાં મિથ્યા ગુણસ્થાને રહેલા માણસોથી પૂજાય છે, તો પછી ઉત્તર ગુણસ્થાને રહેલા મનુષ્યો સારા તપને કેમ માન ન આપે ? તે તપના બાર ભેદ છે અને [1]દ્વાદશ ભેદવાલા સૂર્યની જેમ તે દોષાપહ, રૂચિકર અને સચ્ચક્ર યોગને કરનાર થાય છે. જેમ ચંદ્રહાસ-ખડગ વડે તેજના વિલાસને ધારણ કરતો, સમામૃત્-રાજા કોશ-ખજાના વગરનો હોય. તોપણ તપ વડે વિગ્રહ-યુદ્ધ કરવાથી સર્વ શત્રુઓને પૂર્ણ રીતે જીતી લે છે, તેમ તપ વડે વિગ્રહ શરીર ખપાવતો ક્ષમાધારી પુરૂષ ચંદ્રહાસ-ચંદ્રના પ્રકાશ જેવા તેજને ધારણ કરતો કોશહીન-નિર્ધન છતાં પણ અંતરના સર્વ શત્રુઓને પૂર્ણ રીતે જીતી લે છે. જ્યાંસુધી [2] દેહની અંદર અન્નપાનનો પ્રવેશ અટકાવાય નહીં, ત્યાંસુધી તે દેહના કિલ્લામાં રહેલા કર્મ રૂપી શત્રુઓનો વિજય થઇ શકતો નથી. જ્યારે સૂર્ય [3] ઉત્તર દિશાનો આશ્રય કરે છે, ત્યારે તે તેજનો નિધિ બને છે અને તેજ સૂર્ય જો [4]દક્ષિણાશા-દક્ષિણ દિશાને ભજે છે, તો તે આ લોકમાં વસુહીન થઈ જાય છે. આલોકમાં તપસ્યાથી આકાશ ગામિની શક્તિ વિગેરે લબ્ધિઓ મલે છે અને પરલોકમાં શિવસંપત્તિ પ્રાપ્ત થાય છે. પૂર્વે દુષ્કૃત્યો

૧ સૂર્યના દ્વાદશ સ્વરૂપ છે, ને દોષાપહ-દોષા-રાત્રિનો નાશ કરનાર, રૂચિકર-પ્રકાશ આપનાર અને સારા ચક્રવાક પક્ષીના જોડલાને યોગ-મેલાપ કરનારો છે, તપ પક્ષે તપ-દ્વાદશ ભેદવાળું, દોષાપહ-દોષોનો નાશ કરનાર, રૂચિકર-તેજ અથવા શ્રદ્ધા કરનાર અને સત્પુરૂષોના ચક્રસમૂહનો યોગ કરનાર થાય છે.

૨ કિલ્લામાં ભરાએલા શત્રુઓને મારે જ્યારે ખોરાક તથા પાણી અટકાવવામા આવે ત્યારે તે હારી જાય છે. તેથી જ્યાં સુધી દેહમા અન્ન પાણી લેવામા આવે અર્થાત્ ઉપવાસ પ્રમુખ તપ કરવામા ન આવે, તો કર્મ રૂપી શત્રુઓનો વિજય કરી શકાતો નથી.

૩ ઉત્તર કાષ્ઠા-ઉત્કૃષ્ટ તપ. ૪ દક્ષિણાશા-દક્ષિણદિશા અને પક્ષે દક્ષિણા-દ્રવ્યદાનની આશા. ૫ વસુહીન-કિરણ રહિત પક્ષે દ્રવ્ય રહિત.

કર્યાં હોય તોપણુ જો જીવ આદરથી દુષ્કર તપ આચરે છે, તો તે **નિર્ભાગ્યની** જેમ ઉંચા પ્રકારના સુખોને ભોગવે છે."

આ વખતે રાજા પદ્મસેને પ્રશ્ન કર્યો કે, "તે **નિર્ભાગ્ય** કોણુ હતો? તેણે કેવું તપ કર્યું હતું? અને તે કેવી રીતે સુખ પામ્યો?" શ્રી બ્રહ્મગુપ્ત ગુરૂ બોલ્યા—

## નિર્ભાગ્યની કથા.

અહિં ધાતકી ખંડમાં પ્રાગ્વિદેહ નામે (પૂર્વમહાવિદેહ) ક્ષેત્રના આભુષણારૂપ **અચલ** નામે એક ગામ છે, તેમાં **સિંહ** નામે એક તે ગ્રામની [1]ચિંતાકરનાર–નાયક હતો તેને શીલ વિગેરે ગુણોથી શોભતી **સિંહલા** નામે પત્ની હતી. તે સિંહને સુખરૂપી જળનીનીકના જેવો ઘણો કાળ ગયો નહીં તેટલામાં તો તેને દુર્ભાગ્ય યોગે તેની પત્ની સગર્ભા થઇ; ત્યાં કોઇ નઠારા કર્મયોગે શત્રુઓએ આવી તે બાળકના પિતાને મારી નાખ્યો અને તેના ઘરની સારરૂપ વસ્તુઓને હરી લીધી. આ બનાવથી સિંહલા નઠારી સ્થિતિમાં આવી ગઇ. દુઃખ આપવાથી વિકરાળ એવો સમય આવતાં સિંહલાને પુત્ર જનમ્યો. તે સમયે વિવેકી લોકોએ વિખવાદથી વિચાર કર્યો કે, "આ પુત્ર ગર્ભમાં આવતાંજ તેનો પિતા દ્રવ્ય સાથે વિનાશ પામ્યો, તેથી કલ્યાણના વિસ્તારને છોડાવનારા આ પુત્રનું નામ **નિર્ભાગ્ય** રાખો." તેવા વિષમ નામથી તે લોકોમાં પ્રખ્યાત થયો. માતા સિંહલા લોક નીતિને લઇને તે પુત્રને ઉછેરવા લાગી. ને બાળક **નિર્ભાગ્યને** હર્ષ રહિત આઠમું વર્ષ બેઠું, ત્યારે તેની માતા મૃત્યુ પામી ગઇ. પછી તે બાળક પોતાના પ્રાણનું ગુજરાન કરવા [2]માર્ગ રહિત ભિક્ષા માગવા લાગ્યો. અભાગ્યયોગે ગુણોના સમૂહથી રહિત એવા તેને ગામમાં કોઇપણ ભિક્ષા આપતું ન હતું તેથી તે કંગાળ તે ગામમાંથી નીકળી પૃથ્વી ઉપર ભમવા લાગ્યો. કોઇ દેવગ્રામ નામના ગામમાં આવી ચડતાં તે તેના પિતાના **દત્ત** નામના કોઇ મિત્રના જોવામાં આવ્યો. તેણે તેને કહ્યું કે, "તું સારા આચરણથી મારે ઘેર રહી આ મારી ભેંસોને ચાર અને તારા પૂર્વના દુસ્તર દુઃખને અટકાવ્ય." તે દત્તના [3]ગોરસનું

૧ ચિંતા કરનાર–સંભાળ રાખનાર–રક્ષણુ કરનાર

૨ માર્ગ રહિત એટલે ઉન્માર્ગે, અથવા જ્યાં મલે ત્યાંથી.

૩ ગોરસ–ગો–વાણીનો રસ પ્રાપ્ત કરી દુર્ભાગ્યે પોતાનું કૃષ્ણત્વ–દુઃખની કાલાશ છોડી દીધી અને તેણે ગોપાલપણું–ગાયભેંસોને પાલન કરવાપણું પ્રાપ્ત કર્યું, અર્થાત્ તે ગોપાલ બન્યો. ગોરસ–ગાયનું દૂધ દહીં વિગેરેનું પાન કરવાથી શરીરની કાલાશ દૂર થઇ જાય છે. તેમ નિર્ભાગ્યને બન્યું, વિરોધપક્ષે ગોરસનું પાન કરે તે કૃષ્ણરૂપતાને છોડી ગોપાલ નામ ધારણ કરે. ગુરસ્નેહ–મોટા[illegible] સાથે સ્નેહ પ્રીતિ પક્ષગુરુ=વધારે, સ્નેહ–દુધ દહીં પ્રમુખ સ્નિગ્ધ–રસકસવાળું [illegible]

પાન કરી તે દુર્ભાગ્યે પોતાનું કૃપણત્વ છોડી દીધું, તથાપિ તેણે ગોપાલ પણું મેલવ્યું, તેનું કારણ ગુરૂ સ્નેહજ છે.

એક વખતે દૂરથી ચોરોએ આવી તે નિર્ભાગ્યને ભેંસોની સાથે પકડયો અને લીલી વાધરીથી તેને બાંધી એક વૃક્ષ નીચે મુકી દીધો. ત્યાં તે ક્ષુધા, તૃષા અને ભયથી આકુલ-વ્યાકુલ થઈ સાત રાત્રિ સુધી રહ્યો. પછી ભવિતવ્યતાને યોગે તેને શરીરે બાંધેલી વાધરી-ને કોઈ શીયાળ આવીને ખાઈ ગયું, એટલે તે બે પ્રકારે [1]મુતકલ–મોકલો થઈ ગયો. પછી ત્યાંથી છુટીને ગામમાં આવ્યો. ત્યાં પોતાના હૃદયમાં રહેલો ચોરોનો વૃત્તાંત દત્તને નિવેદન કર્યો. પછી મનોહર વર્ષાકાલ આવ્યો, એટલે દત્તે તે નિર્ભાગ્યની પાસે ઘાસની ખેતી કરાવી, પણ તે સમયે વરસાદ જ આવ્યો નહીં, એટલે પૃથ્વીપર ઘાસ પણ થયું નહીં. એક વખતે દત્તે તેને કપાસ લેવાને માટે કોઇ સારા શહેરમાં મોકલ્યો, ત્યાંથી પાછા વલતાં વિકટ માર્ગે અગ્નિ લાગવાથી તેનું ગાડુંજ બલી ગયું. પછી તે નિર્ભાગ્ય કેટલેક દિવસે દત્તની પાસે આવ્યો. ફરીવાર દત્તે તેને દ્રવ્ય આપીને સમુદ્ર માર્ગે મોક-લ્યો. પ્રમાદને લઇને તેનું વહાણ સમુદ્રની અંદર ભાંગી ગયું. ત્યાં એક વહાણનું પાટીયું મેલવી સાત દિવસે તે સમુદ્રને કાંઠે આવી પહોંચ્યો. જ્યારે દેહ સારો થયો, એટલે તે અનુક્રમે ત્યાંથી **વ્યાઘ્રનગર**માં આવી પહોંચ્યો. ત્યાં રાત્રે કોઈ નિર્જન દેવાલયમાં સુઇ રહ્યો. તે અરસામાં શરીરની શોભાથી સુંદર એવા તે નગરના **વ્યાઘ્રદમન** રાજાને અતુ-લ્ય રસવાલા વંધ્યનગરના **સમરસેન** રાજાની સાથે વિગ્રહ ચાલતો હતો, તેથી તલાર-ક્ષક–પોલીસ લોકોએ તે સુતેલા નિર્ભાગ્યની ઊપર એક હેરૂની શંકા લાવી તેને પકડી લીધો. રાજાની આજ્ઞાથી તેઓએ તેને બલાત્કારે કારાગૃહમાં નાખ્યો. તે નિરપરાધી હતો તોપણ મજબુત બેડીઓથી તેના પગ બાંધ્યા. ત્યાં તે એક વર્ષ સુધી રહ્યો. કારાગૃહમા તેને કોઈવાર માસે કે પખવાડીએ આહાર મલતો, તેથી તે મુવા જેવો થઇ ગયો. કારાગૃ-હના ચોકીદારો તેને મરી ગયેલો જાણી સ્મશાને લાવીને મુકી ગયા. ત્યાં શીતળ પવનને લઇને તેનામાં જરા ચેતન આવ્યું. દેવયોગે તેને કરંભાથી ભરેલું એક રામપાત્ર મલી ગયું. તેનો આહાર કરી તે ત્યાંથી આગલ ચાલતો થયો. માર્ગમાં ચાલતા તેને વિચાર આવ્યો કે, " જ્યારે હું ગર્ભમાં હતો ત્યારે મારા પિતા પૂર્વે મૃત્યુ પામ્યા અને ઘરમાં થી બધું ધન નાશ પામ્યું, બાલ્યવયમાંજ મારી માતા મરીગઈ, વલી મારા પિતાના મિત્રે મને જે જે ઉદ્યોગ કરાવ્યો, તે તે મારો ઉદ્યોગ નિષ્ફલ થયો. જે ઉદ્યોગથી સર્વેને સંપ-ત્તિઓ થાય છે, તે ઊદ્યોગથી મને ઊલટી વિપત્તિ થઇ આવી. જેને અમૃત વિષરૂપ થઈ જાય, તેને માટે બીજો શો ઊપાય ? આ લોકમાં ઘણા માણસો હજારો માણસોના પેટ ભરનારા હોય છે, ત્યારે મારૂં એકનું પેટ ભરવામાં પણ વિધિએ મને વંચિત રાખ્યો.

૧ મુતકલ મોકલો અને હર્ષિત.

કેટલાએક દિવ્ય અલંકાર પહેરનારા અને સુંદર આકૃતિવાલા ઉત્તમ પુરૂષો આલોકમાં રહેલા છે ત્યારે મને નિરાધાર અને અપાર કારાગાર વિગેરેની પીડા થઈ પડી છે. હવે ધર્મ, અર્થ અને કામથી રહિત એવા આ જીવિતથી સર્યું, તેથી હું કંઈ ઉપાય કરીને મારા પ્રાણનો ત્યાગ કરી દઉં " આપ્રમાણે માર્ગમાં વિચાર કરતો નિર્ભાગ્ય ચાલતો હતે, ત્યાં આગળ એક મહાન્ પર્વત આવ્યો. તે જોઈ ભૃગુપાત[1] કરવા મ ટે તે પર્વત ઉપર પોતે ચડયો. તેવામાં સુગંધિ પવન વાયો, સુગંધી જલની અને પુષ્પોની વૃષ્ટિ થઈ અને ચેલ-વસ્ત્રો ઊડતાં જોવામાં આવ્યાં. તેજ સમયે ઉત્તમ વૃક્ષોવાલા મહાન્ પર્વત ઉપર આકાશના ગહ્‌વરમાંથી દુંદુભિનો ધ્વનિ સંભલાયો. તરતંજ તે વિસ્મય પામી જેવામાં ત્યાંથી આગળ ચાલે છે તેવામાં કમળ ઉપર બેઠેલા, દેવ દાનવોએ સેવેલા અને સાધુઓના સમુદાય પરિવારવડે યુકત એવા **શ્રીમાનદેવ** કેવલી મુનિને તેણે અવલોકયા. કેવલી તેને જોઇ આ પ્રમાણે બોલ્યા, " અરે ! તું દુઃખને લઈને મરવાને ઇચ્છે છે, પરંતુ પાપથી ઉત્પન્ન થયેલું આ દુઃખ તો તારે મૃત્યુ વશ થયા છતાં પણ રહેવાનું છે. તેં જડબુદ્ધિથી પૂર્વે મુનિને દાનાંતરાય કર્મ કર્યું હતું, તેથી તેં લાંભાતરાય નિકાચિત બાંધેલું છે તેને લઇને તને કોઇ પણ ઠેકાણે પણ લાભ થશે નહી. " કેવલીના આવા વચન સાંભળી તે દુર્ભાગ્ય બોલ્યો. " ભગવન્, " મારો પૂર્વભવ કહો " કેવલી બોલ્યા, " પુષ્કરાર્ધ દ્વીપના ભરત ક્ષેત્રમાં **રથપુર** નામે નગર છે, તે નગરમાં **ચંદ્રાપીડ** નામે રાજા હતો. તેને તે સમયે **જગદ્ધર** નામે સમાન વયનો મિત્ર હતો. તે જગદ્ધર મિથ્યા દૃષ્ટિ કુશાસ્ત્રોના સમૂહમાં કુશળ અને અકુશળનો આશ્રિત હતો. એક વખતે તે ઉદ્યાનમાં ગયો ત્યાં ધર્મેશ્વર નામના ઉત્તમ સૂરિને જોઇ તેમને ઉપહાસથી પ્રણામ કરીને કહ્યું કે, ' મને કંઈક ધર્મનો ઉપદેશ કરો. " ગુરૂ બોલ્યા, " મનુષ્યોએ દુર્લભ એવું મનુષ્યત્વ મેલવીને શુભવાસનામાં તત્પર રહી દેવ, ગુરૂ અને ધર્મના તત્ત્વ ઉપર શ્રદ્ધા રાખવી તેમાં સર્વજ્ઞ, સર્વ પૂજિત, અઢાર દોષોથી રહિત અને અતિશયોના સમૂહથી યુકત એવા શ્રી વીતરાગને દેવ સમજવા, જે પુરૂષો ભક્તિથી શ્રીજિનેશ્વરને નમે છે અને શક્તિથી તેમની પૂજા કરે છે, તેઓ **દેવપાળ**ની જેમ અદ્દ્‌ભુત કલ્યાણ પ્રાપ્ત કરે છે.

## દેવપાળની કથા.

જંબૂદ્વીપમાં આવેલા ભરત ક્ષેત્રના મધ્યમખંડની અંદર હસ્તી અને અશ્વોથી વિરાજિત એવું **હસ્તિનાપુર** નામે નગર છે, તેમાં સિંહના જેવો બલવાન્ **સિંહરથ** નામે હતો. તે નગરમાં **જિનદત્ત** નામે એક ભાવિક શ્રાવક હતો તેને ઘેર **દેવપાળ** નામે એક ગોવાળ રહેતો હતો તે ભદ્રિક સ્વભાવનો હતો. એક વખતે વર્ષાકાલ આવતાં દેવપાળ

૧ ભૃગુપાત-શિખર ઉપરથી પડવું તે. તેને લોકો ભૈરવ જપ અથવા ઝંપાપાત પણ કહે છે.

ગાયોને લઈને એક ઘાટા વનમાં ગયો. તે વખતે નદીના પ્રવાહવડે મોટો વિકટ કાંઠો પડી ગયો. તેમાંથી યુગાદિદેવની પ્રભાવિક પ્રતિમા પ્રગટ થઇ. તે પ્રતિમ ને જોઈ દેવપાળ હર્ષ પામ્યો અને તત્કાલ તે પ્રતિમાને જલવડે સ્નાન કરાવી તેણે મૃત્તિકાનું એક ઊંચું પીઠ કરી તેની ઊપર તેને સ્થાપિત કરી પછી સુગંધી પુષ્પ, પત્ર વિગેરેથી આદર સાથે તે પ્રતિમાની તેણે પૂજા કરી, તે વખતે તેણે ચિંતવ્યું કે, " હું કેવો ધન્ય કે જેને શ્રીઅરિહંત પ્રભુએ પોતાની મેલે દર્શન આપ્યું ! જોકે મારી પાસે કંઇ દ્રવ્ય નથી પરંતુ હું ચિત્તને સ્થિર કરી મારી શકિત પ્રમાણે તેમની પૂજા કરૂં " ત્યારથી તે દેવપાળ પ્રતિમાની ઊત્કંઠાથી પૂજન કરીનેજ સદા ખાનપાન વિગેરે લેતો હતો, તે શિવાય કદિપણ લેતો નહિ.

એક વખતે સાત દિવસ અને રાત્રિ સુધી સતત્ વૃષ્ટિ થઇ. તેને લઇને દેવપાળ નદીને સામે કાંઠે જઈ શકયો નહિ. તે પ્રભુની પૂજા કર્યા વિના કદિપણ ભોજન કરતો નહી તેથી તેના શેઠ જિનદત્તે તેને પુછ્યું કે, " તું ભોજન કેમ કરતો નથી ? દેવપાલે કહ્યું " દેવપૂજા કર્યા વિના હું ભોજન કરતો નથી, " શેઠે કહ્યું, " કહે, તે ત્હારા દેવ કેવા છે ? " તેણે ઉત્તર આપ્યો, " શેઠજી, જેવા તમારા દેવ છે તેવાજ તે મારા દેવ છે પણ તે નદીને સામે કાંઠે છે. " " તે દેવની પ્રાપ્તિ તને શી રીતે થઇ ? " શેઠે પુછ્યું, એટલે તેણે તે દેવની ઉત્પત્તિની વાત કહી અને પોતાનો નિશ્ચય પણ જણાવ્યો. શેઠ બોલ્યા," જો તારે નિયમ હોય તો તું અહિં રહેલા દેવની પૂજા કર ! તેની પુજા કરવાથી તે દેવની પૂજા થયેલી નિશ્ચે ગણાશે, " દેવપાલ બોલ્યો, " જે માણસ ભોજન કરે તેજ તૃપ્ત થાય, તેના ભોજનથી બીજો તૃપ્ત થાય નહી, તેથી હું તો તે દેવની પૂજા કર્યા શિવાય નિશ્ચે જમવાનો નથી " આ પ્રમાણે આઠમો દિવસ થયો એટલે નદીના જલનું પુર ઉતરી ગયું ત્યારે દેવપાલ સામે કાંઠે ગયો અને તેણે પુષ્પોથી તે જિન પ્રતિમા પૂજા કરી તથા અત્યંત પ્રણામ કરી હર્ષથી તે પ્રભુના સ્તુતિ કરી. તે સમયે તે પ્રભુના અધિષ્ઠાયક દેવે આકાશમાં રહીને કહ્યું કે, " તું ઇચ્છીત વર માગ્ય," દેવપાલે કહ્યુ. ' મને રાજ્ય આપો, " અધિષ્ઠાયક દેવે કહ્યું, " તારી ઇચ્છા પ્રમાણે થશે. " તે પછી થોડેજ દિવસે સિંહરથ રાજા અપુત્રીઓ મરણ પામ્યો. તે રાજ્યના મંત્રીઓએ પાંચ દિવ્ય કર્યા, તે તે પાંચ દિવ્યો નગરની વચ્ચે ફરીને અનુક્રમે નગરની બાહેર આવ્યા, જ્યાં પેલો દેવપાલ ગોવાલ વડની છાયા નીચે સુખનિદ્રાથી સુતો હતો. ત્યાં તે પાંચે દિવ્ય ગયા ત્યાં હસ્તીએ શબ્દ કર્યો.'અશ્વે હેષારવ કર્યો. બે ચામરો ચલાયમાન થયા અને છત્ર અધર ઉચુ થયું. પછી હાથીએ કલશથી દેવપાલને ન્હરાવી પોતાના સ્કંધ ઉપર બેસાર્યો એટલે મંત્રીઓ આભૂષણોથી વિભૂષિત કર્યો પછી નીતિને જાણનાર વિવેકી એવા મંત્રીઓ તેને સેના સાથે નગરમાં લઇ ગયા અને વિધિથી તેનો પટ્ટાભિષેક કર્યો. તે દેવપાલના મિત્ર એવા બીજા ગોવાલો તત્કાલ તેના દંડ તથા કાંબળ વિગેરે લઇ જિનદત્તને સોંપી દીધા હવે

તે રાજ્યના સીમાડાના રાજાઓ, સામંતો અને બીજાઓ ગોવાલરૂપે અવજ્ઞા કરી, તે દેવપાળની આજ્ઞાને માનતા ન હતા, તેણે જિનદત્તશેઠને બોલાવ્યો, તે પણ ગર્વથી તેની પાસે આવ્યો નહીં, આથી રાજા દેવપાલે વિચાર કર્યો કે, "આજ્ઞા ચાલ્યા વિના રાજ્ય હંમેશાં નિષ્ફલ છે, તો પછી હું પૂર્વે જેવો ગોવાળ હતો, તેવો હમણા પણ ગોવાળજ છું. આજ્ઞા ચાલવી એજ વિશેષ છે, તો પછી આવું રાજ્ય શા કામનું? માટે જેણે મને રાજ્ય આપ્યું છે, તેની આગળ જઇ હું તેને વિજ્ઞપ્તિ કરૂં કે આ રાજ્યની સંભાળ તે પોતેજ કરી લે." આ પ્રમાણે વિચારી તે શ્રી આદિનાથ પ્રભુની પાસે જઇ તેમની પૂજા અને નમન કરી તેણે આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. "હે પ્રભુ, તમે મને આજ્ઞા ચાલે તેવા ઐશ્વર્યનું વરદાન આપો, નહીં તો તમે આપેલું આ પોતાનુ વરદાન પાછું લઇ લ્યો. કારણ કે, આજ્ઞા સિવાય હાથી તથા ઘોડા વિગેરેનું આ રાજ્ય મને એક નાટકના રાજ્ય જેવું થયું છે." દેવપાલ ગોવાળનું આવું વચન સાંભળીને પેલા વ્યંતરે આકાશમાં રહીને કહ્યું કે, "હે ગોવાળ, તું ખેદ પામીશ નહીં, નિર્ભયપણે રાજ્ય કર. એક માટીનો ગ્રાહ હસ્તી કરાવી તેને આખા નગરમાં ફેરવી રાજ્યપાટિકામાં રાખજે, મારા પ્રસાદથી તે હસ્તી તારા મનની ઈચ્છા પ્રમાણે કરશે, અને તેને જોઇને તે સીમાડાના રાજા વિગેરે તારૂં કહ્યું કરશે." અધિષ્ઠાયક દેવનાં આ વચનો સાંભળી તે દેવપાળ સુખ પામતો પોતાને ઘેર ગયો, પછી કુંભારોને બોલાવી તેવો હસ્તી બનાવાને તેણે આજ્ઞા આપી. તે કુંભારોએ તે રાજાને માટે તેવો મોટો હસ્તી કરવા માંડયો તે સાંભળી પેલા મંડલિક વિગેરે રાજાઓ વિશેષ હાસ્ય કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, "આ ખરેખરો ગોવાળજ લાગે છે, જે પોતાના પૂર્વના આચારને લઇને એક માટીનો હસ્તી બનાવી રાજપાટ કરવાની ઇચ્છા રાખે છે." કુંભારોએ માટીનો હસ્તી કરી પકાવ્યો, પછી તેને ચિત્રકારોની પાસે ચીતરાવ્યો અને પછી લોકો પાસે તે ઉપર ત્રિપદી વિગેરેનું કામ કરાવ્યું, તે સિવાય (રાજ્યના) બીજા હસ્તીઓ તૈયાર કરાવ્યા, ઘોડાઓ ઉપર પલાણ નંખાવ્યા, સર્વ સુભટોને સજ્જ કરાવ્યા અને રથો પણ તૈયાર કરાવ્યા. પછી પેલા જિનદત્ત શેઠને બોલાવી છલ તથા બળને વશ થઈ તેનો વેશ સ્વયં પોતાના જેવાં કરાવ્યો, પછી શુભમુહૂર્તે રાજા દેવપાલે [1]રાજપાટિકા કરી. તે અપૂર્વ કૌતુક જોવાને સર્વ બાજુએથી જનસમૂહ એકઠો થયો, અને તે જોઇને વિસ્મય પામી ગયો. લોકોએ રાજાને જોઇ ચિંતવ્યું કે "શું આ વિષ્ણુ પોતે આવ્યાછે? અથવા દેવ કે કોઇ વિદ્યાધર આવ્યો છે?" એવી રીતે ચાલતા રાજાને ઠેકાણે ઠેકાણે સારૂં નાટક અને પગલે પગલે માંગલિક ઉપચારો તથા વાજિંત્રો વાગવા લાગ્યા, તે જોઇ સર્વ સામંતો ચમત્કાર પામી ગયા અને ક્રમને જાણનારા તે શ્રેષ્ઠ રાજાના બંને ચરણમાં નમી

૧ રાજપાટિકા—સ્વારી.

પડયા, પછી રાજા મહેલના દ્વાર આગળ આવ્યો ત્યારે તેણે જિનદત્તશેઠને અંકુશ આપીને કહ્યું કે, " આ હસ્તીને તેને સ્થાન લઇ જાઓ." તે મૃત્તિકાના હાથીએ ડગલું ભર્યું નહિં, એટલે તેને પગવડે સંજ્ઞા કરી તોપણ તે ચાલ્યો નહીં, એટલે તેની ઉપર અંકુશ નો ઘા કર્યો તે ઘાને લઇને તે હાથીના કુંભસ્થળના બે ભાગ થઇ ગયા, આથી શ્રેષ્ઠી ઉપહાસ્યનું સ્થાન થયો અને તેનો અહંકાર ઉતરી ગયો. ત્યારથી માંડીને સર્વ રાજવર્ગ શોકરહિત થઇ તેની આજ્ઞાને દેવની શેષાની જેમ મસ્તક પર ઉઠાવવા લાગ્યો, અને રાજાઓએ દ્રવ્ય સાથે પોતપોતાની ઘણી કન્યાઓ તેને આપી. રાજા દેવપાલે પછી શ્રી યુગાદિ ભગવાનનો પ્રાસાદ કરાવ્યો, અને તેની અંદર નિત્યે જિનપૂજા કરવાને, પૂર્વનું પાપ હરવાને અને નવું પુણ્ય મેળવવાને માટે તે જનસમૂહની સાથે જવા લાગ્યો.

એક વખતે દેવપાળ જિનપૂજા કરી પોતાની પટરાણી સાથે ગેલેરીમાં પ્રશંસાપૂર્વક બેઠો હતો, તેવામાં તેની પટરાણી ક્ષણમાં મૂર્છા પામી. શીતળ ઉપચારોથી તેણીનામાં ચૈતન્ય આવ્યું, એટલે તે નીચે પ્રમાણે પદ્ય બોલી—

" अह विं पत्तो नइं, जलतोइ न वुद्दा हत्थ ।
जो उ एउक्त वाही यह, अज्जवि सा उ अवत्थ ॥१॥"

" જેની સાથે મારે પુર્વે પતિનો સંબંધ હતો તે આ મજુર (દરિદ્ર માણસ) છે અને તેની અદ્યાપિ એજ દરિદ્ર અવસ્થા વર્તે છે. એટલે જંગલમાં નદી પ્રાપ્ત થયા છતાં તેના નિર્મળ જળમાં હાથ પણ પલાળ્યા નહિ."

આ ગાથા સાંભળી રાજા બોલ્યો, " પ્રિયા, તેં એ શું કહ્યું ?" તેણી બોલી "આજે આ પુરૂષને જોઈને મને જાતિસ્મરણ થઈ આવ્યું છે," " પૂર્વભવે કઇ જાતિ હતી ?" રાજાએ પૂછયું, ત્યારે તે બોલી, " હે રાજન, પૂર્વે આ નગરમાં હું અને બીજો જે આ પુરૂષ વૃક્ષની છાયા નીચે બેઠો છે, તે અમો બંને કાષ્ટના ભારા ઉપાડનારા ગરીબ માણસો હતા અમો બંને જણા આ નગરની નજીક રહેતા હતા. આ ઠેકાણે કાષ્ટનો ભારો છોડી દઈ વિશ્રાંતિને માટે ધરામાં સ્નાન કરી કમળ પ્રમુખ લઇ મેં શ્રી ભગવાનની પૂજા કરી અને મેં ઘણું કહ્યું તોપણ આ પુરૂષે પ્રમાદથી જિનપૂજા કરી નહીં. પછી આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામીને હું રાજકુળમાં પુત્રીરૂપે અવતરી અને આ તમારી પત્ની થઇ છું. અને તે આ પુરૂષ હજુ પણ તેવીજ સ્થિતિમાં રહ્યો છે. તેથી આ લોકમાં મનુષ્યોને ધર્મ સિવાય દુઃખનો ક્ષય થતો નથી." પછી શ્રેષ્ઠ વિચારવાળા રાજાએ તે પડેલા ગરીબ પુરૂષ ને બોલાવી પુછયું, એટલે તે પુરૂષે તે પ્રમાણે બધો પૂર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો તે સાંભળી રાજા દેવપાલે વિચાર્યું કે "જેમ મને આ લોકમાં જિનપૂજાનું ફળ મળ્યું છે, તેમ આ રાણીને પૂર્વજન્મમાં કરેલી જિનપૂજાનું ફલ મળ્યું છે. અજ્ઞાની અને નિદ્રાએ કરીને નિધન એવા

અમો બંનેએ પૂર્વે અલ્પ એવી પણ જે દ્રવ્ય પૂજા કરી હતી, તે અમો બંનેને રાજ્ય આપનારી થઈ, તો જે પ્રાજ્ઞ પુરૂષો આ લોકમા ઉત્કૃષ્ટ એવી દ્રવ્ય પૂજા કરે છે તેઓ સુખ વડે સુંદર એવા અચ્યુત દેવલોકને પામે છે ત્યાથી ચ્યવીને તે લોકો આર્યદેશ વિગેરેની સામગ્રી પ્રાપ્ત કરી અને બીજા કાર્યભાર ને સિદ્ધ કરી છેવટે ગુણી બની સિદ્ધિને પામે છે તેઓ ચોથે, પાચમે છઠ્ઠે, અથવા સાતમે ભવે સિદ્ધ થાય છે, તેઓ આ લોકમા છેવટે આઠમા ભવનું ઉલ્લંઘન કરતા નથી, સર્વથા અંતર્મુહૂર્ત્ત સુધી કરેલી ભાવપૂજા વડે તેજ ભવે સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેમા કોઈ જાતનો સંશય નથી જે મનુષ્ય હૃદયમા સર્વજ્ઞનું ધ્યાન કરે છે, તે સર્વજ્ઞ થાય છે, અને જે પુરૂષ હૃદયમા વીતરાગનુ ધ્યાન કરે છે તે વીતરાગ થાય છે, જે જિનપણું મેળવવાને માટે જિનનું ધ્યાન કરે છે તેનું કહેવુજ શુ ? [1]પુરૂષોત્તમ પણ નિત્યે મૃત્યુનો ઉચ્છેદ કરવાને તેનું ધ્યાન કરે છે જે [2]સાક્ષર છતે જિનનું ધ્યાન કરે તે અક્ષરપદને–મોક્ષને પામેજ, તેને માટે આ લોક કે પરલોકમા કાઇ આશ્ચર્ય પામવાનુ નથી તે વિષે સાભળો કે, જિન અર્ચા–પૂજાને કરનારો [3]ગોપાળ પોતાના ગોપાળપણાનો ત્યાગ કરતા છતા પણ સર્વ શુભ–અર્થને આપનારા એવા ઉચ્ચ [4]ગોપાળ પદનો આશ્રય કરેજ [5]ત્રિવિષ્ટપ પ્રભુ જીવ [6]વિષ્ટપપ્રભુની પૂજા કરતા અક્ષર (અક્ષય–અખંડ) પદને ઉપાર્જન કરનાર થાય, તેમા કાઇપણ આશ્ચર્ય નથી [7]જિન અસંખ્યરૂપી છે, છતા કોઇ રીતે અરૂપી પણ કહેવાય છે, અને સર્વગ–સઘલે વ્યાપક છે છતા તે લોકાગ્રને પ્રાપ્ત થયેલા કહેવાય છે [8]સ્ફટિક મણિની જેમ તે જિન ભગવાન્ સ્વભાવથી નિર્મળ છે, પરંતુ સંગને લઇને તે તેવા સ્વરૂપતાને પામે છે આત્મા પણ જલની પેઠે સ્વચ્છ છે, છતા રજના કાદવને લઇને [9]ગોત્રના આધાર પણાને પ્રાપ્ત થઇ કલુષતાને પામે છે, પણ તે [10]કતકચૂર્ણની જેમ શ્રી જિનભગવાનને પ્રાપ્ત કરી પાછો પોતાના શુદ્ધ સ્વભાવને પ્રાપ્ત કરે છે તેથી હે ભવ્ય જનો, સદા શ્રી જિનભગવાનનું ધ્યાન કરો જે મનુષ્યો સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે, અને હવે સિદ્ધ થવાના છે, તે સર્વે મનુષ્યો શ્રી વીતરાગ પ્રભુના અપરિમિત ધ્યાનની ધુરાને ધારણ કરનારા હોય છે " આ પ્રમાણે દેવતત્વ સમજવુ

---

૧ પુરૂષોત્તમ–પુરૂષોમા ઉત્તમ પક્ષે વિષ્ણુ ૨ સાક્ષર એટલે વિદ્વાન ૩ અહીં ગોપાળ–દેવપાળ અથવા પક્ષે વિષ્ણુ તે પોતાના ગોપાળપણાનો ત્યાગ કરીને ગોપાલ–ગો–વાણીનાપાલ–પ્રરૂપણા કરનાર એવા પરબ્રહ્મના પદનો આશ્રય કરેજ ૪ ગો=પૃથ્વી તેનુ પાલન કરનાર રાજાપણાના પદ. ૫ ત્રિવિષ્ટપ પ્રભુ–ત્રણ લોકના સ્વામી–વિષ્ણુરૂપ જીવ ૬ વિષ્ટપપ્રભુ–જગત્પતિ જિનભગવાન્ ૭ જિન–આત્મા ૮ જેમ સ્ફટિકમણિમા જુદા જુદા રંગના પ્રતિબિંબ પડવાથી તે જુદા જુદા રંગનો જણાય છે, પણ વસ્તુતાએ પોતે શુદ્ધસ્વરૂપી છે, તે પ્રમાણે આત્મા સમજવો ૯ ગોત્રપર્વત અથવા ગોત્રપૃથ્વી ૧૦ કતકચૂર્ણ નાખવાથી જેમ જળ શુદ્ધ થઇ જાય છે, તેવીરીતે આત્મા શ્રીજિનેશ્વરના ધ્યાનથી શુદ્ધ થાય છે

## ગુરૂતત્ત્વ વર્ણન.

ગુરૂ બોલ્યા, " મેં તમારી આગળ કાંઇક દેવતત્વ પ્રકાશિત કર્યું છે. હવે થોડું ગુરૂતત્ત્વ સાભળો—લોકો ગુરૂ વિના કયારે પણ કૃત્ય જાણી શકતા નથી, તેથી ગુરૂનું વચન (આજ્ઞા) લઇનેજ સર્વ ક્રિયાઓ કરવી જોઇએ લોકમા જે મુખ્યત્વે તત્વને જણાવે તે ગુરૂ કહેવાય છે. તેમા જે તે વિશેષપણે ક્રિયાયુક્ત હોય તો તે સોનાને સુગંધના જેવો છે કવિઓ વાણીમા ગુરૂપણાને લઇનેજ શાસ્ત્રને પણ વખાણે છે કારણ કે, લોકો તેનાથીજ સતત કાર્યોકાર્યને જાણી શકે છે ગુરૂ વિના શાસ્ત્રનુ સ્વરૂપ કોણ નિરૂપણ કરી શકે ? તેથી ગુરૂ પાસેથી તે શાસ્ત્રને સારી રીતે જાણીને પછી કાર્ય આચરવું તે ગુરૂના વચનનુ મહત્ તત્વ બુદ્ધિના ગુણોથીજ જાણી શકાય છે તે સિવાય જો બાહેરની બુદ્ધિથી જાણવા માગે તો મુગ્ધની જેમ દુ ખ પ્રાપ્ત થાય છે.

### શ્રેષ્ઠિપુત્ર મુગ્ધની કથા.

રત્નઓવાળા આ જંબૂદ્વીપમા ભરતક્ષેત્રના ખંડની અંદર **પદ્મપુર** નામે નગર છે તેમા **પદ્મરથ** નામે રાજા હતો તે નગરમા **પદ્મ** નામે એક શ્રેષ્ઠી હતો, તેને **પદ્મશ્રી** નામે પ્રિયા હતી **મુગ્ધ** નામે પુત્ર અને **નંદા** નામે પુત્રવધૂ હતી એક વખતે પદ્મ શેઠે સ્વસ્થતાથી પરલોકમા જતા જતા પોતાના પુત્ર મુગ્ધને વિવિધ વચનોવડે આ પ્રમાણે શીખામણ આપી " હે વત્સ, તારે મિષ્ટાન્ન જમવુ, સુખનિદ્રાએ સુવું, આપેલું પાછુ માગવું નહીં અને વધૂ સાથે સ્રીને મારવી, ગામેગામ ઘર કરવુ અને તેને ચર્મની વાડ કરવી અને જ્યારે દ્રવ્ય ખૂટે ત્યારે તેને મેળવવાને ગંગા નદીનુ તળીયું ખોદવું. તું જો સમજે નહીં તો પાટલીપુત્ર નગરમા **સોમ** નામે મારો એક મિત્ર છે, તેને તારે આ બધી બાબતમા પૂછવું " આ પ્રમાણે ઉપદેશ આપી પદ્મશેઠ પરલોકમા ગયો અને પાછળથી કાળ આવતા તેની માતા પદ્મશ્રી પણ ધર્મધ્યાન સહિત પરલોકવાસી થઇ તે બને માતાપિતાનું ઉત્તર કાર્ય કરી તે મુગ્ધે પોતાના હૃદયમા વિચાર્યું કે, ' હવે પિતાએ જે જુદી જુદી આજ્ઞા આપી છે, તે બધી વિધિપૂર્વક કરૂં ' પછી તે ક્ષુધા અને તૃષા વિના પણ નિત્યે મિષ્ટાન્ન તેલુ ખાદ્ય અને સ્વાદ્ય પાન સતત્ ખાવા પીવા લાગ્યો, એથી વ્યાધિઓ સ્મમૂલ હોવાથી તેને રોગ લાગુ પડયો તેમ વળી તે પુષ્પશય્યામા અતિનિદ્રાથી સુવા લાગ્યો, તેથી ઘણી નિદ્રાને લઇને ચોર વિગેરેએ આવી તેનું દ્રવ્ય હરી લીધું તેમ તે કોઇની પાસેથી આપેલું દ્રવ્ય માગતો નહીં એક વખતે તેણે વધૂ સહિત સ્રીને વધ તથા બંધન વડે મારી, તેથી વધૂ ઘર છોડીને પોતાના પિતાને ઘેર ચાલી ગઇ, પછી તેણે ગામેગામ ઘર કરાવ્યું, અને તેને ચર્મની વાડ કરાવી એવી રીતે પૂર્વે કરેલા પ્રકા-

રેથી તેના સર્વ દ્રવ્યનો ક્ષય થઇ ગયો. પછી તે બીજાની પાસેથી નિષ્કપટપણે વ્યાજે દ્રવ્ય લઇ ગંગા નદીને કાંઠે ગયો અને તે કાંઠાને તેણે આદરથી તે લોકો પાસે ખોદાવ્યો. તેમાં પણ દ્રવ્યની નુકશાની થઇ તે કાંઠામાંથી એક કાણી કોડી પણ નીકલી નહીં. આથી તે મુગ્ધ વિલખો થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો. ત્યારથી કોઇ તેની આજ્ઞા માનતું નહી; તેમજ તેને ધન અને માન પણ આપતું નહીં. તેથી તે અત્યંત દુઃખી થઇ ગયો, પછી તે ખેદાતુર થઇ પોતાના પિતાના **સોમ** નામના મિત્રના ઉત્તમ નગરમાં આવ્યો. સોમ તેને દુઃખી અને નઠારી સ્થિતિમાં આવી પડેલો જોઇ આ પ્રમાણે કોમળતાથી બોલ્યો, " હે તુચ્છ બુદ્ધિ વત્સ, તારા ચિત્તમાં શેની ચિંતા છે ? અથવા તારા ધનનો ક્ષય થઇ ગયો છે કે જેથી તું વિલખો દેખાય છે ? " મુગ્ધે પછી પોતાનો વિષમ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી સોમ બોલ્યો " અરે તું તારા પિતાની વાણીનું ખરૂં તત્ત્વ સમજ્યો નથી, જે તેણે તને મિષ્ટાન્ન જમવાનું કહેલું, તે દ્રવ્યની જે આવક હોય તે ખાવાની સમજવી. જે સુખે સુઇ રહેવાનું કહેલું, તે જે વેરી વગર સુવાનું તે સુખે સુવાનું સમજવું. જે આપેલું ધન માગવું નહીં, તે જે દ્રવ્ય વધારે કીંમતનું ઘરાણું લઇને બીજાને ધીરવામાં આવે તેવું દ્રવ્ય આપીને માગવું નહીં એમ સમજવું. જે વધૂસહિત સ્ત્રીને મારવાનું કહેલું, તે જ્યારે સ્ત્રી વધૂ સાથે હોય ત્યારે તેને મારવી પણ વધૂને મારવી નહીં. ચર્મની વાડ કરવાનું કહેલું, તે સ્વજનોને પાસે રાખવા એમ સમજવું. જે ગામેગામ ઘર કરવાનું કહેલું, તે દરેક ગામે કોઇની સાથે મિત્રતા કરવી કે જેથી તે મિત્રતા પોતાના ઘરની જેમ સુખદાયક થઇ પડે. જ્યારે દ્રવ્ય ખૂટે ત્યારે ગંગાને તળીએ ખોદવાનું જે કહેલું, તે તારે ઘેર જે ગંગાના જેવી ઉજ્વળ ચોડી છે, તેની નીચે ધનનો ભંડાર છે તે સમજવું." આ પ્રમાણે પોતાના પિતાના મિત્ર સોમનાં વચન સાંભળી તે મુગ્ધ ઘેર ગયો, અને તેણે તે ઠેકાણે પૃથ્વી ખોદી તેમાંથી લાખ સુવર્ણ નીકલ્યું, તે મેળવી મુગ્ધ ફરી પાછો ધનવાન્ થઇ ગયો.

ગુરૂ કહે છે, હે જગદ્દર, જે સોમના કહેવા પ્રમાણે બધું કરવાથી તે મુગ્ધ સદા સુખી થયો તે કથા કહેવામાં આવી. તે કથાનો ઉપનય આ પ્રમાણે છે તે સાંભળ–" જે મુગ્ધ કહેવામાં આવ્યો તે પુષ્ટ જડતાવાલો જીવ સમજવો. જે પદ્મશ્રેષ્ઠી તે શાસ્ત્રોનો સમૂહ જાણવો અને જે સોમ હતો તે સુગુરૂ જાણવા. જે મિષ્ટાન્ન ભોજન તે રૂચીથી સદ્ધર્મનું સેવન સમજવું. જે આપેલું માગવું નહી, તેનો નિર્ણય સંભળ–યતિએ ઉપદેશ આપીને કાંઇપણ (દ્રવ્યાદિ) માગવું નહીં અને ગૃહસ્થે દાન આપીને બદલામાં કશું પાછું લેવું નહિં કે માગવું નહિં. જે મનુષ્યો અંતરના કામક્રોધાદિ શત્રુઓનો જય કરી સમયે સુવે છે તે સુખશયન સમજવું અથવા મુનિની જે યોગનિદ્રા તે સુખશયન સમજવું. જે વધૂસહિત સ્ત્રીને મારવી, તે આ ક્ષમાસહિત શરીરની મૂર્ત્તિને તપરૂપી અગ્નિથી તપાવવી,

એમ જાણવું. જે ઘરના રક્ષણ માટે ધર્મમય વાડ કહી તે તત્ત્વના નિશ્ચયનું રક્ષણ કરનારી વ્યવહારવૃત્તિ સમજવી. જે ગામેગામ સ્થિતિ કરવા માટે ઘર કરવાનું કહ્યું, તે પ્રત્યેક ધ્યેય વસ્તુમાં આત્માને સ્થિર કરવાનું સમજવું. જ્યારે નિરધનપણું આવે ત્યારે ગંગાને તળીએ જે ખોદવાનું કહ્યું, તે જ્યારે દુર્ઘટ અર્થ આવી પડે ત્યારે અતિ બુદ્ધિથી અર્થનો સંગ્રહ કરવો એમ સમજવું. આ પ્રમાણે મુગ્ધ બુદ્ધિવાલો પણ સંસારી જીવ જો ગુરૂના કહેવા પ્રમાણે કરે, તો તે આલોક તથા પરલોકમાં પવિત્રાત્મા થઇ સદા સુખી થાય.

દેવ તત્વ સુજ્ઞેય છે, કારણ કે, તે દેવ એક સર્વજ્ઞ છે. અને ગુરૂતત્વ અનેક વેષને ધારણ કરનારૂં હોવાથી જાણવું દુર્ઘટ છે, તેથી અહિં સુગુરૂનું કાંઇક સ્વરૂપ કહેવામાં આવે છે. સુરૂપ તદન ગુરૂ વગરનો સારો પણ તે કુગુરૂવાલો સારો નહિ. જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, વ્યહવાર નિશ્ચય, ઊત્સર્ગ, અપવાદ, આવક અને ખર્ચ જાણે છે, જે શુદ્ધ પંચ મહાવ્રતધારી, પાંચ સમિતિને ધારણ કરનાર, પાંચ પ્રકારના આચારને પાળનાર અને ત્રણ ગુપ્તિથી વિરાજીત છે, જે સ્થિર, કષાયોથી મુક્ત, રાગદ્વેષ રહિત, અભિગ્રહધારી ધીર, અપ્રમાદી અને હિતકારી છે, જે હંમેશાં ઊપદેશ આપવામાં તત્પર, સિદ્ધાંતરૂપ સમુદ્રના પારગામી, અન્ય શાસ્ત્રોના જ્ઞાતા અને બુદ્ધિની વૃદ્ધિથી યુક્ત છે, જેનું વચન ગ્રહણ કરવા યોગ્ય છે, જે સૌમ્ય, અવસરના જાણ ગુણોવડે આશ્રિત, વક્તા, સ્મરણ શક્તિવાલા અને એકવાર જોયેલાને ઓળખી લેનાર છે, જે સ્મરણ વિગેરેથી યુક્ત, કૃતજ્ઞ કોમળ વાણી બોલનાર, ચતુર, પૂર્ણ એવી પાંચ ઇંદ્રિયોના આધારરૂપ, વિચારો જાણનાર, અને નિર્ભય છે, અને જે ગંભીર, [1]અપ્રતિશ્રાવી, બાહેરના સંગને છોડાવનાર, ગ્રંથકાર, દયાળુ, મુક્તિમાન્ અને વિષયોમાં વિરક્ત છે. ઇત્યાદિ ગુણોથી યુક્ત, સર્વ પ્રકારના કદાગ્રહોથી રહિત અને તત્ત્વજ્ઞ એવા ગુરૂને સ્વહિતને ઇચ્છનારા પુરૂષોએ આનંદથી સેવવા. આ પ્રમાણે ગુરૂતત્ત્વ સમજવું. એવી રીતે મેં તમોને દ્રષ્ટાંત સાથે કાંઇક ગુરૂતત્વ કહ્યું છે. **હવે દયામૂલ એવા ધર્મતત્ત્વનું સ્થૂલ સ્વરૂપ** કહું, તે સાંભળો. ઊચ્ચ પ્રકારના સુખના કારણરૂપ એવા જીવદયામય ધર્મને આચરતો જીવ **અમરસિંહ**ની જેમ બે પ્રકારનું શિવ–કલ્યાણ પ્રાપ્ત કરે છે.

## દયામૂળ ધર્મતત્ત્વનું સ્વરૂપ.

જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રના મધ્યભાગે રહેલું અને અમરપુરીના જેવું સુંદર **અમરપુર** નામે નગર છે. તે નગરમાં **સુગ્રીવ** નામે રાજા હતો. તે રાજાને જુદી જુદી રાણીમાં ઊત્પન્ન

**અમરસિંહની કથા.**

[1] કાંઇપણ આલોચનાદિક સંબંધી ગુહ્ય વાત જેમની પાસેથી બહાર નીકળી ન જાય એવા ગંભીર-સાવધાન.

થયેલા **સમરસિંહ** અને **અમરસિંહ** નામના બે કુમારો હતા. રાજા સુગ્રીવ પરલોકવાસી થતાં તેનો જ્યેષ્ઠ પુત્ર સમરસિંહ રાજા થયો. પણ તે શિકારના વ્યસનને લઇને તે રાજ્યનું કાર્ય કરતો ન હતો. બીજો કુમાર અમરસિંહ દયા તથા દાક્ષિણ્યવાલો, અને પરોપકાર કરવામાં તત્પર રહી પોતાનો કાલ નિર્ગમન કરતો હતો. એક વખતે અમરસિંહ લોકોની સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયો, તેવામાં કોઇ બ્રાહ્મણે લાવેલો બકરો તેના જોવામાં આવ્યો. પોતાની ભાષામાં બેં બેં કરતો તે દીનમુખવાલો બકરો જોઇ ગુણોથી ઉત્તમ એવા અમરસિંહે તેને બ્રાહ્મણ પાસેથી છોડાવ્યો. તોપણ તે બકરો પ્રથમની જેમ બેં બેં કરવા લાગ્યો, ત્યારે કુમારે તે બ્રાહ્મણને પુછયું કે 'તું આ બકરાને કયાં લઇ જાય છે?" બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે, ' આ બકરાને યજ્ઞના કામ માટે લઇ જાઉં છું." "તે યજ્ઞ કરવાથી તને શું ફલ મળશે?" કુમારે પૂછયું "તે યજ્ઞ કરવાથી મને સ્વર્ગ મલશે." બ્રાહ્મણે તેમ ઉત્તર આપ્યો. તે સાંભળી રાજપુત્ર પુનઃબોલ્યો, " જો જીવવધ કરવાથી સ્વર્ગ મળે, તો પછી કેવું કામ કરવાથી નરક મળે?" બ્રાહ્મણે કહ્યું–" વેદમાં કહેલી હિંસા સ્વર્ગને માટેજ થાય છે." આ અરસામાં કોઇ એક મુનિ ત્યાં આવી ચડયા. મુનિને દેખી અમરસિંહે કહ્યું, " હે મુનિરાજ, અમારે બંનેને વાદ થયો છે, તેનો નિર્ણય આપ કરશો." બ્રાહ્મણ બોલ્યો, " તે બરાબર છે, બેની વચ્ચે થયેલા વાદને ત્રીજો માણસજ પતાવી શકે છે, પણ જો આ બકરો પોતેજ એંધાણી આપે તેવું જ્ઞાન મારી અગળ કહેશે તોજ તે પતી શકશે." પછી તે જ્ઞાની મુનિએ પ્રતિબોધ આપવાની ઇચ્છાથી તે બકરાનો પૂર્વ ભવ જાણી લઇ તેને આ પ્રમાણે કહ્યું, " અરે ! તેંજ ખાડા ખોદાવ્યા હતા, વૃક્ષો પણ તેંજ રોપાવ્યા હતા અને 'યજ્ઞ કરવાથી સ્વર્ગ મલે છે.' એ પણ તેંજ કહ્યું હતું. હવે અત્યારે શું જોઇને તું બેં બેં કરે છે?" તે મુનિના આવા આ વચનો સાંભળી તે બકરો મૌન ધરીને રહ્યો. તે જોઇ અમરસિંહ બોલ્યો કે, "તમારા વચનથી આ બકરો મૌન ધારીને કેમ રહ્યો?" અનગાર બોલ્યા, "હે રાજકુમાર, આ બકરો આજ બ્રાહ્મણનો **રૂદ્રશર્મા** નામે પિતા હતો, તેણે આ સરોવર ખોદાવ્યું હતું. તેની પાળ ઉપર વૃક્ષો રોપાવ્યા હતા અને યજ્ઞો[૧] પ્રરૂપ્યા હતા. તે અધમ મૃત્યું પામીને આ બકરો થયો છે. તેમણે પૂર્વે યજ્ઞમાં બકરો માર્યો હતો, તેથી તે પોતાના કરેલા કર્મથી અપરાધી થઇ પાંચ વખત આવી રીતે બકરે થયો છે. આ છઠ્ઠા ભવમાં અકામ નિર્જરા થવાથી તેને જાતિ સ્મરણ થઇ આવ્યું છે, તેથી દુઃખવડે દગ્ધ થયેલો તે આ પોતાના પુત્રને કહે છે કે, 'હે પુત્ર, તું મને શા માટે મારે છે? હું તારો પિતા છું, જો તને પ્રતીતિ ન આવતી હોય, તો તારી પરોક્ષે જમીનમાં દાટેલો દ્રવ્યનો નિધિ તને બતાવું." મુનિના આ વચન સાંભળી તે બ્રાહ્મણ બોલ્યો, " જો તમે કહો છો, તે સત્ય

૧ યજ્ઞ કરવાથી સ્વર્ગ મળે છે, એવું મુગ્ધજનોને સમજાવ્યું હતું.

હોય તો હું આજથી હિંસા છોડી દઉં અને તમારો શ્રાવક થઇ જઉં." બ્રાહ્મણના આ વચન સાંભળી મુનિએ તે બકરાને ઊદ્દેશીને કહ્યું, "હે પશુ, તું તે દ્રવ્યનો ભંડાર બતાવ અને આ સંસારસાગરમાંથી તારા પુત્રની રક્ષા કર." આ સાંભળી તે બકરો ત્યાંથી ચાલીને તે દ્રવ્યના નિધિની ભૂમિ બતાવી. તેમાંથી નીકળેલા નિધાનને જોઇ તે બ્રાહ્મણ દયાળુ શ્રાવક બની ગયો. હવે તે બકરો પછી અનશન વ્રત લઇ મૃત્યુ પામીને દેવ થયો. પછી તે અમરસિંહ કુમારનું સતત હિત કરવાને તેના સાંનિધ્યમાં આવવા લાગ્યો.

એક વખતે તે દેવતાએ રાત્રે આવી કુમાર અમરસિંહને કહ્યું કે, "તારો બંધુ સમરસિંહ તને મારી નાખવાના ઉપાયો ચિંતવે છે. તેથી તું આ નગરને છોડી બીજે સ્થળે ચાલ્યો જા. સમય આવ્યે તને રાજ્ય મલશે, પણ અત્યારે તારે રહેવું ઘટિત નથી. હું તારા તે બંધુનો નિગ્રહ કરી તને રાજ્ય ઉપર બેસારીશ, પરંતુ વિદેશ જવામાં તને લાભ અને પ્રતિષ્ઠા મલશે." તે દેવતાના આવા વચન સાંભળી કુમાર અમરસિંહ તેજ વખતે **વિમળ** નામના એક મંત્રીના પુત્રને સાથે લઈ **કુંડિન** નગરમાં ચાલ્યો ગયો. તે સમયે ત્યાં કુંડિનપુરમા અશિવરૂપ રોગચાળાની ઊત્પત્તિ થયેલી, તેની શાંતિ કરવાને ભાનુ નામનો ત્યાંનો રાજા દેવતાની આગળ બકરાં અને પાડાની હિંસા કરાવતો હતો તે જોઇ અમરસિંહે તે હિંસકોની આગળ આવી આ પ્રમાણે કહ્યું કે, "અરે! તમે જીવોને મારો નહીં." તે હિંસકો બોલ્યા, "અમો તારા વચનથી બંધ રહેવાના નથી, કારણ કે, અમોને એવી રાજાની આજ્ઞા છે." આ પ્રમાણે કહી તેઓ હિંસા કરવાને પ્રવૃત થયા, તેવામાં પેલા બકરારૂપ દેવતાઓ તત્કાળ તે બધાને સ્તંભિત કરી દીધા, પછી તે વૃત્તાંત તે નગરના રાજા ભાનુની આગળ નિવેદન કરવામાં આવ્યો, એટલે રાજા ભાનુ પોતે આશ્ચર્ય પામીને તે દેવાલયમાં આવ્યો, ત્યાં દેવકુમારના જેવા અમરસિંહ કુમારને જોઇ તે વિસ્મય પામી ગયો. કુમારે રાજાને પ્રણામ કરીને કહ્યું, "આ પશુઓ શામાટે મારવામાં આવે છે?" રાજાએ ઉત્તર આપ્યો કે, "રોગની શાંતિને માટે" કુમાર બોલ્યો, 'જીવહિંસા કરવાથી શાંતિ શી રીતે થાય? શાંતિ માટે તો તમે જીવ દયા કરો." રાજાએ કહ્યું "જો આ દેવતા પોતે મને તેવી પ્રરૂપણા કરે તો હું તમારા કહેવા પ્રમાણે આ હિંસા છોડીને જીવદયા કરૂં." રાજાના આવા વચનો સાંભળી અમરસિંહ કુમારે કહ્યું. "કોઈ એક કુમારીકાને સત્વર અહિં લાવો, હું તેણીની પાસે તે પ્રમાણે બોલાવું." તત્કાળ રાજાએ એક કુમારીકા બોલાવી મંગાવી. પછી કુમારે તેણીને મંડળમાં સ્થાપિત કરી મંત્રના પ્રભાવથી તે કુમારીકા આ પ્રમાણે બોલી,—"જેના [1]માનસમાં કલહંસીની જેમ જીવરક્ષા રહેલી હોય તેના ચરણના પ્રક્ષાલન જલથી અહિં શાંતિ થઈ જશે." તે સાંભળી રાજા બોલ્યો, "તેવો ઉગ્ર પુરૂષ કેવી રીતે જાણવો?"

---

૧ માનસ—મન પક્ષે માનસ સરોવર.

કુમારે કહ્યુ. " સમસ્યાના પદ ઉપરથી હૃદયનો આશય જાણી શકાય છે; તેથી તમે સર્વે દર્શનવાલાઓને બે લાવો; પછી તેમ આપણે સમસ્યાનું પદ આપી પરીક્ષા કરીએ. " પછી રાજાએ તત્કાળ માણસો મોકલી સર્વ દર્શનીઓને બોલાવ્યા કુમાર અમરસિંહે તેઓની આગળ સમસ્યાના બે પદો નીચે પ્રમાણે કહ્યા.

" पुरा भ्रमन्त्या अपि वारवध्वाः स-कुण्डलं वा वदनं न वेति । "

" કોઈ વારાંગના આગળજ ફરતી હતી, તોપણ તેણીનુંજ વદન કુંડળવાળું છે કે નહિ ? તે જાણવામાં આવ્યું નહીં. "

આ વાક્ય સાંભળીને કોઈ વિદ્વાને તે સમસ્યા નીચે પ્રમાણે પૂર્ણ કરી.

" चक्षुर्निविष्टं स्तनमंडलेऽस्या स्तेनैव न ज्ञातमिद हि सम्यक् । "

તે વારાંગનાના સ્તનમંડળ ઊપર તેણે પોતાના ચક્ષુ સ્થાપિત કરેલા તેથી પોતાની આગળ ફરતી એવી વારાંગનાનું વદન કુંડળવાળું છે કે નથી તે સારી રીતે તેણે જાણ્યું નહીં. " બીજા અન્યદર્શનીઓએ તે રાજકુમારની આગળ તેવી રીતે શૃંગારરસ વિરાજિત એવી તે સમસ્યા રસના આવેશથી કહી સંભળાવી આ વખતે કોઇ ભવિતવ્યતાના યોગે પેલા બકરાના પૂર્વ ભવને જાણનારા દયાળુ ઉત્તમ મુનિ ત્યાં આવી ચડયા. અમરસિંહ કુમારે તેમની આગળ તે સમસ્યાનાં પદ પૂછયાં, એટલે સમતારૂપી અમૃતના સાગરમાં ક્રીડા કરવામાં ગજેંદ્રસમાન તે મહામુનિએ તે સમસ્યાની પૂર્ત્તિ નીચે પ્રમાણે કહી સંભળાવી.

" मार्गेऽत्र तु स्थावर जीवरक्षा व्याक्षिप्त चित्तेन मया न दृष्टम् ।
पुरो भ्रमन्त्या अपि वारवध्वाः स-कुण्डलं वा वदनं न वेति ॥१॥ "

" આ માર્ગમાં સ્થાવર જીવોની રક્ષા કરવામાં મારૂં હૃદય એવું આતુર હતું, કે જેથી મારી આગળ ફરતી એવી વારાંગનાનું વદન કુંડળવાળું છે કેનહીં, તે મારા જોવામાં આવી શકયું નહીં ' આ સાંભળી કુમારે કહ્યું, " હે રાજા, આ મુનિના ચરણના ધોવણ-ના જળથી રોગની શાંતિ થશે, તેમાં સંશય નથી. " પછી તે ભાનુ રાજાએ પોતાની જાતે તે સાધુને ઉત્તમ આસન ઊપર બેસાડી તેના બંને ચરણ પ્રાસુક જળથી ધોયા. ૧ભાનુના કરસ્પર્શથી સાધુનું ચરણકમળ જે લક્ષ્મીવાળું થયું, તે ઘટે છે, પરંતુ તે ઊપર જળનું સિંચન થતાં પણ તે પંક-કાદવને હરનારૂં ન થયું, તે ઘટતું નથી. તે જળના યો

૧ ભાનુ સૂર્યના કરસ્પર્શથી-કિરણોના સ્પર્શથી કમળ લક્ષ્મી ( શોભા ) વાળું થાય, તે ઘટિત છે. પરંતુ તે જળના સિંચનથી કમળ કાદવને હરનારૂં ન થયું. પક્ષે ભાનુ રાજાના કરસ્પર્શથી-હસ્તસ્પર્શથી મુનિનું ચરણકમળ સુશોભિત બન્યું અને તે ચરણપંક-પાપરહિત છે, એટલે તેથી જળવડે પંકને ધોવાનું કાંઇ હતુંજ નહીં.

ગથી ભાનુના બંને કર-હાથ કૃતાર્થ થયા, પરંતુ તે [1]રાજાના કરો અન્ય કોઇના સંતાપને હરનારા ન થયા. તેનું શું કારણ ? પછી તે જળના સિંચનથી તત્કાળ નગરમાં રોગની શાંતિ થઇ ગઇ. તે જોઇ રાજાએ વિસ્મય પામીને પૂછયું કે, " આ રાજકુમાર કોણ છે? " તે સમયે મંત્રિપુત્ર વિમળે કુમાર અમરસિંહનો કુળ, નામ વિગેરે બધો વૃત્તાંત રાજાની આગળ કહી સંભળાવ્યો. તે સાંભળી ભાનુ રાજાએ કુમાર અમરસિંહને સન્માનપૂર્વક પોતાની **કનકાવતી** નામે પુત્રી અને અર્ધું રાજ્ય અર્પણ કર્યું.

કેટલોએક કાળ સર્વ સુખમય ગયા પછી અમરપુર નગરમાંથી આવેલ કેટલાએક પુરૂષોએ કુમાર અમરસિંહને ખબર આપ્યા કે, " દેવ, તમો નગરમાંથી ગયા પછી પાપર્દ્ધિના વ્યસનથી વ્યાપ્ત થયેલા એવા રાજા સમરસિંહે લોકોને શત્રુથી ઉત્પન્ન થયેલી પીડાની ચિન્તા-દરકાર કરી નહિ, તેથી શત્રુઓના ઉપદ્રવથી લોકો દુઃખી થયા, તે જોઇ મંત્રીઓની સાથે શુભ પરિણામનો વિચાર કરી સેનાપતિએ મૃગયા કરવા ગયેલા તે રાજાને મૃગના બ્હાનાથી બાણનો ઘા કરીને મારી નાખ્યો છે. **વ્યસન અનર્થ કરનારૂંજ છે.** હે પ્રભુ, હવે તમે સત્વર આવો, રાજ્યનો સ્વીકાર કરો, લોકોને પાળો અને દુષ્ટ લોકોનો નિગ્રહ કરો. " તેઓનાં આવાં વચન સાંભળી કુમાર અમરસિંહ રાજા ભાનુની આગળ તે હકીકત નિવેદન કરી ચતુરંગ સેના સાથે લઇ હર્ષથી પોતાના નગરમાં આવી પહોંચ્યો. [2]ભીમકાન્ત ગુણવાલા અને નીતિમાર્ગે ચાલનારા કુમાર અમરસિંહનો સેનાપતિ વિગેરે મંત્રીઓએ રાજ્ય ઉપર અભિષેક કર્યો. દયાના ગુણને લઇને અમરસિંહ વયમાં નાનો હતો, તોપણ તેને રાજ્ય મળ્યું અને મોટા સમરસિંહને જીવહિંસાને લીધે શરીરનો ક્ષય થઇ ગયો. રાજા અમરસિંહે રાજ્ય મેળવી પોતાના દેશમાં દયાધર્મ પ્રવર્ત્તાવ્યો, તેથી તેને રાજ્ય તથા પ્રજાની આબાદિ થઇ ને તેનો મહીમા અદ્ભુત થયો. પેલા દેવતાના સાંનિધ્યથી રાજા અમરસિંહ ચિરકાલ રાજ્ય લક્ષ્મી ભોગવી છેવટે પોતાના પુત્રને રાજ્ય આપી દીક્ષા ગ્રહણ કરી નિર્મળ હૃદયવાળા તે અમરસિંહ મુનિ સર્વ રીતે દયા પાળી અંતે કેવળજ્ઞાન મેળવી અવ્યય-અવિનાશી એવા મોક્ષને પ્રાપ્ત થયા.

જે સદ્બુદ્ધિમાન્ મનુષ્ય આ પૃથ્વીમાં સમ્યક્ પ્રકારે જીવદયા પાળે, જે અન્યને પીડા કરવા મૃષાવાદ બોલે નહિં, અદત્તાદાન ( ચોરી ) કરે નહીં, બ્રહ્મચર્ય ધારણ કરે, પોતાના ભાવથી પરિગ્રહનું પરિણામ કરે, દિગ્વિરતિ, ભોગોપભોગનું માન, અનર્થદંડની વિરતિ અને સામાયિક વ્રત ગ્રહણ કરે, હંમેશાં જીવરક્ષાથી દેશાવકાશિક, પૌષધવ્રત,

૧ રાજા જે પ્રજા ઉપર કર નાખે છે, તે જેમ જેમ વધારે પ્રમાણમાં હોય છે, તેમ તેમ તે સંતાપને હરનારા થતા નથી, પણ સંતાપમાં વધારો કરનાર થાય છે, તે યુક્ત છે.

૨ દુષ્ટનો નિગ્રહ કરવાવડે ભીમ અને સજ્જનો ઉપર અનુગ્રહ કરવાવડે કાન્ત.

અને અતિથિ સંવિભાગ વ્રત ધારણ કરે, આ પૃથ્વીમાં જીવદયા એ ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ છે. જો તે મૂળ હોય, તોજ તે વૃક્ષની શાખાઓ ટકી શકે છે અને તે મૂળ નષ્ટ થઇ જાય તો તે (ધર્મરૂપી કલ્પવૃક્ષ) ટકી શકતું નથી. જે પાપ પાપબુદ્ધિથી કરવામાં આવ્યું હોય, તેની શુદ્ધિ થઈ શકે છે, પરંતુ જે પાપ ધર્મબુદ્ધિથી કરવામાં આવ્યું હોય, તેની શુદ્ધિ થતીજ નથી. તેથી સર્વ દર્શનોએ માનેલો અને સર્વ સુખોને આપનારો દયાધર્મ તત્વજ્ઞ પુરૂષે હંમેશાં હર્ષથી કરવો જોઇએ. જે મનુષ્ય તે ધર્મનો એક એક માર્ગ ગ્રહણ કરે છે, તેને આલોક તથા પરલોકમાં સુખ સહિત શિવ-કલ્યાણને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ધર્મતત્વ કહેવામાં આવ્યું.

આ પ્રમાણે ગુરૂએ કહેલા દેવ, ગુરૂ અને ધર્મના તત્વો સાંભળી તે જગદ્ધર ઊલટો વધારે મત્સર-દ્વેષવાળો થયો. જે ચોર હોય તેને ચંદ્રની કાંતિ રૂચતી નથી.

એક વખતે તેણે ચંદ્રાપીડ રાજાને કહ્યું કે, "પોત ના મતનેજ સ્થાપન કરનારા આ લોકો પોતાના મતમાં ઉદ્ધત થઇ બીજાઓના દર્શનને માનતા નથી. તેઓને માટે બીજું શું કરવું ? ફક્ત તેઓનો ખોરાક બંધ કરો એટલે તેઓ પોતાનો દેશ છોડીને બીજે ક્યાંઈ ચાલ્યા જશે." તે રાજાનો માનિતો હતો, તેથી તેના કહેવા પ્રમાણે તત્કાળ રાજાએ ઉચ્ચપ્રકારે હઠ કરી પટહ વગડાવી પોતાના દેશમાં તેમનો ખોરાક બંધ કરાવ્યો. આથી તે કાળે મદવડે ઉદ્ધત એવા તે રાજાએ સાધુઓને ભિક્ષાદાનનો અંતરાય કરવાવડે લાભાંતરાયનું નિબિડ કર્મ બાંધ્યું.

એક વખતે જેનો ઊપાય કરનાર વૈદ ફાવી શકે નહીં તેવો ગૂઢ વિસૂચિકા (ઝાડા) નો દોષ થઇ આવ્યો તેથી તે રાજા પંચત્વને પામી પહેલી નારકીમાં ગયો. ત્યાંથી નીકળી સરીસૃપ-(સાપ) થઇ બીજી નારકીમાં ગયો. ત્યાંથી પક્ષી થઇને ત્રીજી નારકીમાં ગયો. ત્યાંથી સિંહ થઇને ચોથી નારકીમાં ગયો. ત્યાંથી સર્પ થઇને પાંચમી નારકીમાં ગયો. ત્યાંથી નીકળી તે સ્ત્રી થઇ છઠ્ઠી નારકીમાં ગયો અને ત્યાંથી મત્સ્ય થઇ સાતમી નારકીમાં ગયો. ત્યાંથી એકેંદ્રિય વિગેરેમાં ઘણા ભવોની અંદર જ્ઞાન તથા વિજ્ઞાન રહિત ભમતાં ભમતાં તેણે નિરંતર દેહનાં દુઃખ સહન કર્યાં. એવી રીતે સર્વ સ્થળે ક્ષુધા અને તૃષાના દુઃખથી યુક્ત એવા અને જીવનને ધારણ કરતો નારકી તથા તિર્યંચોમાં વિવિધ

પ્રમુખ કર્મોનો ક્ષય થઈ જાય, તેમાં કંઇ આશ્ચર્ય નથી. હે નિર્ભાગ્ય, તારૂં કર્મ અનંત ભવે વેદાય તેવું કઠોર છે, તેથી જો તું દુસ્તપ એવું તપ તપીશ, તો આ ભવમાંજ તારી શુદ્ધિ થઇ જશે." નિર્ભાગ્યે મુનિને કહ્યું, "જો હું દીક્ષાને લાયક હોઉં, તો મને દીક્ષા આપો કે, જે દીક્ષાને લઇને હું ઉચ્ચ પ્રકારે તપ કરીશ." પછી નિર્ભાગ્યને યોગ્ય જાણી મુનિએ તેને દીક્ષા આપી અને શિક્ષા પણ આપી. દીક્ષા આપતી વખતે તેણે આ પ્રમાણે અભિગ્રહ લીધો, "આજથી મારે માસે માસે આહાર કરવો, પરંતુ હું બીજા સાધુને અર્થે સદા ભિક્ષા લેવાને જઇશ." આ પ્રમાણે એક લાખ વર્ષ સુધી દીક્ષા તથા અભિગ્રહને પાળી અંતે સમાધિથી મૃત્યુ પામી તે નિર્ભાગ્ય **સહસ્રાર** દેવલોકમાં ગયો, ત્યાં ઉત્કૃષ્ઠ સ્થિતિમાં રહી અને તેવી જાતના ભોગ ભોગવી, આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને **પ્રતિદાનપુર**ના રાજા **મલયકેતુ**ની પ્રિય રાણી સતી **સુવિલાસવતી**ના ગર્ભમાં તે ભાગ્યયોગે પુત્રપણે ઉત્પન્ન થયો. તે વખતે રાણી સુવિલાસવતીએ હર્ષથી અપરિમિત પ્રમાણવાળો પૂર્ણ કલશ મુખમાં પ્રવેશ કરતો સ્વપ્નમાં જોયો, તેજ વખતે પૂર્વ પુરૂષોએ રાખેલાં અને કોટી રત્નોથી ભરેલાં આઠ મહાનિધાન પ્રગટ થયાં. અનુક્રમે સુવિલાસવતીએ શત્રુઓને નિવારનારા પુત્રને જન્મ આપ્યો તે સમયે હર્ષથી વિવિધ જાતના મહોત્સવો વિધિપૂર્વક કરવામાં આવ્યા. માતાપિતાએ સ્વપ્નને અનુસારે સર્વ સ્વજનોના સમૂહને સંતોષી તે પુત્રનું નામ **પૂર્ણકલશ** પાડ્યું. શુકલપક્ષના ચંદ્રની જેમ તે પૂર્ણકલશ નેત્રોને આનંદ આપતો દિવસે દિવસે [1]તાપને હરનારી [2]કળાની વૃદ્ધિ પામવા લાગ્યો. અનુક્રમે તે પરાક્રમ, ઔદાર્ય અને ગાંભીર્ય ગુણને વસવાના સ્થાનરૂપ અને સુવર્ણ જનને હર્ષદાયક એવું શુભ યૌવનવય પામ્યો.

એક વખતે યુવાન પૂર્ણકલશ પોતાના ભવનમાં રહ્યો હતો, તેવામાં પ્રતિહારે નિવેદન કરેલો કોઇ બુદ્ધિમાન પુરૂષ ત્યાં આવ્યો. તે પ્રણામ કરી યોગ્ય સ્થાને બેઠો. પછી કુમારે તેને પૂછ્યું કે, "તમે કયાંથી આવો છો? અને અહિં આવવાનું શું કારણ છે?" તે બોલ્યો, "વૃક્ષોથી સુશોભિત એવી **શ્રાવસ્તી** નામે નગરી છે તેમાં શ્રીજિનભગવાનમાં ભક્તિવાળો **જિનદત્ત** નામે શ્રાવક રહે છે. તે જિનદત્તનો **મિત્રસેન** નામે હું મિત્ર છું. અને હું તેજ નગરીનો રહેવાશી છું. એક વખતે દિવ્ય સુગંધના સમૂહથી પ્રકાશતા તે જિનદત્તને દેખી મેં તેને પૂછ્યું કે, "આવો દિવ્ય સુગંધ તને કયાંથી પ્રાપ્ત થયો?" તેણે કહ્યું, "**સર્વાનુભૂતિ** નામનો એક યક્ષ મારો મિત્ર છે, તેણે મને આકાશગામિની વિદ્યા આપી છે, તે વિદ્યાના બળાથી શાશ્વત એવા નંદીશ્વરાદિ તીર્થમાં હું જાઉં છું. ત્યાં દેવતાઓ પણ આવે છે. ત્યાં દિવ્ય પૂજાના ઉપહારથી હું સુવાસિત અંગવાળો

1 જેમ ચંદ્ર તાપને હરનારી કળાની વૃદ્ધિ પામે છે. તેમ આ પૂર્ણકલશ પરિતાપને હરનારી કલાજ્ઞાનની વૃદ્ધિને પામ્યો હતો.

થાઉં છું, તેને લીધે મારામાં આવો દિવ્ય સુગંધ રહેલો છે." પછી મેં તેને કહ્યું કે, "તું મને તે મંત્ર આપ, કે જેથી ભુવનને વિષે અદ્ભુત એવી પુષ્કરદ્વીપમાં જવા આવવાની શક્તિઓ મને પ્રાપ્ત થાય." તત્કાળ તેણે મને મંત્ર આપ્યો. મેં તે મંત્રની પૂર્વ સેવા કરી છે, હવે હું તેની ઉત્તર સેવા કરવા ધારૂં છું, પણ તેમાં મને સહાય કરનાર કોઇ નથી. બત્રીશ લક્ષણવાળો, પરાક્રમથી પ્રકાશિત, સાહસી બળવાન્ અને મોટા ભયથી નહીં ડરનારો કોઇ વિદ્વાન, ધીર, વીર અને ગંભીર હૃદયવાળો પુરૂષ જો મને સહાય કરે, તો તે મંત્ર સિદ્ધ થાય." આ સાંભળી કુમારે કહ્યું, "હું તારો ઉત્તરસાધક થાઊં. તું તારૂં કાર્ય સત્વર કર. તને તેમાં વિઘ્ન થશે નહિં." પછી કૃષ્ણચતુર્દશીને દિવસે મોટો ઉપસ્કર (સરસામાન) લઇ તે કુમારની સાથે રાત્રે સ્મશાનમાં ગયો. સાધકે એક મંડળ આળેખ્યું અને તેની પુષ્પોથી પૂજા કરી. પછી તે કુમાર મંડળને ગ્રહણ કરી ધીર હૃદયે રહ્યો. પછી ત્યાં એક ક્ષતવગરનું શબ લાવી તેના મુખમાં અગ્નિ સળગાવી તે સાધક હર્ષથી મંત્ર ભણી આહૂતિ આપવા લાગ્યો. તે વખતે ભૂતોએ આવી કલકલ શબ્દ કર્યો, વેતાળોએ નૃત્ય કરવા માંડયું અને રાક્ષસોએ હસવા માંડયું, છતાં પણ તે સાધક ક્ષોભ પામ્યો નહીં. પછી તે શબ બેઠું થઇ પોતાની કાખમાં સાધકને લઇ દૂર ચાલ્યું, કુમાર પણ તેની પાછળ ચાલ્યો; તથાપિ તે શબે સાધકને છોડયો નહીં; એટલે કુમારે શબ તરફ હાક મારી. તેથી તે શબ સાધકને મુકી દઇને પડી ગયું. તે વખતે સર્વાનુભૂતિ યક્ષ પ્રત્યક્ષ થઈ કુમાર પ્રત્યે બોલ્યો, "હું તારા સાહસથી સંતુષ્ટ થયો છું," કુમારે કહ્યું, 'જો તું મારી ઉપર સંતુષ્ટ થયો હોય તો આ સાધક નામનું ઇચ્છિત પૂર્ણ કર.' યક્ષે કહ્યું, "તે સાધકમાં યોગ્યતા નથી, હું તારો આદેશ કરનાર થઇશ, પણ આ સાધકનો નહીં થાઊં. તેને તારી સમીપ રાખજે એટલે તે સદા સુખી થશે.' આ પ્રમાણે કહી તે યક્ષે બંનેને તત્કાળ હસ્તીના સ્કંધ ઉપર બેસાર્યા. અને કહ્યું કે, "હે કુમારેન્દ્ર અક્ષય એવા **વિદર્ભ** દેશમાં **કુંડિનપુર** નગર છે, તેમાં પોતાના દેશની ભૂમિને તંત્રથી રક્ષણ કરનાર **દમિતારિ** નામે રાજા છે. તે રાજાને **કમળાલક્ષ્મી**ના જેવી હર્ષદાયક **કમળાદેવી** નામે રાણી છે અને મંત્રતંત્રમાં ચતુર એવો **જ્ઞાનગર્ભ** નામે મંત્રી છે. જિનશાસનના ભકત રાજા દમિતારિએ એક વખતે **મુનિચંદ્ર** ગુરૂની પાસે ભાવસહિત સમ્યકત્વ ગ્રહણ કર્યું. કેટલેકકાળે તેની રાણી કમળાદેવી સગર્ભા થઇ અને કોઈ વિષમભાગ્યે રાજાને રોગ ઉત્પન્ન થઇ આવ્યો. તે રાજાને મૃત્યુ વખતે કોઇ અધર્મ કર્મના યોગે સમ્યકત્વને દૂષિત કરનારો શંકાકંખાનો દોષ થઈ આવ્યો. તેથી તે યક્ષ થયો. અહો ! અન્યથા (જો સમકિત દૂષિત–મલીન ન કર્યું હોય) તો જઘન્યથી પણ સૌધર્મદેવલોકમાં શ્રાવકનો સુખદાયક ઉત્પાત થાય. અર્થાત્ શુદ્ધ સમકિતવંત વધારે નહિ તો સૌધર્મદેવલોકમાં તો ઉત્પન્ન થાયજ; પછી મંત્રીએ

સગર્ભા કમળાદેવીને પુત્ર થશે, એવી બુદ્ધિથી તેણીને રાજ્યનો ભાર સોંપ્યો. તથાપિ પુત્ર થયો નહીં, પરંતુ પુત્રી થઇ, આથી તે રાણી અતિ દુઃખ પામી. મંત્રીએ તેણીને ધીરજ આપી કહ્યું કે, " હે રાજપ્રિયા, તમે ખેદ કરશો નહિ, એમ કરવાથી આ પ્રખ્યાત અને હિતકારી રાજ્ય ચાલ્યું જશે. માટે તમે આ પુત્રીને પુત્રનો વેષ પહેરાવી પાલન કરો." પછી મંત્રીએ આખા શહેરમાં પુત્રજન્મનો ઉત્સવ કર્યો. તે પુત્રનુ નામ **કામસેન** પાડયુ અને અનુક્રમે વધવા લાગ્યો. તે દમિતારિ રાજાના જીવરૂપે હું યક્ષ થયો છું અને મેં અવધિજ્ઞાનથી બધું જોયું છે હવે તે રાજકન્યા હમણાં છુપાવી શકાય નહિ તેવા ઉત્કૃષ્ટ યૌવનવયને પ્રાપ્ત થઇ છે. હે મહાશય. તું હમણાં ત્યાં જા અને તે રાજકન્યાનું પાણિગ્રહણ કર, અને ત્યાંનું મહારાજ્ય ભોગવ." કુમારે તેમ કરવાને કબુલ કર્યું એટલે તે યક્ષ આદરથી પોતાના હાથમા અંકુશ લઈ તે ગજેંદ્રને આકાશમાર્ગે ચલાવ્યો. કુંડિનપુરની પાસેના ઉદ્યાનમા આવીને સાધક સહિત કુમારને સત્વર હાથી ઉપરથી ઉતાર્યો પછી તે યક્ષે રૂપને ફેરવે તેવી વિદ્યા આપી આ પ્રમાણે કહ્યું, " હે કુમાર, સ્ત્રીનું રૂપ લઇ તે કુંવારી કન્યાને અવશ્ય પરણી લે." પછી કુમારે વિદ્યાના પ્રભાવથી કન્યાનું રૂપ ધારણ કર્યું. અને યક્ષે હાથી, ઘોડા વિગેરેનું વૈક્રિય સૈન્ય ઉભું કર્યું. પછી યક્ષે સાધકને બરાબર શીખવી જ્ઞાનગર્ભ મંત્રીની પાસે મોકલ્યો. તેણે આવી મંત્રીને આ પ્રમાણે કહ્યું, ' હે મંત્રિન્, સિંહલદ્વીપના રાજાએ પોતાની **પૂર્ણકલશી** નામની સ્વયંવરા કન્યા કામસેન કુમારને માટે મોકલી છે, તો તે બન્નેના જેવી રીતે ન્યાય સહિત વિવાહ થાય, તેવી સર્વ પ્રકારની ઉત્તમ સામગ્રી સત્વર તૈયાર કરો." મંત્રીએ તેનું સર્વ વચન તેની આગળ સ્વીકાર્યું, પછી તેને વિદાય કરી પોતે રાણીની પાસે આવ્યો, અને સ્વયંવરા થઇ આવેલી કન્યાનો સર્વ વૃત્તાંત રાણીને નિવેદન કર્યો. તે સાંભળી રાણી ઘણીજ ખેદાતુર બની ગઇ. તત્કાળ મંત્રીએ કહ્યું, ' હે નૃપવલ્લભે, તમે હાલ ખેદ કરશો નહિ, હમણાં આવ્યો વખત પસાર કરી દેવો. કારણથી આવી પડેલું આ પાણિગ્રહણનું કામ કરાવી લેવું, પછી હું મારી બુદ્ધિના બળથી સમયને ઉચિત એવી બધી ક્રિયા કરીશ. જો આપણે હમણાં આ રાજકુમારીની હકીકત પ્રગટ કરીએ તો આપણા શત્રુઓ આપણને ઉપદ્રવ કરવા તૈયાર થાય અને તે અન્યાયી લોકો આપણો નાસ કરી જાય." આ પ્રમાણે કહી તેણે કામસેનાને એકાંતે બોલાવીને સૂચવ્યુ કે, ' વત્સે, તારે પુરૂષનો વેષ પહેરીને રાજકન્યાને પરણવી." મંત્રીનું આ પરિણામે સુંદર એવું વચન સાંભળી કામસેનાએ તે નિર્ભયપણે સ્વીકાર્યું. પછી મંત્રીએ વિવાહોત્સવ કરવા માંડયો. તે સાધકે આ સર્વ વૃત્તાંત યક્ષની આગળ નિવેદન કર્યો, એટલે યક્ષે વિવાહની સર્વ ઉત્તમ સામગ્રી તૈયાર કરી દીધી. તે કૃતજ્ઞ-મંત્રીએ નગરીમાં છાયાને માટે વિધિપૂર્વક ઉંચી જાતના મંડપ વિગેરે રચાવ્યા. જ્યારે હસ્તમેળાપનો સમય આવ્યો, ત્યારે

કામસેને પુરૂષના હાથ ઉપરથી તે કન્યા ક્ષણવારમાં પુરૂષ રૂપે જાણી લીધી. પૂર્ણકલશી તો યક્ષના પ્રસાદથી પહેલેથીજ તે કન્યાનું સર્વ સ્વરૂપ જાણતી હતી, તેથી તેને ચિંતા શેની હોય ? વિવાહ થઈ રહ્યા પછી પુણ્યવડે પ્રૌઢ એવા વરવધૂને હાથી ઉપર બેસી માર્ગે ચાલતાં જોઈ લોકો પોતાના હૃદયમાં આ પ્રમાણે ચિંતવવા લાગ્યા, ' જે સ્ત્રી છે, તે પુરૂષાકાર છે અને જે વર છે, તે વનિતાકાર છે, તેથી રૂપના કારણરૂપ એવું આ સંસાર–નાટક જાણવામાં આવતું નથી." વળી કોઇએ કહ્યું કે, "આ વનિતા નથી પરંતુ દેવ છે, તે આ સ્વેચ્છાથી આવું રૂપ લઇ અહિં ક્રીડા કરવાને આવેલ છે." બીજાએ કહ્યું, "આ શ્રીમાન્ દાનવ તો નહીં હોય, એની ક્રીડાને કોણ જાણી શકે? તે આ પુરૂષને લઇને કયાંઇ ચાલી જાય છે." આ પ્રમાણે લોકો વાતો કરતા હતા, તેવામાં કુલક્રમથી ચાલ્યો આવતો આચાર કરવામાં તત્પર અને ઘણા સુખના સમૂહથી યુક્ત એવા તે બંને પોતાના મહેલમાં આવી પહોચ્યા. આખો દિવસ મોટા સુખમાં પસાર કરી પછી મંત્રી તથા સેનાપતિ વિગેરે સેવકોના સમૂહને વિદાય કરી કુમાર પૂર્ણકલશ હાસ્ય કરીને બોલ્યો. ' હે મુગ્ધે, આટલા દિવસ સુધી મુગ્ધ બુદ્ધિવાળા ભોળા લોકોને તેં છેતર્યા છે, પરંતુ જે દક્ષ ચતુરજન છે, તે બીજાથી છેતરી શકાતો નથી. માટે હવે પુરૂષનો વેશ છોડી દે અને મને સત્વર ભજી લે." તે સાંભળી કામાતુર એવી કામસેના બોલી, "ત્યારે તમે પણ સ્ત્રીનો વેષ છોડી દ્યો અને મારી ઉપર અમૃતનું સિંચન કરો." કુમાર પૂર્ણકલશ વિસ્મય પામીને બોલ્યો, હે ભદ્રે, હે મૃગાક્ષિ, હે જ્ઞાનધરે, કહે, હું પુરૂષ છું, એમ તેં શી રીતે જાણ્યું ?" કામસેના બોલી, "જ્યારે તમે પૂર્વે વિવાહમાં મારી સાથે કરસ્પર્શ કરેલો ત્યારે મેં જાણી લીધું હતું કે તમે પુરૂષ છો. તે સાંભળી કુમારે ચિંતવ્યું કે "આ બાળા છે, છતાં ઘણી વિદુષી છે." પછી કામસેના બોલી, "તમે મને સ્ત્રી તરીકે શી રીતે જાણી?" કુમારે કહ્યું, "તે તારો સર્વ વૃત્તાંત મને યક્ષે કહ્યા હતો." પછી તે બંનેએ પોતપોતાનો વેષ હર્ષથી અંગીકાર કર્યો અને બંને પરસ્પર રૂપ જોઈને જન્મની સફળતા માનવા લાગ્યા. તેમણે વિવિધ જાતના સુખોથી તે રાત્રિ આનંદમય કરી. પછી પ્રભાતકાળે કામસેનાએ કુમારને આ પ્રમાણે કહ્યું, "સ્વામી, ફરીવાર તમારૂં ઉત્તમ સ્ત્રીરૂપ બનાવીદ્યો. હું મારી માતાની પાસે જઉં. આ સર્વ વૃત્તાંત તેણીને જણાવું." પછી કુમારે તેમ કર્યું. એટલે કામસેના પોતે સ્ત્રીવેષ સાથે પોતાની માતા પાસે આવી. તેણીને સ્ત્રીવેષવાળી જોઇ માતા અત્યંત ચમત્કાર પામી ગઇ. પછી

"વત્સે, પહેલાં તે જે કહ્યું હતું, તે તો અત્યારે દેખાતું નથી." પછી રાજપુત્રીના કહેવાથી પૂર્ણકલશકુમારે પોતાનું ખરૂં રૂપ પ્રગટ કર્યું તે જોઈ રાજપત્ની હર્ષથી ઉત્કંઠાવાળી બની ગઇ. તેણીએ મંત્રીને કહ્યું, "હે વિદ્વન્, જુવો, શું આ આશ્ચર્યની વાત નથી ?" તે સાંભળી ઉત્તમ શાસ્ત્રોમાં ચતુર એવો મંત્રી બોલ્યો, "હે દેવી, તેમાં આશ્ચર્યની વાત શી છે ? ધર્મથી શું ન થાય ? ધર્મથી કલ્યાણને પ્રાપ્ત થનારા મનુષ્યોને પૃથ્વી દ્રવ્યના ભંડારવાળી થાય છે, સર્વ રાજ્ય સ્વરાજ્યના જેવું બને છે, દેવતાઓ હંમેશા સેવક થઇને રહે છે, દૈત્યો મનુષ્યના જેવા થઇ જાય છે, દુષ્કાળ સુકાળ થઇ જાય છે. દુર્ગમ સુગમ થઈ પડે છે, ખંડ-વન અખંડ નગર રૂપ થાય છે. દુર્જન સજ્જન થઇ જાય છે, વિદેશ સ્વદેશના જેવો બને છે, વિષમ સુસમ બને છે, રોગ ભોગપણાને પામે છે, દુઃખ સારા સુખરૂપ બની જાય છે, કાલકૂટ ઝેર અમૃત થઇ જાય છે, સંકટ લક્ષ્મીનું નિકટ બની જાય છે, નિધન-મૃત્યુ અથવા નિર્ધનતા ધનિકતા રૂપે થાય છે, પરલોક સ્વલોકની પેઠે થઇ પડે છે, લક્ષ્મી હંમેશાં લક્ષ્મી (શોભા) આપનારી થાય છે શારદા-સરસ્વતી-કેળવણી શારદા-સારને આપનારી થાય છે અને પોતે કરેલ સુકૃત વધી જાય છે." આ સમયે પેલો યક્ષ તે રાણી વિગેરેની આગળ પ્રગટ થઇને બોલ્યો, "હું પૂર્વે દમિતારિ રાજા હતો, મેં શંકાદિ દોષથી સમ્યકત્વની જરા વિરાધના કરી હતી. તે સમ્યકત્વની શુદ્ધિ વિના બીજો ધર્મ માન્ય થતો નથી. તે દોષને લઇને હું આ યક્ષ થયો છું, તેથી વિજ્ઞે ? હંમેશાં શુદ્ધ સમ્યકત્વ ધારણ કરવુ અને તેમાં શંકા વિગેરે મોટા દોષો કરવા નહીં. મેં આટલો વખત રાજ્યને સહાય આપવા રૂપ હિત કરેલું છે. છેવટ પ્રતિષ્ઠાનપુરના સ્વામીપણાથી સુશોભિત **શ્રી મલયકેતુ** રાજાનો આ કુમાર રાજ્યની રક્ષા કરવા માટે કામસેનાના વિવાહ અર્થે (તમને) અર્પણ કર્યો છે. આ પૂર્ણકલશ નામના કુમારનો રાજ્યાભિષેક કરી તમે આદરથી તેની આજ્ઞા માનજો." યક્ષનાં આ વચનો સર્વેએ અંગીકાર કર્યાં, પછી યક્ષે કંદર્પના જેવા દેહવાળા તે કુમારને અતિ હર્ષથી કહ્યું, "હે [1]પૂર્ણકલશ, સદ્વૃત્ત પત્ર યુક્ત, ધનરસનું પાત્ર સુમનસ્ સહિત અને અર્થ આપનાર એવો તું જય પામ. ધર્મથી તારા કાર્યની સિદ્ધિ થશે તેમાં કોઇ જાતનો સંશય રાખીશ નહિ, તોપણ કોઇવાર કર્ત્તવ્ય કરવાની ઇચ્છા થાય, તો મને અવસરે સંભારજે." આ પ્રમાણે કહી તે ધૈર્યવાન્ યક્ષ પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો દેવતાઓ અને દાનવો મનુષ્યની સમીપે ઘણીવાર સુધી રહેતા નથી. પછી સેનાપતિ અને

૧ પૂર્ણકલશ સદ્વૃત્ત-સારો ગોળાકાર, પત્ર યુક્ત-પલ્લવોથી યુક્ત, ધનરસ-જળનું પાત્ર અને સુમનસ્ પુષ્પોથી યુક્ત હોય છે અને તે અર્થ-દ્રવ્યને આપનાર છે કુમાર પૂર્ણકલશ સદ્વૃત્ત-સારા આચરણવાલો, પત્ર-વાહનો યુક્ત ધનરસ-જ્ઞાનનું પાત્ર અને સુમનસ્=વિદ્વાનોની સાથે સાથે રહેનાર અને અર્થ સાધક હતો

મંત્રી વિગેરેએ તે કુમારનો પટ્ટાભિષેક કર્યો, નીતિને જાણનાર અને શૂરવીર એવા પુરૂષને કયો મનુષ્ય રાજા ન બનાવે ? પછી કુમારે પેલા સાધક ચિત્રસેનને હર્ષથી એક દેશનો સ્વામી બનાવ્યો. કારણ કે, સત્પુરૂષો પોતાના આશ્રિતજન ઉપર વાત્સલ્ય ધરનારા હોય છે. જ્ઞાનગર્ભ મંત્રીએ તે જોઈને પોતાની પુત્રી ચિત્રસેનની સાથે પરણાવી. રાજાનો માનીતો થયેલો પુરૂષ લોકોથી પૂજાય છે. રાજા પૂર્ણકલશ પુણ્યાનુબંધી પુણ્યથી રાજ્યને પ્રાપ્ત કરી હંમેશા સરલ હૃદયે પવિત્ર પુણ્ય આચરવા લાગ્યો. તે સમય પ્રમાણે વિરોધ ન આવે તેવી રીતે સદા ધર્મ, અર્થ અને કામને સાધતો, તેમાં આશ્ચર્ય નથી, કારણ કે, રાજધર્મ એવોજ છે. તે અપૂર્વ–ઉત્કૃષ્ટ (વ્યક્તિ)માં ઉત્કૃષ્ટ, મધ્યમમાં મધ્યમ અને જઘન્યમાં જઘન્ય આદર રાખતો હતો કારણ કે તે ક્રમવેત્તા હતો. તે લક્ષ્મીએ યુકત હતો છતાં પણ [1]જિનધર્મને છોડતો નહીં, તે આશ્ચર્ય હતું. પરંતુ તેથી પણ વધારે આશ્ચર્ય એ હતું કે તે [2]જનાર્દન ન હતો. તે રાજા પોતાના રાજધર્મથી જિનધર્મને સદા ઉત્તમ માનતો. તેથી તે જિનધર્મનું કાર્ય કર્યા પછી રાજધર્મનું કાર્ય કરતો હતો. એવી રીતે ગૃહસ્થ ધર્મરૂપી વૃક્ષનું સરસ ફલ ગ્રહણ કરતા એવા તે રાજાને રાજ્યના સર્વ અંગોની પુષ્ટિ થઈ અને પછી તેના [3]અંગજજનનો ઉદય થયો. કામસેના રાણીથી **વીરસેન** નામે સદબુદ્ધિ પુત્ર ઉત્પન્ન થયો. તે અનેક લોકોએ નમેલો અને વિવેકી પુરૂષોને માનનીય થયો.

એક વખતે કુમાર પૂર્ણકલશે પોતાના મિત્ર મિત્રસેનને કહ્યું કે. "હમણાં મારા હૃદયમાં આ પૃથ્વીનું કૌતુક જોવાનો વિચાર થયો છે." તેણે મિત્રરૂપે રાજાને જણાવ્યું. "હે વિભો, ભલે જેવી તમારી ઇચ્છા, પરંતુ પેલા યક્ષના સાનિધ્યથી આપણે જઈસે." તેના વચન ઉપરથી રાજાએ તે યક્ષનું સ્મરણ કર્યું, એટલે તે મનની સાથેજ ક્ષણવારમાં આવીને ઊભો રહ્યો. દેવતા વિલંબ કરતા નથી. રાજાએ તે યક્ષની આગળ પોતાની ખરી હકીકત કહી, એટલે યક્ષે કહ્યું કે, "તમો બંને સત્વર ગજેંદ્ર ઉપર ચડી જાઓ, પછી તે કુમાર પુર્ણકલશ અને સાધક બંને યક્ષના સાનિધ્યથી સાહસીઓમાં ઉત્તમ બની યક્ષના ગજેંદ્ર ઉપર ચડી આકાશ માર્ગે ચાલ્યા. વિવિધ કૌતુકોથી ભરપુર એવી પૃથ્વીને વિલોકતાં તે બંને કાચનના સમૂહથી વિરાજમાન એવા **કાંચનપુર**માં આવી પહોંચ્યા. જે કાંચનપુર ઉત્તમ એવા આશ્ચર્યોને ધારણ કરતું હતું: સુવર્ણના કિલ્લાથી સુશોભિત હતું, પ્ર-

સાદોના સમૂહથી વ્યાપ્ત હતું, હવેલીઓની શ્રેણીવડે યુક્ત હતું. દુકાનોની પંક્તિમાં રહેલી સારી વસ્તુઓથી ભરપુર હતું, નાટક તથા રમતગમતોથી યુક્ત હતું, ઘણાં ધનિક લોકોના આવાસો ત્યાં આવેલા હતા અને તે ધનધાન્યથી પુર્ણ હતું. તે નગર વ્યાકરણના જેવું બરાબર દેખાતુ હતું. જેમ વ્યાકરણ ચતુષ્ક[1] વડે યુકત હોય છે, તેમ તે ચતુષ્ક–ચાર સ્તંભવાળા મંડપોથી યુક્ત હતું, જેમ વ્યાકરણ ઉત્સર્ગ[2] તથા અપવાદ વિધિવડે ઉન્નત હોય છે, તેમ તે નગર ઉત્સર્ગ–ત્યાગ કરવાના અપવાદની વિધિથી ઉન્નત હતું. જેમ વ્યાકરણ આખ્યાત[3] કૃત્ય, અને તદ્ધિતના પ્રત્યયો અને વર્ણો–અક્ષરોથી યુક્ત હોય છે, તેમ તે નગર વિખ્યાત એવા કૃત્ય–કાર્યોને કરનારા, અને તદ્ધિત–તેના હિતની પ્રતીતિ–ખાત્રી આપનારા એવા વર્ણ–ચારે વર્ણના લોકોથી યુક્ત હતું. વ્યાકરણ જેમ [4]ગુણ તથા વૃદ્ધિથી યુકત હોય છે, તેમ તે નગર ગુણવૃદ્ધિ–ગુણોની વૃદ્ધિવાળું હતું. પરંતુ વ્યાકરણ જેમ ઉપસર્ગ,[5] નિપાત, ન્યાસ અને લોપવાળું હોય છે, તેમ તે નગર ઉપસર્ગ–ઉપદ્રવ, નિપાત–પડવું અને ન્યાસલોપ–થાપણનું ઓળવવું. તેટલાથી વર્જિત હતું. આવું નગર જોઇ કુમાર હર્ષથી પ્રકાશમાન થઇ ગયો અને તેણે યક્ષને કહ્યું કે, "ગજ સહિત એવું આ નગર અમોને દર્શાવો." પછી યક્ષે ગજેંદ્રના સ્કંધ ઉપરથી તે બંનેને ઉતાર્યા અને કહ્યું કે, 'જ્યારે કામ પડે ત્યારે મને યાદ કરજો.' તે બંને પછી નગરમાં પેઠા અને આખો દિવસ ફરીને તેમણે દષ્ટિને સુખ આપે તેવા વિવિધ કૌતુકો જોયાં. જ્યારે સૂર્ય અસ્ત થયો, ત્યારે વાજીંત્રવડે ગાજી ઊઠેલા કામદેવના મંદિરમાં જઇ તેઓ બંને સુઇ ગયા.

આ અરસામાં તે કાંચનપુરમાં **સૂરસેન** નામે રાજા તે વિશાળ રાજ્ય ચલાવતો હતો. તેને **વસંતશ્રી** નામે રાણી હતી. તેણીના ઉદરથી રતિના જેવી પ્રીતિવાળી અને કળાકેલિમાં પ્રેમવાળી **મદનશ્રી** નામે ઉત્તમ પુત્રી થઇ હતી. લતાની જેમ ફળદાયક અને સુખસંપત્તિથી યુક્ત એવી **કામલતા** નામે એક સેનાપતિની પુત્રી તે મદનશ્રીની સખી હતી. બીજના ચંદ્રની કલાની જેમ નિર્મલ અને લોકોએ પૂજેલી **શશિકલા** નામે મંત્રીનીપુત્રી તેની બીજી સખી હતી. જાણે જંગમ એવી મધુ–વસંતની શ્રી શોભા હોય

૧ વ્યાકરણમાં ચતુષ્ક પ્રત્યય દર્શક છે. ૨ વ્યાકરણમા ઊત્સર્ગ અને અપવાદ વિધિ આવે છે. ૩ આખ્યાત–ધાતુ પ્રક્રિયા, કૃત્ય–કૃદંત પ્રક્રિયા, અને તદ્ધિત પ્રક્રિયા આવે છે. ૪ વ્યાકરણમાં સ્વરોને ગુણ તથા વૃદ્ધિ થાય છે. તે નગરના લોકોમા ગુણોની વૃદ્ધિ થતી હતી. ૫ વ્યાકરણમા ઉપસર્ગો, નિપાત, ન્યાસ અને વર્ણ વિગેરેનો લોપ થાય છે. તે નગરમાં લોકોમાં ઉપસર્ગ–ઉપદ્રવ, નિપાત–પડવું; અને ન્યાસલોપ–થાપણનું ઓળવવુ થતું નહીં. વ્યાકરણમાં અને તે નગરમાં તેટલો તફાવત હતો.

તેવી [1]સુમનોભૂ અને [2]કોકિલસ્વરથી વિરાજત એવી નગરશેઠની **મધુશ્રી** નામની પુત્રી તેણીની ચોથી સખી હતી. પુણ્ય-પવિત્ર એવા અંગના અવયવોથી સુંદર એવી તે ચારે સખીઓ વિધત્તાએ દેવગતિમાંથી સાર વસ્તુ લઇને નિર્માણ કરેલી હતી. ત્યાં **વિદ્યાનંદન** નામે એક ચતુર બુદ્ધિવાલો શિક્ષક હતો, તે લોકોમાં પ્રશંસા તથા કલ્યાણ કરનારો હોઈ પોતાન નામ પ્રમાણે ગુણ ધરાવતો હતો. મૂર્ત્તિમાન્ ચાર પ્રકારની બુદ્ધિના જેવી તે ચારે સખીઓ સમય પ્રમાણે તે વિદ્યાનંદન શિક્ષકની પાસે નિષ્કપટપણે કલાઓનો અભ્યાસ કરતી હતી. તે નગરમાં ઘણો ધનવાન્ **સાગરદત્ત** નામે એક સાર્થવાહ હતો. તેને રૂપ તથા લાવણ્યનું પાત્રરૂપ, યુવાન, કુલીન, વિદ્વાન્ ધનવાન્, સુભાગી અને સુખી એવો **સમુદ્રદત્ત** નામે પુત્ર હતો. તે કળાઓનો અભ્યાસ કરવા તત્પર બની તે ચારેનો સહાધ્યાયી હતો. હંમેશના સહવાસથી, એક વિદ્યાગુરૂના અને-સરખા સ્વભાવના યોગથી સમુદ્રદત્ત ઊપર તે ચારે બાળાઓનો વિશેષ રાગ થયો. એક વખતે તે ચારે બાલાઓએ વિચાર કર્યો કે, " આપણામાં ગળીના રંગની જેમ પરસ્પર ઉંચી જાતનો ભરપુર સ્નેહ જામી ગયો છે. જો આપણા પિતાઓ પોતાની બુદ્ધિ પ્રમાણે આપણો વિવાહ જુદા જુદા નગરીમાં કરશે, તો આપણને વિયોગ થશે. તેથી આપણે બધી રૂપ, ગુણ અને સદ્‌વિદ્યા વગેરે સરખા ગુણોથી મલતા એવા સમુદ્રદત્તનું પાણિગ્રહણ કરીએ. " આવું વિચારી તેમણે સમુદ્રદત્તને કહ્યું કે, " તમારે સાયંકાલે કામદેવના મંદિરમાં આવી અવશ્ય અમારૂં પાણિગ્રહણ કરવું " કર્ણમાં અમૃત જેવું તે કન્યાઓનું આ વચન સાંભળી હૃદય અને કાનમાં દુર્લભ એવો સમુદ્રદત્ત ખુશી થઈ ગયો અને તેણે તે કાલે તેમનું તે વચન સ્વીકારી લીધું. આ સમયે દૈવયોગે **કુરંગ** નામનો એક સેવક ત્યાં હાજર હતો, તેણે આ બધું સાંભળી લીધું અને તત્કાળ તેણે જઇને તેના પિતા સાગરદત્તને તે હકીકત કહી દીધી. જ્યારે સંધ્યાકાળ થયો એટલે રાજ કન્યા મદનશ્રી રાજાના ચોકીદારોની નજર ચૂકવી, એક ચતુર દાસીને સાથે લઈ, અને વિવાહની બધી ઉત્તમ સામગ્રી ગ્રહણ કરી પેલા કામદેવના પ્રાસાદમાં આવી. એવી રીતે પેલી ચારે કન્યાઓ પણ જ્યાં કુમાર પૂર્ણકલશ સાધકની સાથે સુખે સુતો હતો ત્યાં હર્ષભેર આવી. પ્રથમ તેઓએ પુષ્પોથી કામદેવની પૂજા કરી જે કામદેવ [3]અનંગ છે, છતાંપણ સેવા કરવાથી અંગજ-સંતતિને આપે છે.

અહિં શ્રેષ્ઠી સાગરદત્તે વિચાર્યું કે, " જો મારો પુત્ર સમુદ્રદત્ત એ સર્વ કન્યાઓને

૧ વસંતઋતુની શ્રીપક્ષે **સુમનોભૂ** એટલે પુષ્પોને ઊત્પન્ન કરનારી અને રાજકન્યાપક્ષે સુમનોભૂ-સારા મનની ભૂમિરૂપ. ૨ વસંતશ્રી કોકિલાના સ્વરથી વિરાજિત અને રાજપુત્રી કોકિલાના જેવા સ્વરવાળી (તેમજ કામદેવથી વિરાજિત એવો પણ અર્થ ઘટે છે ૩ કામદેવ-અનંગ-અંગ વગરનો છે, છતા પણ તે અંગજ-પુત્રની સંતતિને આપનાર છે

પરણશે, તો તેથી મારે અનર્થ ઉત્પન્ન થશે. કદિ તે નાની વયનો છે, તેને લઇ ને સમજાતીથી મારૂં વચન નહીં માને, તો પછી હું વેગથી ભેદની યુક્તિથી તેને આ કાર્ય કરતો અટકાવું." આવું વિચારી સાગરદત્તે તેને કોઈ કામનું બહાનું બતાવી ઘરની અંદર મોકલ્યો પછી તરત તે ઘરને તાળું દઈ દીધું અને તેના મનની ઇચ્છા તોડી પાડી. અહિં કામદેવના મંદિરમાં તે પ્રશંસનીય એવી સર્વ બાલાઓએ તે સમુદ્રદત્તને ઘણો વખત અવલોકયો, પરંતુ [1]પૂર્વના કારણને લઇને તે જોવામાં આવ્યો નહીં.

સમુદ્રમાં મણિની ઇચ્છા રાખનારને જેમ ચિંતામણિ મલી આવે, તેમ સમુદ્રદત્તની શોધ કરતી તે બાળાઓને પેલો દઇ પૂર્ણકલશ કુમાર મલી આવ્યો. તેને જોઇ મદનશ્રી તરત બોલી કે, 'શું આ કામદેવ છે ?" ત્યારે કામલતા બોલી, "કામદેવ તો અનંગ છે અને આતો સુંદર અંગવાલો છે" શશિકળા બોલી, "જરૂર આ પુરૂષોત્તમ-વિષ્ણુજ છે, પણ વિષ્ણુ તો જનાર્દન-લોક પીડક છે અને આતો કોઈજનોને કોઇ આનંદ આપનાર છે." મધુશ્રી બોલી, "જરૂર આ શંકરજ છે, પરંતુ હે સખી, તે શંકર [2]વિરૂપાક્ષ છે અને આતો કમળલોચન છે." મદનશ્રી બોલી, "ત્યારે આને ઇંદ્ર જાણી લ્યો. જોકે તે ઇંદ્ર કામરૂપી છે, પણ હજાર નેત્રોથી દૂષિત છે. તો પછી બીજા સર્વને માન્ય એવો આ અન્ય પુરૂષ છે, એમ મને કહો. પણ આ પુરૂષ આપણા શ્રેષ્ઠ આનંદની ઇચ્છા કરતો નથી." તે બાલાઓના આવા વચનો સાંભળી તેમની શંકાને દૂર કરવા પેલો સાધક બોલ્યો, "આ કામદેવ વિગેરે માંહેલો કોઇ નથી પરંતુ તે પ્રતિષ્ઠાનપુરના રાજા શ્રીમલયકેતુનો પવિત્ર પુણ્યની ભૂમિરૂપ અને સ્ત્રીઓના કામ તથા અર્થને કરનાર **પૂર્ણકલશ** નામે પુત્ર છે." આ સાંભળી તે સર્વ ઉત્તમ કન્યાઓ વિસ્મય પામી ગઇ અને પરસ્પર કહેવા લાગી કે, "સંતુષ્ટ થયેલા આ કામદેવે આપણને આવો સ્વામી આપ્યો છે." પછી સર્વેએ મલીને સાધકને કહ્યું કે, "આ વરને સત્વર જાગ્રત કરો, કારણકે, અત્યારે વરવાને યોગ્ય એવો સમય છે." પછી સાધકે તે કુમારને ઉઠાડયો. તે બાલાઓને જોઈ પૂર્ણકલશે સાધકને કહ્યું, અરે ભાઇ ! શું આ પાતાલની નાગકન્યાઓ છે ? અથવા વિદ્યાધરની સ્ત્રીઓ છે ? કે સુરાંગનાઓ છે ? તે કાંઇ બરાબર સમજાતું નથી." કુમારના આ શબ્દો સાંભળી રાજપુત્રીની **વિચક્ષણા** નામે દાસી બોલી, "હે સુંદર એવા વિકલ્પના ભાષણો કરવાથી બસ થયું. જે ખરી હકીકત છે, તે સાંભળો. આ પહેલી અનુપમ કન્યા છે, તે સૂરસેન રાજાની પુત્રી છે. બીજી સેનાપતિની પુત્રી છે, ત્રીજી મંત્રીની પુત્રી છે અને આ ચોથી નગરશેઠની પુત્રી છે. આ ચારે આપને વરવાને

૧ તેના પિતા સાગરદત્તે ઘરમાં તાળું વાસી પૂર્યો છે તે કારણને લઇને. ૨ વિરૂપાક્ષ-ત્રણ નેત્રોને લઇને શંકર વિરૂપ નેત્રવાળા છે.

આવેલી છે. હમણા શુભ લગ્ન છે તેથી એ ચારેનું સત્વર આદરથી પાણિગ્રહણ કરો." પછી તેણીના કહેવાથી કુમાર પૂર્ણકલશે કામદેવની સમીપે જઇને ગાંધર્વ વિવાહ વડે તેમનું પાણિગ્રહણ કર્યું. તે પછી મદનશ્રી વિગેરે સર્વ બાલાઓએ કુમાર પૂર્ણકલશને આ પ્રમાણે કહ્યું, "સ્વામિન્, તમે આ જગતના દેશોમાં ફરવાને માટે અતિ આદર અને ઇચ્છાવાળા છો, તથાપિ તમારે પોતાના માણસોની વિશેષપણે સંભાળ લેવી જોઇએ. હે પ્રભો, કમલિનીની શોભા જલ વગર હોતી નથી. કહ્યું છે કે, "અનાથ સ્ત્રીઓને તેમનો બંધુ પણ પરાભવ ને માટે થઇ પડે છે. સૂર્યનો ઉદય ન થતાં જલમાંથી થયેલી કમલિનીને જલમાંથી થયેલો ચંદ્ર બંધુ છતાં પણ તેમના પરાભવને માટે થઈ પડે છે." આ પ્રમાણે કહી તે બધી પોત પોતાને સ્થાને ચાલી ગઈ અને પૂર્ણકલશ કુમાર પોતાના મિત્ર ચિત્રસેન સાધકની સાથે ત્યાં શાંતિથી રહ્યો.

આ અવસરે એવું બન્યું કે, એક ગજેંદ્ર ખીલો ઉખેડીને છુટો થઇ નગરના પ્રાસાદો અને વિવિધ જાતની હવેલીઓ પાડવા લાગ્યો. અને તે ક્રોધથી યોદ્ધાઓને પણ મારવા લાગ્યો તો પછી બીજાઓની શી વાત કરવી? તે ભદ્રજાતિના ગજેંદ્રોને પણ ગણકારતો ન હતો. એ ગજેંદ્ર સ્વભાવથી તોફાની હતો. તેમ છુટો થવાથી અને મદથી ઉત્કૃષ્ટ (ઉન્મત્ત ગાંડો) બનવાથી તે વધારે તોફાની થયો હતો. તે સાથે તે રાજાને પ્રિય હતો. તે ગજેંદ્રના નઠારા કામોને લઇને તેની નિંદા થઈ, તેમાં કાંઈ આશ્ચર્ય ન હતું. આ પૃથ્વીમાં [1]માતંગોની નિશ્ચે એવીજ રીતે નિંદા થાય છે. આ બનાવ જોઈ રાજાએ જાહેર કરાવ્યું કે ' જે પુરૂષ આ ગજેંદ્રને વશ કરે, તેને ઇચ્છા પ્રમાણે ધનની સાથે હું મારી પુત્રી મદનશ્રી આપીશ." રાજાની આ જાહેરાત સાંભળી મહાવતો ક્ષત્રિયકુમારો અને વિવિધ જાતના યોદ્ધાઓ હથીઆરો ઉગામી ક્રોધથી તે ગજેંદ્રને વશ કરવાને દોડવા લાગ્યા પરંતુ કોઇ તે ગજેંદ્રને વશ કરી શક્યું નહિ. તેથી રાજા અને સર્વ લોકો દુઃખી થવા લાગ્યા. આ સમયે કુમાર પૂર્ણકલશ તે ગજેંદ્રનો શબ્દ સાંભળી શૂરપણાથી તેજના પુંજથી વ્યાપ્ત છતો સત્વર ત્યાં આવ્યો. ગજશિક્ષાને વિશેષ જાણનારા તે કુમારે તે ગજેંદ્રને ઘણીવાર સુધી રગડાવ્યો. પછી પ્રજાને મારનારો અને પર્વતના જેવો તેનેવશ કરી લીધો. પછી શુદ્ધ બુદ્ધિવાલા તે કુમારે તે ગજેંદ્રને વેગથી બંધન સ્થાનમાં લાવી ખીલે બાંધી દીધો. તેથી શોક રહિત થયેલા લોકોએ તે વાત રાજાની આગળ નિવેદન કરી.

આ તરફ પ્રાતઃકાલ થયો, એટલે રાણીએ પોતાની પુત્રી મદનશ્રીને વિવાહના ઉપસ્કર વાળી જોઇને પૂછયું, "વત્સે, આ શું થયું?" મદનશ્રી લજ્જાથી મૌન ધરીને રહી. કારણકે, ' मौनं सर्वार्थसाधनम् " "મૌન ચરવું, એ સર્વ અર્થને

૧ માતંગ એટલે હાથી અને ચંડાળ.

સાધનારૂં છે." તે જાણવાને અતિ આતુર થયેલી માતાની આગળ વિચક્ષણા દાસીએ તે બધો વૃત્તાંત માંડ માંડ નિવેદન કર્યો. પછી રાણી વિચક્ષણાને લઇ રાજાની પાસે આવી અને તેણીએ તે રાત્રિનો બધો વૃત્તાંત વિધિપૂર્વક રાજાને કહી સંભલાવ્યો. તે સાંભળી રાજા બોલ્યો, "પહેલેથી મારો મનોરથ પણ એવોજ હતો કે, હું તે કુમારને રાજપુત્રી આપીશ. પરંતુ ઊત્કંઠાને વશ થઇને મારાથી એવો ઠરાવ થઇ ગયો છે કે, 'જે પુરૂષ ગજેંદ્રને વશ કરે, તેને પુત્રી આપવી." હવે અંગીકાર કરેલી તે પ્રતિના હું કેવી રીતે પૂરી કરીશ શકીશ ? કારણ કે પુરૂષોની વાણી ચિંતિત કાર્યથી પણ વધારે ગણેલી છે, આ પ્રમાણે રાજા ચિંતા કરતો હતો. તેવામાં શ્રેષ્ઠ પરાક્રમવાલો કુમાર રાજાના આંગણામાં આવ્યો: તે કુમારને જોઇને રાજા હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે, "રૂપવાન્ વિનયી દક્ષ અને બ્હોંતેર કલાઓને ધારણ કરનાર આ ઉત્તમ નર કોણ હશે ?" તે વખતે સુકિતવાલા વચન બોલવામાં વિચક્ષણ એવી વિચક્ષણા બોલી. "તેજ આ આપના જમાઇ પરાક્રમી શ્રી પુણ્યકલશકુમાર" તે સાંભળી મંત્રીઓ બોલ્યા. "એ સત્ય છે, જુઓ આ કુમારના શરીર ઉપર વિવાહનું ચિન્હ દર્શનીય દેખાય છે." તે સાંભળી રાજાએ કહ્યું કે, 'આ બહુ સારૂં થયું, મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ અને મને ઇચ્છિત જમાઈ પણ પ્રાપ્ત થયો." પછી રાજાએ કેટલાએક પગલાં સામે જઇ પ્રણામ કરીને રહેલા તે કુમારને ભેટી આસન ઉપર બેસાર્યો. પછી રાજાએ દેહ તથા ઘરની કુશળતા પૂછી કહ્યું કે, "અમારૂં ઘર હતું તે છતાં તમે અતુલ્ય એવા દેવાલયમાં કેમ સુઇ ગયા ? હે પ્રાજ્ઞ, તમે જે તમારૂં આગમન જણાવ્યું નહિ.' તે સર્વ કલાઓને જાણનારા મહાન્ પુરૂષોનો સ્વભાવજ છે. સૂર્ય જ્યારે ઊદય પામે છે ત્યારે તે શું બીજાઓને પોતાનો ઊદય જણાવે છે ? પરંતુ તે પોતાના કિરણોથી બીજાઓના તેજનો નાશ કરે છે. વરસાદ જ્યારે આવે છે, ત્યારે તે શું બીજાઓને કહે છે ? પરંતુ પોતાના અમૃતજલવડે બીજાના સંતાપનો નાશ કરે છે. સિંહ જ્યારે આવે છે ત્યારે તે શું બીજાઓને જણાવે છે ? પરંતુ તે પોતાના પરાક્રમોથી મહીમત–પર્વતો અને રાજાઓના ગજેંદ્રોને ત્રાસ આપે છે. ચંદ્ર જ્યારે ઊદય પામે છે, ત્યારે તે શું બીજાઓને જાહેર કરે છે ? પરંતુ તે પોતાના બિમ્બમાં દેખાતા કિરણોથી અંધકારના સમૂહને દૂર કરે છે." કુમાર પૂર્ણકળશ બોલ્યો, "હે સ્વામી, આ વક્રગતિએ ચાલનાર [1]નાગને મેં સ્તંભિત કરી દીધો, તેનું કારણ સાક્ષાત્ નરેંદ્રજ છે. જે રજ સૂર્યના સાક્ષાત્ મંડલને [2]વસુરહિત કરી દે છે, તે મહાબળનોજ

૧ નાગ એટલે હાથી અને બીજે પક્ષે નાગ એટલે સર્પ–હાથી ઉન્મત્તપણે વક્રગતિ વાલો અને સર્પ સ્વભાવે વક્રગતિએ ચાલનારો છે. કુમાર રાજાને કહે છે કે, મે જે આ હાથીને વશ કર્યો, તેનું કારણ આપ નરેંદ્ર છો. સર્પપક્ષે–નરેંદ્ર એટલે ગારૂડી. ૨ વસુ–તેજથી રહિત પક્ષે વસુ–ધનથી રહિત.

પ્રભાવ જાણ્યો." રાજાએ કહ્યું, ' કમળિની જે હંસનો અંગીકાર કરવા આદર કરે છે, તેનું કારણ શું પિતા છે ? તેમાં તો પ્રીતિજ પ્રમાણરૂપ છે. બંધુપણામાં પણ મુખ્ય કારણ પ્રીતિજ છે. કુમુદ ને બીજા ઘણાં સહજ બંધુઓ છે, પણ કુમુદ બાંધવતો ચંદ્રજ કહેવાય છે; પરંતુ માત્ર નિમિત્ત કારણરૂપે હું વિવાહ કરૂં છું. કારણકે, [1]ગુરૂએ આપેલી પુત્રી અને વિદ્યા સદા શુભદાયક થાય છે." આ પ્રમાણે કહી રાજાએ સર્વ જનની સાક્ષીએ પોશ ક, હસ્તી, ઘોડા અને રત્ન સહિત પોતાની પુત્રી કુમાર પૂર્ણકલશને આપી. તે ખબર જાણી સારા મુખવાલા સેનાપતિ વિગેરેએ પણ પોતપોતાની પુત્રીઓ સુવર્ણ તથા વસ્ત્ર સહિત તે કુમારને તરત અર્પણ કરી. રાજાએ સર્વ વસ્તુઓથી પૂર્ણ કરી સાતમાળનો એક ઉત્તમ મહેલ તેને વાસ કરવા માટે સન્માન પૂર્વક અર્પણ કર્યો. ચાર પ્રકારની બુદ્ધિનો નિધિરૂપ કુમાર પૂર્ણકલશ દુઃખ રહિત અને સ્વસ્થ મનવાલો થઇ તે ચારે પ્રિયાઓની સાથે ત્યાં રહેવા લાગ્યો.

એક વખતે રાજા સૂરસેને આકાશમાં વાદલ જોયું. તે કોઇ ઠેકાણે સિંદૂરના રંગ જેવું, કોઇ ઠેકાણે નીલમણિ જેવું, કોઇ ઠેકાણે સોનેરીરંગનું, કોઇ ઠેકાણે શુકલપક્ષીના પીછા જેવું, કોઇ ઠેકાણે સ્ફટિકના જેવું અને કોઇ ઠેકાણે ગર્જના સાથે વિદ્યુતની કાંતિવાળું જોવામાં આવ્યું. તે જોઇ વિસ્મયથી નેત્રનો વિકાશ કરતો જેવામાં તે જુવે છે, તેવામાં તો પ્રચંડ પવન વડે આકડાના રૂની જેમ તે વીખરાઇ ગયેલું માલમ પડયું. તત્કાલ રાજા સૂરસેને વિચાર્યું, " કે જેવી રીતે આ મેઘમંડળ નાશવંત છે, તેવી રીતે દ્રવ્ય, શરીર અને સ્ત્રી વિગેરે બધું નાશવંત છે. મારી નગરી હરિશ્ચંદ્રની નગરીની જેમ ચાલી જવાની છે. મારા સ્વજનો નાટકમાં લાવવામાં આવેલા અનેક રૂપી પાત્રોના જેવા છે. મારૂં કટક-સૈન્ય કાંટાવાલા સ્થાનના જેવું છે. મારૂં મંદિર યમરાજના મંદિરના જેવું ભયંકર છે. આ [2]ક્ષિતિ [3]ક્ષતિના જેવી છે. આ કમળા-લક્ષ્મી કમળમાંથી ઉત્પન્ન થયેલી છે અને કમળને આશ્રિત છે, તે કમળમાં પણ જે સ્થિર રહેતી નથી, તો પછી બીજી કોને અલંકૃત કરીને સ્થિર રહે ? કામના આરામ વડે સુંદર એવી તે સ્ત્રી તો કામનેજ અનુસરનારી છે, નહીંતો તે કામ-ઇચ્છાઓમાંજ આરામ કરનારી થાય છે. તેથી સ્ત્રીની પકડ મુશ્કેલીથી છોડી શકાય તેવી છે. સંપત્તિઓનો અને સ્ત્રીઓનો ત્યાજ કરવો સારો છે અને આ પૃથ્વી ઉપર જે ભોગ છે, તે [4]ભોગના જેવાજ છે, તેનાથી સ્પર્શ થયેલો પુરૂષ પોતે શિષ્ટ હોય તો પણ તે કષ્ટનેજ પામે છે, જેઓ આ લોકમાં યુદ્ધ કરીને શત્રુઓનો નિગ્રહ કરે છે, તેઓએ બીજાઓનો સાર મેલવ્યો પણ તેમના પ્રધાન પુરૂષ (પુ-

૧ વિદ્યાપક્ષે ગુરૂ-શિક્ષક, કન્યાપક્ષે ગુરૂ-પિતા અથવા વડિલ. ૨ ક્ષિતિ-પૃથ્વી. ૩ ક્ષતિ-ક્ષય. ૪ ભોગ-સર્પની ફણા.

રૂપાર્થ-ધર્મ) નો ક્ષય થાય છે. તેથી જો મને કમળાંજ ધર્મને કરનારી ગુરૂની પ્રાપ્તિ થઇ આવે, તો હું આ રાજ્યનો ભાર છોડી દઇ સમ્યક પ્રકારે સંયમનો આશ્રય કરૂં. ” આ પ્રમાણે રાજા સૂરસેન વિચાર કરતો હતો, તેવામાં ઉદ્યાનપાલે આવી **પ્રસન્નચંદ્ર** સૂરીશ્વરના આવવાના ખબર આપ્યા. તરતજ રાજા તે ઉદ્યાનપાલને અપરિમિત યોગ્ય દાન આપી વાહન ઉપર બેસી અસહ્ય (ભારે) સેનાને સાથે લઇ તે ગુરૂને વંદના કરવા ચાલી નીકલ્યો. તે સૂરીશ્વરને વિધિપૂર્વક વંદના કરી રાજા પોતાને યોગ્ય એવા સ્થાને સાવધાન થઇ બેઠો એટલે ગુરૂએ આ પ્રમાણે દેશના આપવા માંડી. “ હે રાજન્, આ ભરતક્ષેત્રમાં બધા મલીને બત્રીશ હજાર દેશો છે, તેઓમાં સાડી પચીસ આર્ય દેશ છે. અંગ, બંગ (બંગાળ) કલિંગ, કોશળ, જાંગળ, કુરૂ, પંચાળ, (પંજાબ) મગધ, સિંધુ, કાશી, ભ્રંગી કુણાલક, દશાર્ણ, લાટ, સંદભ, વત્સ, અચ્છ, વયરાટક, સુરાષ્ટ્ર, (સોરઠ,) મલય, ચેદી, સૂરસેન, વિદેહ, વર્ત્ત, કુશાર્ત્ત અને અર્ધો કેરલ-એમ સાડીપચીશ આર્ય-દેશ વિદ્વાનોએ જાણી લેવા. તે સાડીપચીશ દેશોમાંજ ત્રિષષ્ઠિશલાકા પુરૂષો જન્મે છે. તેવા દેશોમાં રત્ન જેવું દુર્લભ માનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને જેઓ પ્રમાદ કરે છે, તેઓ એક વિષ્ણુશર્મા બ્રાહ્મણની જેમ દુઃખી થાય છે.

## વિષ્ણુશર્મા બ્રાહ્મણની કથા.

**પ્રતિષ્ઠાનપુરમાં વિષ્ણુશર્મા** નામે એક બ્રાહ્મણ હતો. તેને શીલનું લાલન-પાલન કરવામાં ઇચ્છાવાલી **શીલવતી** નામે પત્ની હતી. તે વિષ્ણુશર્મા ચૌદ વિદ્યા જાણનાર હતો, તોપણ તે લક્ષ્મીથી રહિત હતો, પ્રાયે કરીને જ્યાં વિદ્યા હોય, ત્યાં લક્ષ્મી હોતી નથી. તેને માટે કહ્યું છે કે, “ લક્ષ્મી જલ જંતુઓના ભંડાર રૂપ એવા સમુદ્રનું એક મત્સ્ય છે, એમ કહેવામાં કોઈ જાતનો વિવાદજ નથી, કારણ કે, જેમ મત્સ્ય ધીવરઢીમરોથી બ્હીવે છે અને જડ-જલમાં ડુબી જાય છે તેમ લક્ષ્મી પણ ધીવર-વિદ્વાનોથી બ્હીવે છે અને જડ પુરૂષોમાં ડુબી જાય છે-મગ્ન રહે છે. વળી કહ્યું છે કે, “ હે રાજન્, જેમ મૃગલી ગુણી--પાશધરનારા માણસને દેખી પોતાને બંધન થવાની શંકાથી દૂર દૂર નાશી જાય છે, તેમ લક્ષ્મી ગુણી માણસને દેખી પોતાને બંધન થવાની શંકાથી દૂર દૂર નાશી જાય છે. બ્રાહ્મણ વિષ્ણુશર્મા અને શીલવતી તે બંનેને દારિદ્રય તો એક હતુંજ, પણ તેમાં વળી તેમને ઘણી દીકરીઓ થઇ તે દાઝેલા ઉપર ફોલ્લો થવાના જેવુ બન્યું હતું.

એક વખતે ઘણી કન્યાઓથી અને દ્રવ્યના અભાવથી દુઃખી થયેલી પ્રિયા શીલવતીએ મધુર વચનોથી પોતાના પતિને આ પ્રમાણે કહ્યું, “ ગૃહસ્થ ધનવાન્ અને મુનિ નિર્ધન હોય તો એ બંને પૂજવા લાયક છે, પણ જો તેથી ઉલટું હોય એટલે ગૃહસ્થ નિર્ધન અને

મુનિ ધનવાન્ હોય, તો તે બંનેની માન્યતા લોકોમાં થતી નથી. [1]વિષ્ણુપદનો આશ્રય કરનાર, સચ્ચક્રનો બંધુરૂપ અને શૂર એવો મિત્ર જો વસુ રહિત હોય, તો તેને માર્ગે ચાલનારો માણસ પણ માન આપતો નથી તો પછી બીજો કોણ માન આપે ? [2]કોશાઢ્ય એવો પુરૂષ બદ્ધમુષ્ટિ હોય, તોપણ તે પૃથ્વીનો સ્વામી થાય છે. હથીઆરો ઘણાં હોય, પણ પૃથ્વી તો ખડ્ગનીજ છે. આગળ તો આપણ બંનેને ગમે તે (સાધન) વડે સંતોષ હતો; પરંતુ હવે તો વિધિયોગે સદા મનને પીડા આપનારી કન્યાઓ થઇ પડી. હે સ્વામી હવે વિચાર કરો આટલી બધી આ કન્યાઓના વિવાહ, આભરણ અને પોષણ દ્રવ્ય વગર શી રીતે થઈ શકશે ? " પ્રિયા શીલવતીના આ વચન સાંભળી તે શુદ્ધ બુદ્ધિવાળા વિષ્ણુશર્માએ મનમાં વિચાર્યું કે, " આ પ્રિયા જે કહે છે, તે સર્વ સત્ય છે; કારણકે, આ પૃથ્વીમાં [3]માતંગ થકી પણ દારિદ્ર (અધિક) લેખાય છે. એ નિશ્ચય છે, અને તેનાથી મલિનતા અધિક થાય છે, જેથી સ્વજન પણ તેનો સ્પર્શ કરતો નથી; તેથી હું વિવિધ ઉદ્યમ કરી અને દેશાંતર જઇ ઘણું ધન લઇ આવુ અને મનોરથ પૂરા કરૂં." આવું મનમાં ઘણીવાર ચિંતવી તે એક દિશા તરફ ચાલ્યો અને તે પોતાની નિર્દોષ વિદ્યા વડે ઉત્તમ જનોને સંતોષ આપવા લાગ્યો. તેણે રાજાઓને રાજી કરવા માંડયા, પણ કોઇ ઠેકાણેથી દ્રવ્ય પ્રાપ્ત થયું નહિ. પછી તેણે કોઇ એક વૃદ્ધ બ્રાહ્મણને પૂછયું કે, " અરે ભાઇ, દ્રવ્ય કયાં છે ? " તે વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો, રત્નોની ખાણરૂપ એવા રત્નદ્વીપમાં રત્નવતી દેવી છે. તેણીની સેવા કરવાથી તે યત્ન કરનારા સત્પુરૂષોને રત્ન આપે છે." વૃદ્ધન આ વચન ઉપરથી જ્યાં તે રત્નોની ખાણની દેવી હતા, ત્યાં તે ગયો અને તેણે તેની વિધિપૂર્વક આદરથી આરાધના કરવા માંડી. શરીર ઉપર ઉત્તરાસંગ વસ્ત્ર રાખી સારા પવિત્ર વસ્ત્રો પહેરી સુંદર ચંદનના લેપથી અને પૂર્ણ ખીલેલાં સારાં પુષ્પો તથા ઉત્તમ કમ-

---

૧ અહિં મિત્રનો અર્થ સૂર્ય અને સ્નેહી થાય છે. મિત્ર વિષ્ણુપદ–આકાશનો આશ્રય કરનાર છે. સચ્ચક્ર–સારા ચક્રવાક પક્ષીઓનો બંધુરૂપ છે અને તેનું નામ શૂર છે. જેવસુ–કિરણોથી રહિત હોય, તો માર્ગે ચાલનારો મુસાફર પણ તેને ગણતો નથી. મિત્ર–સ્નેહી વિષ્ણુપદનો આશ્રિત એટલે વૈષ્ણવ હોય, સચ્ચક્ર–સારા પુરૂષોના ચક્ર–સમૂહનો બંધુરૂપ હોય અને શૂરવીર હોય, પણ જો તે વસુ–ધનથી રહિત હોય તો તેને કોઈ માન આપતું નથી.

૨ કોશાઢ્ય–એટલે ધનવાન્ એવા પુરૂષ બદ્ધમુષ્ટિ–એટલે બાધી મુઠી રાખનાર–લોભી હોય તો પણ તે પૃથ્વીનો ધણી થાય છે. પક્ષે કોશાઢ્ય–મ્યાનવાળો અને બદ્ધમુષ્ટિ–મૂઠવાળો ખડ્ગ જેના હાથમા છે, એવો પુરૂષ પૃથ્વીનો સ્વામી થાય છે.

૩ માતંગ એટલે લક્ષ્મીની તાણ–ન્યુનતા. પક્ષે માતંગ એટલે ચંડાળ કરતા પણ દારિદ્ર વધારે ખરાબ છે કેમકે નિર્ધનને સ્વજનો પણ સ્પર્શતા નથી સ્વજનો તેનાથી અળગા રહે છે.

જોથી તેની પૂજા કરી અને નમસ્કાર કરી તે અંજલિ જોડી આ પ્રમાણે બોલ્યો, "હે રત્નોને આપનારા દેવી, દારિદ્રય રૂપ સમુદ્રમાંથી મને તારી લ્યો." આ પ્રમાણે એકવીશ દિવસ સુધી સેવા કરતાં તે વિષ્ણુશર્માને દેવીએ પ્રત્યક્ષ થઇ ખેદ સાથે કહ્યું, 'તેં પૂર્વે કાંઇપણ સુકૃત કર્યું નથી, તેથી તને ધન કયાંથી મળે ? માટે તું મારા મંદિરમાંથી ચાલ્યો જા. નહીં તો હું તને સમુદ્રમાં ફેંકી દઇશ." દેવીનાં આવાં વચન સાંભળી તે બ્રાહ્મણ ખેદાતુર થઇને બોલ્યો, "જો સુકૃતધર્મ કરવાથી મને ધનની પ્રાપ્તિ થતી હોય, તો પછી તારી સેવા કરવાનું ફલ શું ? જો રોગી પથ્ય પાળવાથી નીરોગી બનતો હોય, તો પછી તેમાં વૈદ્યની વિદ્યા શી કહેવાય ? જ્ઞાનદૃષ્ટિવાળા પુરૂષને સૂર્યના પ્રકાશની શી જરૂર છે ? ચિંતામણિ વિગેરે અચેતન પદાર્થો પણ ચિંતિત અર્થને આપનારા છે તે કેવા સારા ગણાય ? તમે વિબુધ (દેવ અને જ્ઞાની) છો, છતાં પણ મારી ઇચ્છા પ્રમાણે કેમ આપતા નથી ?" તે સાંભળીને દેવી બોલ્યાં, "અરે ! તે ચેતના વગરના ચિંતામણિ વિગેરે મનુષ્યરૂપોને વાંછિત આપે છે પણ તે ચેતાવી શકતા નથી. તેમજ ઉત્તર પરિણામ જાણી શકતા નથી અને જે વિબુધ–વિદ્વાન્ દેવતાઓ છે, તેઓ પોતાનું અને પરનું હિત સારી રીતે જાણી શકે છે, તેથી હું તને કાંઈ પણ આપતી નથી." તે બ્રાહ્મણે કહ્યું, "દેવી, મારૂં ઉત્તર પરિણામ કેવું છે ? તે મને હમણાંજ કહી આપો." દેવી બોલ્યાં, "હું તને જે આપીશ, તે તારી પાસે રહી શકશે નહીં." બ્રાહ્મણે કહ્યું, "હે દેવી, તેમાં તમારે શા માટે ચિંતા રાખવી ? મને ઇચ્છિત વસ્તુ આપો, જો પાછળથી તે બધું હું ગુમાવીશ, તો પછી તેમાં તમારો દોષ નથી." પછી દેવીએ તેને ચિંતામણિ આપ્યો. તે વિદ્વાન બ્રાહ્મણે તેથી હૃદયમાં સંતોષ પામીને પારણું કર્યું. તે પછી વિષ્ણુશર્મા વહાણમાં બેસી તે સુંદર મણિ સાથે લઇ પોતાના નગરમાં સત્વર જવાની ઇચ્છાથી જળમાર્ગે ચાલ્યો. એક વખતે પૂર્ણિમાની રાત્રે આકાશમાં ચંદ્રને જોઇ તેણે વિચાર કર્યો કે, "આ મારો મણિ વધારે પ્રકાશ માન છે કે ચંદ્ર વધારે પ્રકાશમાન છે ? તેથી હું તે મણિને ચંદ્રની સાથે સરખાવી જોઈ મારા મનનો સંદેહ દૂર કરૂં. અર્થ કાર્ય સુખે સધાય એમ હોય છતાં અહીં કયો માણસ પોતાના હૃદયમાં સંશયને ધારણ કરે ?" એવું ચિંતવી સમુદ્રના જળમાં જ્યાં ચંદ્રનું પ્રતિબિંબ પડેલું છે, ત્યાં તે જડબુદ્ધિ બ્રાહ્મણે સહેજે (વગર મહેનતે) ચિન્તામણિરત્ન યુક્ત પોતાનો હાથ કર્યો ત્યાં ચંદ્રના બિંબમાં કલંક અને પોતાનો મણિ નિષ્કલંક જોઇ તે ખુશી થઇ ગયો, પરંતુ તેણે હૃદયમાં કાંઇ વિચાર્યું નહીં, તેવામાં પ્રમાદને લઇને તે મણિ તેના હાથમાંથી સમુદ્રની અંદર પડી ગયો. તેથી તત્કાળ પોતે અચેતન થઇને વહાણમાં મૂર્છિત થઇ પડયો. આ વખતે વહાણના સ્વામીએ તેને કહ્યું કે, "અરે ! કહે, તને આ શું થયું ?" પછી તેણે અંતઃકરણને અત્યંત ભેદી નાખે તેવો સ્વવૃત્તાંત તેને જણાવ્યો. તે સાંભળી તે વહાણપતિએ પો-

તાના પરિવારને જણાવ્યું કે, " સમુદ્રમાંથી આશ્ચર્યકારી એવો વડવાગ્નિનો મોટો સંતાપ ઉત્પન્ન થઇ આવે છે."

## આ કથાનો ઉપનય.

પ્રસન્નચંદ્રસૂરિ કહે છે, હે રાજેંદ્ર, તમે સાવધાનપણે આ કથાનો પરમાર્થ (ઉપનય) સાંભળો. જે વિષ્ણુશર્મા બ્રાહ્મણ કહેલો છે, તે આ સંસારી જીવ સમજવો. તેની જે શીલવતી સ્ત્રી તે બુદ્ધિ સમજવી. જે રત્નદ્વીપ તે અઢીદ્વીપ જાણવો. જે પેલો વૃદ્ધ બ્રાહ્મણ ઉપદેશ આપનાર મળ્યો હતો, તે ગુરૂ સમજવા. જે રત્નસુરી દેવી તે શુભ કર્મની પ્રકૃતિ જાણવી અને જે ચિંતામણિ તે મનુષ્ય ભવ જાણવો. આ સંસાર તે સમુદ્ર સમજવો. જેમ પ્રમાદથી હાથમાં ગ્રહણ કરેલો ચિંતામણિ ચાલ્યો ગયો, એવી રીતે પ્રાણીનો મનુષ્ય ભવ પ્રમાદથી ચાલ્યો જાય છે. તે પુનઃ મળવો દુર્લભ થઇ પડે છે. હે રાજા જેઓ ચૌદ પૂર્વધારી હોય, પણ જો તેઓ પ્રમાદને વશ થાય છે, તો તેઓ અનંતકાલ સુધી નિગોદમાં રહે છે. એવી રીતે અનેક મનઃપર્યવ જ્ઞાન સહિત જીવો (પ્રમાદવશે પતિત થયેલા) સતત અક્રમ નિગોદમાં પ્રાપ્ત થાય છે, તો પછી બાકીના વિષે તો કહેવુંજ શું ? તેથી પ્રમાદને છોડી દઇ શ્રી જિનભગવાને કહેલા ધર્મનું આચરણ કરો. પ્રાણીઓ વૃદ્ધાવસ્થામાં દીક્ષાને યોગ્ય નથી તેને માટે કહ્યુ છે કે, "બાળક, નપુંસક, વૃદ્ધ, (પુરૂષાર્થહિન-બાયલો) જડ, જુંગિત (ખોડવાળો) રોગી, રાજદ્રોહી, ચોર, આંધળો, કામ કરનાર ( મજૂર ) ગાંડો, મૂર્ખ, દુષ્ટ, બંધનમાં પડેલો, સેવક, કરજદાર, અને [1]શિષ્યનિષ્ફેટક એ અઢાર પ્રકારના પુરૂષો દીક્ષાને યોગ્ય નથી. અને ઉપર કહેલા અઢાર પ્રકારની, નાના છોકરાવાળી અને ગર્ભિણી એમ વીશ પ્રકારની સ્ત્રી દીક્ષાને યોગ્ય નથી. ત્રીજા વેદવાલા નપુંસકને દીક્ષા કોઈ વખતે આપવાની કહી છે, પણ તે કારણને લઇને પણ આપી શકાતી નથી. હે રાજા, તમે સંયમને પ્રાપ્ત કરી મોક્ષ માર્ગને પ્રાપ્ત કરો. તિર્યંચો પણ નિયમવાળા હોય, તો દેવલોકે જાય છે. કારણકે, દેવ અને નારકીને મનુષ્ય તથા તિર્યંચગતિ પ્રાપ્ત થાય છે. તિર્યંચો મોક્ષ શિવાયની ચાર ગતિને પ્રાપ્ત કરે છે. અને મનુષ્યો પાંચ ગતિને પ્રાપ્ત કરે છે. સર્વથી ઉત્તમ એવા મનુષ્યો મોક્ષ ઉત્પન્ન કરે છે. એને તે મોક્ષ વિના મનુષ્યો દીનજનમાં પશુઓથી પણ હલકા કહેવાય છે. હે રાજા, તમે આ મધ્યમ વયમા જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રાપ્ત કરો, કારણકે, તે સામગ્રી પ્રાપ્ત થવી દુર્લભ છે. "

સૂરિવરનો આ ઉપદેશ સાંભળી રાજાએ ઘેર આવી કુમાર પૂર્ણકલશને બળાત્કારે રાજ્ય આપી ગુરૂની પાસે ઉત્તમ પ્રકારે દીક્ષા ગ્રહણ કરી. તે અવસરે પૂર્ણકલશે ગુરૂને નિવેદન કર્યું કે, ' જો હું યોગ્ય હોઉ તો મને ગૃહસ્થના બાર વ્રતો પૂર્ણ રીતે આપો.'

૧ શિષ્યને ભગાડનાર કે આપમમા ભેદ કરાવનાર.

ગુરૂ બોલ્યા, 'જૈન સિદ્ધાંતમાં શ્રાવકના એકવીશ ગુણો કહેલા છે, તે ગુણોથી યુક્ત એવો પુરૂષ ધર્મને યોગ્ય થાય છે. જે ક્ષુદ્ર–હલકો ન હોય, રૂપવાન્, સૌમ્ય, વિનયી, પાપથી ડરનાર, અક્રૂર, શઠતારહિત, મધ્યસ્થ, ગુણરાગી, દીર્ઘદર્શી, લક્ષ બાંધનાર, કૃતજ્ઞ, બીજાનું હિત કરવામાં આદરવાળો, (સુ)દાક્ષિણ્યવાન, વિશેષજ્ઞાતા, દયાળુ, સારી કથા કરનાર, (સુ)પક્ષયુક્ત, લજ્જાવાન્, વૃદ્ધભક્ત અને લોકપ્રિય-એ એકવીશ ગુણવાલો પુરૂષ ધર્મને યોગ્ય થાય છે, તેઓમાંથી સાત આઠ ગુણવાળો હોય, તો તે પણ સામાન્ય રીતે ધર્મને યોગ્ય થઈ શકે છે. હે રાજા, તમે તો તેવા અનેક ગુણોના નિવાસસ્થાન છો, તો તમારામાં ધર્મની યો યતા કેમ ન હોઇ શકે ? " આ પ્રમાણે કહી ગુરૂએ તે કાળે તેને શ્રાવકનો ધર્મ આપ્યો. પછી રાજા સૂરસેને મુનીશ્વર થઇ ગુરૂની સાથે વિહાર કર્યો અને પૂર્ણકલશે ગુણોથી ઉપાર્જન કરેલું રાજ્ય કરવા માંડ્યું. અનુક્રમે પ્રિય રાણી મદનશ્રીના ઉદરથી ભાગ્યસંપત્તિને ધારણ કરનાર **મદનવર્મા** નામે એક મુખ્ય કુમાર ઉત્પન્ન થયો.

એક વખતે કુંડિન નગરમાંથી માણસો ત્યાં આવ્યા અને તેમણે રાજા શ્રી પૂર્ણકલશને નમસ્કાર કરી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી, " હે દેવ દેવપુરના સ્વામી નરસિંહ રાજાએ હઠ કરી જ્ઞાનગર્ભ મંત્રીને કહેવરાવ્યું છે કે, " તેં છળ કરીને કેટલોક વખત કન્યાને પુત્રનો વેષ પહેરાવી રાજ્ય કરાવ્યું, પણ તે મારા જાણવામાં આવ્યું નહિં હમણાં કોઇ પૃથ્વીમાં કામદેવ જેવા કુમારની પાસે તે કન્યા થકી પુત્ર ઉત્પન્ન કરાવી તું તેની પાસે રાજ્ય કરાવે છે. તે શી વાત કહેવાય ? હવેથી જો તું રાજ્યનો ભાર રાખવાને ઇચ્છતો હો તો તું મને દંડ આપ અથવા યુદ્ધ કરવાને રણભૂમિમાં આવ. " તે લોકોના આવાં વચન સાંભળી મંત્રીએ જવાબ આપ્યો, " હે દૂત તારે તારા સ્વામીને આવી રીતે કહેવું કે, " તેં દમિતારિ રાજાની પાસે તે વખતે દંડ માગ્યો નહીં અને હવે દંડ લેવાની ઇચ્છા કેમ કરે છે ? તું બાળકનું રાજ્ય જાણીને હવે જે દંડ લેવાની ઇચ્છા કરે છે, તેથી તું નરસિંહ નથી, પણ નરશ્વાન છે. " આ પ્રમાણે કહીને મંત્રીએ તે દૂતને સ્વસ્થાને મોકલ્યો છે. પછી મંત્રી જ્ઞાનગર્ભે હિતને માટે અમોને અહિં મોકલ્યા છે. હવે એ પછી રાજ્યના રક્ષણને માટે આપજ પ્રમાણ રૂપ છો-આપની જે ઇચ્છા હોય તેમ કરો. " કુમાર પૂર્ણકલશે કહ્યું, " તમે સત્વર જાઓ અને તમારે મંત્રી જ્ઞાનગર્ભને કહેવું કે, " કોઇનો ભય રાખશો નહિં હું જલદી શત્રુને શિક્ષા આપીને ત્યાં આવીશ. " તેનું આ વચન સાંભળી તેઓ નિર્ભય થઇ પોતાના નગર તરફ ચાલી નીકળ્યા. પછી કુમાર પૂર્ણકલશે ત્યાં રાજ્યની સારી વ્યવસ્થા કરી સર્વ સંપત્તિને આપનારા પેલા સર્વાનુભૂતિ યક્ષનું સ્મરણ કર્યું. તત્કાળ તે યક્ષ ત્યાં આવ્યો અને તેને પોતાના ગજેંદ્ર ઉપર ચડાવી જ્યાં નરસિંહ રાજા સૈન્ય સાથે રહ્યો હતો, ત્યાં પહોંચાડ્યો. આ તરફ પેલા દૂતનો સંદેશો સાંભળી નરસિંહ રાજા પ્રથમથીજ

પોતાના નગરમાંથી નીકળી કુંડિનપુર તરફ પ્રયાણ કરતો હતો. ગજેંદ્ર ઉપર રહેલા પૂર્ણકલશને આકાશમાર્ગે આવતો જોઇ રાજા નરસિંહ પોતાના મનમાં આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો કે, "શું આ ઐરાવત હાથી ઉપર ઇંદ્ર પોતે આવે છે ? કે કોઈ વિદ્યાધર આવે છે ? મનુષ્યની શક્તિ આવી હોય નહિં." આ પ્રમાણે તે રાજા ચિંતવતો હતો, ત્યાં તો કુમાર પૂર્ણકલશ તેની સમીપે આવી પહોંચ્યો. તેને જોતાંજ તે [1]નરસિંહ હતો, છતાં પણ તે કાળે તે કાર્યમૂઢ બની ગયો કુમાર પૂર્ણકલશ બોલ્યો, "તું જે ભુજાના બળથી જ્ઞાનગર્ભ મંત્રીની પાસે દંડ માગે છે તે તારી ભુજાનું બળ મને હમણાંજ બતાવ્ય. જે મારો સેવક હોય, તેનો હું સદા પૂર્ણકલશરૂપ પૂર્ણકલશ કુમાર છું, પરંતુ જે મારો શત્રુ છે, તેનો તો હું કુમાર-નઠારી રીતે મારનારો છું." આવા વચન સાંભળી રાજા નરસિંહે પોતાના ઉગ્ર સુભટોને કહ્યું કે, "અરે ! આ નરાધમ પુરૂષનો નિગ્રહ કરો, નિગ્રહ કરો." રાજાનું આ વચન સાંભળી તે ઉગ્ર સુભટો હાથમાં હથીયારોનો સમૂહ લઇ 'મારો, મારો' એમ બોલતાં યુદ્ધ કરવા ઉભા થયા. તે વખતે પેલા યક્ષે જાણે ચિત્રમાં આળેખેલા હોય તેમ તેઓને સ્તંભિત કરી દીધા. નિર્ભાગ્ય મનુષ્યોની વાંછા ક્યાંથી પૂરી થાય ? તે કાળે રાજા નરસિંહ છતાં પણ એવો થઇ ગયો કે તે [2]સ્તંભને ભેદીને શત્રુનો નાશ કરી શક્યો નહીં. તે સમયે કુમાર બોલ્યો "અરે ? તું શા માટે ચિંતા કરે છે ? આ બીજા સેવકોની શું જરૂર છે ? આપણે બંનેજ સામસામા યુદ્ધ કરીશું." તે સાંભળી રાજાએ મનમાં ચિંતવ્યું કે, "આ કુમારે મને યુદ્ધ કરવા બોલાવ્યો, તે છતાં જો હું યુદ્ધ નહીં કરૂં, તો મારૂં **નરસિંહ** એ નામ મિથ્યા થશે. તેથી મારે યુદ્ધ કરવું જોઇએ." આવું ચિંતવી નષ્ટ બુદ્ધિ તે રાજાએ કુમારની સાથે લાંબો વખત અઘટિત સંગ્રામ કર્યો અને સાથે ગુણગ્રામ પણ અઘટિત કર્યો. પછી કુમારે તે રાજાને અતિ ખેદ પમાડી એક બાલકની જેમ બાંધી લીધો. તે કાલે પેલા યક્ષે સારા જલ સાથે પુષ્પોની વૃષ્ટિ કરી. પછી બધા સુભટોને છુટા કર્યા એટલે તેઓ કુમાર પૂર્ણકલશને શરણે આવ્યા અને રાજા નરસિંહ પણ તેને શરણ થઈ ગયો. રાજાને તેણે બંધનમાંથી છોડ્યો એટલે દિવસે ઘુડપક્ષીની જેમ તે નીચું મુખ કરી ઉભો રહ્યો. તે જોઇ કુમાર પૂર્ણકલશ બોલ્યો, "નરસિંહ, તારો રણમાં પરાજય થયો, તેને માટે તું ખેદ કરીશ નહીં. સિંહિકાનો પુત્ર ફક્ત મસ્તકરૂપે છે, છતાં તે શું લોકોથી પૂજાતો નથી ? તું રાજ્ય કર્ય, પ્રજાનું રક્ષણ કર્ય અને આદરથી તારા સ્થાનમાં ચાલ્યો જા." આ પ્રમાણે કહી સત્કાર પામેલો રાજા નરસિંહ બોલ્યો, "મને રણનો ભંગ થયો તેને માટે શરમ લાગ-

---

૧ નરસિંહ-પુરૂષોમાં સિંહરૂપ હતો, છતાં પણ કાંઇ પણ કામ ન સુઝે, તેવો મૂઢ બની ગયો.

૨ વિષ્ણુના નરસિંહ અવતારે સ્તંભભેદીને હિરણ્યકશિપુ નામના દૈત્યને માર્યો હતો. તેવી રીતે આ નરસિંહ રાજા સ્તંભ-અટકાયતને ભેદી શક્યો નહીં.

**પંચમભુપણ** નામનો તપ કર્યો. એક પડવે બે બીજ અને ત્રણ ત્રીજ અને બંને પખવાડીઆની બીજી પંદર પૂર્ણિમા સુધીની તિથિઓના ઉપવાસોવડે તેમણે **સુખસંપત્તિ** નામનો તપ કર્યો. એ તપને લોકો **વૃદ્ધસૂક્ષ્મોપવાસ**ના નામથી કહે છે. કેવલી ભગવંતોને નવ પદ્મ હોય છે. તે પ્રત્યેક પદ્મે આઠ ઔપવસ્રો કરવા વડે તેમણે **પદ્મોત્તર** નામનો તપ કર્યો. જેમનું ભવિષ્યમાં ભદ્ર–કલ્યાણ થવાનું છે એવા તે સંયમીએ પંચોતેર ઔપવસ્ર અને પચવીશ પારણાવડે **ભદ્ર** નામનો તપ કર્યો. એકસો છન્નુ ઉપવાસ અને ઓગણપચાસ પારણાથી તેમણે **મહાભદ્ર** નામનો તપ કર્યો. એકસે પંચોતેર ઉપવાસ અને પચવીશ પારણાથી તેમણે **ભદ્રોત્તર** નામનો તપ કર્યો. ત્રણસોને બાણું ઉપવાસ અને ઓગણપચાસ પારણાથી તેમણે **સર્વતોભદ્ર** નામનો તપ કર્યો. એકાંતર સાડત્રીશ ઉપવાસ અને આદિ અને અંતમાં અઠ્ઠમ કરી તેમણે **ધર્મચક્રવાળ** નામનો તપ કર્યો. તેમણે મોક્ષના સુખની ઇચ્છાથી છન્નુ ઉપવાસ અને ચોસઠ પારણાવડે વર્ગતપ કર્યો. આદિ તથા અંતે અઠ્ઠમ કરી એકાંતરે સાઠ ઉપવાસ કરવાથી તેમણે **કર્મચતુર્થ** નામનો તપ કર્યો. ચારસોને સાત ઉપવાસ અને તોતેર પારણાથી તેમણે **ગુણરત્નસંવત્સર** નામનો તપ કર્યો. એકસોપચાસ દિવસના ઉપવાસ અને તેત્રીશ પારણા વડે તેમણે **લઘુસિંહનીક્રિડીત** નામે તપ કર્યો. ચારસોસત્તાણું ઉપવાસ અને એકસઠ પારણાવડે તેમણે **મહાસિંહનિક્રિડીત** નામે તપ કર્યો. તે શિવાય આંબેલ, વર્દ્ધમાન, એકાવળી, કનકાવલી, ન્યૂનોદર (ઊણોદરી) અને પ્રતર વિગેરે તપ તેમણે આચર્યા હતા. તે પછી આયુષ્યનો ક્ષય થતાં તે મુનિએ સર્વાર્થ સિદ્ધિવિમાનમાં જઇ ત્યાં તેત્રીશ સાગરોપમ સુધી મહાસુખ સંપાદન કર્યું. તે પછી મહાવિદેહ ક્ષેત્રની અંદર નિર્મલ અને અનુપમ એવા કુલમાં જન્મ લઈ, દીક્ષા ગ્રહણ કરી અને ઉત્તમ તપથી કર્મનો ક્ષય કરી તે શુદ્ધ હૃદયવાલા મુનિ અનંત ચતુષ્ટયને સિદ્ધ કરી, સિદ્ધના એકત્રીશ ગુણોએ યુક્ત થઈ અને કર્મોથી મુક્ત થઇ સિદ્ધિને પામશે. હે રાજા, એવી રીતે યતના કરવામાં તત્પર એવા જીવો અનેક પ્રકારના તપ વડે સર્વાર્થસિદ્ધિ વિમાનને પ્રાપ્ત કરી સિદ્ધિને પામે છે.

વિદ્વાન પુરૂષો જેઓ અત્યંત નિર્વિષયી છે છતાં પણ તેમને વિશ્વના પ્રભુ કહે છે, જેઓ નિર્ગુણતાને પ્રાપ્ત થએલ છે, છતાં પણ તેમને સગુણ કહે છે, જેઓ પુણ્ય છે છતાં પણ [1]અપુણ્ય કહે છે અને જેઓ સદા તપથી યુક્ત છે છતાં પણ તેમને કોઇ તપસ્વી[2] કહેતું નથી, એ આશ્ચર્યની વાત છે, તેવા જ્ઞાનાદિ રત્નોની ખાણ રૂપ શ્રી વિમળનાથ પ્રભુને હું પ્રણામ કરૂં છું.

**શ્રીતપા** ગચ્છ નાયક ભટ્ટારક **શ્રી રત્નસિંહ** સૂરિના શિષ્ય ભટ્ટારક શ્રી જ્ઞાનસાગર સૂરિના રચેલા શ્રી વિમળનાથ ચરિત્ર રૂપ મહાકાવ્યનો શીલ તથા તપના અધિકારના વર્ણન કરવા રૂપ આ બીજો સર્ગ સમાપ્ત થયો.



૧ અપુણ્ય-પ્રારબ્ધ રહિત. ૨ તપસ્વી ગરીબ-નિર્માલ્ય.



# तृतीय सर्ग.



## भावाधिकार.



બ હ્યુસમૂરિ કહે છે હે શુદ્ધ પદ્મસેન, મેં તમોને શ્રી ધર્મરૂપી કલ્પવૃક્ષની ત્રીજી તપ નામની શાખા કહી. હવે તેની ચોથી ભાવ નામની વિશાળ શાખારૂપ શાખા કહું, તે સાંભળો. કેવળ દાન, શીલ અને તપથી મનુષ્યોને કેવળ જ્ઞાન થતું નથી, પરંતુ ભાવ નામની એકલી શાખાથીજ અત્યંત મહાન્ શિવલક્ષ્મી-મોક્ષ મેળવવાની શક્તિ પ્રાપ્ત થાય છે. જેમ નીરોગી માણસને રૂચી પ્રમાણે ઘણું અન્ન મળવાથી પુષ્ટિ થાય છે, તેવી રીતે ધર્મની અંદર પણ [1]માત્રાહિન એવા પુરૂષને તે ભાવની શાખાથી ધર્મની પુષ્ટિ થાય છે.[2] જન્માક્ષરમાં ગ્રહો બીજા સ્થાનોમાં રહ્યા હોય, તો પણ તે તે ભાવની રાશિનું ફલ આપે છે, પરંતુ જો તેઓ વક્ર કે અતિચારને પામ્યા હોય તો તે ફળ આપતા નથી. હે જનો જેમ રસોઈ લવણ નાખવાથી રસવાળી થાય છે, જેમ ભોજન ઘી વડે સબળ શક્તિ-તાકાત આપનારૂં થાય છે, જેમ વસ્ત્રમાં પટવાસ (પડોપાંદડી) નાખવાથીજ તેનો સારો રંગ દેખાય છે, અને જેમ ચુર્ણને ભાવના આપવાથી તે રસિકોને પ્રિય થઈ પડે છે, તેમ સર્વ ગુણવાળો ધર્મ ભાવનાથી સંપૂર્ણ બને છે, તેથી હે ભવ્યો, તમો સર્વદા ભાવયુક્ત એવા ધર્મનું આચરણ કરો. દાન વિગેરે ધર્મની સાથે જો ભાવના હોય, તો તે 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' તેના જેવું થાય છે, અને તે સોનું અને સુગંધ મળ્યાના જેવું છે, જ્ઞાનનું દાન કરવું, તે અનેક ગુણોના સ્થાનરૂપ છે, પણ જો તે સારી રીતે વિચાર્યા વગર બીજાને આપવામાં આવે તો તે શુભ ગણાતું નથી, જે દયાદાન કરવું તે સુખને આપનારૂં છે, પરંતુ તે કલિયુગમાં ઘણું દુષ્કર છે, કારણકે, કલિયુગમાં બધા પ્રાણીઓ આરંભમાં તત્પર હોય છે. વળી દ્રવ્યનો વ્યય કરી ધર્મોપષ્ટંભ દાન કરવાનું કહ્યું છે, પરંતુ તેમાં પણ કાળ તથા પાત્ર વિગેરેનો યોગ થવો દુર્લભ છે. ધર્મની બીજી

૧ માત્રાહીનનો અર્થ નરોગી પક્ષે ઔષધની માત્રાથી રહિત એમ થાય છે અને ધર્મ પક્ષે પરિણામ રહિત એમ થાય છે. ૨ કહેવાનો આશય એવો છે કે, જન્મગ્રહો ભાવમાં હોય તોજ ફલ આપે છે તેમ ભાવ હોય તોજ ધર્મનું ફળ મળે છે.

શાખા જે શીલ છે, તે મુક્તિરૂપી લક્ષ્મીની લીલાવાળું છે, પરંતુ તેનું પાલન કરવું ઘણું મુશ્કેલ છે, કારણકે, તે શીતલ બ્રહ્મચર્યની નવ ગુપ્તિઓ-વાડ કહેલી છે. ધર્મની ત્રીજી શાખા જે તપ છે, તે આ સંસારના સંતાપરૂપ તડકામાં છાયાદાર વૃક્ષના જેવું છે. પરંતુ તેની અંદર જિહ્વા-ઇંદ્રિયનો જય કરવો સુગમ માનેલો નથી. તેથી હે ભવ્યો, તમે સુખથી સેવી શકાય એવી તે ધર્મની ચોથી શાખારૂપ ભાવનાને ધારણ કરો. જેથી કરીને **ચંદ્રોદર**ની જેમ થોડા વખતમાંજ સિદ્ધિ પ્રાપ્ત થાય.

### ચંદ્રોદરની કથા.

લંકાના જેવી **હસ્તીપુરી** નામે એક નગરી છે. જેમ લંકા સુવર્ણમય હતી, તેમ તે સુવર્ણ-સારા ચારે વર્ણોના લોકોથી વ્યાપ્ત હતી જેમ લંકા યક્ષ, રાક્ષસોથી વ્યાપ્ત હતી, તેમ તે નગરી પુણ્યવંત જનોથી ભરપુર હતી જેમ લંકા મંદોદરી-રાવણની સ્ત્રીના વાસસ્થાનવાળી હતી, તેમ તે મંદોદરી-કૃશ ઉદરવાળી સ્ત્રીઓના વાસથી યુક્ત હતી. તે નગરીમાં વિશ્વમાં વિખ્યાત રામના જેવો **રામ** નામે રાજા હતો. રામ જેમ ક્ષમા પ્રજા-પૃથ્વીની પ્રજાના પતિ હતા તેમ તે ક્ષમા અને પ્રજાનો સ્વામી હતો. રામ જેમ ચિત્તાનંદી-ચિત્ ચૈતન્યભાવને અથવા ચિત્તને આનંદ આપનારા હતા, તેમ તે ચિત્તને આનંદ આપનારો હતો. રામ જેમ કુશળવર્દ્ધિત-કુશ તથા લવ નામના પુત્રોથી સમૃદ્ધિમાન્ થયેલા હતા, તેમ તે કુશળતાવડે વૃદ્ધિ પામેલો હતો. તે રાજા ઉત્કૃષ્ટ એવા સંગ્રામની અંદર શત્રુઓમાં+ અજીવ ને જીવવાળા અને સજીવને જીવરહિત કરતો, તે આશ્ચર્યની વાર્તા હતી. તે રાજાને જયની સેનાની જેમ **જયાવળી** નામે રાણી હતી. જેમ જયની સેના અપ્સરાઓમાં ક્રીડા કરનારી હોય છે, તેમ તે રાણી અપ્સર જલના સરોવરમાં ક્રીડા કરનારી હતી. જેમ જયની સેના ધનવાહન-ઘણાં વાહનોથી યુક્ત હોય છે, તેમ તે રાણી પણ ઘણાં અશ્વાદિ વાહનોથી યુક્ત હતી અને જેમ જયસેના જયવતી હોય છે, તેમ તે પણ સદા જય પામનારી હતી.

એક વખતે તે રાણી જયાવળી કોઇ કામનાને માટે થોડો પરિવાર લઇ પોતાના પતિ વગર કામદેવની પૂજા કરવા માટે વનમાં ગઇ ત્યાં પુષ્પોથી કામદેવને પૂજી પોતાના કામસ્વરૂપી સ્વામીનાં દર્શન કરવા ઉત્સુક હૃદયે વેગથી પાછી વળી. તેવામાં માર્ગે ઘણાં બચ્ચાંઓ સાથે લઇ આગળ ફરતી એક કુકડી તેણીને દૃષ્ટિએ પડી. તેણીને જોતાંજ તે

---

+ તે રાજાના તાપ-પ્રતાપથી જેમના હોશ-પ્રાણ ઉડી ગયા હોય અને દીનપણે તેના શરણે આવે છે-તેની આણ માને છે, તેને તે અભય આપી ઉદ્ધરે છે અને જે અનેરા અભિમાનયુક્ત બની તેનાથી વિમુખતા-વિપક્ષતા-શત્રુતા ધારે છે તેમનો પરાભવ કરી તેમને યશમાન-કિર્તિરૂપ પ્રાણરહિત કરે છે અથવા તો તેમને યમના અતિથિ બનાવે છે અર્થાત્ અભિમાની શત્રુઓનું અભિમાન ગાળી નાંખે છે.

માનરહિત અને સરલતાવાળી રાણી જયાવળી પોતાના હૃદયમાં ચિંતવવા લાગી કે; "અહો ! આ વનની અજ્ઞાન એવી કુકડીને પણ ધન્ય છે કે જેણી આ સંસારરૂપી વૃક્ષની સફળતા કરનાર પોતાનાં જીવતાં બચ્ચાંઓને સદા સ્નેહ ભરેલી દૃષ્ટિથી હર્ષ સહિત જુવે છે. વળી જેણી પોતાના બે ચરણોવડે પૃથ્વીને આદરથી ઉખેડી પાછળ અને પડખે રહેલાં તે બચ્ચાંઓને કણ વિગેરે ખવરાવે છે, અને હું સૌભાગ્યની શ્રેણીથી યુક્ત છતાં કેવી મંદભાગ્યવાળી કે જે નેત્રોને આનંદ આપનાર પુત્રને જોતી નથી. હું જુઈના વૃક્ષની જેમ કુલીન છતાં પણ ફળ ( સંતાન ) રહિત છું અને તે જુઇ તો પુષ્પવતી થઇ રાજાને ભોગદાયક છે અને હું [1]પુષ્પવતી છતાં ભોગદાયક ( પુત્રવતી ) થઇ શકતી નથી. જેમ રાજહંસે સેવન કરેલી અને કાદવમાંથી થયેલી પદ્મિની રાજા-ચંદ્રનો [2]પ્રસાદ પ્રાપ્ત કરતાં પણ મુખથી મુખવિકાસ કરતી નથી, તેમ હું રાજારૂપી હંસે સેવેલી છું અને મારી ઉપર રાજાનો પ્રસાદ છે, છતાં પણ સુખથી મુખવિકાસ કરતી નથી. પૃથ્વી ઉપર શ્યામ એવી પણ રાત્રિ રાજા-ચંદ્રનો પ્રસાદ મેળવી નિર્મળ થઇ જાય છે, પરંતુ જ્યારે તેજ રાત્રિને અંધકાર પ્રાપ્ત થાય છે, ત્યારે તે કોઈવાર કૃષ્ણતા-કાળાશવાળી બની જાય છે." આ પ્રમાણે વિચારી તે રાણી જયાવળી નિસ્તેજ બનીને એક મોટા આમ્રવૃક્ષની છાયાને પ્રાપ્ત કરી પાપને લઇ નિરાશ થઇને બેઠી. શ્વાસોશ્વાસને રૂંધતી અને પોતાના આત્માના સ્વરૂપને વિપરીતપણે ચિંતવતી તે વિયોગવાળી થઈ વનવાસમાં રહી.

અહિં મનોહર અને રાગી રામ રાજા તેણીના વિયોગથી આતુર થઇ સભા વિસર્જન કરી તત્કાળ અંતઃપુરમાં આવ્યો. ત્યાં જેમ જીવ વગરનું શરીર હોય અને સ્વજન વગરનું નગર હોય તેવું રાણી જયાવળી વગરનું અંતઃપુર તે માનવા લાગ્યો. અંતઃપુરના રક્ષક નાજર લોકોએ રાજાને રાણીનો વૃત્તાંત જણાવ્યો, એટલે પોતાની પ્રિયાને મેળવવાને માટે તરત સકામ થઈ તે કામદેવના મંદિર પ્રત્યે આવ્યો. ત્યાં રસ્તામાં આંબાના વૃક્ષ નીચે બેઠેલી પોતાની પ્રિયાને દીન થયેલી જોઇ તે પણ તેણીના જેવોજ અપ્રસન્ન હૃદયવાળો થઈ ગયો. રાજા પાસે આવેલો પણ તે પ્રાજ્ઞ સ્ત્રીના જાણવામાં આવ્યો નહીં. કારણકે, તે વખતે તેણી ચિંતવન કરવામાં આસક્ત થઇ રહી હતી. રાજા ક્ષણવારે સ્થિર થઇને પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યો, "ભદ્રે ! આજે તને આવું અભદ્ર શું થયું છે ? કે જેથી તું જુદી તરેહનીજ થઇ ગઇ છે." આ સાંભળી રાણી ભાનમાં આવી અને જોવામાં ઊંચે જુએ છે તેવામાં તેણીએ તે દયાળુ રાજાને જોયો, તત્કાલ તેણીએ આ પ્રમાણે વિચાર્યું, "અરે મારા સ્વામી પ્રત્યક્ષ આવ્યા, તોપણ મેં તેમને યોગ્ય (ઉચિત સત્કાર-વિનયાદિ) કાંઈ કર્યું નહીં. આ તો એક તરફ આગ ઉપરથી પડવું થયું અને

૧ પુષ્પવતી રાણીપક્ષે રજસ્વની અને જુઇપક્ષે પુષ્પ-ફુલવાળી. ૨ શીતળ કિરણોવડે અમૃતસિંચન.

બીજી તરફથી મસ્તક ઉપર લાકડીનો પ્રહાર પડયો, તેના જેવું થયું." આવું વિચાર્યું પણ શરમને લીધે તેણીએ તે હિત કાર્ય કરવામાં તત્પર એવા રાજાને જાણ્યા છતાં તેનો આદર કર્યો નહિં. રાજાએ વિશેષ કોમળતાવાળી વાણીથી તેને બોલાવી, 'હે કુશલે, તારા શરીરમાં શું અકુશળ છે ? તારા પિયરમાં કાંઇ અમંગળ તો બન્યું નથી ? હે ભદ્રે, સર્વ રીતે તને કલ્યાણ છે ? તેમ મેં પણ તારો અપરાધ કર્યો નથી ? હે મનોહરે, વિપત્તિને કરનારી કોઇ સપત્ની પણ તારે નથી તે છતાં તારામાં જે મોટું દુઃખ પ્રત્યક્ષ દેખાય છે, તેનું કારણ હું જોઇ શકતો નથી. હે માનિની, તેથી તું જે હોય તે કહી દે." રાજાનાં આવાં વચન સાંભળી સખીઓથી ચારે તરફ વીંટાએલી તે રાણી રાજાનો સંતાપ શાંત કરવા માટે ધારાગૃહ (જળવૃષ્ટિ) કરતી હોય તેમ અત્યંત ગાઢ રૂદન કરવા લાગી. પછી સ્વચ્છ હૃદયવાળા રાજાએ પોતાના બે હાથે કરી તેણીનાં બંને નેત્રો લુંછી તેણીના દુઃખે દુઃખી થઇ ફરીવાર પૂછયું, એટલે ધૈર્યને ધારણ કરી અને પોતાનો આકાર ગોપવી તેણી બોલી, "સ્વામી, હું પુત્ર રહિત છું. તેજ મને મોટું દુઃખ છે," રાજા બોલ્યો, "હે દેવી, એ મહાન્ ઊગ્ર દુઃખ મારા હૃદયમાં પણ શલ્યની જેમ સદા ખટકે છે, પરંતુ આ પૃથ્વીમાં કયા જીવનું એવું ભાગ્ય હોય કે જે બંને રીતે [1]સદય અને પ્રિય એવો તારો પુત્ર થઇ અવતરે ? હે ભદ્રે, તે છતાં તું ખેદ કરીશ નહિ, વિવિધ એવા દુસ્તપ તપે વડે તારે પુત્ર થઇ શકશે. પ્રાણીઓના તપ કરવાથી નિકાચિત એવા અંતરાય કર્મો પણ ક્ષય પામી જાય છે. તો પછી બીજા કર્મો ક્ષય થાય તેમાં શું કહેવું ?" આ વખતે તે આમ્રવૃક્ષના શિખર ઉપર બેઠેલો એક શુકપક્ષી આ પ્રમાણે બોલ્યો, 'હે નૃપપ્રિયે, ધીરજ રાખ, તારે પુત્રની ઉત્પત્તિ થશે." સારૂં અને શ્રવણને સુખકારી તે શુકપક્ષીનું આ વચન સાંભળી તેઓ બંનેના હૃદય હર્ષિત થઈ ગયાં અને તેઓ ઊત્સુક બની ગયાં. તેઓ બંને આકાશ તરફ શુકપક્ષીને જોતા હતા, તેવામાં આકાશની અંદર વિચરતા, ક્ષમા વિગેરે દશ પ્રકારના ધર્મને ધારણ કરનારા, ભવ્યજનોને તારનારા અને વિસ્મરણ થયેલા શ્રવણને સ્મરણ કરાવનારા **વિનયંધર** નામના એક ચારણ શ્રમણમુનિ તરત તેમના જોવામાં આવ્યા. તે ક્ષમાધારી મુનિ ક્ષણમાં પૃથ્વી ઉપર સ્થિત થયા, એટલે રાજાએ તેમને ત્રણ પ્રદક્ષિણા કરી વંદના કરી. તે મુનિએ દુર્ગતિને ભેદનારી ધર્મલાભની આશિષ આપી, પછી રાજા અંજલિ જોડી આ પ્રમાણે બોલ્યો, "ભગવાન્, આજે તમારા સમાગમથી આ મારી પૃથ્વી ઉત્સવવાળી થઇ, મારૂં દેશમંડળ પૃથ્વીના કુંડલરૂપ થયું, મારી પુરી ધર્મરૂપી રાજાની સુશીલ અંતઃપુરીના જેવી થઇ, મારો જન્મ ભાગ્યના જન્મરૂપ થયો, આ વર્ષ હર્ષદાયક થયું, આ માસ રમણીય રમા-લક્ષ્મીના વાસરૂપ થયો, આજથી મારા દુઃખનો અદ્‌ભુત નાશ થયો, આ પખવાડીયું શત્રુને નાશ કરનાર થયું,

---

૧ બંને રીતે સદય એટલે સત્-અય-સારા પરિણામવાળો અને સદય-દયા સહિત.

આ દિવસ ધર્મથી પ્રકાશમાન થયો, આ પહોર કામ-ઇચ્છા પૂરવાથી સુંદર બન્યો, અને આ ક્ષણ પણ ક્ષણ-ઉત્સવ આપનાર થયો, કારણ કે સાધુ પુરૂષોનું દર્શન મનુષ્યોને ભાગ્ય યોગેજ થાય છે. હે પ્રભુ, મિત્ર-સૂર્યનો ઉદય થાય તોપણ અંધ મનુષ્યને તેનાં કર્મને લીધે ઇષ્ટ વસ્તુનું દર્શન થતુંજ નથી. ફળ તથા પત્રોને આપનારે વસંત ઋતુ આવે તોપણ કેરડાના વૃક્ષને પુષ્પો આવ્યા છતાં પણ પત્રો આવતાં નથી. સર્વ પ્રકારના ધાન્યોનો ઉપકાર કરનાર વરસાદ આવતાં પણ જવાસાના ઝાડ ક્ષમાને-ભજનારા થયા, છતાં પણ દુર્ભાગ્યે સુકાઈ જાય છે. હે દયાનિધિ, તેવી રીતે તમારૂં આગમન થતાં પણ મારૂં દુઃખ ન જાય, તેમાં મારા કર્મનોજ દોષ છે, બીજા કોઇનો દોષ નથી. તથાપિ આળસુ લોકોની વચ્ચે ગંગા નદી આવી મળી, તો તે સર્વના પાપને હણનારી થતી નથી, પણ તે સર્વના સંતાપને તો હણનારી થાય છે." આ વચનો સાંભળી મુનિ બોલ્યા, "હે પ્રાજ્ઞ, ચિરકાળ ધ્યાનરસવાળા તારા હૃદયમાં જે સંતાપ થાય છે, તેને માટે મને કૌતુક થાય છે. કળાઓના કલાપવડે યુક્ત અને [1]ગોસ્વામી એવા રાજારૂપ તમારામાં આવી ઉંચા પ્રકારની અને વામપણાને અનુસરનારી મોટી મલિનતા હોય એ આશ્ચર્યની વાત છે. શુદ્ધપક્ષના ઉદયના અધ્યક્ષરૂપ એવા હે રાજા, તમારા [2]ગોભરવડે સર્વ પ્રાણીઓનો સંતાપ નાશ પામે છે, તો આ શું બન્યું? તે તમારા હૃદયની વાત જણાવો." રાજા બોલ્યો, "ભગવન, મને દુઃખ થવાનું કારણ મારી અપુત્રતા છે, કારણ કે, લૌકિક આગમમાં કહ્યું છે કે, "જે અપુત્ર હોય તેમની સારી ગતિ થતી નથી." મહાવ્રતધારીઓમાં મુગટરૂપ એવા મુનિ બોલ્યા, "હે રાજન્, ખેદાતુર થઇશ નહીં. તને લાગેલો બધો મેલ ચાલ્યો જશે, તે વિષે અંતઃકરણને કોમળ કરે તેવું એક દૃષ્ટાંત સાંભળ —

રાગી પુરૂષોને આનંદ આપનારૂં **દુરપાર** નામે એક નગર છે. કવીશ્વરો જેના ભૂમીગૃહ (ભોંયરા) ને અધોલોક પાતાળ કહે છે, શિરોગૃહ-અગાસીને ઉર્ધ્વલોક કહે છે અને મધ્ય ભમી-વચલા માળને-મધ્યલોક કહે છે. સર્વ ભુવનને વશ કરનાર અને ભવનમાં ઉદય પામેલો **ઉગ્રશાસન** નામે વિખ્યાત રાજા તે નગરનું પાલન કરતો હતો. જાણે[3] તે સંતુષ્ટ થતો હોય તેમ તેણે સુમનસને ઉચ્ચપદ અર્પણ કર્યું

---

૧ ગોસ્વામી-પૃથ્વીના સ્વામી પક્ષે જલના સ્વામી.

૨ ગોભર-વાણીનો સમૂહ અને જળનો સમૂહ.

૩ જ્યારે તે સંતુષ્ટ થતો ત્યારે સુમનસ-દેવતાને પક્ષે વિદ્વાનોને ઉચ્ચપદ આપતો અને જ્યારે તે રૂષ્ટ થતો ત્યારે દ્વિજિહ્વ-સર્પોને પક્ષે લુચ્ચા પુરૂષોને અધઃસ્થાન-પાતાળ અને પક્ષે નીચ સ્થાન આપતો હતો (નિગ્રહ કરતો હતો).

હતું અને જાણે રૂપ થતો હોય તેમ દ્વિજિવ્હોને અધઃસ્થાન અર્પણ કર્યું હતું. તે રાજા ઉગ્રસેનને વિશ્વમાં વિખ્યાત એવો **શુદ્ધબુદ્ધિ** નામે એક મંત્રી હતો. તે તેના નગરના અપાર મહાન્ વ્યાપારોના ભારથી પ્રકાશમાન હતો. રાજાની આજ્ઞાથી નગરમાં સર્વ તરફ ફરતા એવા તે મંત્રીને ઐક્ય કરનાર **પુરૂષાશ્રય** નામે એક મિત્ર મળી આવ્યો. તે નિર્મળ એવા સંવરથી તે શુદ્ધબુદ્ધિના મોટા સંતાપને વારતો, પરંતુ પોતાના સંતાપને કદિ પણ વારતો નહીં. તે શુદ્ધ યોગવડે તેની દુઃખદાયક જડતાને હર્ષથી હરી લેતો. પરંતુ જેનું મન મોહથી મોહિત થયેલું છે, એવો તે પોતાની જડતાને હરતો નહીં. તે સારાગુણવાળા,[1] સત્સૂત્રોવાળા અને સ્વસ્થ એવા ઉત્તમ નાનાંબર–વિવિધ વસ્ત્ર ધરનારા ધર્મગુરૂઓની સાથે તેનો નિત્યે સંગમ કરાવતો અને પોતે શ્વેતાંબર–મુનિઓની સાથે પણ સંગમ કરતો નહીં. તે [2]સદા ગુરૂથી ઉત્પન્ન થયેલા સારા વાસથી તેને આદરપૂર્વક સુવાસિત કરતો, પરંતુ ગંધરહિત અને પ્રકૃતિમાં આસક્ત એવા પોતાના આત્માને સુવાસિત કરતો નહિં. તે વિશુદ્ધ, અને અર્થની સિદ્ધિને આપનારા સુવર્ણોથી તેને વિભૂષિત કરતો, પરંતુ પોતે તે આભૂષણમાં વિચક્ષણ છતાં પોતાના રૂપને વિરૂપ રૂપ-રહિત રાખતો હતો. તે તેને અનિત્ય છતાં પણ પોતાના ચિત્તમાં માનપૂર્વક નિત્યરૂપે ચિંતવતો, પરંતુ ભાવયતિરૂપે પોતાના આત્માને તેવો ભાવતો નહિં. તે પરમ હર્ષથી સુમનસવડે[4] તેની પૂજા કરતો, પરંતુ તે કામયુક્ત છતાં એક પણ સુમનસથી પોતાને પૂજતો નહિં. તે સારા મુખને પ્રિય લાગે તેવા સરસ, સન્મોદક[5] અને બહુ[6] ધાન્યવડે

---

૧ ધર્મગુરૂ પક્ષે સારા ગુણવાળા, સારા સૂત્રોને જાણનારા અને વિવિધ વસ્ત્ર ધરનારા એટલે શ્વેતાંબરી, રક્તાંબરી, પીતાંબરી વિગેરે ધર્મગુરૂઓની સાથે તેનો સમાગમ કરાવતો અને પોતે શ્વેતાંબરી ગુરૂઓનો સમાગમ કરતો નહીં. બીજે પક્ષે તે સારા ગુણ–દોરાવાળા, અને સારા સૂત્ર–સૂતરવાળા વિવિધ–અંબર વસ્ત્રોનો યોગ કરાવતો અને પોતે શ્વેતવસ્ત્રોનો પણ યોગ કરતો નહીં.

૨ ધર્મગુરૂ પક્ષે સદા–હંમેશા ગુરૂએ નાખેલા સુવાસ–વાસક્ષેપથી તેને સુવાસીત કરતો અને પોતે ગંધરહિત અને પ્રકૃતિ–માયાના પદાર્થોમાં આસક્ત રહી સુવાસિત થતો નહીં, પક્ષે સદા હમેશાં–અગુરૂ–ચંદનથી ઉત્પન્ન થયેલા સારા વાસ–સુગંધથી તેને સુવાસિત કરતો અને પોતે ગંધરહિત એટલે ગર્વરહિત થઇ સુવાસિત થતો નહીં.

૩ સુવર્ણપક્ષે વિશુધ્ધ શોભા, અર્થ–દ્રવ્યની સિધ્ધિને આપનારા અર્થાત્ મૂલ્ય ઉપજે તેવા અને સુવર્ણ એટલે સારા વર્ણો પક્ષે વિશુધ્ધ–વ્યાકરણ શુદ્ધ, અર્થની સિદ્ધિ એટલે સારા અર્થ-વાળા શબ્દોના અક્ષરો તેને સમજાવતો.

૪ સુમનસ–પુષ્પો અને વિદ્વાનો.

૫ સન્મોદક–સારા લાડુ પક્ષે સત્પુરૂષોને આનંદ આપનારા.

૬ બહુ ધાન્ય–બહુધા–બહુ પ્રકારે–અન્ય–બીજા બહુ–ઘણાં ધાન્યો.

તેને આપ્તજનની પંક્તિમાં યોજતો, પરંતુ પોતે રૂચિવાળો છતાં તેની અંદર પોતે યોજાતો નહિં. તે લબ્ધવર્ણ[1] એવા તેના શરીરમાં અંગરાગવડે ઉંચી જાતના વર્ણોની યોજના કરતો, પરંતુ પોતાના આત્માને વર્ણ વગરના અને સારાવર્ણ-અક્ષરના જ્ઞાનવાળા કવીઓથી રહિત રાખી તેમાં તેવી યોજના કરતો નહિં. તે સદાપતત્ર,[2] અને ઘનસાર એવા ચિત્રો તેની શય્યામાં હર્ષથી ધારણ કરાવતો, પરંતુ પોતાની શય્યામાં કદિ પણ ધારણ કરતો નહિં. તે સુખદાયક, શુદ્ધ, કાષ્ટ સહિત, પલંગવાળા અને લાખો દીવાવાળા સારા મંદિરમાં તેને રાખતો, પરંતુ પોતે રહેતો નહીં. તે કાંતાના રાગને લઇને તેને તેવો યોગ મેળવી આપતો, પરંતુ પોતે પોતાને માટે તેવો યોગ મેળવતો નહિં. તેનામાં તો તેનો અભાવજ જોવામાં આવતો હતો. તે અંધકારને હરે તેવા મોટા મૂલ્યવાળા રત્નોના સમૂહથી તેને મિથ્યા[3] અલંકૃત કરતો, પણ ગુરૂએ આપેલા જ્ઞાનદર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નોથી તેને અલંકૃત કરતો નહી, તેમ પોતાને પણ તેવી રીતે અલંકૃત કરતો નહીં. તે ગોરસવડે[4] તેના અંગો તથા ઉપાંગોનું સતત પોષણ કરતો, પણ તે વડે પોતાના અંગો તથા ઉપાંગોનું પોષણ કરતો નહિં. તેથી તે લોકોમાં દુર્બળ થતો હતો. તે લજ્જાથી દૂર રહેલા અને વિદ્યાથી પૂર્ણ થયેલા એવા તેને સારાપણાથી જોતો, પરંતુ પોતાના મલિન આત્માને તેવી દૃષ્ટિથી જોતો નહિં. તે સગુણ[5] એવા સારા મુક્તાફળોથી તેને આનંદનો યોગ કરી આપતો, પરંતુ પ્રમાદ અને પ્રમદાથી યુક્ત એવા પોતાના આત્માને તેવો યોગ ન કરતો. આ પ્રમાણે તે મંત્રી મોહને લઇને તે જળવડે પવિત્ર એવા બ્રાહ્મણ મિત્રનું વિવિધ પ્રકારનું હિત કરતો હતો. તે મિત્ર પણ તે મંત્રીને પોતાના પદ ઉપર સ્થાપિત કરી અહર્નિશ પોતાને હાથે તેને ભોજનાદિક ખવરાવતો હતો. તેમજ તે તેની ઉપર પ્રેમના સમૂહને દર્શાવવા સાથેજ શયન કરતો, સુખ દુઃખ સ્પષ્ટ રીતે ભોગવતો જાગતો અને જતો આવતો હતો. એવી રીતે નિત્ય આસક્ત રહેનારા તે મિત્રને જોઈ લોકોએ તેનું નામ **નિત્યમિત્ર** પાડી દીધું.

એક વખતે **વિશ્વહિત** નામનો કોઇ પુરૂષ તેને મળી આવ્યો. શુદ્ધબુદ્ધિને આપનારા તે પુરૂષે તેને પ્રણામ કર્યો. પછી શાણા વિશ્વહિતે વિચાર્યું કે, "આ માણસ મારૂં

---

૧ લબ્ધવર્ણ એટલે શરીરના ઉંચા વર્ણવાળા પક્ષે લબ્ધવર્ણ એટલે કીર્ત્તિમાન.

૨ સદા-આપતત્ર-આપત્તિમાંથી બચાવનાર પક્ષે સદા પત્રવાળા ઘનસાર-ઘણાં શ્રેષ્ઠ, પક્ષે ઘનસાર કપૂર.

૩ મિથ્યાત્વથી યુક્ત કરતો.

૪ ગોરસ એટલે ગાયના દૂધ દહીં વિગેરે રસ પક્ષે ગોરસ-એટલે ઉપદેશ વાણીનો રસ.

૫ સગુણ-ગુણવાળા સન્મૌક્તિક-સત્પુરૂષરૂપી મોતીનો યોગ કરી આનંદ આપતો પક્ષે સગુણ એટલે દોરીવાળા મોતીના હાર પહેરાવી આનંદ આપતો.

પ્રત્યર્ન માને કે ન માને તોપણ હું તો તેને શુદ્ધબુદ્ધિ આપે તેવું વચન કહેવાનોજ." આવું ચિંતવી વિશ્વહિત બોલ્યો, "ભદ્ર, જે તારો આ મિત્ર છે, તે કોઇને પણ માન્ય કરવા યોગ્ય નથી. તું તેની ઉપર જેવો રાગી છે, તેવો તે તારી ઉપર રાગી નથી. આ અંદર તદ્દન અશુદ્ધ છે અને બાહેર શુદ્ધ દેખાય છે, તેં તેનો સત્કાર કરેલો છે, પણ તેનો કદિ પણ વિશ્વાસ કરીશ નહીં. જો તું તેને ભોજન આપીશ નહીં અને તેને સ્નાન કરાવીશ નહીં, તો તે તારો નિર્મળ કાર્યભાર કરશે નહીં. હે વિદ્વાન આ તારો મિત્ર વિધુર છે. માટે તું તેને છોડી કોઇ બીજા ઉત્તમ મિત્રને કર્ય, કે જે મિત્ર તને કષ્ટમાં સહાય કરે." આ પ્રમાણે તે હિતકારી વિશ્વહિત પુરૂષનાં નહીં છેતરે તેવાં બધાં વચનો સાંભળી તેને કાંઇક ભાન આવ્યું અને તત્કાલ તેણે વિચાર્યું કે, "આ વિશ્વહિત જે કાંઈ કહ્યું, તે સારૂં જણાય છે. તેથી હવે હું કૃતજ્ઞ નામનો કોઇ યોગ્ય મિત્ર કરૂં." આવું ચિંતવી તેણે કૃતજ્ઞ નામનો મિત્ર કર્યો. તે મિત્રને થોડી ભક્તિ બતાવી મંત્રી દરેક પર્વને દિવસે આવી અન્ન તથા તાંબૂલ વિગેરેથી સંતોષ આપવા લાગ્યો, તે જોઇ બધા લોક તેને **પર્વમિત્ર**ના નામથી ઓલખવા લાગ્યા, કારણ કે, લોકોનો એવો સ્વભાવ છે કે જેવું નજરે દેખે તેવું કહે.

આ પ્રમાણે શુદ્ધ બુદ્ધિ નિત્યમિત્ર તથા પર્વમિત્રની સાથે રહેલો હતો, તેને જોઇ લક્ષ્મીના સ્થાનરૂપ અને યથાર્થ નામવાલો વિશ્વહિત તેની પ્રત્યે બોલ્યો, "હે મંત્રિ, આ તમારો જે પર્વમિત્ર છે, તમારા દુઃખનો જરા ભાગીદાર બને છે, પરંતુ તેવા મિત્રને હું તમારો સારી રીતે હિતકારી કહી શકતો નથી. જે મિત્ર સર્વ દુઃખનો હરનારો, ચિરં સુખનો કરનારો અને નમસ્કાર, સ્તુતિ અને સંગતિથી સંતુષ્ટ રહેનારો હોય, તેવા મિત્ર ઉત્તમ બુદ્ધિવાલો અને હિતકારી છે, એમ માનું છું." વિશ્વહિતનાં આવાં વચન સાંભળી મંત્રી શુદ્ધબુદ્ધિ આ પ્રમાણે બોલ્યો "ત્યારે એવો વિશ્વહિત મિત્ર આ સંસારમાં ક્યાં મલી શકશે?" વિશ્વહિત બોલ્યો, "તેવો એક **લોકનાથ** નામનો મિત્ર કોઈ સારા સ્થાનમાં રહેલો છે, તેનું જરા સ્વરૂપ કહું તે સાંભળો અને તમારા સંશયોને દૂર કરો જેનું મુખ સમ્યગ્જ્ઞાનથી ઉજ્વળ છે, જેની દૃષ્ટિ સૌમ્ય છે, જેનું હૃદય સરલ છે, જે સદાચરણથી યુક્ત છે, જે નીચ કામ કરવામાં વિરક્ત છે, જે સદા વિશ્વજનના આધારરૂપ છે અને જે અંગ તથા ઉપાંગમાં પ્રતિષ્ઠિત છે, તેવો કોઇ સારા હૃદયવાળો મિત્ર તમારે કરવો."

વિશ્વહિતનાં આવાં વચન સાંભળી શુદ્ધ બુદ્ધિ મંત્રી બોલ્યો, "એવા કોઇ પુરૂષને હું કોઇવાર જિનાલયમાં જોઉં છું, કોઇવાર ઉપાશ્રયમાં જોઉ છું અને કોઇવાર સત્પુરૂષોના ઘરમાં જોઉં છું. પરંતુ તેવા ઉત્તમ પુરૂષને જોઈ હું નાશી જાઉં છું. હવે

તમારા કહેવાથી હું તેવા પુરૂષને મળીશ." પછી તે કોઇવાર પોતાના સ્થાનમાં, કોઇવાર રસ્તામાં અને કોઇવાર અપરિમિત એવા તેના સ્થાનમાં જઇ તે તેને નમસ્કાર કરવા લાગ્યો. તેને તેમ કરતો જોઇ લોકો તેને **પ્રણામમિત્ર** કહેવા લાગ્યા. તે પણ મનમાં સંતુષ્ટ થઇ તેને મનવાંછિત આપવા લાગ્યો. આ પ્રમાણે મંત્રી શુદ્ધબુદ્ધિ તે ત્રણે મિત્રોની સાથે રહી ઉગ્રશાસન રાજાના સર્વ વ્યાપારના ભારને કેટલોક કાલ ધારણ કરવા લાગ્યો.

એકવખતે મંત્રિરાજ પોતાના નિત્યમિત્રની સાથે એક શય્યામાં નિદ્રા લઇ જેવામાં જાગ્રત થઇને બેઠો થયો, તેવામાં સર્વ તરફ સર્વને લુંટનારા, સ્વામીએ પ્રેરેલા અને કાળપુરૂષના જેવા દુષ્ટ યોદ્ધાઓ હથીયાર ઉગામી આવતા તેના જોવામાં આવ્યા. તેમને જોઇ મંત્રીએ કહ્યું " તમે અહિં શામાટે આવ્યા છો ? " તેઓએ જવાબ આપ્યો કે, ' અમો અમારા સ્વામી ઉગ્રશાસનની આજ્ઞાથી અહિં આવ્યા છીએ. અને દૂષિત કાર્યને કરનારા એવા તને આજે અમો તત્કાળ કુવામાં નાખવાના છીએ. " તે યોદ્ધાઓના આવા વચન સાંભળી મંત્રી બોલ્યો, ' મારો એવો કયો અપરાધ છે ? " તેઓએ કહ્યું, ' તમારો શો અપરાધ છે, એ વાત રાજા ઉગ્રશાસન જાણે. અમો કાંઇપણ જાણતા નથી, અમારે તો તેમનો કઠોર આદેશ કરવાનો છે. " તે સાંભળી મંત્રી શુદ્ધબુદ્ધિએ પોતાના પેલા નિત્યમિત્રને કહ્યું, હે ઈષ્ટ મિત્ર, મારી ઉપર રાજા ઊગ્રશાસન ક્રોધ પામેલા છે, તો તું ઉઠ આપણે કયાંઇ એવે સ્થળે ચાલ્યા જઇએ, કે જ્યાં રહેવાથી મને તેનો ભય લાગે નહીં. જેમ અંધકાર થવાથી લોકો સૂર્યનું અવલોકન કરવા ઇચ્છે છે, તેમ જ્યારે કષ્ટ આવી પડે છે, ત્યારે માણસ પોતાના મિત્રના મુખનું અવલોકન કરે છે. દાતારની પરીક્ષા દુષ્કાળમાં થાય છે, પ્રિયાની પરીક્ષા નિર્ધનપણામાં થાય છે, સુભટની પરીક્ષા રણસંગ્રામમાં થાય છે અને મિત્રની પરીક્ષા વિપત્તિમાં થાય છે. જલથી પરિપૂર્ણ એવા સરોવરની જેમ જ્યારે સમૃદ્ધિ હોય છે. ત્યારે સઘળું સરખું લાગે છે, પણ તે સરોવર જ્યારે સૂકાય છે, ત્યારે જેમ ઊંચું અને નીચું વર્ત્તાઇ આવે છે. તેમ જ્યારે નિર્ધનતા આવે છે, ત્યારે પોતાનો અને પારકાનો ભેદ દેખાઇ આવે છે. હે મિત્ર ! પિતા, માતા, પુત્ર, ભાઇ અને સન્મિત્રથી પણ મેં તને વધારે રાખ્યો છે–પાલ્યો છે તો આ વખતે હે ડાહ્યા અને જગત્પ્રિય મિત્ર, દુર્વાર એવા રાજા ઊગ્રશાસનના ભયથી એકવાર તું મને બલાત્કારે બચાવી લે." મંત્રીએ આ પ્રમાણે કહ્યું, તો પણ તે નિત્યમિત્રે તેનું વચન સાંભળ્યું નહીં તેમ નેત્રોથી તેની સામું જોયું નહિં. તે પડખે હતો તો પણ તેને ઓલખતો ન હોય તેમ રહ્યો. પછી સર્વ સરળ અને વિદ્વાન્ લોકોએ તેને માંડ માંડ સમજાવ્યો, એટલે તે નિત્યમિત્રે મંદ થઇ ગયેલા મંત્રીને આ પ્રમાણે કહ્યું, " આપણુ બંનેનો સંગ કેવી રીતે છે ? તે સમજ, તું મંત્રી છે અને હું પ્રકૃતિ રૂપ છું. કર્મનો કર્ત્તા

અને ભોક્તા તું પોતેજ છે, માટે તેં પોતે કરેલા કર્મને તું પોતેજ ભોગવ્ય. તેં જે અન્નપાન વિગેરે મને આપ્યું છે, તે જેમ લોકો પોતાના માતાપિતાને સંતોષવા અર્થે બીજાને સારૂં ભોજન આપે, તેમ તારા પોતાના હિતની ખાતર આપ્યું છે. સંયોગના સંબંધમાં જે કર્ત્તા હોય તેજ કર્મનું ફલ ભોગવે છે, બાકી ઇષ્ટજનોને તો કેવળ ચિંતાનોજ સંતાપ થાય છે. જે હાથ અન્યાય કરે તેજ હાથ તે અન્યાયને સહન કરે છે. જે ચરણુ અન્યાય કરે, તે ચરણુજ અન્યાયને સહન કરે છે. મારી આગળ આ વાત જો તેં પહેલાં કહી હોત તો હું બળવડે ચરણુ વિગેરેથી તે રાજા પાસેથી તારો છુટકો કરતે, પણુ હવે મારાથી કાંઇ થઇ શકે નહીં. તેથી તારે મારૂં પડખું છોડી દેવું, નહીં તો તું દુઃખી થઇશ.” નિત્યમિત્રનાં આવાં વચન સાંભલી તે શુદ્ધબુદ્ધિ મંત્રીએ રૂદન કરવા માંડયું, તેવામાં ત્યાં પેલો પર્વમિત્ર સત્વર આવ્યો. તેણે તેને દુઃખી જોયો. મંત્રીએ તે પર્વમિત્રની આગળ પોતાનો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો, તે સાંભળી પર્વમિત્ર બોલ્યો, “ હે વયસ્ય, તું ભય પામીશ નહીં, હું સર્વસ્વ અર્પણુ કરીને પણુ તારી રક્ષા વેગથી કરીશ.” આ પ્રમાણે કહી તેને સ્વસ્થ કર્યો. એટલે તે ક્ષણુવાર નિર્ભય થઇને રહ્યો. તેવામાં પેલા નિત્યમિત્રે આવી ગળે પકડી તેને બાહિર કાઢયો, એટલે રાજા ઉગ્રશાસનના દૃષ્ટ કરવાળા તે સેવકોએ તે મંત્રીને હાથે પકડી લીધો. તે જોઇ પેલા પર્વમિત્રે તેનો સત્કાર કર્યો અને તે રાજાના સેવકોને કહ્યું કે, “ તમે દયાલુ થઈ તેને ઠેકાણે મને લઇ જાઓ. ” તે પર્વમિત્રનું વચન માન્યું નહીં અને તે રાજસેવકો તેને લઇ ગયા. તેથી તે પર્વમિત્ર દુઃખી થયો અને પેલો નિત્યમિત્ર જાણે દીકરીનો વિવાહ કરીને નીરાંતે સુતો હોય તેમ નિશ્ચિંત બની ગયો. પછી રાજસેવકો તે દીન એવા શુદ્ધબુદ્ધિ મંત્રીને એક કુવાની પાસે લઇ ગયા. તે કુવો જોતાંજ તે ભયભીત થઈ મનમાં ખેદ પામી વિચારવા લાગ્યો, “અરે ! પેલા વિશ્વહિતે મને વિશ્વને હિતકારી વચન કહ્યું હતું કે, દુઃખને વખતે લોકનાથ પુરૂષ ઘણી માનસિક પીડામાંથી તારી રક્ષા કરશે. અત્યારે મને એવોજ દુઃસહકાળ પ્રાપ્ત થયો છે, તેથી હવે મને તે ભગવાન્ લોકનાથજ શરણુ રૂપ થાઓ. ” આ પ્રમાણે તે મંત્રી શુદ્ધબુદ્ધિ ચિંતવતો હતો, તેવામાં તે લોકનાથની આજ્ઞાથી ચંદ્રહાસ ખડ્ગને ધારણુ કરનારા કેટલાએક પુરૂષો ઉત્તર દિશામાંથી આવી પહોંચ્યા તેમણે તે મંત્રીની સમીપે આવીને પેલા ઉગ્રશાસન રાજાના યોદ્ધાઓને હઠથી કહ્યું કે, “ આ પુરૂષને છોડી દ્યો તમે હથીઆરો ઉગામી અહિં શા માટે રહ્યા છો ? અથવા અમારી સાથે યુદ્ધ કરો. અમે સત્પુરૂષોએ માનેલા લોકનાથના પુરૂષો છીએ આ મંત્રીને લેવાને અને તેનું રક્ષણુ કરવાને આવ્યા છીએ ” આવાં વચનો સાંભળી તે રાજાના યોદ્ધાઓ કોપના આડંબરને વશ થઇ પૃથ્વીને ચારે તરફ ધ્રુજાવતાં ધ્રુજાવતાં યુદ્ધ કરવા સામે ધસી આવ્યા, પેલા લોકનાથના સુભટોએ બળવડે તેઓમાંથી કેટલાએકને પૃથ્વી ઉપર પાડી નાખ્યા, કેટલા-

એકને હઠથી લોટાવી દીધા, અને કેટલાએકને દીન બનાવી દીધા, પછી તત્કાળ કેટલાએક નાશી ગયા, કેટલાએક શસ્ત્રો છોડી દીધા, કેટલાએક અધોમુખ કરીને રહ્યા અને કેટલાએક પ્રયાણ કરી ગયા; પછી તેઓ મંત્રીની પાસે આવી આ પ્રમાણે બોલ્યા, "મંત્રિન્ તમોને તમારો પ્રણામમિત્ર સત્વર બોલાવે છે" કાનમાં અમૃત રેડવા જેવું આ વચન સાંભળી તે મંત્રી ઘણો હર્ષવાળો અને (દિવ્ય-દેવતાઈ) સુખવાલો થઈ ગયો પછી તેઓ તે મંત્રીને તેના સ્થાનમાંથી લઈને એક સર્વાંગસુંદર નામના પ્રાસાદમાં હર્ષથી લઇ ગયા; તે પ્રાસાદ દિવ્ય ઉલ્લોચથી યુક્ત હતો, તેની ભુમિ સુવર્ણમય હતી તેમાં ઉંચી જાતની દિવાલો રહેલી હતી. સર્વ પ્રકારની વસ્તુઓથી તે વિભુષિત હતો અને તેમાં ઉંચા સ્તંભોની શોભા દેખાતી હતી. તે પ્રાસાદની અંદર તેણે પોતાના પ્રણામમિત્ર લોકનાથને જોયાં તેમના મસ્તકપર ચંદ્રમંડળના જેવું સુંદર છત્ર હતું, સ્વર્ગગંગાના જેવા ચામર વીંજતા હતા, નક્ષત્રમાળાના હારથી તે અંકિત હતા, સુવર્ણના ઉત્તમ આસન પર તે બેઠા હતા. સુર, અસુર અને મનુષ્યો તેમની સ્તુતિ કરતા હતા, છતાં પણ અહંકારથી રહિત હતા. તેઓ કેટલાએકને પૃથ્વી ઉપર અનેક કોટી ગમે રત્નો આપતા હતા, કેટલાએકને સુવર્ણનો સમૂહ, કેટલાએકને ગજેંદ્રોની લક્ષ્મી, (રૂડો-મનગમતો) કેટલાએકને સંબંધ, કેટલાએકને અશ્વોના સમૂહ, કેટલાએકને વિશાળ આવાસો અને કેટલાએકને વસ્ત્રોનો જથ્થો આપતા હતા. તે લોકનાથને જોતાંજ તે મંત્રીનું હૃદય જાણે સુધાસિંધુમાં મગ્ન થઈ ગયું હોય તેમ બની ગયું અને તેણે પોતાના પ્રથમના પાપના સંતાપને શાંત કરી દીધો, અને મોટા પ્રણામથી તે મહાશયને નમન કર્યું. તે પ્રણામ મિત્રે તેને બેઠો કરી સુંદર આસનપર બેસાર્યો, જ્યારે મંત્રી શુદ્ધબુદ્ધિ સ્વસ્થ થયો, એટલે તેણે તેને દુઃખી થવાનું કારણ પૂછયું: મંત્રીએ ઊગ્ર શાસન રાજાનો ભય પ્રકાશિત કર્યો, તે સાંભળી પ્રણામ મિત્ર લોકનાથે કહ્યું, "ભદ્ર, મને આશ્રિત થયેલા એવા તને હવે કોઈ જાતનો ભય નથી. સૂર્યને આશ્રિત થયેલા પ્રાણીને કદિપણ અંધકારનો ભય હોતો નથી. 'મેં પ્રણામ કર્યો શિવાયનું બીજું કાંઇપણ કાર્ય આ મિત્રનું કર્યું નથી, તેથી તે મારૂં કાર્ય શું કરશે" એવો વિચાર તારે મનમાં લાવવો નહિં; જે ઉત્તમ પુરૂષો છે, તે પ્રણામ કરવાથી પણ સદા હર્ષિત થાય છે. કારણકે, તેઓમાં સર્વ પ્રકારની સંપત્તિના હેતુરૂપ સંતોષ રહેલો છે. હું જીવતાં તને સર્વાર્થની સિદ્ધિ આપીશ અને મૃત્યુ પામતાં વિશેષ પણે સદા અમૃત-મોક્ષ આપીશ. આ મારૂં વચન તારે સત્ય માનવું. તું મારી પાસે સુખે રહે અને મન વાંછિત અર્થ માગી લે. કારણકે, કલ્પવૃક્ષ વિગેરે તો મારે ઘેર કામ કરનાર સેવક રૂપે છે. જો તારા મનને રાજ્ય ગમતું હોય અથવા વાસુદેવ પદ, ચક્રવર્ત્તિપણું કે ઈંદ્રપણું ગમતું હોય તો તે કહે તને જે ઇષ્ટ હોય તે હું તને આપું." આ પ્રમાણે પ્રણામમિત્ર લોકનાથના વચનરૂપ અમૃતનું પાન કરી તાપ રહિત થયેલો તે મંત્રી

બોલ્યો કે, ' એ સર્વમાં રાજા ઉગ્રશાસનની કોઇપણ આજ્ઞા પ્રવર્ત્તે છે ? " તેણે કહ્યું, " જ્યારે હું પ્રમાદી થાઉં છું, ત્યારે તે મારી સમ્યગ્ દષ્ટિને છેતરી માણસને પોતાનો સેવક બનાવી દે છે." શુદ્ધબુદ્ધિ બોલ્યો, જો તેમ હોયતો અહિં સુખ છતાં પણ હું રહીશ નહિં, જ્યાં તે ઉગ્રશાસનનું નામ પણ ન હોય તેવે ઠેકાણે મને લઇ જાઓ." લોકનાથે કહ્યું, " ફક્ત એક સ્થાન સિવાય બીજે સર્વ સ્થાને કોઇ કોઇવાર તેનો ભય તો છે." મંત્રી બોલ્યો, " હે પ્રભુ તેવા કોઇ પ્રધાન એવા મહાસ્થાનમાં મને લઇ જાઓ. કે, જ્યાં હું તમારા પ્રસાદથી નિર્ભય થઇને રહું " લોકનાથે કહ્યું, " તે મહાસ્થાન નિર્વૃતિપુરી છે. ત્યાં મારી સાથે ચાલ. હું તને પ્રશસ્તપુરીનું દ્વાર બતાવું. પરંતુ તેના માર્ગમાં બળતો દાવાનળ આવે છે, તેમાં જો તું પ્રવેશ કરીશ તો પછી હું તારો રક્ષક થઇ શકીશ નહિ. તેની આગળ એક પર્વત છે, તે વિંધ્યાચળની જેમ વધતો જાય છે જો ત્યાં તું લાંબો કાળ રહીશ તો પછી નગરીમાં જઇ શકીશ નહિં. તેથી તારે જલદી તે ઉપરથી ઉતરી જવું. તેની આગળ એક વાંસની જાળી છે, તેનો માર્ગ આડો અવળો ગુપિલ (અ) સરળ છે, તેથી તારે તે ક્ષણમાંજ ઓલંગવી. તેની આગળ એક ખાઇ આવે છે, તે ખાઇ આગળ લઘુ છે અને પાછળથી મોટી છે. તેની સમીપે એક વિપ્ર (મનોરથ ભટ્ટ વસે) છે, તે કહે છે કે, " આ ખાઇને ભરીને આગળ ચાલો. " પરંતુ તું જો હિતને ઇચ્છતો હો તો તે વિપ્રનું વચન માન્યા વગર તારે આગળ ચાલવું, નહીં તો તારો બધો જન્મ ચાલ્યો જશે, તોપણ તે ખાઈ પુરાશે નહિં. તે ઠેકાણે તારે ક્ષુધા અને તૃષાની પીડા સહન કરવી પણ ત્યાં રહેલાં પકવફલો ખાવા નહીં અને સ્વાદિષ્ટ જલ પીવું નહિં. કાર્યને જાણનારા એવા તારે ત્યાં સ્વાદરહિત અને નીરસ એવાં ફલ તથા જલ લઇ સદા પ્રાણવૃત્તિ કરવી. ત્યાં બાવીશ ચોર રહેલા છે, તેઓથી યત્નવડે ચેતતા રહેવું, નહિં તો પ્રથમ મેળવેલું તારૂં સર્વસ્વ તે ગ્રહણ કરી લેશે. ત્યાં એક વાઘ અને એક સિંહ એમ બે પ્રાણીઓ છે, તેમનાથી તારે સાવધાન અને શુભધ્યાન રાખીને દૂર રહેવું." લોકનાથના આ વચનો તે મંત્રીએ કબુલ કર્યાં પછી તેને તે શુભ સ્થાનમાં લઇ જવામાં આવ્યો. જે સ્થાનને પ્રાપ્ત કરી શુદ્ધબુદ્ધિ મંત્રી સદા સુખમય બનીને રહ્યો, પછી તે ભવ્ય પ્રાણીઓને મનવાંછિત ફલ આપનારો લોકનાથ પણ પોતે લોકોને મોક્ષની પ્રાપ્તિ કરવાને માટે પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો.

(મુનિ કહે છે) હે રાજન્, એ લોકનાથ નિર્ધન જનોને ધન આપનાર, સંતાનરહિત જનોને સંતાન આપનાર, અને આ વિશ્વનો નાયક છે. તે રાજ્યના અર્થીઓને રાજ્ય આપનાર. દુઃખી જનોના દુઃખનો નાશ કરનાર, દુર્ભાગીને સુભાગી બનાવનાર અને લોકોને તારનારો છે. સૂર્યની જેમ કાકપક્ષીઓના તાપની પેરે તે લોકોના સંતાપને હરનારો, સદ્બુદ્ધિને વધારનારો અને કોટી લોકોએ નમેલો છે. વળી તે ઇષ્ટ કરનાર, કષ્ટ હરનાર

અને પડતા પુરૂષોનો ઉદ્ધાર કરનાર છે. તેવા તે લોકનાથની તું પણ આરાધના કર્ય કે જેથી તને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થશે." તે સાંભળી રાજાએ પ્રશ્ન કર્યો, હે મુનિ તે લોકનાથ કોણ છે ? તેમનું અપૂર્વ એવું બધું પૂર્વ સ્વરૂપ મને કહી સંભલાવો, કે જેથી હું પશ્ચાત્તાપનો ભાર છોડીને પછી તે સ્વામીની સેવા કરૂં. સ્વરૂપ જાણ્યા વગર સેવા કરી શકાતી નથી." મુનિ બોલ્યા, "હે ચતુર રાજા, મેં જે કથા કહી છે, તેનો તું અંતરંગ બુદ્ધિથી વિચાર કરજે.

### કથાનો ઊપનય ઘટાવે છે.

હે રાજા, જે **દૂરપાર** નામનું નગર કહ્યું, તે આ અપાર સંસાર સમજવો. ઉત્કૃષ્ટ આજ્ઞાવાળો જે ઉગ્રશાસન રાજા કહ્યો તે **કર્મબંધ** સમજવો. જે શુદ્ધબુદ્ધિ મંત્રી તે આત્મા–જીવ જાણવો. તેનો જે નિત્યમિત્ર તે **શરીર** સમજવું. જે પર્વમિત્ર તે માતાપિતા અને પ્રિય સ્ત્રી વિગેરે સ્વજનવર્ગ સમજવો. જે વિશ્વહિત નામનો પુરૂષ તે ઉંચા પ્રકારનો ગુરૂનો ઉપદેશ સમજવો. જેની શિક્ષાથી **પ્રણામ** નામનો મિત્ર આદરવાલો થયો હતો. જે **લોકનાથ** તે લોકોનું પાલન કરવાથી **ધર્મ** સમજવો. જેને માત્ર પ્રણામ કરવાથી તે ઉત્તમ મનવાલા પ્રાણીઓને ઇચ્છિત ફલ આપે છે. જે પેલા યોધાઓ આવ્યા હતા, તેઓ દુષ્કર્મથી પ્રેરાએલા રોગના રાશિ જાણવા. [1]તેમણે ગ્રહણ કરેલા જીવનું રક્ષણ દેહ કદિ પણ કરી શકતો નથી. તે જીવ તેમાંજ સપડાઇને રહે છે, એક પગલું પણ ચાલી શકતો નથી. તે જીવ તેમાંજ સપડાઇને રહે છે, તે વખતે તેનો સ્વજન પોકારથી રૂવે છે પણ તેની રક્ષા કરવાને સમર્થ થઇ શકતો નથી. જે કુવો કહ્યો તે નરક સમજવું, જે બીજા પુરૂષો બચાવાને આવ્યા હતા. તેઓ સુકૃતના અધ્યવસાય સમજવા. જે ધર્મનું શુભસ્થાન તે વિવેક સમજવો. સુખનો નાશ કરનારા કર્મો પુરૂષોને નરકની સમીપ લઇ જાય છે, છતાં પણ સ્મરણ કરેલા સુકૃતના અધ્યવસાયરૂપી યોધાઓ તેમનું રક્ષણ કરે છે. તે શુદ્ધબુદ્ધિરૂપ જીવને, દૃષ્ટિના દાનથી જે કેટલોક કાળ સુખે રાખ્યો હતો, તે સમ્યકત્વના દાનથી સૌધર્મ વગેરે દેવલોકોમાં તેની સ્થિતિ સમજવી. પછી જે તેને માર્ગવડે **નિર્વૃતિ** પુરીમાં પહોંચાડયો, તે યતિ ધર્મના માર્ગવડે પાંચમી ગતિમાં ગયો, એમ સમજવું. જે તે માર્ગે દાવાનળ કહેવામાં આવ્યો, તે ક્રોધ, પર્વત કહ્યો તે અહંકાર અને વાંસની જાળ કહી તે દુઃખ શ્રેણીને આપવામાં સમર્થ એવી **માયા** સમજવી. જે ખાઇ કહેવામાં આવી તે પૂરણ (લાભ) થી ભરેલો છતાં દુઃખે પુરાય તેવો લોભ સમજવો અને જે દ્વિજ કહ્યો તે મનોરથ હતો, એમ વિદ્વાને સદા સમજવું. હે રાજા, જે સ્વાદિષ્ટ ફલો અને મધુર જલ કહ્યા હતા, તે અશુદ્ધ અન્નપાન સમજવાં. જે બાવીશ ચોરો કહેવામાં

૧ રોગોવડે ઘેરાયેલા જીવને શરીર ઉલટું પીડાકારી બને છે. સહાયકારી થઇ શકતું નથી.

આવ્યા, તે બાવીશ પરિષહો જાણવા. જે બે વાઘ અને સિંહ કહ્યા તે રાગ અને દ્વેષ સમજવા. જે નીરસ કહ્યું તે કલ્પ–અન્ન (પ્રાસુક અને નિર્દોષ ભોજન ) સમજવું. દેહનો અભાવ થવાથી શિવ–કલ્યાણરૂપ થવાય છે. તે પછી જરા, વ્યાધિ, મરણ ભય, પરાભવ અને માનસિક પીડાથી ઉત્પન્ન થયેલી બાધા થતી નથી ફક્ત પ્રણામ કરવાથી જેણે આવું સુખ બનાવી આપ્યું, તેવો લોકનાથ રૂપ ધર્મ જો સર્વથા આરાધ્યો હોય, તો આ લોકમાં શું ન આપે ?" આ સાંભળી રાજા બોલ્યો, હે સાધુ, પ્રિયા સહિત એવા મને તમે ધર્મધ્યાનની શિક્ષા આપો કે જેથી હું તેને આદરથી કરૂં.

મુનિ વિચાર કરીને બોલ્યા, "હે રાજન્, આ સંસારમાં સારરૂપ એવા ધર્મ–કર્મના હજારો ઉદાર પ્રકારો છે, તેઓની અંદર પંચપરમેષ્ટી પ્રત્યે નમસ્કારનો પ્રકાર સર્વથી સુગમ અને ઉત્કૃષ્ટ છે. તે નમસ્કાર મંત્ર આ લોક તથા પરલોકમાં ઇચ્છિત ફલ આપનાર અને સર્વ મંત્રોનો નાયકરૂપ છે; તે મંત્રથી સર્વ વિપત્તિઓ લય પામી જાય છે. સર્વસંપત્તિઓ પ્રાપ્ત થાય છે અને અંતરાયો ક્ષય પામી જાય છે, તેમાં કોઇ જાતની ભ્રાંતિ નથી. હે સુંદર, તું પ્રિયા સાથે તે પંચનમસ્કાર મંત્રનું આદરથી સ્મરણ કર્ય કે જેથી પાપને હરનારો તે મંત્ર તને પ્રિય વસ્તુઓ આપે. પ્રથમ પવિત્ર થઇને પવિત્ર સ્થાનમાં સ્થિર આસન ઉપર બેસવું. અંગને ધોએલાં વસ્ત્રોથી ઢાંકવું અને પૂર્વ અથવા ઉત્તર તરફ મુખ રાખવું. બંને હોઠ ભેગા રાખી અને પોતાના નેત્રો નાસીકાના અગ્ર ઉપર ઠરાવી પ્રમાદ રહિત થઈ મૌન ધરી દાંત વડે દાંતનો સ્પર્શ કર્યા શિવાય આંગળીના અગ્ર ભાગને, [1]મેરૂના ઉલ્લંઘનને અને આર્ત્ત તથા રૌદ્ર ધ્યાનને છોડી સુબુદ્ધિ પુરૂષે તે મંત્રનો જપ કરવો. તે મંત્રનું પ્રથમપદ શ્વેત છે, બીજું પદ કુંકુમવર્ણી છે, ત્રીજું પદ સુવર્ણ રંગી છે, ચોથુંપદ નીલરંગનું છે, અને પાંચમુંપદ કૃષ્ણવર્ણી છે. શાંતિક પૌષ્ટિકના કાર્યમાં શ્વેતવર્ણી પદ, વશીકરણ તથા આકર્ષણમાં રક્તવર્ણી, સ્તંભનમાં પીતવર્ણી, મોક્ષને અર્થે વ્યોમ–આકાશ રૂપ નીલવર્ણી અને ઉચ્ચાટનના કામ વખતે કૃષ્ણવર્ણી પદ ધ્યાવા. અને તે તે વર્ણની જપમાળા વસ્ત્રાદિકની સાથે ગ્રહણ કરવી એવી રીતે પાંચ પ્રકારનું ધ્યાન એ મંત્રમાં દર્શાવેલું છે, હે રાજા, તે જેવો અવસર હોય તે પ્રમાણે તારે તેનું ધ્યાન કરવું. જો કદિ જપમાળા ન હોય તો નંદ્યાવર્ત્ત વિગેરેથી નવકાર મંત્ર ગણવો પણ તે ગણવાનો નિશ્ચય છોડી દેવો નહીં. જયને આપનારા તે નવકાર મંત્રના જપથી સંગ્રામ, સમુદ્ર, જંગલ, શાકિની, ભૂત, સર્પ, સિંહ, વાઘ, અગ્નિ, વ્યાધિ, અસમાધિ, શત્રુસમુહ, વિકાર, અને દારિદ્રથી ઊત્પન્ન થયેલો આ લોકનો ભય પ્રાપ્ત થતો

૧ નખ અડકાડયા વગર અને મેરૂનું ઉલ્લંઘન કર્યા વગર શુદ્ધભાવથી સૂતની નવકારવાળી વડે જાપ કરી શકાય. તેમજ હૃદયમાં નવપદની સ્થાપના કરીને તેમા સ્થિર દ્રષ્ટિ રાખીને પણ કરી શકાય છે.

નથી. જો પુરૂષ એ મંત્રનો એક અક્ષર પણ એકાગ્રહપણે ધ્યાવે, તો તે સાત સાગરોપમના [1]આયુષ્યનો નાશ કરી શકે છે. વળી તે સુબુદ્ધિપુરૂષ મનમાં શ્રદ્ધા લાવી નવકાર મંત્ર પૈકી એક સમગ્ર પદવડે પચાશ સાગરોપમનું અને સમગ્ર-સંપૂર્ણ નવકારમંત્રવડે તો તે પાંચસો સાગરોપમનું આયુષ્ય શીઘ્ર નાશ કરી શકે છે.

આ પ્રમાણે કહી તે મુનિ, રાજા અને રાણીને તે પંચપરમેષ્ઠી મંત્ર અને તેનો વિધિ બતાવી ચાલ્યા ગયા અને પછી રાજા પોતાને ઘેર આવ્યો. મુનિએ કહેલા પવિત્રનું મંત્રનું સ્મરણ કરતાં તે રાજારાણીનું દુષ્ટ અંતરાય કર્મ અત્યંત હલકું થઈ ગયું. તે પવિત્ર રાજાને નવકાર મંત્રના પ્રભાવથી અને સાત્મ્યભાવથી ( તેમાં સાતે ધાત રંગાઇ જવાથી તેમાં શ્રદ્ધા પરિણતિ જાગવાથી) રાજ્યની વૃદ્ધિ, કાર્યની સિદ્ધિ અને સર્વ દિશાઓમાં પ્રસિદ્ધિ થઇ ગઇ.

એક વખતે રાત્રે રાજા જાગ્રત થઇ આ પ્રમાણે ચિંતવવા લાગ્યો–' મારે નવકાર મંત્રના પ્રભાવથી સર્વ શુભ થયું, પરંતુ સો વરદાનની પ્રાપ્તિરૂપ મારૂં કાર્ય હજુ સિદ્ધ થયું નથી. તે કાર્ય હજુ પણ મને સંતાપકારી અને દુઃખકારી લાગે છે ” રાજા આ પ્રમાણે ચિંતવતો .હતો, તેવામાં દૈવયોગે ભોગસહિત ( સ્વહિતકારી અને ચકોર ) રાણી સ્વપ્નામાં ત્રાસ ( ભય-કલંક ) રહિત એવા પૂર્ણચંદ્રનું પાન કરી ગઇ. જે પુત્રને માટે આ સનાતન નવકાર મંત્રનું સ્મરણ કરે છે, તે સ્વપ્નામાં ( પણ ) સસલાના ચિન્હ–લક્ષણ યા કલંક સહિત ચંદ્રનું પાન કરતો નથી+ રાણીએ અમૃતના જેવી વાણીથી તે સ્વપ્નાની વાર્તા રાજાને કહી [1]જેવું ભોજન તેવોજ ઓડકાર આવે છે [2]રાણીનો પરિતાપ જે ચંદ્રના પાનથી શાંત થઇ ગયો, તે ઘટે છે, પણ રાજાને માટે તે આશ્ચર્યની વાત છે. અથવા તે બંનેની એકતા છે. જેની અબળા સ્ત્રી પણ [3]રાજાને ગળી જાય છે. તો પછી તે રાજા અખંડ નિશ્ચિંત કેમ ન રહે? આ પ્રમાણે ચિંતાના સંતાપથી મુકત થયેલી રાણીને રાજાએ હર્ષથી કહ્યું “ભદ્ર! તને રાજા–ચંદ્રની જેમ કલા કલાપથી યુકત એવો પુત્ર થશે. હે ભામિની સ્વપ્નામાં જો સ્ત્રી લીંગ જોવામાં આવે, તો પ્રાયે કરીને સ્ત્રી અવતરે છે, પુંલિંગ જોવામાં આવે તો પુરૂષ અવતરે છે અને નપુસક લિંગ જોવામાં આવે તો નપુંસક અવતરે છે. જો શુભ સ્વપ્ન જુવે તો ભવ્ય પુત્ર થાય અને અશુભ સ્વપ્ન જુવે તો તેથી વિપરીત પુત્ર થાય છે,” તને શુભ સ્વપ્ન થયું છે, તેથી તારે સારો પુત્ર થશે, તેમાં કોઈ જાતનો સંશય નથી ” રાજાના આવાં વચન સાં-

૧ નરક નીચ ગતિ સંબંધી. + પણ કલંકરહિતજ ચંદ્રનું પાન કરે એવો અર્થ–ધ્વનિ નિકળતો જણાય છે. ૧ રાણીએ અમૃતમય ચંદ્રનું પાન કર્યું હતું, તેથી તેણીની વાણી અમૃતના જેવી નીકળે. ૨ ચંદ્રના યોગથી પરિતાપ શાંત થઈ જાય છે. રાજાનો અર્થ ચંદ્ર થાય છે ત્યારે રાણી ચંદ્ર રાજાને પી ગઇ અને રાજા શાંત થયો, તે આશ્ચર્યની વાત છે. ૩ રાજા એટલે ચંદ્ર.

ભળી રાણી એવું થાઓ! (આપનું વચન પ્રમાણ) એમ કહી પોતાના આવાસમાં ચાલી ગઇ. તે રાજા અને રાણી બંનેને પ્રત્યક્ષખાત્રી થયાથી તેઓ પછી હંમેશા હર્ષથી નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યા.

હવે જ્યારે ગર્ભને ત્રીજો માસ બેઠો, ત્યારે રાણીને એક મનોહર દોહદ્ ઉત્પન્ન થયો જેવો પૃથ્વીમાં કંદ હોય તેવોજ અંકુર ઊત્પન્ન થાય છે. રાજાએ તે દોહદ્ પૂરો કર્યો અને દુષ્કૃત્યનો ચૂરો કર્યો. પછી સ્વેચ્છા પ્રમાણે (સાનુકુળ) આહાર વિહારના સુખોથી ગર્ભની પુષ્ટિ થવા લાગી, લક્ષ્મીને આપનારો પૂર્ણ કાલ પ્રાપ્ત થયો. ત્યારે જેમ પૂર્ણિમા પૂર્ણચંદ્રને જન્મ આપે, તેમ રાણીએ નેત્રોને આનંદ આપનારા ઉત્તમ અદ્ભુત કુમારને જન્મ આપ્યો. જે માણસે આ પુત્ર જન્મની વધામણી રાજાને કહી, તે માણસને રાજાએ હર્ષથી અધિક દાન આપ્યું. સર્વ પ્રકારનો પોતાનો કુલાચાર વિધિપૂર્વક કર્યા પછી જ્યારે સૂતક નિવૃત્ત થયું એટલે સર્વ સ્વજનોના સમૂહને જમાડી અને વસ્ત્ર વિગેરેથી તેમનો સત્કાર કરી, કાર્યને જાણનારા રાજાએ સ્વપ્નને અનુસારે તે કુમારનું નામ ચંદ્રોદર પાડયું. ચંદ્રોદર જ્યારે આઠ વર્ષનો થયો, ત્યારે રાજાએ તેને કલાચાર્યને સોંપી દીધો. અનુક્રમે ચંદ્રોદર આ પ્રમાણે બોંતેર કલાઓ શીખ્યો. ૧ લેખન, ૨ ગણિત, ૩ ગીત, ૪ નૃત્ય, ૫ વાદ્ય. ૬ રસાયન, ૭ જ્યોતિષ, ૮ પઠન, ૯ છંદ, ૧૦ નિરૂક્ત, (શબ્દ વ્યુત્પત્તિ) ૧૧ ગારૂડ, ૧૨ સ્મૃતિ, ૧૩ વ્યાકરણ, ૧૪ કાત્યાયન, ૧૫ શિક્ષા, ૧૬ વિજ્ઞાન (સાયન્સ) ૧૭ આગમ, ૧૮ કાવ્ય, ૧૯ અલંકાર, ૨૦ હાસ્ય, ૨૧ સંસ્કૃત, ૨૨ પ્રાકૃત, ૨૩ વિધિ, ૨૪ વેદ, ૨૫ ઇતિહાસ, ૨૬ પુરાણ, ૨૭ અમરી કલા, ૨૮ ખેચરી કલા, ૨૯ પૈશાચિક ભાષા, ૩૦ અપભ્રંશ, ૩૧ નખથી કોરવાનીકલા, ૩૨ પત્રકોતરવાની કલા, ૩૩ મંત્ર, ૩૪ યંત્ર, ૩૫ રસ, ૩૬ સ્વપ્ન, ૩૭ વૈદક, ૩૮ વિષપરીક્ષા, ૩૯ નાચ, ૪૦ ગંધ પરીક્ષા, ૪૧ વાદ કરવાની કલા, ૪૨ શકુન જાણવાની કલા, ૪૩ ધુર્ત્ત વિદ્યા, ૪૪ વશીકરણ, ૪૫ જુગાર, ૪૬ ચિત્ર, ૪૭ કાષ્ટની કારીગરી, ૪૮ ચર્મની કૃતિ, ૪૯ પાષાણની કૃતિ, ૫૦ ધાતુક્રિયા, ૫૧ આલેખવાની કલા, ૫૨ કાંચની કલા, ૫૩ હાથી ઉપર ચડવાની કલા, ૫૪ ઘોડા પર ચડવાની કલા, અને હાથી ઘોડાની શિક્ષા, ૫૫ દેશ ભાષા જાણવાની કલા, ૫૬ સિદ્ધાંત. ૫૭ કેવલિવિધિ, ૫૮ યંત્રથી રસોઇ કરવાની કલા, ૫૯ પાતાળ સિદ્ધિ, ૬૦ વૈદકની સિદ્ધિ, ૬૧ ઇંદ્રજાળ, ૬૨ હથીયારનો અભ્યાસ ૬૩ મહેલ બનાવવાની કલા અને લક્ષણનું જ્ઞાન ૬૪ રત્ન પરિક્ષા, ૬૫ નિઘંટુ–ઔષધ કોશ, ૬૬ કાષ્ટની યોજના કરવાની કલા, ૬૭ પ્રયોગના ઉપાયો જાણવાની કલા, ૬૮ કપટ કલા, ૬૯ દર્શનનો સંસ્કાર, ૭૦ વૃક્ષોની ચિકિત્સા, ૭૧ સર્વકારિણી કલા અને ૭૨ સામુદ્રિક. આ પ્રમાણે સર્વ કલાઓની ક્રીડાના મંદિર રૂપ, સુંદર આકૃતિવાળો અને રતિની પ્રીતિવાલો તે ચંદ્રોદર રતિ પ્રીતિવાળા કામદેવના જેવો શોભતો હતો, જે ચંદ્રોદરનો જીવ લેખશાળામાં જતાં વિબધાચાર્ય થાય

તે ઘટે છે. પરંતુ તે કલાવાન્ થયો, એટલું આશ્ચર્ય છે. કુમારના કલાચાર્ય ઉત્તમ બ્રાહ્મણને રાજાએ મંડળ (દેશ)ના દાનથી એવો સત્કાર કર્યો કે જેથી તે નામથી અને ધામથી ખરેખર કલાચાર્ય બની ગયો હતો.

એક વખતે રાજાએ, જેનું બલ અનેકમાં પ્રવર્તે છે એવા પોતાના મતિસાર નામના મંત્રીને તે કુમાર હિતશિક્ષાને માટે સોંપી દીધો. તે બુદ્ધિમાન મંત્રીએ સત્પુરૂષોને પણ માનવા યોગ્ય અને કામદેવના જેવા સુંદર એવા તે કુમારને આ પ્રમાણે કહ્યું "હે ઉત્તમ બુદ્ધિવાલા વત્સ, હું તને ઉચ્ચ શિક્ષા આપું છું. તે શિક્ષા સરસ્વતીની એક લેખશાળા કહેવાય છે અથવા તને શિક્ષા આપવી તે પૂર્ણ ચંદ્રને કલા આપવા જેવું, સુર્યને તેજ આપવા જેવું અને દેવ ગુરૂ બૃહસ્પતિને શિક્ષણ આપવા જેવું છે; તથાપી વિદ્વાન્ અને માની એવા પુરૂષોએ રાજાની આજ્ઞા માન્ય કરવી જોઈએ, એમ ધારીને હું તને જે કાંઇ કહું, તે તારે હિતરૂપે ધારણ કરવું. હે વત્સ, ચિંતામણિ રત્નના જેવું આ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને તું નિશ્ચિંત રહીશ નહિ. તે રત્નમાંથી ચિંતિત પદાર્થને શોધી લેજે. ઘણા પુરૂષો અન્નને મૃત્તિકા તથા સુવર્ણરૂપે વર્ણવે છે, તેવા અન્નમાથી શરીર બનેલું છે, તેથી તે શરીર તત્સમાન મૃત્તિકા તથા સુવર્ણ સમાન છે, જેઓના મૃત્તિકારૂપ શરીર છે, તે મૃત્તિકા વગેરેમાં જાય છે અને જેમના શરીર સુવર્ણરૂપ છે, તેઓ સુવર્ણપણાને પામે છે. હે કુમાર તું પૂર્ણ [1]કલાધારી થયો છે, તો હવે તારે [2]સુવૃતપણું ધારણ કરવું અને [3]તમનું ગ્રહણ નિવારવું. કારણ કે, તે તેના કલંકરૂપ છે. ઉત્તમ પુરૂષો ગુરૂપાસેથી સત્ર મેલવી પોતાના યૌવન વયના કર્મને સાધે છે, પરંતુ સ્રીરૂપ પાપનાં વનને સાધતા નથી. જેઓ તંત્રને પ્રાપ્ત કરી ( શાસ્ત્ર-વિદ્યા પ્રાપ્ત કરી ) માન ધરીને તે માનનો નાશ કરતા નથી, તે પુરૂષ વિષયોમાં રહીને અને પ્રમાદમા પડીને ક્ષય પામી જાય છે. [4]બુધ, ગુરૂ, કવિ, વક્ર, કલાવાન્ અને શૂર એવો પણ પુરૂષ [5]વારૂણીના સંગથી [6]નીચે જાય છે અને અસ્ત પામી જાય છે. તો પછી બીજાની શી વાત કરવી ? જે આ લક્ષ્મીરૂપી રમોક છે, તે અંગને પુષ્ટિ આપનારી માનેલી છે, પરંતુ તે ભોગવવાથી-ખાવાથી ચૈતન્યને આપનારી થતી નથી. કારણ કે, તે [7]સાગરમાંથી ઉત્પન્ન થયેલી છે. ઉદ્યમવાલા પુરૂષનું દીર્ઘ એવું શાસ્ત્ર શત્રુઓને જીતી લે છે, પરંતુ પ્રમદાને

૧ ચંદ્રરૂપ થયો છે. ૨ સુવૃત્ત એટલે સારું વર્તન ચંદ્રપક્ષે સારી ગોળ આકૃતિ. ૩ તમ-અજ્ઞાનનું ગ્રહણ ન કરવું ચંદ્રપક્ષે તમ-રાહુનું ગ્રહણ ન કરવું. ૪ બુધ ડાહ્યો પક્ષે બુધગ્રહ. ગુરુ-મોટા પક્ષે ગુરુગ્રહ કવિ-કવિતા કરનાર પક્ષે શુક્ર, વક્ર, વાંકા પક્ષે મંગળગ્રહ, કલાવાન્-કળાવાન પક્ષે ચંદ્ર, શૂર શૂરવીર પક્ષે સૂર્ય. ૫ વારુણી-મદિરા પક્ષે પશ્ચિમ દિશા. ૬ નીચ ગ્રહો થઈ જ… ૭ સાગર એટલે વિષ નદિન પક્ષે સમુદ્ર.

અને પ્રમાદને વશ થયેલા પુરૂષનું તે શાસ્ત્ર તેવું થતું નથી. ક્રોધ વિગેરે યોદ્ધાઓ બાહિર અથવા રણભૂમિમાં રાખવા જોઇએ. જો તેઓ અંતઃપુરમાં ( હૃદયની અંદર ) પેસી ગયા, તો તેઓ વિપરીત કાર્ય કરે છે, હે વત્સ! તું ગુરૂ-વડિલોની આગળ નમ્ર થઇને રહેજે કે જેથી તારી [1]ગુરૂતા થશે, કારણ કે, જે સ્તબ્ધ ( અક્કડ ) રહે છે, તે [2]છંદના અક્ષર ની જેમ આ પૃથ્વી ઉપર લઘુતાને પામે છે. જે પ્રાણી પોતાને [3]જીવન આપનાર માણસને નમન કરતો નથી, તે સરોવરની પાળ ઉપર રહેલા વૃક્ષની જેમ અધોમુખ થઇને નરકમાં પડે છે. તું હંમેશાં [4]સમુદ્ર થઇને રહેજે. કારણ કે, તું લક્ષ્મીનો જનક ઉત્પાદક છે. બુદ્ધિમાન્ હોય, પણ જો તે અમુદ્ર-[5]મુદ્રારહિત હોય તો તે લક્ષ્મીને ઉત્પન્ન કરનાર થતો નથી. ( હું '[6]ઉત્તમપુરૂષ છું' ) એવું તું સમજીશ નહીં, તેમ વિશ્વાસ રાખીશ નહીં. પરંતુ પરની અપેક્ષાએ તું [7]મધ્યમ પુરૂષ થઇને રહેજે. જો તારા વચનને આગળ કરવાની તારી ઇચ્છા હોય, તો તું મનોહર ભાષણ કહેવામાં આગળ પડજે, પણ બીજાની આગળ તેમ કરીશ નહીં. ' હું આ વિશ્વમાં [8]સલક્ષણ છું ' એવો ગર્વ છોડી દેજે. કારણ કે, એક [9]અરિષ્ટ પદવડે તે બધું નિષ્ફળ થઈ જાય છે. જો તારી ઇચ્છા [10]આત્મને પદ એટલે તારે પોતાને માટે પદ ધારણ કરવાની હોય તો તું [11]સુકર્મભાવનો આશ્રય કરજે. નહીં તો કર્ત્તા [12]પરસ્મૈપદ-એટલે બીજાને માટે પદ આપનાર થઈ પડશે જ્યારે [13] ઉપસર્ગ આવે છે, ત્યારે પ્રાયેઃ કરીને ધાતુઓ સ્વાર્થસાધક થતા નથી. તેથી એ ધાતુઓ વડે પ્રથમ સતક્રિયા સાધી લેજે. [14]લક્ષણમાં જે હ્રસ્વ હોય, તેને દીર્ઘસૂત્રથી હ્રસ્વપણું થાય છે. તે જોઇને તેની

૧ ગુરૂતા-મોટાઇ. ૨ છંદનો અક્ષર સ્તબ્ધ એટલે પદને અંતે હોય તો ગુરૂ છતાં લઘુ ગણાય છે. ૩ સરોવરની પાળના વૃક્ષને જીવન આપનાર જલ છે જીવનનો અર્થ જળ અને જીવિત થાય છે. ૪ સમુદ્ર-મુદ્રા છાપ ચારિત્ર-સદર્શન સહિત પક્ષે સાગર. ૫ મુદ્રા છાપ-રહિત હોય તે નાણું ચાલતું નથી પક્ષે સદર્શન રહિત. ૬ વ્યાકરણમાં પહેલો પુરૂષ પક્ષે ઉત્તમ પ્રકારનો પુરૂષ ૭ વ્યાકરણમાં બીજો પુરૂષ તે મધ્યમ પુરૂષ પક્ષે સાધારણ પુરૂષ. ૮ સલક્ષણ-વ્યાકરણ ભણેલો અથવા સારા લક્ષણવાળો. ૯ અરિષ્ટપદના યોગથી લક્ષણો નિષ્ફળ થઇ જાય છે. વ્યાકરણમાં પણ અરિષ્ટપદ અશુદ્ધપદ આવવાથી વાક્ય નિષ્ફળ થઇ જાય છે. ૧૦ આત્મનેપદ વ્યાકરણ-પક્ષે આત્મનેપદ ધાતુ. ૧૧ સુકર્મભાવ-સારા કર્મ કરવાપણું પક્ષે વ્યાકરણમા કર્મ વિભક્તિ. ૧૨ વ્યાકરણ પક્ષે પરસ્મૈપદી ધાતુ. ૧૩ ધાતુની આગળ ઉપસર્ગ લાગવાથી તેના અર્થમાં ફેરફાર થઇ જાય છે. પક્ષે ઉપસર્ગ અંતરાય પીડા આવવાથી શરીરની ધાતુઓ બગડે છે. તેથી તે વડે સતક્રિયા કરી લેવી પક્ષે 'સતક્રિયા' ક્રિયાપદનો અર્થ. ૧૪ લક્ષણમાં વ્યાકરણમાં જે હ્રસ્વ સ્વર હોય તેમે દીર્ઘસૂત્ર દીર્ઘ 'કરવાના સૂત્રથી હ્રસ્વપણું થાય છે, પક્ષે તું ધર્મ કાર્યના લક્ષણમાં

પ્રાપ્તિને માટે તું ધર્મ કર્મમાં તેવો થઇશ નહિં, જે [1]સ્વરહીન હોય તે સર્વત્ર આગળ જવાથી પપ્ટે-પાછળ ઘોષણા કરનારાઓમાં ક્યારેક શૂન્યતાને પ્રાપ્ત થાય છે. તું [2]વૃદ્ધિવડે મહત્તાને પ્રાપ્ત કરી હૃદયમાં માન લાવીશ નહીં. કારણ કે, વ્યાકરણ વિગેરેમાં વૃદ્ધિથી ગુણની હાનિ થાય છે. [3]અંત્ય વર્ણ પણ જો પદસ્થ હોય તો તે ગુરૂતાને પામે છે અને તે અંત્ય વગરનો હોય તો અર્થવાન્ છતાં પણ તે નામ માત્ર કહેવાય છે, પાશ્ચાત્યને [4]ગુરૂતા આપવાને તું વર્ણ સંયોગને સેવજે. સ્વરવાલો પણ એકલો જેમ ગાયનને ગૌરવ આપી શકતો નથી, તેમ તે બીજાને ગૌરવ આપી શકતો નથી. હે વત્સ, તું તારા [5] લક્ષણમાં સમાન પુરૂષોની સાથે તારી એકતા જોઇને પરનો લોપ કરી એક દીર્ઘતા કરીશ નહીં. જો તારી ઇચ્છા કાર્યની સિદ્ધિ કરવાની હોય, તો કૃત્ય [6]પ્રત્યય ધારણ કરજે, કારણ કે, [7]કૃત અને તદ્ધિત વડે તે સિદ્ધિ થવાની છે, બીજાથી થવાની નથી. હે વત્સ, નામ રક્ષાને [8]માટે સારી રીતે વિભક્તિનો ત્યાગ કરીશ નહિં. એ વિભક્તિથી સુશબ્દોને પદની પ્રાપ્તિ થાય છે. "[10]હું સાલંકાર છું. એથી મારે [11]છંદવૃત્ત વિગેરે સદ્ગુણોની શી જરૂર છે ?" એમ તારે ચિંતવવું નહિં. કારણ કે, સર્વ પ્રકારનું સાહિત્ય સર્વગુણવાળું કહેલું છે. હે વત્સ, તું તારા હાથમાં [12]મ્યાન વગરનું પણ ખડ્ગ રાખજે. કારણ તે બીજાને લક્ષ્મી અર્પવામાં આકાર રહિત નહિં થાય. જે પોતાના વૈરીઓને ભય આપે છે. પોતાના સ્વામીને ગુણ કરે છે અને વિગ્રહ-યુદ્ધમાં પૃષ્ટ આપે છે, તેને ધર્મમાં જોડજે. "બધો પક્ષ મારો છે, તેથી હું સદા પક્ષવાલો છું" એમ હર્ષ

---

૧ સ્વરહીન-સ્વર વગરનો વર્ણ શૂન્ય થઈ જાય છે. પક્ષે તું કંઠના સ્વર વગરનો થઈ શૂન્ય થઇશ નહિં. ૨ વ્યાકરણમા જે સ્વરની વૃદ્ધિ થાય છે. તેને ગુણ થતો નથી પક્ષે તું વૃદ્ધિ-આબાદીથી માન કરીશ નહીં, નહીં તો તારા ગુણની હાનિ થઈ જશે. ૩ પિંગળમાં એવો નિયમ છે કે જે પદને અંતે અક્ષર આવ્યો હોય તે હસ્વ છતાં ગુરૂ ગણાય છે. પક્ષે તું અંત્ય-છેલ્લો રહીશ પણ જો પદસ્થ પદવીમાં હશે તો તારૂં ગૌરવ થશે. ૪ પિંગળમાં જોડાક્ષર પાસેનો હ્રસ્વ અક્ષર પણ ગુરૂ થાય છે. તે પ્રમાણે ઉપદેશ પક્ષે પાશ્ચાત્ય-પાછળ રહેલાને ગુરૂતા આપવાને માટે વર્ણ સંયોગ-ઉંચ વર્ણનો સમાગમ કરજે. ૫ વ્યાકરણમા સમાન સ્વરની સાથે પરસ્પર એક દીર્ઘતા થાય છે, ત્યારે એકનો લોપ થાય છે ઉપદેશ પક્ષે તું તારી સમાન એવા લોકોની સાથે એકતા કરજે. પણ કોઇનો લોપ-અભાવ કરીશ નહિં. ૬ કૃત્ય પ્રત્યય-વ્યાકરણના કૃદંત પ્રત્યય પક્ષે કૃત્ય-કાર્ય ઉપર પ્રત્યય-વિશ્વાસ રાખજે ૭ કૃત-કૃદંત. પક્ષે કરેલ ૮ તદ્ધિત પ્રત્યયપક્ષે તેનું હિત ૯ વ્યાકરણમાં વિભક્તિ લગાડવાથી નામની રક્ષા થાય છે. અને વિભક્તિથી શબ્દોની પદસંજ્ઞા પડે છે. પક્ષે સાધુ પુરૂષોની વિભક્તિ-વિશેષભક્તિ છોડવી નહિં, તેનાથી સારા શબ્દો વાલા-મધુરભાષી એવા પુરૂષોને સારા પદની પ્રાપ્તિ થાય છે. ૧૦ સાલંકાર-અલંકારે સહિત પક્ષે આર્થાલંકારે સહિત. ૧૧ છંદવૃત્ત-સારા છંદવૃત્ત, પક્ષે છંદ-સ્વભાવ-વૃત્ત-સદાચરણ વિગેરે ગુણો. ૧૨ ધનકોશ મ્યાન વગરનું પક્ષે ધનકોશે રહિત.

કરીશ નહિં કારણ કે, તે જો વિપક્ષ-અવળો પક્ષ થઇ જાય તો તે વિપરીત બની જાય છે. “ [1]હું ક્ષમાભૃત્ છું, તેથી મને વિષયોથી શું થવાનું છે ? ” એવું ચિંતવન કરીશ નહિ કેમકે, સ્ત્રીઓને નેત્રોના વિષયમાં લેવાથી તે વિષયોનો રસ્તો મળે છે. એમ કહેવાય છે કે વત્સ, [2]તું ક્ષમાભૃતના પદને યોગ્ય છે તેથી તું ગુરૂગુણો સંપાદન કરજે, તારે શકિત વડે [3]અંગ ઉપાયથી પોતાની જાતે સદા [4]ગણ રક્ષા કરવી સદ્બુદ્ધિવાળા પુરૂષે જો બીજો માણસ પોતાનો ગુણ ગ્રહણ કરે તો હર્ષ કરવો નહિ, તેમ દોષ ગ્રહણ કરે તો દ્વેષ કરવો નહિ, કારણકે, [5]સ્થિતિ અને પ્રસ્થિતિની ઈચ્છારાખવી હું મહત્પદ છું એવું માન કદિપણ કરીશ નહિ. [6]અક્ષરોને પણ સ્વરૂપથી એવી રીતે ફેરફાર થઇ જાય છે. તું જો એવો થઇ જઇશ, તો પછી તને તત્વોનો નિર્ણય થઇ શકશે નહિ. [7]બાળકો પણ પ્રાણાયામની કલાની પ્રતીક્ષા કરતા નથી. હે ભદ્ર, ગુરૂએ કહેલા પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણોને તું સદા માન્ય કરજે, જેથી તું સમદર્શી થઇ શકીશ. તું શ્લોકના કર્ત્તાની જેમ [8]વર્ણવિભક્તિ, યતિસદ્ગુણ, ગુરૂ અને લઘુને યથાયોગ્ય પદમા સ્થાપન કરજે. હે વત્સ, તારે સદા ન્યાયમાર્ગે રહેવું, ઉત્તમ મનવાલા પાત્રને દાન આપવું, દેવતત્વનું હર્ષથી ધ્યાન કરવું, શ્રીગુરૂના વર્ણનનું ગાન કરવું; સદા વ્યસનનો ત્યાગ કરવો, સિદ્ધાંતના સદ્વચનનું પાન કરવું, ગુરૂએ કહેલા તત્વને માનવું, જે જીતવા યોગ્ય હોય તેને જીતી લેવું, પરોપકાર કરવો, પાપમાં હર્ષ ન કરવો, પોતાના અભિગ્રહનું સ્મરણ કરવું, ધર્મને ઊંચે પ્રકારે ધારણ કરવો શાસ્ત્રનું ચિંતવન સદા કરવું, મિત્રના હૃદયને છેતરવું નહિ, સમય પ્રમાણે સુવું, કુટુંબને જમાડવું, ઉતાવળથી કાર્ય કરવું નહિં, ગુરૂના વચનને હૃદયમા ધારણ કરવું, કુકર્મને અટકાવવું, પોતાના સુકૃત્યથી દુઃખ સમુદ્રને તરી જવું, દુષ્ટનો સંગ છોડવો, કુકર્મ કરનારનો તિરસ્કાર કરવો, ગુણ સમૂહ મેળવવો, મનનો મેલ ધોઇ નાખવો, લીધેલું વ્રત પાળવું, શરીરનું બહુ લાલન કરવું નહિં, સ્વી

૧ ક્ષમાભૃત એટલે રાજા પક્ષે મુનિ મુનિ ક્ષમાધારી છે પણ જો વિષયો તરફ પ્રવર્ત્તે તો તે ભ્રષ્ટ થઇ જાય છે રાજા પણ જો વિષયો તરફ પ્રવર્ત્તે તો તે રાજ્યભ્રષ્ટ થઇ જાય છે, ૨ ક્ષમાભૃત રાજા અને મુનિ-રાજા પક્ષે ગુરૂગુણો એટલે મોટા ગુણો અને મુનિ પક્ષે ગુરૂના ગુણો ૩ અંગ-શરીર અથવા રાજ્યના અંગ-મુનિ પક્ષે આગમ ૪ રાજા પક્ષે ગણ રક્ષા એટલે સમૂહની રક્ષા મુનિ પક્ષે પોતાના સાધુ સમુદાય સંઘાડાની રક્ષા ૫ સ્થિતિ પ્રસ્થિતિ એટલે રહેવું અને ચાલ્યા જવું ૬ અક્ષરોમા પણ વ્યાકરણના નિયમોથી ફેરફાર થયા કરે છે ૭ બાળકોને પ્રાણાયામની કલા સ્વાભાવિક રીતે હોય છે ૮ શ્લોકનો કર્ત્તા છંદના નિયમ પ્રમાણે વર્ણ-અક્ષર, વિભક્તિ, યતિ-વિરામ વિગેરે ગુણોને અને ગુરૂ તથા લઘુ અક્ષરોને તેના યોગ્ય પદમા ગોઠવે છે તેમ અહિં એવો બોધ આપે છે કે, તું વર્ણ-બ્રાહ્મણાદિના વિભક્તિ-વિભાગ પ્રમાણે તેમની સાથે વર્ત્તજે યતિ સદ્ગુણ-એટલે મુનિઓના સદ્ગુણો જાણી તેમજ ગુરૂ મોટા અને લઘુ-નાનાને તેમને લાયક એવા પદમા ગણજે—( યથોચિત માનજે )

કારેલા નિયમથી ચલિત થવું નહિં, ચરણવડે નિર્માલ્યનો સ્પર્શ કરવો નહિં ધર્મનું કાર્ય છોડવું નહિં, સ્વજનની સાથે ભોજન કરવું, મનને ક્રોધમાં જોડવું નહિં અને પોતાના આત્માનું હિત કરવું. હે ડાહ્યા વત્સ, કામી, સર્પ, વેશ્યા, દુર્જન, શત્રુ, રોગ, જલ અને અગ્નિનો વિશ્વાસ કરીશ નહિં. બ્રાહ્મણ સ્ત્રી, ગાય, બાલ, વૃદ્ધ, તપસ્વી શરણે આવેલ રોગી અને શસ્ત્ર વગરના માણસને મારીશ નહિં. તું કદી કાનનો કાચો થઇશ નહિં, તેમ વિશ્વાસઘાતી પણ થઇશ નહિં, ગુણો મેળવવામાં સંતુષ્ટ ન થજે અને કેવળ બહિર્મુખ થઇશ નહિં. સત્સંગ-વાલો પોતાની સ્ત્રીમાં કામદેવ જેવો, નિર્વિકારી અંગ ધરનારો પુરૂષ પુણ્યવાન્ હોય છે અને એવો પુરૂષ સારી પ્રતિષ્ઠાને પામે છે. જે સુકૃત-પુણ્ય રૂપી વૃક્ષના કયારા રૂપ ન્યાય માર્ગમાં હંસ જેવો અને શત્રુ વર્ગમાં વિકરાળ હોય, તે રાજા વર્ણન કરવા યોગ્ય થાય છે. જે કૃતજ્ઞ સર્વજ્ઞ, પ્રભુને પૂજનાર, વિશેષ જાણનાર, વિવેકી, પોતાની પ્રતિજ્ઞાને પાળનાર અને વિદ્વાન હોય, તે પુરૂષ ધન્ય ગણાય છે. જે રાજા રાજનીતિ રૂપ લતાના અંકુર રૂપ, મિત્ર જનને આનંદ આપનાર, જ્ઞાનને ફેરવનાર, પાપ કરવામાં મંદ રહેનાર અને આડંબર રહિત હોય, તે સારો રાજા ગણાય છે. ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, શૌર્ય અને વીર્ય વિગેરે જે બીજા ગુણો આ જગતમાં વિખ્યાત છે, તે ગુણો-થી તું વિખ્યાત થજે."

આ પ્રમાણે મંત્રીના વચનની યુક્તિથી ( ચાતુરીથી-કુશળતાથી ) કુમાર ચંદ્રોદર પ્રસન્ન થઇ ગયો; પછી તે સારી વયમાં રહીને પોતાની યુવાવસ્થાનો સમય પસાર કરવા લાગ્યો.

એકવખતે રાજા સભામાં બેઠો હતો અને રાજકુમાર ચંદ્રોદર તેની પાસે રહ્યો હતો, તે વખતે પ્રતિહારે આવી રાજાને આ પ્રમાણે કહ્યું, "સ્વામી, **શ્રી કાંપિલ્યપુર**ના રાજા **રત્નસેન**નો એક દૂત આવ્યો છે, તેને બાહેર રોકયો છે. તેને માટે શી આજ્ઞા છે? તે કહો" રાજાએ કહ્યું, "તેને અંદર પ્રવેશ કરાવ્ય." પછી તેણે તે દૂતને અંદર પ્રવેશ કરાવ્યો, એટલે દૂતે રાજાની પાસે આવી પ્રણામ કર્યો. રાજાએ પૂછ્યું, "હે દૂત, રાજા રત્નસેનના કુશળ સમાચાર આપ. પોતાના હિતને ઇચ્છનારા તે રાજાએ તને શા માટે અહિં મોકલ્યો છે?" દૂત બોલ્યો, 'તમારા મિત્ર રત્નસેનને કુશળ છે. જે કારણે તેમણે મને મોકલ્યો છે તે સાંભળો. "રાજા રત્નસેનને **રત્નસુંદરી** નામે રાણી છે, તેણીની કુક્ષિથી **કલાવતી** નામે પુત્રી ઉત્પન્ન થઇ છે. એક વખતે તે કલાવતી સભાની અંદર રાજાની પાસે આવી હતી. તેણીને યોગ્ય જોઇને રાજાએ મંત્રીઓને પૂછયું કે, "આ કુમા-રીને માટે યોગ્ય વર કોણ છે?" મંત્રી વિગેરે વિચાર કરી જેવામાં કાંઇક કહેતા હતા. તેવામાં તે કુમારી બોલી કે, "મારે વિવાહ કરાવવો નથી." તે સાંભળી રાજા ચિંતાતુર

બની ગયો, તેણે કહ્યું, "હે વત્સે, તું વિવાહ કરાવવામાં વિમુખ કેમ થાય છે? મને તેનું કારણ સત્વર કહે; જો તું તારા અહિંના-પિયરના સ્વજન વર્ગને છોડી દેવા ઇચ્છતી ન હો, તો હું તને ગમતા એવા પુરૂષને અંહિજ મેળવી આપું. પુરૂષ અવિવાહિત રહી શકે છે પણ સ્ત્રી અવિવાહિત રહી શકતી નથી, તેથી હે ધન્યે, તું સ્વજનોને રાજી કરનારા વિવાહને કબુલ કર્ય." રાજાએ આ પ્રમાણે કહ્યું, તો પણ તે ગુણવંતી પુત્રી કલાવતી કાંઇપણ બોલી નહિ. એક વખતે તેણીની માતા રત્નસુંદરીએ તેણીને એકાંતે પૂછયું, ત્યારે તેણીએ પોતાના હૃદયમાં રહેલા વિચારને અમૃત જેવી વાણીથી જણાવ્યો, "માતા, વિવાહની વાત કોને ન ગમે? પણ મારે માટે જે કારણ છે, તે સાંભલ્ય. જે પુરૂષ રાધાવેધ કરી શકે તેવો હોય, અને એકજ પત્નીમાં પ્રેમી રહે તેવો હોય, તેવા પુરૂષને હું વર કરવાને ઇચ્છું છું. તે સિવાય કદિ ઇંદ્ર હોય તો પણ હું તેને વર કરવા ઇચ્છતી નથી. એવી જાતના વિદ્વાન્ અને પ્રૌઢ પુરૂષ ઉપર મારૂં મન રૂચે છે, પરંતુ તેવો કોઇ પુરૂષ હું જોતી નથી, એટલે હું સંતોષ ધરીને બેઠી છું." પુત્રી કલાવતીનો આ વિચાર રાણી રત્નસુંદરીએ રાજાને જણાવ્યો, તે ઉપરથી રાજારત્નસેન જરા ખુશી થયો અને ચેતનાવાળો બન્યો. પછી તેણે પોતાના ચિત્તમાં લાંબો કાળ વિચાર કર્યો કે, "સદ્‌બુદ્ધિવાળો ચંદ્રોદર કુમાર રાધાવેધની કૃતિને સારી રીતે જાણે છે, તેના જેવો કોઈ સદાચારવાળો કુમાર આ પૃથ્વી ઉપર બીજો નથી, તથાપિ સ્વયંવરની અંદર બીજા પ્રવીણ રાજકુમારો બેઠા હોય, તે વખતે રાધાવેધને સાધવાથી કુમાર ચંદ્રોદરની પ્રતિષ્ટા થાઓ." આવું વિચારી રાજાએ સુવિચારી લોકોની સાથે એકમત થઈ રાજકુમારોને બોલાવાને સર્વ સ્થળે ઘણા દૂતો મોકલ્યા છે. અને મને ભેટ સાથે આપની પાસે મિત્રબુદ્ધિથી મોકલ્યો છે. તેથી કામદેવને જીતનારા એવા આપના કુમારને જલદી ત્યાં મોકલો." દૂતના આ વચન સાંભળી રાજા હર્ષનો ઉત્કર્ષ પામી ગયો, અને તરતજ તેણે લાખો દક્ષપુરૂષોમાં શિરોમણિરૂપ એવા ચંદ્રોદર કુમારને આજ્ઞા કરી. રાધાવેધ કરી પાણિગ્રહણ કરવામાં ઉત્કંઠાવાલો પણ પિતાના વચનથી જરા શરમાયેલો ચંદ્રોદર કુમાર સૈન્ય સાથે ચાલી નીકળ્યો. અનુક્રમે ઉત્તમ દ્રવ્યના સમૂહથી ભારે એવી પૃથ્વીને ઓળંગતો નિર્વિઘ્ને કાંપિલ્ય નગરીની સમીપે આવી પહોંચ્યો. રાજા રત્નસેન પોતે દૂર સામો આવી, અને આદરથી માન આપી કુમારને વરની યોગ્યતા પ્રમાણે માન આપ્યું. ઇંદ્રના જેવા પરાક્રમવાલા બીજા પણ રાજપુત્રો દૂતોના બોલાવવાથી મદસહિત (હર્ષ પ્રકર્ષ પુર્વક) ત્યાં આવી પહોંચ્યા. રાજાએ કલશોની શ્રેણીથી યુક્ત અને તોરણમાલાએ સુશોભિત એવો એક મંડપ આદરથી કરાવ્યો. તે મંડપની અંદર ઉદાર, શૃંગાર કરેલા બલવાલા અને મનોહર કોટી ગમે કુમારો આવી શુભ આસન ઉપર બેઠા, તેમની વચ્ચે રહેલો અનેક કલાવાલો ચંદ્રોદર કુમાર ચંદ્રની

જેમ શોભવા લાગ્યો અને બીજા કુમારો તેની ફરતા તારાઓની જેમ પ્રકાશવા લાગ્યા, તે મંડપમાં એક યંત્ર શણગારીને રાખવામાં આવ્યું હતું. તેના બે ચક્રો બનાવેલા હતા, તે ચક્રોને આઠ આરા હતા અને તે સ્તંભની સાથે બાંધ્યા હતા, તે વામ દક્ષિણ ફરતા હતા, તેની ઉપર એક ભમતી કાષ્ટની પૂતળી રાખવામાં આવી હતી. તેની નીચે એક તેલનું ઘણું મોટું પાત્ર રાખવામાં આવ્યું હતું. તે પછી રાજાની આજ્ઞાથી પ્રતિહાર તે કુમારોની આગળ પોતાનો હાથ ઉંચો કરી આ પ્રમાણે સ્ફુટ અક્ષરોએ બોલ્યો; "આ આકાશમાર્ગે બે ચક્રો છે, તેની અંદર બાણ ફેંકીને નીચે તેલની અંદર પ્રતિબિંબિત થયેલી પુતળી તરફ દૃષ્ટિ રાખી તે પુતળીના ડાબા નેત્રની કીકીને જે ભેદશે, તે અમારી કન્યાને વરશે." પ્રતિહારનાં આ વચનો સાંભળી 'હું પહેલો થાઉં, હું પહેલો થાઉં' એમ કરતાં કેટલાએક કુમારો બેઠા થયા અને કેટલાએક આસન ઉપર રહીને તે રાધાવેધના યંત્રને જોવા લાગ્યા. તેઓમાંથી એક રાજપુત્ર ઉતાવળે પગળે સત્વર યંત્રની પાસે આવ્યો અને તેણે આકાશમાર્ગે બાણ છોડયું. તે [1]ગુણ વગરનું માર્ગણ લક્ષને ચુકેલું જોઇ, સ્થુલ લક્ષવાલો તે કુમાર વિલક્ષ ( ભોંઠો ) થયો, પણ સ્પૃહા-વાંછારહિત બની ગયો. તે ઠીક ન થયું, બીજો કોઇ કુમાર બાણ છોડતી વખતે હર્ષવાલો થયો પણ જ્યારે તે બાણ આકાશમાં ચાલ્યું ગયું, તે જોઇને તે પછી ખેદાતુર બની ગયો. કોઇ કુમાર ચક્રને વીંધાયેલું સાંભળી ઊર્ધ્વમુખ થયો, પરંતુ તે બાણ આકાશ તરફ ગયેલું જાણીને તે પછી નમ્રમુખ-નીચું મોઢું કરીને ઉભો રહયો. [2]શિલીમુખ બીજે સ્થળે ગયા પછી સજ્જાતિનું સુમન ઉજ્વળ હતું, છતાં કૃષ્ણપણાને પ્રાપ્ત થયું; એ લોકોને આશ્ચર્યકારી લાગ્યું. કોઇ કુમાર પોતાનું બાણ જરા ચક્રને લાગ્યું પણ તે શૂન્ય થયેલું જોઇ પોતે ક્ષાત્રધર્મને અશ્રય કરનારા હતા, છતાં શૂન્ય બની ગયો. કોઈ પોતાના સ્થાન ઉપરથી ઉઠયોજ નહિ, કોઈએ કહ્યું કે; મારામાં ચાતુર્ય નથી ' અને કોઈએ કહ્યું કે 'હું તો ફક્ત જોવાને આવ્યો છું. કાંઈ લોભથી આવ્યો નથી, આવી રીતે કેટલાએક કુમારો ખેદ પામીને બેશી ગયા, તે વખતે રાજા રત્નસેને આવી ઉત્તમ એવા ચંદ્રોદર કુમારને કહ્યું, "હે સત્ પુરૂષોને ઇષ્ટ અને સારી પ્રનિણવાળા કુમાર, આ બધા રાજકુમારો પોતાના ગુરૂની સાક્ષીએ બધી કલાઓ શીખ્યા છે, પરંતુ તે કલાઓનો તેમને અભ્યાસ નથી,

૧ માર્ગણ એટલે બાણ અને યાચક. બાણુ ગુણ-પણુચ વગરનું લક્ષ-નિશાન ચુકે છે, અને ગુણ વગરનો યાચક પણ લક્ષ ચુકે છે. તે જોઇને સ્થૂળ લક્ષવાળો પુરૂષ વિલક્ષ-વિલખો બની જાય છે. ૨ શિલીમુખ એટલે બાણ અને ભમરો સજ્જાતિ એટલે સારી જાતનો પુરૂષપક્ષે સારી જાતિ-જાુઈ સુમન એટલે સારૂં મન અને પક્ષે પુષ્પ. જેમ સારી જાતિના પુષ્પ ઉપરથી ભમરો બીજે સ્થળે ચાલ્યો જાય, ત્યારે પુષ્પ કૃષ્ણ-કાળું-નિસ્તેજ બની જાય છે, તેમ તે બાણ વ્યર્થ થવાથી તે સારી જાતિના કુમારનું મન ક્ષોભ પામી ગયું.

તેથી તે કલાઓ નકામી થઈ ગઈ છે. માટે તમે ઉભા થાઓ અને નેત્રોને આનંદ આપનારી આ રાધાવેધની કલા દર્શાવો." આ વચનો સાંભળી સ્થિર તેજવાલો, અસાધારણ કાંતિયુક્ત અને શ્રમને, જીતનારો કુમાર ચંદ્રોદર ઉત્સુક થયો નહિ, અને અભિમાની બન્યો નહિં. તે તરતજ આસન ઉપરથી ઉઠો થયો, ધનુષ્ય અને ભાથું લઇ યંત્રની પાસે આવી તે ચંદ્રોદર કુમારે નિર્ભય થઇને હર્ષથી રાધાવેધ કરી દીધો. તે પછી રાજા રત્નસેને મનોહર હૃદયવાલા તે કુમારને સર્વ પરિવાર સાથે ઉત્સવ પૂર્વક નગરની અંદર પ્રવેશ કરાવ્યો. રાજાનું સર્વ કુટુંબ વિવાહ વિધિની ઇચ્છાથી હર્ષાકુળ બની ગયું, પરંતુ રાજકન્યાનું મુખ શ્યામવર્ણું થઇ ગયું, તે જોઇ રાજાએ કહ્યું. "વત્સે, આજ પૂર્ણીમાને ઠેકાણે અમાવાસ્યા કેમ દેખાય છે? સર્વ કષ્ટોને નાશ કરનારી તારી પ્રતિજ્ઞા જેણે પૂરી કરી છે, તે આ ધન્ય ચંદ્રોદર કુમાર છે, તે કુમાર સૌજન્ય ગુણનું પાત્ર, પરોપકારી, કલાવાન, સુરૂપી, કુલીન, ધનવાન, પરાક્રમી, નીતિમાન, સૌમ્ય, વિદ્યાવાન, અને વિનયી છે. હે શુભે, તેવો પ્રિય મળતાં તારા મુખ ઉપર શ્યામતા કેમ રહે? જો તારા હૃદયમા સપત્ની થવાની શંકા રહેતી હોય, તો તે વિષે ચિંતા કરવી નહીં, કારણકે, આ કુમાર પુણ્યવાન્ છે" રાજાના આ વચનો સાંભળી તે કન્યા બોલી,' મને સપત્નીની ચિંતા થતી નથી, પરંતુ મારી પ્રતિજ્ઞા પુરી થઇ નહીં, તેની ચિંતા થાય છે. મારા હૃદયમાં જે રાધાવેધની પ્રતિજ્ઞા છે, તે રાધાવેધ જુદોજ છે." તે સાંભળી તેણીની માતા રત્નમંજરી વિસ્મય પામીને બોલી–" પુત્રી તેં બુદ્ધિથી કલ્પેલો તે રાધાવેધ કેવો છે?" તેણી બોલી–" તે રાધાવેધ અંતરંગ ( અંતરનો ) અને સિદ્ધિને આપવામાં કારણરૂપ છે. સાંભળો, તે રાધાવેધમાં સત્કર્મ અને દુષ્કર્મ રૂપી બે ચક્રો છે. તે વિવેકીપુરૂષે જાણવા યોગ્ય છે. આ સૃષ્ટિ અને સંહારને ભજનાર તે દુનીયારૂપી તેમાં આરા છે. જે સૃષ્ટિરૂપી આરા છે. તે સુખે વેદનીય છે, અને જે સંહાર રૂપી આરા છે, તે દુઃખે વેદનીય છે. તેમાં સંદેહના સમૂહરૂપ યંત્રની સાથે સૂક્ષ્મ લક્ષ્યરૂપે પરતત્વ રહેલું છે. જે પુરૂષ વિચાર રૂપી બાણ વડે તે લક્ષ્યને ભેદી શકે તે મારો પ્રિય છે. બાહેરના રાધાવેધને કરનારા તો ઘણા પુરૂષો છે, તેમની સાથે મારે પ્રયોજન નથી."

આ પ્રમાણે મહેલના ગોખ ઉપર રહેલ તે બંને માતા અને પુત્રી વાર્તા કરતાં હતાં, તેવામાં તે રાજમાર્ગે ચાલ્યો જતો કોઈ પુરૂષ આ પ્રમાણે શ્લોક બોલ્યો–"રાજપુત્રીનો શુદ્ધ અને પ્રિય એવો આ રાધાવેધ ચંદ્રોદર કુમાર જાણે છે. બીજો કોઇ જાણતો નથી. એ નિશ્ચય છે." આ ઉપશ્રુતિ જેવો શ્લોક સાંભળી રાણી રત્નમંજરી અને રાજપુત્રીએ હર્ષથી તે ગોખની જાળીમાંથી દ્રષ્ટિ નાંખી. ત્યાં માર્ગમાં બંદીજનના વૃંદ સાથે ચંદ્રોદર કુમારને જતો જોયો. રૂપ વિગેરેથી પોતાની પુત્રીની સાથે તેની સર્વ રીતે

સમાનતા જોઈ રાણી ખુશી થઇ અને એક દાસીને આજ્ઞા કરી કે, 'જા, તે કયાં જાય છે, તે જોઈ આવ.' રાણીના કહેવાથી તે દાસી ત્યાં ગઇ અને તેના વચ્ચે રહેલા એક પુરૂષને તેણીએ પૂછયું કે, " આ રાજકુમાર હમણાં આ રસ્તે કયાં જાય છે ? " તે પુરૂષ બોલ્યો " મંત્રીશ્વરોમાં શિરોમણિરૂપ એવાં મતિસાર મંત્રીના કહેવાથી આ કુમાર નગરના ચૈત્યમાં દેવ પૂજા કરવા માટે જાય છે, " શુદ્ધ, ઉત્તમ, પુણ્ય ઉપર રૂચિવાળા, પવિત્ર, કલાકલાપથી યુક્ત અને શ્વેત અશ્વ ઉપર વિરાજમાન એવા ચંદ્રોદર કુમારને જોઈ મહેલના અગ્રભાગ ઉપર રહેલી રાજકુમારી હર્ષભરિત થઈ તેનું પાણીગ્રહણ કરવાને તત્પર થઇ, તે ઘટિત છે. તે પછી જેણીનું હૃદય હર્ષના ભારથી વ્યાપ્ત થયેલું છે, એવી રાણી રાજાની પાસે આવી અને તેણીએ તે વૃતાંત્ત રાજાને જણાવ્યો. તે સાંભળી રાજાએ ચિંતવ્યું કે, " ચંદ્રોદર કુમારે જે પુત્રીની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, તે ભાવતું હતું અને વૈદ્ય બતાવ્યું, દુધમાં સાકરપડી અને ખીચડીમાં ઘી ઢોલાયા જેવું મારે બન્યું. હવે હું તે બંનેનો કુલની રીત પ્રમાણે વિવાહ કરૂં. " તે પછી વિચારને જાણનારા રાજાએ સમગ્ર સ્વજનોને બોલાવી વૃદ્ધોના વચનથી વિવાહના વિધિનો આરંભ કર્યો. વાદ્યા વાગવા લાગ્યા, નટો ગીત તથા નૃત્ય કરવા વાગ્યા અને પરમ હર્ષથી બંદીજનો ( બિરૂદાવળી ) બોલવા લાગ્યા. તે સમયે લજ્જાથી અવનત–નીચે જોઈ રહેલા અને સ્વજનોએ સન્મુખ કરેલા વર કન્યાની તારામૈત્રી થઈ, એટલામાં મોટો કોલાહળ થઈ રહ્યો. તે કોલાહલ સાંભળી રાજા અને કુમાર ચંદ્રોદર પણ ચારે તરફ દિશાઓમાં દ્રષ્ટિ ફેરવવા લાગ્યા. તેવામાં એક પુરૂષે આવી આ પ્રમાણે કહ્યું, " હે સ્વામિન્, સાત સ્થાનોમાંથી ઝરતા મદ જલના ઝરાઓથી યુક્ત, પર્વતના ખંડ જેવા મોટા કુંભસ્થળથી વિરાજમાન, શિલાઓના જેવા અંગ તથા પડખાવાળો અને કૃષ્ણ વર્ણનો એક વિંધ્યાચળના જેવો ગજેંદ્ર અહીં આવ્યો છે. આ ચાર દાંતવાલો અને જેની આસપાસ ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે એવો જે ગજેંદ્ર લોકોને ભય ઉપજાવે છે. તે ગંધ હસ્તીના ભયથી આપણી ગજશાલામાં રહેલા હસ્તીઓ આલાન–સ્થંભ ઉખેડીને પલાયન કરી ગયા છે. જાણે સાત અશ્વવાલા સૂર્યને આઠમો અશ્વ અર્પણ કરતો હોય તેમ પ્રગટ [1] દાન–મદથી વિરાજમાન એવી સુંઢવાલો થઇ આપણા અશ્વને ઉછાળે છે, હે સ્વામી, જેમ ઘુડ પક્ષી સૂર્યને જોઇ શકે નહીં, તેમ કોઈ પણ તે હાથીને જોવાને સમર્થ થતો નથી. આપ હવે શું જોઇને બેસી રહ્યા છો ? તે ગજેંદ્ર હમણાંજ અહીં આવશે. " તે પુરૂષ આ પ્રમાણે કહેતો હતો, તેવામાં તો તે ગજેંદ્ર ત્યાં આવી પહોંચ્યો તથા કુમાર ચંદ્રોદર અને રાજાએ (સેવકે) જેવો કહેલ, તેથી પણ વધારે

૧ જે પોતાને હાથે ભારે–ઉત્તમ દાન આપે તે અશ્વનુ (પણ) દાન આપી શકે છે હસ્તી પક્ષે દાન એટલે મદ.

( મદોન્મત્ત થયેલ ) તેને જોયો. રાજાના સૈન્યને દળી નાખતો, લોકોમાં કલહ ઉપજાવતો અને પેદળની પંક્તિને તોડી પાડતો તે ગજેંદ્રને જોઈને રાજાએ આ પ્રમાણે કહ્યું. "પ્રજાઓના સમૂહને પીડનારા આ અદ્ભુત ગજેંદ્રને પોતાના ભુજબળથી વશ કરી શકે તેવો કોઇ ક્ષત્રિયથી થયેલો પુરૂષ છે ?" આ પ્રમાણે કહી રાજા જે જે ક્ષત્રિયના મુખ ઉપર પોતાનાં નેત્રો નાખતો, તે તે ક્ષત્રિયંનર ધૈર્ય છોડીને નીચું મુખ કરવા લાગ્યા. તે કાલે ઘણા લોકોને મારતા તે ઉન્મત્ત ગજેંદ્રને જોઈ રાજાએ નિવાર્યો છતાં કુમાર ચંદ્રોદર પરમ ક્ષાત્ર તેજને ધારણ કરતો આદરથી ગજકન્યાની સાથે બાંધેલી છેડાછેડી છોડી દઈ તે ગજેંદ્રની સામે આવ્યો. તેણે પ્રથમ કાનમાં ઉગ્ર લાગે તેવો સિંહનાદ કર્યો. તે સાંભળી તે ગજેંદ્ર પણ ક્ષણવાર ભયાકુલ બની ઊભો રહ્યો, પછી જ્યારે તેણે પોતાની આગળ મનુષ્યને જોયો એટલે ક્રોધથી ઉદ્ધત થઇ પોતાના વેગથી પૃથ્વીને કંપાવતો તે ગજેંદ્ર કુમાર તરફ દોડી આવ્યો. ગજેંદ્ર ડાબી તરફ વેગથી વળી શકતો નથી, એમ જાણી તે બલવાન્ કુમાર તે ભાગ તરફ આશ્રય કરી ઉભો રહ્યો. સ્વબળથી અને છળથી દુષ્ટ જીતી શકાય છે, તે પ્રમાણે ચંદ્રોદર કુમારે તે ભયંકર ગજેંદ્રને તાબે કરી લીધો ગજારોહણની કલામાં ચતુર એવો કુમાર તે ગજેંદ્ર ઉપર ચડી ગયો. તે જોઇ સમગ્ર રાંજવર્ગ હર્ષિત થઇ ગયો. તેવામાં તે ગજેંદ્ર પક્ષીની જેમ તે કુમારને લઈ આકાશમાં ઉડયો. તે જોઇ લોકોના નેત્રો વિસ્મય પામી ગયાં. મદના જલને ચોતરફ વર્ષાવતો ગંર્જનાના સમૂહથી ગાજતો અને અને કુમારની કાંતિરૂપ વિદ્યતને ધારણ કરતો તે ગજેંદ્ર મેઘની જેમ આકાશમાં ચાલવા લાગ્યો. જ્યારે કુમાર ચૌટાનું ઉલ્લંઘન કરી ગયો, એટલે કલાવતી ચિંતવવા લાગી કે "હું મંદ ભાગ્યવાળી આવા પતિને યોગ્ય થઇ નહીં. મારા હાથમાંથી ચિંતામણિ ચાલ્યો ગયો, આંગણામાંથી કલ્પવૃક્ષ ગયુ, ઘરમાંથી કામકુંભ ગયો અને મુખમાં આવેલો કોળીયો પડી ગયો. હું અનંત પાપવાળી કયાં ? અને પુણ્યથી ઉત્પન્ન થયેલ તે પ્રભુ કયાં ? મારો તેવા પુરૂષની સાથે સંગમ કયાંથી થાય ? કારણકે, પુણ્ય અને પાપને વૈર છે. પૂર્વે વિદ્વાનોએ મને [1]માતંગગતિ રૂપે વર્ણવેલી હતી, તેથી મારા હાથના સ્પર્શથી મારા પતિ માતંગની સંગતિવાળા બની ગયા. પદ્મિની ખરેખર પંકજ–કાદવમાંથી થયેલી છે, તે ઇન–સૂર્યના [2]કરગોચર થવાથી શુભ દિવસે પ્રકાશને પામે છે પરંતુ તે [3]દોષોદયમાં પ્રકાશને પામતી નથી, પૂર્વે લલાટના

૧ માતંગગતિ એટલે ગજગામિની–હાથીના જેવી ચાલવાળી પક્ષે માતંગ–ચંડાળની ગતિવાળી, તેથી મારા કરસ્પર્શથી આ કુમાર માતંગ સંગતિ–ચંડાળની સંગતિવાળા થયા. પક્ષે માતંગ–હાથીની સંગતિવાળા થયા. ૨ કરગોચર–હસ્તગોચર પક્ષે કિરણગોચર. ઇન–સૂર્ય પક્ષે ઇન–સ્વામી. ૩ દોષોદય–દોષનો ઉદય પક્ષે દોષા–રાત્રિનો ઉદય. કહેવાનો આશય એવો છે કે, પદ્મિની–(લક્ષ્મી) પંકજા–(પાપરૂપ) કાદવમાંથી પેદા થયેલી છે, પણ તે ધર્મરૂપ સૂર્યના કિરણના સંગથી શુભ દિવસે પ્રકાશ પામે છે, પણ દોષોદયમાં–પાપરૂપ રાત્રિના ઉદયમાં પ્રકાશને પામતી નથી.

અક્ષર ( વિધિ ) યોગથી હું વર્ણિની વર્ણવાલી કહેવાતી હતી, તે અત્યારે તેના વિપરીતપણાથી અવર્ણનીયપણાને પ્રાપ્ત થઇ છું. વિવેકી પુરૂષે મત્સ્યની પાસેથી તેનું એક સ્વભાવિક શિક્ષણ લેવા યોગ્ય છે કે જે મત્સ્ય પોતાનું પાણી ગયા પછી જીવિતનો ત્યાગ કરી દે છે. અર્થાત્ માણસે પોતાનું પાણી ઉતરી ગયા પછી જીવવું ન જોઇએ. 'આ સ્ત્રી અકર્મી છે એમ મન લોકો કહેશે. કારણ કે એ સ્ત્રીના હસ્તના સંયોગથી તેણીનો પતિ ઘણો દુઃખી થઈ ગયો. વળી વિરહરૂપી અગ્નિ નારકીનાં ઉષ્ણ પ્રદેશના જેવો કહેલો છે. તેની આગળ ચિતાનો અગ્નિ તો સાક્ષાત્ શીતળ અને સુખકારી છે. માટે તે મારા અવર્ણવાદને અને વિરહના દુઃખને છેદવાને હું ચિતાગ્નિમાં પ્રવેશ કરીશ, હું લઘુતાને સહન કરીશ નહિં." આ પ્રમાણે હૃદયમાં ચિંતવી તેણીએ પોતાની માતા પાસે તે વિચાર જણાવ્યો. માતાએ કહ્યું. જેવી તારી બુદ્ધિ થઇ છે, તેવીજ[1] મારી બુદ્ધિ છે. તે વિચાર રાજાએ અને રાજવર્ગે પણ અંગીકાર કર્યો. તે જોઈ નગરના સર્વ લોકોએ પણ તે પ્રમાણે કબુલ કર્યું. લોકમાં કહેવત છે કે, "આ વિશ્વમાં સર્વ વિદ્વાનોની એજ બુદ્ધિ થાય છે," તે કહેવત આ નગરમાં સત્ય થઈ. પછી લોકોએ તરતજ પોતપોતાની ચિતા કરવા માટે ઠેકાણે ઠેકાણે પૃથ્વીના અખંડ ખંડો ખડગના આકર્ષણથી જુદા જુદા કર્યા. શત્રુ અને મિત્ર સહિત સર્વ જનસમૂહે સુવર્ણના મૂલ્ય વાલા ઉત્તમ કાષ્ટોથી ત્યાં ચિતાઓ ખડકી. પછી બધા લોકો ઘાસના પુલામાં અગ્નિને નાખી મુખના પવનથી આદર પૂર્વક તેને સળગાવવા લાગ્યા, પરંતુ તે શોકાતુર એવા સર્વેના અગ્નિમાંથી જ્વાલા પ્રગટી નહિં તેથી રાજા વિગેરે સર્વે 'આનું શું કારણ હશે' એમ વિચારમાં પડી ગયા, તેવામાં રાજકુમારી કલાવતીએ દિશાઓમાં પોતાની દૃષ્ટિ નાંખી, તેવામાં કાયોત્સર્ગે રહેલા એક શાંત મુનિ તેણીના જોવામાં આવ્યા. તરતજ તેણીએ ચિંતવ્યું કે "આ મુનિના પ્રભાવથીજ અગ્નિ સળગતો નહીં હોય. માટે એ મુનિને નમસ્કાર કરી હું મારા જન્મને સફળ કરૂં." આ પ્રમાણે ચિંતવી રાજપુત્રી રાજા વિગેરે લોકોની સાથે ત્યાં ગઇ અને મુનિને નમન કરી અવસરને યોગ્ય એવું વચન બોલી. "હે દયાનિધે; તમે તમારા તપથી આ બલતા અગ્નિનો રોધ શા માટે કર્યો છે? હાલ દુઃખી થયેલા આ સર્વ જનને શું તમે જાણતા નથી?" તે ઉત્તમ મુનિ કાયોત્સર્ગ પારીને આ પ્રમાણે બોલ્યા—"ભદ્રે, તું તત્વને જાણનારી છે છતાં મુગ્ધાના જેવી કેમ દેખાય છે? જીવને [2]ભૃગુપાત, અગ્નિ, ક્ષુધા, તૃષા કંઠપાશ અને જલ વિગેરેથી મૃત્યુ પામવું, જૈનાગમમાં નિષિધ છે. એથી ઉત્પન્ન થયેલા મરણોવડે પુણ્યવાન્ મનુષ્યને પણ લોકોમાં અવગતિનાં જેવી વ્યંતરોની ગતિ પ્રાપ્ત થાય છે. વિદ્વાનોએ સર્વ ઠેકાણે આત્મહત્યાનો

૧ અર્થાત્ અમે પણ તારી સાથે બળવા તૈયાર છીએ ૨ ભૃગુપાત—ભૈરવજપ—શિખર ઉપરથી પડવું

નિષેધ કરેલો છે હમણાં જે આ કરવામાં આવે છે, તે સદ્‌બુદ્ધિથી રહિત છે. તેથી તું કદાગ્રહ છોડી દે અને જિનધર્મનું પાલન કર્ય. જેથી તને આ લોક તથા પરલોકમાં અદ્દભુત સુખ પ્રાપ્ત થાય." મુનિનાં આવાં વચન સાંભળી રાજકન્યા બોલી, "મુનિ, મને દીક્ષા આપો કે જેથી મને આ સંસારમાં ઉભય લોકમાંથી ભ્રષ્ટતા પ્રાપ્ત થાય નહિં." મુનિએ કહ્યું, " ભદ્રે, તારે હજુ ભોગ ફલવાળું સુખદાયક કર્મ ભોગવવું વધારે બાકી છે, તેથી તારે દીક્ષા લેવી ઉચિત નથી. તું ગૃહસ્થાવાસમાંજ રહીને શાસનની પ્રભાવિકા થઇશ. જે પુરૂષને માટે તેં આ આરંભ કરેલો છે, તે પુરૂષ ચોથે દિવસે આવશે." આ સમયે રાજાએ પૂછયું, " ભગવન, તે ચંદ્રોદર કુમારને કોણ લઈ ગયેલ છે અને તે શી રીતે આવશે ? " મુનિ બોલ્યા–" વૈતાઢય પર્વત ઉપર **મલ્લિકા** નામે એક નગરી છે. તેમાં ઉત્તમ વિદ્યાઓમાં કુશળ એવો **રત્નાંગદ** નામે રાજા છે. તે રાજાને **લીલાવતી** નામે રાણી છે. તેણીના ઉદરમાંથી ઉત્પન્ન થયેલી તેને **રૂક્મિણી** નામે એક કન્યા છે. ગચ્છકાલે તે રાજકન્યાને યોગ્ય વયની જોઇ રાજા રત્નાંગદે પોતાના સભાસદોને કહ્યું કે, " આ કન્યાને યોગ્ય એવો કોઈ વર છે કે નહી ? તે કહો. " ત્યારે તેઓએ જણાવ્યું કે, " હાલ કાંપિલ્ય નગરમાં શ્રીરામ રાજાનો ચંદ્રોદર નામનો કુમાર છે તે આ કન્યાથી ચડીઆતો છે. તેમનાં આવાં વચન સાભળી તે રત્નાંગદ રાજાએ પોતાની પુત્રીના વિવાહને માટે તારા જમાઇને ગજેંદ્રના રૂપવાલા એક વિદ્યાધરની પાસે હરણ કરાવ્યો છે. હૃદયમાં આનંદ પામતા એવા તે વિદ્યાધર રાજાએ તે ચંદ્રોદર કુમારને વિવાહને અર્થે આમંત્રણ કર્યું. તે વખતે સ્વભાવથી સંતુષ્ઠ રહેનારો અને કામદેવના જેવો સુંદર એવો તે કુમાર મુનિની જેમ સાર અને ઉદાર વચન બોલ્યો, + ' સ્ત્રીના યોગથી જે પાણિપીડન–પાણિગ્રહણ થાય છે, તે પુરૂષોને પ્રાણીપીડન–પ્રાણીને પીડા કરવારૂપ થાય છે, તેથી હું તે પાણિગ્રહણ કરીશ નહિ, ગૃહસ્થ પુરૂષથી એક સ્ત્રી વિના કદિ પણ ગૃહકાર્ય કરી શકાય નહીં. કારણ કે, ગૃહિણી એજ ઘર કહેવાય છે. [1]ઇશ્વર પણ એક પત્નીવ્રતને લઇને મહાવ્રતી કહેવાયો છે, તે જ્યારે બીજી સ્ત્રીમાં આસકત થયો એટલે તે મહાનટ કહેવાયો. ચતુર, અને વિવેકને જાણનારી એવી પુરૂજને જો એક જ સ્ત્રી હોય તો પછી મનોહર એવી બીજી સ્ત્રીની જરૂર છે ? જ્યારે [2]પુરૂષ અદ્વિતીય–એકલો હોય, ત્યારે તે ચંદ્રની જેમ વૃદ્ધિ પામે છે અને જો તે સદ્વિતીય થાય છે, ત્યારે તે

+ ગૃહસ્થ પુરૂષ એકલો એકજ કન્યા સાથે જોડાઇ (લગ્ન કરી) શુકલપક્ષના બીજના ચંદ્રમાની પેરે વૃધ્ધિ પામતો જાય છે પરંતુ એક કન્યાનો સંયોગ છતાં એટલે જોડેલું છતા લોભવશે જો પુરૂષ બીજી કન્યા સાથે લગ્ન કરે, તો તે કૃષ્ણપક્ષના ચંદ્રની જેમ દિન દિન ક્ષીણ થતો જાય છે.૧ ઇશ્વર એટલે શંકર તે મહાનટ કહેવાય છે. ૨ એક સ્ત્રીનો યોગ–સંયોગ–સંબંધ છતાં અન્ય સ્ત્રી સંગાતે જે સંબંધ કરવો.

અધિક ક્ષય પામે છે. બે સ્ત્રીઓ, માર્ગમાં લીધેલું ખેતર, વિરોધ, શત્રુતા કરવી, નઠારા મિત્રો કરવા અને અજીર્ણમાં ભોજન કરવું એ પાંચ દોષ પોતાનાજ કરેલા હોય છે. જે પુરૂષ બે સ્ત્રી વાલો હોય, તે કુટ–ખોટું ભાષણ કરવાને લઇને સાક્ષી ગણાતો નથી, તો પછી રાજકુલમાં તેવું પાણિગ્રહણનું કામ શા માટે કરવું ?" પછી વિદ્યાધર અંજલિ જોડી વિનયથી બોલ્યો–" હે રાજકુમાર ! મહાશય પુરૂષો બીજાની પ્રાર્થનાનો ભંગ કરતા નથી. મારી પુત્રી [1]કુમુદિની જેમ તમારા સુંદર કરનું ગ્રહણ કરીને અત્યંત હર્ષવાળી થશે. તેથી સત્વર તમે આ કન્યાનું પાણિગ્રહણ સારી રીતે કરો. જેથી પછી સ્વચ્છ (રૂડા) આશય વાળી આ કન્યાનું કોઇ અનેરી સ્ત્રી નામ ન દે–પરાભવ ન કરે.

આવાં વિવિધ વાકયોથી આગ્રહ કરી તે વિદ્યાધરે તે કુમારને વિવાહિત કર્યો છે. તે હવે અહિં સ્ત્રી સહિત આવશે. અનર્થદંડમાંથી રક્ષા કરવાને માટેજ મેં આ અગ્નિને અટકાવ્યો છે. હે રાજન્, તેથી શોક છોડીને દયામય ધર્મનું પાલન કર્ય" આ પ્રમાણે કહી તે જંગમ તીર્થરૂપ મુનિ આકાશ માર્ગે ચાલ્યા ગયા. પછી રાજા વિગેરે સર્વ મંત્રિસહિત લોકો ત્યાં જ રહ્યા હતા. " અમો રાજકુમાર ચંદ્રોદરને લઇને જ નગરમાં જઇશું, તે સિવાય નહીં જઇએ, " એમ નિશ્ચય કરી કાર્ય સમૂહને છોડી દઈ તેઓ ત્યાં જ પડાવ નાખીને રહ્યા.

જ્યારે ચોથો દિવસ આવ્યો, ત્યારે પણ કુમાર આકાશમાંથી આવ્યો નહીં એટલે તે લોકો શોકાતુર થઇ પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા–" અરે ! ભાઇઓ, તે માયાવી મુનિએ આપણુ સર્વને છેતર્યા છે, માટે ફરીવાર ચિતાઓ કરો કે જેથી દુઃખ જોવામાં આવે નહિં " તેઓનો પુનઃ તેવો ઉદ્યમ જોઇ રાજકુમારીએ તે લોકોને કહ્યું કે, "કલ્પાંત કાલે પણ તે મુનિનું સર્વ વચન ફેરે–ફારફેર થાય નહીં." આવી રીતે ધીરજ આપેલા તે લોકો રાજકુમારીના વચન ઉપર દઢ થઇને રહ્યા અને પ્રધાન વિગેરે તો રાત્રે પણ સાવધાન થઇને જાગવા લાગ્યા. જ્યારે આશા રહિત નિશા થઈ તેવામાં આકાશમાં કોઇ બે પુરૂષોનો મોટો અવાજ આ પ્રમાણે સાંભળવામાં આવ્યો તેઓમાંથી એક જ બોલ્યો " અરે ! આ મારી ઇચ્છિત કન્યાને પરણી તું કયાં જાય છે ? હું તારી પાસેથી તેણીને બલાત્કારે લહીશ પૃથ્વી વીર પુરૂષોને ભોગ્ય છે " ત્યારે બીજો બોલ્યો, " હું તેણીને પરણ્યો છું તેને ખેંચી લેવાને તું કેમ ઇચ્છે છે ? તું સત્વર મારી પાસે આવ્ય એટલે તારૂં મસ્તક છેદી નાંખું " આ સાંભળી તે લોકોના ચિત્ત સંભ્રાંત થઇ ગયા, આકાશમાં દૃષ્ટિ ફેરવવા લાગ્યા અને કાનને દુસ્સહ લાગે તેવા તેમના ખડગોના ખટકારા આકાશમાં સાંભળવા લાગ્યા તે સાંભળી લોકો બોલવા લાગ્યા કે, " આ પુરૂષોમાં આપણા કુમાર

૧ કુમુદિની–પોયણી ચંદ્રના કર–કિરણને ગ્રહણ કરી હર્ષવાલી–થાય જ. કુમાર પણ ચંદ્રોદર છે,

હશો નહીં અને જો તે હોય તો તેનો જય થાઓ કે જેથી સર્વ પ્રાણીઓને સુખ થાય" આ પ્રમાણે સર્વ લોક કહેતા હતા તેવામાં કિરણોના સમૂહથી દિશાઓને પ્રકાશમાન કરતો કોઇ પ્રાણ રહિત પુરૂષ આકાશમાંથી પડયો "હે નાથ, ચંચળ જીવિતનો ત્યાગ કરી તમે દેવાંગનાને વર્યા હશો પરંતુ તમારા વિના હું ઉગ્ર દુઃખને શી રીતે સહન કરી શકીશ ?" આ પ્રમાણે આકાશમાં વિલાપ કરતી કોઇ સ્ત્રીનું રૂદન સાંભળી બધા લોકો શોકાકુલ બની ગયા પછી રાજાએ દીપક મંગાવી તે પડેલા પુરૂષને મૃત્યુ પામેલો જોયો તે કુમાર ચંદ્રોદરને ઓળખી તેણે રૂદન કરવા માડયું, રાજકુમારી પણ કુમારને મૃત્યુ પામેલો જાણી ઘણી શોકાતુર બની ગઇ, અને તેણી સેવકોની પાસે ચિતા પ્રવેશની સામગ્રી કરાવા લાગી. રાજા રાણી અને સર્વ લોકો પણ તે કર્મ કરવા લાગ્યા પછી રાજકુમારી કુમારને ચિતામાં આરોપણ કરી સ્નાન કરી, આરાધનાનો વિધિકરી અને પંચ નમસ્કારનું સ્મરણ કરીજેવામાં ઝંપાપાત રવા જાય છે, તેવામા કુમારે આકાશમાંથી આવી પોતાની પ્રિયાને કહ્યું સાહસ કર્ય નહીં સ્થિર થા, કારણ કે સ્થિરતાવાલામાં લક્ષ્મી નો સંભવ છે.' પછી સર્વ લોકોની સાથે રાજકુમારીએ ઉંચું જોયું ત્યાં ઉત્તમ પરાક્રમવાલા કુમારને ઘણા હર્ષથી જોયો ને કુમાર વિમાનમાંથી તરત ઉતરી ભૂમિચારી થયો. રાજા તેને જોઇ સપરિવાર હર્ષિત વદન બની ગયો. રાજકુમાર રાજાને નમી સારા સ્થાન ઉપર બેઠો પછી રાજાએ નજરે જોયેલો આકાશના યુદ્ધ વિષે સારી રીતે પૃછયું એટલે કુમાર બોલ્યો, "કોઇ દુષ્ટ દેવીએ કરેલું તે છળ હશે." આ પ્રમાણે તેઓ ભાષણ કરતા હતા તેવામાં પેલું મુડદું આકાશમાં ઉડીને ચાલી ગયું તે સમયે સર્વ લોકોને અને કુમારને પુનર્જન્મ પ્રાપ્ત થયો, તેજ વખતે મોટો ઉત્સવ થયો અને સર્વ લોકોનો નગરમાં સુખરૂપ પ્રવેશ થયો; તેમાં પરણીને આવેલા રાજકુમારનો તો વિશેષ સુખરૂપ પ્રવેશ થયો. રાજા એ હર્ષથી વિવાહના કરતા પણ અધિક ઉત્સવ કરી રાજકુમારને લક્ષ્મી થી યુક્ત એવું એક ઉત્તમ મંદિર આપ્યું. રાજકુમારને ત્યાં પોતાના ઘરના કરતા અધિક સુખ હતું છતાં પણ તેને ચેહેન પડતું ન હતું કારણ કે મહાન પુરૂષોને સસરાને ઘેર વસવું એ શોભા માટે થતું નથી.

એક વખતે માતાપિતાના ચરણ કમળમાં ભ્રમરૂપ એવા કુમારે હર્ષથી પોતાના વતન તરફ ચાલવાને માટે રાજાની આજ્ઞા માગી ત્યારે કાર્યને જાણનારા રાજાએ તેને વધૂ સહિત જવા માટે આજ્ઞા આપી અને તેજ સમયે હર્ષથી હાથી, ઘોડા વિગેરે કુમારને અર્પણ કર્યા; પોતાની પુત્રીને વસ્ત્રાભરણથી સન્માન કરી રાજાએ આ પ્રમાણે કહ્યું, "વત્સે તારે કદિપણ જિન ભગવાનનું ધ્યાન છોડવું નહિ. દાન પૂર્વક ભોજન કરવું, અભક્ષ્ય એવા અનંતકાય વિગેરેનો ત્યાગ કરવો, ન્યાયથી મેળવેલું ઘણું દ્રવ્ય સાત ક્ષેત્રોમાં વાપરવું. રૂચે તેટલું વખતસર ભોજન કરવુ,

સ્વાભાવિક રીતે ઉદયના કારણરૂપ એવો આર્યજનનો સંસર્ગ રાખવો. બ્રહ્મચર્યરૂપી રાજાના રક્ષણ માટે કિલ્લો બનાવવા નઠારી સ્ત્રીઓનો સંગ કરવો નહિં. સદા સમકિત ધારણ કરવું, કુકર્મ વર્જી દેવું ક્રોધને નિષ્ફળ કરવો, અને સપત્નીજન (શોક) ઉપર મત્સર કરવો નહિં." આ પ્રમાણે રાજાની વિવિધ શિક્ષા સાંભળી રાજપુત્રી બોલી. "તાત, આપે કહેલ સર્વ નિર્દોષ શિક્ષણ મેં સાંભળ્યું, પરંતુ પ્રાયે કરીને અબળાને બુદ્ધિ હોતી નથી, તેમાં વળી બાલાના હૃદયમાં તો તે વિશેષણપણે હોતી નથી, માટે યથાર્થ નામવાળા **ધર્મરૂચિ** નામે જે આપણા મંત્રી છે, તેમને મારી સાથે મોકલો કે જે મને સદા ધર્મનો ઉપદેશ કરે." આ સાંભળી રાજાએ વિચાર્યું કે, "પુત્રીનું આ વચન ઘણું સુંદર છે. પરંતુ મારે રાજકુમારને તે કહેવું જોઇએ." આ પ્રમાણે વિચારી રાજાએ કુમારને કહ્યુ. "રાજકુમાર, આ મારો મંત્રી ધર્મરૂચિ સદા બ્રહ્મચારી અને ધર્મનો ઉપદેશક છે, તેથી તમારી આજ્ઞાથી હું તેને મારી પુત્રીની સાથે મોકલું છું." કુમારે તેનો સ્વીકાર કર્યો, એટલે તે મંત્રી કુમારની સાથે ચાલી નીકળ્યો. રાજકુમાર સૈન્યની સાથે કેટલેક દિવસે પોતાના નગરમાં આવી પહોંચ્યો. તેના પિતાએ, દુષ્ટકર્મથી રહીત એવા પુત્રને બે સ્ત્રીઓ સાથે આવેલો જાણી અતિ હર્ષથી તેનો પ્રવેશોત્સવ કર્યો. પછી રાજારામે કુમાર ચંદ્રોદરની ઉપર રાજ્યનો મોટો બોજો મુકી પોતે ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી ગુણોથી રાજી થયેલો તે ચંદ્રોદર રાજા રાજ્યની ચિંતા મંત્રીની ઉપર આરોપણ કરી પોતે પવિત્ર રાજપુત્રી ઉપર અનુરાગી થઇને રહ્યો. પેલી વિદ્યાધરની પુત્રીને તો દૃષ્ટિથી પણ જોતો નથી, આ ખબર જાણી રાજપુત્રી કલાવતીએ પોતાના હૃદયમાં ચિંતવ્યું કે, "એ વિદ્યાધરની પુત્રી મારી બ્હેન છે. વળી તે કુલીન અને પરણીને આવેલી છે, તેથી ન્યાયમાર્ગે જોતાં તે તેણીનું અપમાન થાય, તે યુક્ત નથી. રાજાને અંતઃપુરમાં જેટલી રાણીઓ હોય, તેઓને વારા પ્રમાણે માન આપવું જોઇએ. તેમનું ઉલ્લંઘન કરવું ન જોઇએ, એવી મર્યાદા છે. આ પ્રમાણે થાય તોજ ન્યાય કહેવાય નહીં તો અન્યાય કહેવાય. હું રાજાને સમજાવું, કે જેથી મારા સ્વામી રાજાને પાપ ન લાગે." આ પ્રમાણે ચિંતવી એક સમયે અવસરનો લાગ આવ્યો, એટલે કલાવતીએ કોમળ વાણીથી કહ્યું, સ્વામી, રામરાજાની ઉપમાનું સર્વ સ્થળે કીર્ત્તન થાય છે. તમે તે રામરાજાના સ્થાન ઉપર બેઠા છો અને શુભ કર્મથી ઉત્તમ છો, તથાપિ અજ્ઞાનથી મૂઢ એવી મારે આપને કાંઈક પૂછવાનું છે." રાજા બોલ્યો–"ભદ્રે, જે ઈચ્છા હોય તે ખુશીથી પૂછો. તે બોલી "પ્રભો, રાજાને ઘણી રાણીઓ હોય છે, તો તેઓની ગતિ વારા પ્રમાણે હોય કે રાજાની સ્વેચ્છા પ્રમાણે હોય? રાજાએ કહ્યું, "તેની ગતિ વારા પ્રમાણે થાય, એવો સહજ ન્યાય કહેલો છે. વળી વિશેષપણાને લઇને તેના અનેક પ્રકાર પણ છે. તે આવક અને ખર્ચનો વિચાર કરી વિવેકી

પુરૂષે પોતાની મેલેજ જાણી લેવા." પછી રાજપુત્રી બોલી-" પ્રભો, આ મારી બહેન જે વિદ્યાધરની પુત્રી છે, તે કુલીન અને ગુણવતી છે. તેણીને વારો કેમ મળતો નથી ?" તે સાંભળી રાજા બોલ્યો-" ભદ્રે. તું ભદ્રિક હૃદયની છે. અને ગુણરહિત જીવોમાં પણ ગુણ જોનારી છે. જેમ બરફ બાહેરથી શીતલ છે, પણ તે અંદર દાહ કરનારૂં છે. તેવી રીતની એ વિદ્યાધરની પુત્રી છે, માટે હું તેણીને ભજતો નથી, હે વિચક્ષણ વનિત, તારે પણ તેણીનો સંગ દાસીની જેમ બાહેરથી કરવો, પણ કદિ અંતરથી કરવો નહિ. જે માણસ ઉત્તમ જનોની સાથે સંગતિ, પંડિતોની સાથે વાર્ત્તાલાપ અને નિર્લોભી-ઉદાર જનોની સાથે મૈત્રી કરે, તે દુઃખી થતો નથી. જે અવંશ-સારા વંશ વગરનો હોય પણ જો તે *ગુણની પ્રાપ્તિ કરે છે, તો તે પૃથ્વી ઉપર ધર્મપણાને પ્રાપ્ત થાય છે અને સુવંશ-સારા વંશવાળો હોય પણ જો તે ગુણ રહિત રહે છે, તોતે દંડપણાને [1]પામે છે. શેરીનું જલ ગંગા સંગથી મહાદેવને પણ માન્ય થાય છે અને દૂધ મદિરાના પાત્રના સંસર્ગથી લોકોમાં માન્ય થતું નથી." રાજા ચંદ્રોદરના આવાં વચન સાંભળી રાણી કલાવતી બોલી " સ્વામી ગમે તેવી તે પણ તમારા આશ્રયથી મારે માન્ય છે. કાણી દૃષ્ટિ આંખ પણ બીજી નિર્મળ આંખના આશ્રયથી માનનીય થાય છે. [2]ચંદ્ર દોષાકર છે અને વાંકા શરીરવાલો, પરંતુ શંકરે પોતાના મસ્તક ઉપર ધર્યો છે. તેથી જે પોતાનું આશ્રિત થયું હોય, તેના દોષનો વિચાર ન કરવો જોઇએ. માટે હે દેવ, હવે પ્રસન્ન થઇને તેણીને વારો આપો." રાજા ચંદ્રોદર બોલ્યો-"અરે, તું દુષ્ટ સર્પને પોતાનું દૂધ પાય છે." પછી તેણીના વચનથી રાજા ચંદ્રોદરે રૂચિ સિવાય તે વિદ્યાધર પુત્રીને વારો આપ્યો, કારણ કે પવિત્ર-આચરણવડે તે કલાવતી રાણીનું વચન ઉલ્લંઘન કરી શકાય તેમ ન હતું. જ્યારે વિદ્યાધર પુત્રી રૂકિમણીનો વારો હતો, તે રાત્રે કલાવતી શ્રી જિન ભગવાનનું ધ્યાન ધરી બેઠી અને જરાપણ ક્રોધ લાવ્યા વગર દેવલોકથી પણ અધિક સુખ માનવા લાગી!

રાણી કલાવતી મંત્રી ધર્મરૂચિની સાથે સંતોષના પોષણવાળી થઇ, ધર્મ સંબંધી વિચાર અહર્નિશ કરતી હતી. વિધિને જાણનારી તે રાણી સમ્યકત્વ મૂળ અને ગુણોના સ્થાનરૂપ ઉત્તમ શ્રાવક ધર્મના કર્મને વિશેષ આદરથી કરતી હતી. બાલ્યવયથી બ્રહ્મચારી, છઠ્ઠ તથા અઠ્ઠમ તપ કરવામાં તત્પર, દશ પ્રકારના ધર્મમાં રૂચિવાળો, અને સદા શુદ્ધ એવો ધર્મરૂચિ મંત્રી રાજપુત્રી કલાવતીનું પોતાની પુત્રીની જેમ બહુ માન કરતો હતો. કારણ કે, સમ્યકત્વધારી મનુષ્યોને પોતાના સાધર્મીબંધુ બંધુથી પણ અધિક

* ગુણ એટલે સારા ગુણ અને પક્ષે દોરી.

૧ સારા વાંસને જો ગુણ-દોરી બાંધવામાં આવે તો તે ધનુષ્યના ધર્મવાળો થાય છે. નહીતો તે દંડ-લાકડીરૂપે વપરાય છે ૨ દોષાકર-દોષોની ખાણરૂપ પક્ષે દોષા-રાત્રિને કર કરનાર.

થાય છે. એવી રીતે ચેતનાવાલી કલાવતી હંમેશાં પોતાના ચિત્તમાં એવું ચિંતવતી કે, " જો મારા પતિ રૂકિમણી ઉપર પ્રેમ કરે, તો વધારે સારૂં, કારણ કે, પછી હું સદા અહર્નિશ સમાહિત (શાંત) થઈને ધર્મજ આચરૂં." આ પ્રમાણે ચિંતવતી કલાવતી પોતાનો સમય નિર્ગમન કરતી હતી.

વિદ્યાધરની પુત્રી રૂકિમણી કે જે મુખે મીઠી અને અંતરમાં દ્વેષી હતી, તેણી પોતાંના હૃદયમાં એવું ચિંતવતી કે, " સંપત્તિના શરણરૂપ એવું મારી સપત્ની કલાવતીનું મરણ ક્યારે થશે. " આવું ચિંતવન કરતી રૂકિમણી રતિ સુખમાં પણ દુઃખ પામતી નઠારા વિચારોથી વિકરાળ એવો કાલ નિર્ગમન કરતી હતી.

એક વખને રાજા ચંદ્રોદર તેણીને વારે તેણીના ઘરમાં આવ્યો હતો. તે વખતે ગોખની જાળીથી ધર્મરૂચિ મંત્રીને દેખી તે આ પ્રમાણે હર્ષથી બોલ્યો-" આ સમગ્ર વિશ્વમાં ઘણા માણસો ધર્મધ્યાન રૂપી ધનવાલા હશે પરંતુ મંત્રી ધર્મરૂચિના જેવો તો કોઈ જોવામાં આવતો નથી. " આ વચન સાંભળી રૂકિમણીએ પોતાની સખીઓના મુખ સામે જોઇ નીચે મુખે હાસ્ય કર્યું, તરતજ તેથી રાજાને શંકા ઉત્પન્ન થઈ. તે સર્વ સ્ત્રીઓના મુખનો વિકાર જોઇ ઉત્તમ બુદ્ધિવાલા રાજાએ કહ્યું કે, " શુ તે ધર્મરૂચિના ધર્મનો લોપ તમારા જોવામાં આવ્યો છે ? " તેઓમાંથી એક તરત બોલી, " એ ધર્મરૂચિની ધર્મમાં કેવી સારી રૂચિ છે, તે જોઇ છે. " તમારા પટરાણી કલાવતીને, મુખે (મુખથી તો) પુત્રી કહે છે, પણ તે મંત્રીનું ચિત્ત જુદીજ રીતનું છે. આ પ્રમાણે તેણી કહેતી હતી, તેવામાં રૂકિમણીએ તે સખીને ભ્રકુટીનો ઈસારો કરી અટકાવી દીધી. સ્ત્રીઓનું-કપટ ઉત્કટ હોય છે, રાજા બોલ્યો. અહો ! તે મંત્રી ઉપર આવા દોષનો લેશ જે પ્રગટ કરવો, એતો શંકાતુર હૃદયવાલા માણસોને અમૃતમાં વિષની શંકા પેદા કરવા જેવું છે. " તેવામાં રોષથી હોઠને ફરકાવતી રૂકિમણી બોલી-" જે જેમાં લીન થયો હોય તે તેમાં જ ક્ષીણ થાય " એવી લોકવાણી સત્ય છે. જે પુરૂષ જેમાં આસક્ત થયો હોય, તે પુરૂષ તેમાં ગુણજ જુવે છે. વાઘણ પોતાના પુત્રને સૌમ્ય અને ભદ્રિક માને છે. આ મારી સખીએ જે કહ્યું છે, તે તમને તરત જ બતાવું, પરંતુ તેથી તમારો કલાવતી ઉપરનો ઘણો રાગ નિષ્ફલ થઇ જાય. " રાજા બોલ્યો; " જો તારૂં કહેવું યુક્ત હશે, તો હું તેણીને તેનું ફલ બતાવી આપીશ. " રૂકિમણી બોલી. " તો આજેજ સાયંકાળે તે બન્નેની ચેષ્ટા જોવી. " આ પ્રમાણે કહી તે છલ કરવામાં તત્પર બની. હવે મુગ્ધ બુદ્ધિવાલી રાણી કલાવતી એ સંધ્યા વખતે વિધિથી શ્રી અરિહંતની પૂજા કરી ધર્મરૂચિ મંત્રીની પાસે પોતાના કેશનો અંબોડો બંધાવ્યો, રાણી રૂકિમણીએ તે રાજાને ગોખની જાળીમાંથી બતાવ્યું. તે જોતાંજ રાજા ક્ષણમાં ક્રોધાંધ થઇ ગયો. અને

તરત જ તેણે ખડ્ગ ખેંચી રાણી કલાવતીના ચોટલાને અને મંત્રી ધર્મરૂચિનો બન્ને હાથને વિચાર કર્યા વગર છેદી નાખ્યા. "પછી અરે! રાણી તું સતીપણાના છળથી અને અરે મંત્રી, તું ધર્મના છળથી મારા ઘરને પાયમાલ કરે છે." એમ કહેતો કહેતો રાજા બહાર નીકળી ગયો. તે વખતે ચિંતાના સંતાપથી ભરેલી કલાવતી પોતાના ચિત્તમાં ચિંતવવા લાગી કે 'મેં પૂર્વે કરેલું કઠોર કર્મ ઉદય આવ્યું, કલેશની જેમ દુઃખથી સંચિત કરેલા આ મારા કેશ સ્વામીએ તરત છેદી નાખ્યા, તે તો બહું સારૂં કર્યું, પરંતુ મારા નિર્મલ અને અતુલ એવા કુલને આ પતિએ જે મિથ્યા કલંકિત કર્યું, તે દુઃખ મને ખટકે છે. વળી આ ક્ષમાભૃત્-રાજા છતાં તેણે સાધુ એવા ધર્મરૂચિના કરનું જે છેદન કર્યું, તેથી મારૂં ચિત્ત ચિતાની જેમ બળે છે. આ મંત્રી ધર્મરૂચિ સદાચારી, ગુણધારી, નિરંતર નિર્વિકારી, સુવિચારી, પૃથ્વીમાં સારરૂપી અને મૂર્ત્તિમાન્ ધર્મના જેવા છે તેઓને જે આ કલંક લાગ્યું, તે ધર્મને જ કલંક લાગ્યું છે. મનુષ્યોને જિનધર્મની હીલના કરવાથી અનંત સંસારપણું પ્રાપ્ત થાય છે. જગતમાં મનુષ્યો અજ્ઞાનથી અંધ છે, અને દૈત્યો દુષ્ટ હૃદયવાલા છે, પરંતુ જે દેવતાઓ છે, તેજ ફક્ત વિજ્ઞાતા છે. તો હમણા આ જિનશાસનનો અધિષ્ટાતા અને પાલક કોઇ દેવ હશે કે નહીં, કે જેણે આવીને આ કષ્ટવાલા પુરૂષની રક્ષા કરી નહીં. વિવેકી મનુષ્યોને સર્વ પાપોને હરનારા શ્રી સર્વજ્ઞ દેવ તો મુક્તિને માટે સેવ્ય છે અને બાકીના બધા દેવો આ લોકના કાર્યને માટે માન્ય છે. તે દેવતાઓ પરમ ધર્મને ધારણ કરનારા આ મંત્રીને જો સહાય નહીં કરે, તો પછી આ પૃથ્વી ઉપર પ્રભુની ભક્તિ અને તેમની શક્તિ પ્રગટ નહીં થાય." આ પ્રમાણે ધર્મના હિતવાળી અને ધ્યાન રૂપી ધનવાળી કલાવતી ચિંતવતી હતી, તેવામાં તેણીએ પોતાની દૃષ્ટિએ અતિ સ્ફુરણાયમાન એવું એક તેજ જોયું. તે જોઈ આ શું હશે ? એમ તે નૃપકાંતા સંભ્રાંત થઇ ગઇ. પેલો ધર્મરૂચિ મંત્રી તો ધર્મકર્મમાં વિશેષ સજ્જ થઇ બેઠો. તે વખતે તરત દિવ્યરૂપને ધારણ કરનાર દેવતાએ પ્રત્યક્ષ થઇ કલાવતીને કહ્યું, "વત્સે તું શા માટે સંશય કરે છે ? શ્રી જિનશાસનના દેવતાઓ મોટા પ્રભાવવાલા છે અને તેઓ પ્રગટ થયેલા જિન ભક્તોની સાંનિધ્યમાં આવે છે. (સહાય કરે છે) જિન ભક્તિમાં પરાયણ અને જિન ભક્તોના શોક તથા સંતાપને હરનારી હું **પદ્માવતી** નામે દેવી છું, સાંનિધ્યમાં રહીને તમારા શાસનની પ્રભાવના કરવાને સમીપ આવી છું. હું એવો યત્ન કરીશ કે જેથી તમારા બંનેના શાસનનું ઉત્તમ મહત્ત્વ ત્રણ લોકમાં તત્કાલ જણાઈ આવશે." આ પ્રમાણેનાં વચનોથી તેમના હૃદયના મલને ક્ષાલન કરતી અને તેમના દુઃખને હરનારી તે દયાથી ઉજ્જવળ એવી દેવી અંતર્ધાન ( અલોપ ) થઇ ગઈ, આ સમયે દૈવયોગે રાજા ચંદ્રોદરને ભોગ રહિત અને પ્રાણને હરી લે તેવી અકસ્માત્ પીડા થઇ આવી. તે કાલે આયુર્વેદને

જાણનારા એવા વિવિધ જાતના વૈદ્યો ખાત્રીવાલા ઔષધો વડે તેની વિધિપૂર્વક ચિકિત્સા કરવા લાગ્યા. ઇંદ્રને પણ આકર્ષવાને સમર્થ એવા મંત્ર યંત્ર અને તંત્ર, ને જાણનારા ચતુર માંત્રિકો પણ તેનો ઉપચાર કરવા લાગ્યા. નિમિત્તિઆએ પણ પગલે પગલે પોતાનું નિમિત્ત દર્શાવતા મંત્રપૂર્વક ગ્રહશાંતિનો પ્રયોગ સત્ય રીતે કરવા લાગ્યા તોપણ ત્યાં અહોરાત્ર બુંબારવ થવા લાગ્યો. મંત્રી વિગેરે બધા દુઃખી બની ગયા અને રાજાને વિશેષ પીડા થવા લાગી. આ સમયે સર્વ મંત્રીઓએ એકઠા મળી હૃદયમાં ચિંતવ્યું. કે, " વાત, કફ અને પિત્તને શમાવનાર ઔષધોથી ઉલટી વધારે પીડા થાય છે અને મંત્ર વિગેરેથી પણ શાંતિ થતી નથી, તેથી આ કોઇ સાધ્ય વ્યાધિ નથી, પણ દેવતાઓએ કરેલી પીડા છે. તો દેવતાઓએ કરેલી પીડા દેવતાઓથીજ શમી જાય છે. ઘોડાએ પકડેલી વસ્તુ ઘોડાથીજ ચલિત થઇ શકે છે. " આવું વિચારી તેઓ બોલ્યા, " હે સર્વ દેવતાઓ તમે સાંભળો, જેનાથી આ રોગ જાય તેવું હિત કહો. " તે વખતે પેલી શાસન દેવી પદ્માવતી તે મંત્રિઓની આગળ આકાશમાં અદશ્ય રૂપે રહી ઊંચે સ્વરે બોલી " જે સ્રી મન, વચન અને કાયાથી શુદ્ધ શીલ ધારણ કરતી હોય, તેવી પ્રશંસનીય સ્રીના કેશના સ્નાન જલવડે જિનપૂજામાં તત્પર નિષ્કપટ બ્રહ્મચર્ય પાલનારા પુરૂષને હાથે રાજાને સ્નાન કરાવો તો રોગની શાંતિ થઇ જાય," તે સાંભળી મંત્રીઓએ શહેરમાં રહેનારા સર્વ સતીસ્રીઓના વર્ગને અને બ્રહ્મચર્યવાલા પુરૂષોના સમૂહને તરત બોલાવ્યો. પછી તેમણે રાજાના શરીર ઉપર બ્રહ્મચારી પુરૂષને હાથે સતી સ્રીના કેશના સ્નાનજળનું ઘણીવાર સિંચન કરાવ્યું, પણ તેથી તો ઉલટી રાજાને નારકીના જેવી વેદના થવા માંડી. તેથી તે મંત્રીઓના હૃદયમાં ક્ષણવાર વિશેષ ચિંતા થઇ. પછી તેઓમાં કેટલાએક મંત્રીઓ બોલી ઉઠયા કે, " આકાશવાણી મિથ્યા થઇ કારણ કે, રાજાનો દોષ હમણાં શમ્યો નહીં. " તે વખતે તેમની આગળ સર્વ મંત્રીઓમાં મોટો **જિનદાસ** નામનો મંત્રી ચતુર વાણીથી બોલ્યો કે, " આકાશવાણી મિથ્યા થતી નથી, પરંતુ મહાસતી સ્રીઓ અને બાલ્યવયથી બ્રહ્મચર્ય પાલનારા તથા જિનપૂજા કરનારા પુરૂષો ઘણા થોડા છે, તેથી આ રોગનું ઉપશમન થતું નથી. " પછી તેણે ક્ષણવાર વિચારીને કહ્યું. " હાથમાં ચિંતામણિ રહ્યો છે, અને ઘરને આંગણે કામધેનુ છે, તે છતાં આપણે બાહેર શોધવા જવું, એ કેવું કહેવાય ? આપણા ઘરમાંજ પટરાણી કલાવતી અને મંત્રી ધર્મરૂચિ રહેલા છે, તે છતાં શહેરમાંથી બીજી સતી સ્રી અને બ્રહ્મચારી પુરૂષને શામાટે લાવવા જોઇએ. ? " મંત્રીનાં આ વચન સાંભળી રાજા બોલી ઉઠયો. "તેમનું તો નામજ લેશો નહિં. કારણકે, તે બંનેનું ચરિત્ર એવું સારૂં નથી. બાહેર દૃષ્ટિ ઉપર અમૃતને ઝરતો ચંદ્ર જાણ્યો પણ તે ઘરની અંદર કરને ઉષ્ણ સ્પર્શ કરનારો પ્રદીપ્ત–અગ્નિ જેવો જણાયો છે. " આ વખતે વિવેકી અને લાખો દક્ષપુરૂષોના શિરો-

મણિરૂપ એવા મંત્રી જિનદાસે રાજાની સમીપે આવી નિવેદન કર્યું. " રાજન, ચંદ્ર યદ્યાપિ અમૃતમય છે અને અગ્નિદાહ કરનાર છે. તેઓને વિપરીત કહો નહી કવીશ્વરો જે પ્રતીતિ–ખાત્રી કરવી તેને જ્ઞાનના સારરૂપ કહે છે, તો તે આજે તરત પ્રાપ્ત થયેલ છે, કારણ કે, આકાશવાણી પણ એવીજ છે. જો તે રાણી કલાવતી અને મંત્રી ધર્મરૂચિ બંને સાચા હશે, તો તમને રોગની શાંતિ થઈ જશે; નહિં તો તેથી વિપરીત–અશાંતિ થશે. તે આપણને હમણાંજ જણાઈ આવશે. " રાજા બોલ્યો. " મેં રાણીનો કેશપાશ અને મંત્રી ધર્મરૂચિના બને હાથ છેદી નાખ્યા છે. તો હવે સત્ય–અસત્યની પરીક્ષા શી રીતે થશે ? " આ સાંભળી મંત્રી બોલ્યો. " અરે રાજા, તમે એ શું કર્યું ? અવિચારીપણે જે કરાય છે, તે સારૂં ગણાતું નથી. તમારા અંગમાં જે આ પીડા થઇ છે તે એજ કર્મથી થઇ છે. "અતિ ઉગ્ર એવા પુણ્ય તથા પાપનું ફળ આ લોકમાજ મળે છે. હવે ' પૃથ્વી ઉપર લપસી ગયેલા પગનું અવલંબન પૃથ્વીજ છે. ' એ ન્યાય પ્રમાણે તમારો વ્યાધિ એ બંનેથીજ ચાલ્યો જશે. છેદન કરતાં બાકી રહેલા તે રાણીના કેશના દુઃખ હારી શાન્તિ–જળથી અને તે મંત્રીના છેદેલા એવા પણ બંને હાથથી તમારૂં શ્રેય (સુખ શાન્તિ) કરવા માટે હું યત્ન કરીશ. " આ પ્રમાણે કહી બેનરો દુઃખી થયેલો તે ગુણવાન્ મંત્રી રાણી કલાવતીની પાસે જઇ અંજલિ જોડી બોલ્યો. " દેવી, પોતાના તમોગુણમય દોષને લીધે રાજા વેગથી ઘણી પીડા પામ્યા છે. તથાપિ તમે તમારા ગુણથી તેમને સાજા કરો. અહો ! દેવી, તમારા શીળનું માહાત્મ્ય કેવું મોટું છે, કે જેથી તમારા મસ્તક ઉપર આ નવો કેશપાશ દેખાય છે. મનુષ્યોને શીળથી અગ્નિ જલ થઇ જાય છે. સર્પ રજ્જુના જેવો થાય છે, કાલકૂટ વિષ અમૃતના જેવું થાય છે અને શત્રુ મિત્ર બની જાય છે. હે પ્રભાવના ગૃહરૂપદેવી, તમારા શાંતિજળના જેવા કેશજલથી રાજાનો રોગ હમણાં જ દૂર થઇ જાઓ. " પછી તે મંત્રી જલ લાવી તે વડે કેશ ધોઇ, તે જલ સુવર્ણના કલશમાં મૂકી ધર્મરૂચિ મંત્રીની પાસે આવ્યો. ત્યાં તેના બંને હાથ અક્ષત અને પૂર્વના છેદેલા હાથ પડેલા જોઇ તે હર્ષથી બોલ્યો–"અહો ! તમારૂં શીળ દેવોને પણ દુર્લભ છે, સારા ભાવથી ઉત્પન્ન થયેલો તમારો દેવપૂજાનો પ્રભાવ અદ્ભુત છે, જેથી સુવર્ણ પુરૂષની જેમ તમારા છેદાયેલા બંને હાથ નવા થઇ ગયા. સત્પુરૂષો ઉપકાર કરવામાં અને અસત્પુરૂષો અપકાર કરવામાં તત્પર હોય છે. તે સત્પુરૂષોના દૃષ્ટાંત રૂપે ચંદન, અગરૂ, કપૂર અને શેલડી છે. હે સ્વચ્છ હૃદય વાલા પુરૂષ, તમે વિદ્વાન્ છો, તેથી રાજાની પાસે આવો અને તે [1] દોષાકર છે છતાં તેનું [2] તમોગ્રહથી હમણાંજ રક્ષણ કરો. " આ સાંભળી મંત્રી ધર્મરૂચિ સત્વર ઉઠીને રાજાની પાસે આવ્યો અને તેણે પોતા-

૧ દોષાકર–દોષોની ખાણરૂપ પક્ષે દોષા–રાત્રિને કરનાર ચંદ્ર ૨ તમોગ્રહ એટલે અજ્ઞાન રૂપ તમ–અંધકારનો ગ્રહ–ગ્રહણ પક્ષે તમોગ્રહ એટલે ગ્રહ.

ના હાથથી તે અમૃત રૂપ જલવડે રાજાના સંતાપને છેદી નાંખ્યો. રાજા પરિતાપ રહિત થયો છતાં પણ તે પશ્ચાત્તાપમાં પરાયણ થઇ ગયો. રૂચિથી ધર્મરૂચિને ખમાવી તે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો–'હે મંત્રિન્, કાતાને મોટું કલંક આપનારા અને પવિત્ર એવા ધર્મરૂચિ મંત્રીને દોષ દૃષ્ટિથી દોષ રૂપે જોનારા આ ચંદ્રોદરને ઓલખી લ્યો. એ કર્મથી મારું મુખ્ય ઉપમાન સત્વર ચાલ્યું ગયું છે, તેથી સારે દિવસે પણ મને સૂર્યથી અધિક તાપ થયો છે." રાજાના આવા વચન સાંભળી મંત્રી બોલ્યો "રાજા, સંતાપ કરો નહીં. હે ઈશ, રાજા તો લોકોના [1]કર સમૂહને છેદે છે પણ તે દેવતાને લઇને પાછા [2]સુકર સારા કર થાય છે. તપન-અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો સંતાપ મનુષ્યોની [3]જડતાને હરનારો થાય છે." પછી રાજા રૂકિમણીની સાથે સતી કલાવતી રાણીને ઘેર ગયો અને મોટી ભક્તિથી નમી પડયો સતી કલાવતીએ વિનયથી પૂજા કરી. તે અધિક શરમાઇને જાણે પૃથ્વીમાં પ્રવેશ કરવાની ઈચ્છાથી આદર વડે માર્ગ માગતો હોય, તેમ નીચું મુખ કરી ઉભો રહ્યો. રાજાને તેવી સ્થિતિમાં રહેલો જોઈ ગૌરવનું સ્થાન રૂપ રાણી કલાવતી બોલી. "સ્વામી, જેવી રીતે તમે આ રાણી રૂકિમણીના પતિ છો, તેવાજ મારા પતિ છો. તેથી હે પ્રભુ, તમને પ્રણામ કરી રહેલી એવી મને પણ જુવો[4]ક્ષમાના અધિપતિ સદાસમતા ધરનારા હોય છે." રાણી કલાવતીના આવા વચન સાંભળી રાજા બોલ્યો. "હું વિચાર જાણનારો છું, છતાં પણ અવિચારી કામ કરવાને લઇને હું મારા સારા નામને નાશ કરનારો થયો છું. તમારા [5]ભદ્રાકરણથી મારામાં પતિ પણું ઘટતું નથી પણ [6]નાપિત પણુંજ ઘટે છે અને [7]ક્ષમાધીશપણું ઘટતું નથી" આ વખતે મંત્રીએ કહ્યું. "જો રાજા હૃદયથીજ [8]કલાવતીની પરીક્ષા ન કરે તો પછી બીજો કોણ કરે? [9]લક્ષણવાલા આ કલાવતી અને ધર્મરૂચિએ પૂર્વે ઉત્સર્ગને છોડીને બલવાન્ એવો અપવાદ વિધિ સેવ્યો છે. તેથી તમોએ તેને તે અપવાદ આપ્યો હતો, શાસ્ત્રમાં સમાન શીલવાલાની સાથે સંસર્ગ કરવો એ ઉત્તમ કહેલો છે તેથી યોગની જેમ આ તમારો યોગ મહાન–આનંદને કરનારો થાઓ" પછી રૂકિમણી

૧ કર સમૂહ એટલે રાજ્ય તરફથી લેવાતા કરનો સમૂહ પક્ષે કર સમૂહ–હાથનો સમૂહ ૨ દેવતાના પ્રસાદથી પાછા સારા કર–હાથ મળે છે. ૩ જડતા એટલે જડપણું પક્ષે ટાઢથી થયેલી જડતા. ૪ ક્ષમા માફી આપનાર સ્વામી પક્ષે–પૃથ્વીના સ્વામી. ૫ ભદ્રાકરણ એટલે ભદ્ર–કલ્યાણનું અકરણ–ન કરવું પક્ષ ભદ્રાકરણ એટલે હજામત કરી નાખવી. ૬ નાપિતપણું હજામપણું રાજાનો કહેવાનો આશય એવો છે કે મેં તમારૂં અભદ્ર–અકલ્યાણ કર્યું છે. તેથી હું પતિ નથી પણ નાપિત હજામના જેવો છું. ૭ ક્ષમા એટલે માફી અને પક્ષે પૃથ્વી. ૮ જે કલાવતી સ્ત્રી હોય તેની પરીક્ષા રાજાજ કરે છે બીજો ન કરે. ૯ લક્ષણ–વ્યાકરણ પક્ષે સારા ગુણો વ્યાકરણમાં ઊત્સર્ગ અને અપવાદ વિધિ છે તેમાં અપવાદ વિધિ બલવાન્ છે.

કલાવતીના બંને ચરણમાં પડી નેત્રમાં અશ્રુલાવી સર્વની સમક્ષ આ પ્રમાણે બોલી "હે દેવી પૂર્વે મેં મારે માટે બળાત્કારે તમારા પતિનું હરણ કરાવ્યું, આકાશમાં યુદ્ધ કરાવ્યું અને તેનું મુડદું બતાવ્યું હતું. તમારૂં મૃત્યુ કરવા માટેજ એ બધું કરવામાં આવ્યું હતું. અને હમણા આ પાપનું કારણરૂપ એવું મિથ્યા કલંક આપ્યું. આવી રીતે તમારી ઉપર જે મેં હંમેશા વિરૂપ ચિંતવન કર્યું છે. હે હિતકારી મહાસતી દયા લાવી તેની મને ક્ષમા આપશો?" પછી કલાવતી બોલી "બ્હેન તેમાં તારો કોઇ પણ દોષ નથી. સર્વ પ્રાણી પોતાના કર્મનું ફળ ભોગવે છે બીજો તો તેમાં માત્ર નિમિત્તરૂપ થાય. તે વખતે પુનઃ તેવું ન બને તેમ નિઃશલ્ય ગુણના કારણરૂપ એવું મિથ્યા દુષ્કૃત તે સર્વે એ આદરથી આપ્યું. એમ સર્વે પોતપોતની સ્થિતિ પ્રમાણે ગર્વ રહિત અને ઉત્તમ સુખવાલા થઈ કાલ નિર્ગમન કરવા લાગ્યા.

એક વખતે જ્ઞાનથી યુકત એવા **ધર્મઘોષ** નામના આચાર્ય ઘણા શિષ્યોના પરિવાર સાથે ઉદ્યાનમાં આવી ચડયા. તે ખબર ઉદ્યાનપાળ પાસેથી જાણી રાજા ચંદ્રોદર તે ઉદ્યાનપાળને દ્રવ્ય આપી શિબિકામાં બેસી ગુરૂને વાંદવા–પૂજવાને માટે આવ્યો. ત્યાં ગુરૂને વિધિથી વંદના કરી રાજા આસન ઉપર બેઠો, એટલે ગુરૂએ ભવ્યજનના હૃદયને હર્ષ આપનારી દેશના આ પ્રમાણે આપી—

જ્યાંસુધી ભાવનાને અનુસરી જીવો " દ્રવ્યને અનુસારે દાન, ચિત્તને અનુસારે શીળ, બુદ્ધિને અનુસારે શાસ્ત્ર અને કાયાને અનુસારે તપ આચરે છે, ત્યાંસુધી તેઓ હર્ષથી સુખદાયક એવા ધર્મ કર્મ ને કપટ વિના કરી શકે છે.જ્યાં બીજી શકિત ન હોય તો કેવળ ભાવનાજ કરવી તે ઉપર બળદેવ ઋષિ અને રથકારના દૃષ્ટાંતો પ્રખ્યાત છે. જે વચનની વૃત્તિથી અને લોકોની સ્તુતિથી જે ભાવ (જનો) દર્શાવે છે, તે ભાવ (પ્રમાણે) શક્તિ છતાં ન કરી શકે તો તે ભાવ સાચો કહેવાતો નથી.

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં **ધન** નામે એક શ્રેષ્ઠી હતો. તેની પાસે દ્રવ્યના સમૂહ હતા, છતાં તેનામાં દાન કરવાનો ગુણ ન હતો. તેને વિવેકી, ઉદાર જ્ઞાતિમાં શ્રૃંગારરૂપ, સ્વભાવે રાજ્યના આધાર રૂપ એવા **ધનદત્ત** વિગેરે પુત્રો હતા, પરંતુ તેઓ પોતાના પિતાના ભયથી ગરીબોને દાન અને ઉત્તમ જનોને માન આપી શકતા ન હતા. કારણ કે, -પુત્રો ચાર પ્રકારના હોય છે. કેટલાએક પુત્રો પિતાથી ચડીઆતા હોય છે, કેટલા એક પિતાના જેવા હોય છે, કેટલાએક પિતાથી ઉતરતા હલકા હોય છે અને કેટલાએક કુલમાં અંગારા રૂપ હોય છે. એવી રીતે શિષ્યો પણ ચાર પ્રકારના થાય છે.

એક વખતે કોઈ ગુણવાન ગુરૂ આવી ચડયા, ત્યારે તે પુત્રોએ વિચાર્યું કે, "આપણે હમણાં પિતાને ગુરૂની પાસે મોકલીએ; કે જેથી ગુરૂના ઉપદેશનું વચન સાંભળી

તેમનામાં દ્રવ્ય ખર્ચવાની બુદ્ધિ ઉત્પન્ન થાય. કારણ કે, પૃથ્વીમાં ગુરૂઓનું વચન ગ્રાહ્ય થાય છે. જલ સ્વભાવે સદા નીચે માર્ગે જાય છે, પણ જો [1]ગુણવાલું પાત્ર હોય તો તે જલને કયારેક ઉંચે લઇ જાય છે." આવું વિચારી તે પુત્રો એ પોતાના પિતાના કોઇ મિત્રને કહ્યું કે, "તમે અમારા પિતાને ગુરૂ પાસે લઇ જાઓ કે જેથી ગુરૂનું વચન સાંભળી તેમને પ્રતિબોધ થાય." પછી તે મિત્ર ધનશ્રેષ્ઠીને લઇ ગુરૂની પાસે લઇ ગયો. ત્યાં ધનશ્રેષ્ઠી સૂરિને નમસ્કાર કરી બેઠો, એટલે ગુરૂએ ઉપદેશ આપવા માંડયો. વિદ્વાનોએ ગુરૂ ગોમાં એ ઉપદેશ આપવાનો ગુણ મુખ્ય કહેલો છે. ગુરૂ બોલ્યા "દાતા કદિ પાપ કર્ત્તા હોય, તો પણ તેની નારકી ગતિ થતી નથી, કારણ કે દાનનું ફલ જે ભોગ, તે નારકીમાં હોતું નથી. શીલને પાલનારો પ્રાણી તિર્યંચ અને નારકી ગતિમાં જતો નથી, તપસ્યા કરનારો મનુષ્ય રાજા થાય છે અથવા દેવલોકે જાય છે અને ભાવના ભાવનારો મનુષ્ય ભવ સંસારનો નાશ કરે છે." ગુરૂનો એ વો ઉપદેશ સાંભલી ધનશ્રેષ્ઠી પોતાને ઘેર આવ્યો. તે શેઠે પોતાના મનમાં વિચાર કર્યો કે, 'દાન કરવામાં દ્રવ્યનો ખર્ચ થાય છે, શીળ પાળવામાં સ્ત્રીના સંગનો ત્યાગ કરવો પડે છે અને તપ કરવામાં રસના રાગને છોડવો પડે છે, તેથી સુગમ અને ઉત્તમ એવી ભાવના ભાવું કે જેથી મને સુખે મોક્ષપદનો સમાગમ થાય." તે પછી રાત્રે નીતિમાન્ પુત્રોએ આવી પિતાને પૂછ્યું કે, "તાત તમે સુખને આપનારો ધર્મ કેવો સાંભલ્યો ?" ધનશ્રેષ્ઠી બોલ્યો, 'મેં પ્રીતિપૂર્વક ધર્મનું પાન કર્યું છે. હે વત્સો, હવે આપણે શુભ દિવસે સાધર્મિકવાત્સલ્ય કરવાનું છે, તેમાં ઘણા વાત્સલ્યથી સ્વજનોનો સમૂહ એકઠો કરવાનો છે. તો કંબિકાથી ચડિઆતા અને માપથી સાત મૂઢા જેટલા કોમલ ખાજા કરાવો. લોકોના ચિત્તને મોહ આનંદ આપનારા અને રૂચિને પ્રેરનારા મોટા સિંહકેશરીઆ લાડુ તરત બનાવો, બીજા મુખ્ય અને પ્રસિદ્ધ એવા સાતજાતના પકવાનો હર્ષથી કરાવો. ખજુર, ખારેક, દ્રાક્ષ, નાળીએરના શ્રેણી બંધ ફલો, રસ ભરેલી કેરીઓ કેલાંનો સમૂહ, સુગંધીશાળ, મગની છડી દાળ. જાત જાતના શાક, ચીકણા દહીં, વિચિત્ર પાન સોપારી અને અનેક જાતના રેશમી વસ્ત્રો સાધર્મીજનને માટે લાવો. ગુરૂઓ તથા સંઘની પૂજા માટે ભૈરવી પ્રમુખ, વસ્ત્રો અને સુગંધી ઘી સત્વર મંગાવો." આ પ્રમાણે પુત્રોને વિવિધ શિક્ષા આપી તે શ્રેષ્ઠી નિદ્રાવશ થઇ ગયો. પછી બધા પુત્રોએ વિચાર્યું કે, "ગુરૂની વાણી કેવી ગુણકારી છે ? આપણા પિતાએ જે પૂર્વે સાંભળેલું અને ગુરૂના મુખથી અપૂર્વ સાંભળેલું તે ગૃહસ્થને ઘટે તેવું આજે પિતાના મુખમાંથી બાહેર નીકળી આવ્યું છે. હવે આ ધર્મના કાર્યમાં વિસ્તાર માટે વિલંબ કરવો ઘટિત નથી. વિલંબ થવાથી બાહુબલિ પોતાના પિતા ઋષભદેવ પ્રભુને વંદના કરી શકયો ન હતો.

૧ પક્ષે ગુણ એટલે દોરી. દોરીથી બાધેલ પાત્ર કુવા વિગેરેમાંથી જલને ઉંચે લાવે છે.

માટે આપણે આવતી કાલેજ હર્ષથી સંઘનું વાત્સલ્ય કરીએ. જેઓ માતા-પિતાના મનોરથ પૂરે છે, તેઓજ ખરા પુત્રો કહેવાય છે." આવું વિચાર્યા પછી તેઓએ સત્વર સ્વજનોને બોલાવી સામગ્રી તૈયાર કરાવવા માંડી. તે કોલાહલ સાંભળી પિતા ધનશ્રેષ્ઠી જાગી ઉઠયો તેણે જાણ્યું કે, મારા ઘરમાં ધાડ આવી તેથી પોતાના ઇષ્ટથી રહિત એવો તે શ્રેષ્ઠી અતિ પોકાર કરવા લાગ્યો. તે સાંભળી પુત્રો દોડી આવ્યા અને પુછવા લાગ્યા કે, "પિતાજી, તમને શું થયું ?" શેઠે કહ્યું, "હમણા આ ઘરમાં કોલાહલ શેનો થાય છે ?" સત્પરૂષોએ માનેલા અને ભકિતવાલા પુત્રો પિતાની પાસે કહેવા લાગ્યા કે, "અમો સંઘવાત્સલ્યના કાર્યને માટે આરંભ કરીએ છીએ." ધનશ્રેષ્ઠી બોલ્યો અરે પુત્રો કષ્ટ આપનાર દ્રવ્યનો ખર્ચ કરવો નહીં, પરંતુ ફકત તેની ભાવનાજ ભાવવી. મારી દાનની વાતો તો તમારે સાંભળવીજ નહીં. આ સર્વ લોકોને બાહેર કાઢી મૂકો નહીં તો મારૂં ધન-ધાન્ય વિગેરે ફોગટ ચાલ્યા જશે. અથવા કજીયો કરશે." શેઠના આવા વચનો સાંભળી સર્વ સ્વજનો તત્કાળ પોતપોતને સ્થાને ચાલ્યા ગયા, અને તે પુત્રો પણ નિરાશ થઇને પોતાના ઘરમાં સૂઇ ગયા. જે આ ધનશ્રેષ્ઠીએ સાધર્મિઓની ભક્તિરૂપ કથા કરી તે ખરી ભાવના સમજવી નહીં; શક્તિ છતાં જે કરવામાં આવે તે ભાવના ગણાયજ નહિં. શકિત હોય તો સત્કર્મનું સેવન કરવું. અને શકિત ન હોયતો શુભ ભાવનાનું ચિંતવન કરવું, તેનેજ શાસ્ત્રમાં ભાવના કહેલી છે. પછી કલાવતીએ અવસર જાણી ગુરૂને પુછયું કે, "હે પ્રભુ કયા કર્મથી મારા કેશપાશનો છેદ થયો ? અને મંત્રી ધર્મરૂચિના હાથ અપરાધ વિના કેમ કપાયા ? તેમજ અમારી ઉપર રૂકિમણીનો દ્વેષ શા માટે થયો ?" ગુરૂ બોલ્યા-હે ભદ્રે, પરિપાકને પામેલા પોતાના કરેલા કર્મનું શુભાશુભ ફલ સર્વ પ્રાણીઓ ભોગવે છે. આ સંસાર સમુદ્રમાં ધર્મમાં તત્પર રહેનારા છતા પણ તમારા બંનેનું પુર્વે જે કર્મ અત્યંત બનેલું તે તમો બંને સાંભળો—

**શ્રીપુર** નગરમાં **જિતશત્રુ** નામે રાજા હતો, તેને પ્રશંસનીય ગુણોના પાત્ર રૂપ **ધારિણી** નામે રાણી હતી. તે રાણીના સ્વરૂપથી રંજિત થયેલો તે જિતશત્રુ રાજા બીજી કોઇપણ રાજકન્યાને ભજતો નહીં, તે રાણીમાંજ પુર્ણ પ્રેમને વહન કરતો હતો. એક વખતે કોઈ નિર્દોષ એવીદાસી તરફ રાજાએ સ્નેહ દષ્ટિથી જોયું, તે જોતાંજ રાણી ધારિણીને રોષ ઉત્પન્ન થઇ આવ્યો. તેણીને દત્ત નામના કોઇ નાજરની સાથે પ્રીતિ હતી તેથી તેની મારફત એક નાપિતને બોલાવ્યો ને તે દાસીની કેશવેણી છેદવાને માટે કહેવામાં આવ્યું. નાપિતે કહ્યું કે, "રાજાની આજ્ઞા વિના હું છેદી શકીશ નહીં." ત્યારે તે દત્ત નાજર બોલ્યો. "તું આ કાર્ય કર. જો નહીં કરે તો હું તારા હાથ કાપી નાખીશ. પછી નાપિતે તે કામ કર્યું. તે દાસી તે વખતે ઘણીજ દુઃખી થઈ ગઇ. ત્યાં તેણીનો રક્ષક કોણ હોય ? પાછળથી આ ખબર રાજાને પડી, એટલે તેણે આવી પોતાની સ્ત્રીને

આ પ્રમાણે સદ્‌બુદ્ધિવાળો રાજા ચંદ્રોદર તત્વરૂપી અમૃતનું પાન કરી, ગુરૂને આદરથી નમી, પોતાના સ્થાનમાં જઇ, આનંદથી પ્રિયા વિગેરેમાંથી પ્રેમ છોડી દઇ અને પોતાના પુત્રને રાજ્ય આપી પોતે ધ્યાન વિધિ કરી નિયમોના આદરથી સુંદર બની સંયમનો આચાર પાળવામાં લીન થઈ ગયો. શુભ–આસન ઉપર પોતાના અંગને ધારણ કરી પ્રાણાયામમાં તત્પર બની, પ્રત્યાહારથી નિર્વિકારી થઇ ધારણાને ધારણને કરવામાં સમર્થ થયો. પછી શુકલધ્યાનને કરનારો એ રાજા સમાધિના ભારથી પ્રકાશમાન થઇ એકાંત પ્રાપ્ત કરી આ પ્રમાણે ભાવના ભાવવા લાગ્યો–

રક્તનેત્રવાલો–કુકડો બાલ્યવયમાં અરિષ્ટ–નઠારાનો સંસર્ગ કરે છે, પછી જ્યારે તે સપક્ષ–પાંખોવાળો થાય છે, ત્યારે તે સંગ છોડીને વનવાસ કરે છે. આ [1] હંસ જડ બુદ્ધિવાળો બની નિત્યે માનસનું વૃથા સેવન કરે છે, કે જેને લઇને તે રજસ્‌ને ભજનારો થાય છે, કારણ કે તે માનસમાં પંકજ–કમળોની શ્રેણીઓ રહેલી છે. હે હંસ, જડ જળના સમૂહવાળા એવા તે માનસરૂપ માનસનો તું ત્યાગ કર્ય, કે જેનાથી તારા દેહ–પંકનો નાશ થઇ જશે. જ્યારે [2] મેઘ–જાલ આવે, ત્યારે માનસ મલિન થાય છે, તેથી ત્યાં રહેલી વસ્તુ લોકોથી સારી રીતે જાણી શકાતી નથી. [3]ઘન–મેઘમાંથી નીકળેલા [4] તમની અંદર સ્થિતિ કરનારા એવા મેં પોતાનીજ જાતે સુદિવસે પણ ધિક્કાર ભરેલું. [5]દુર્દિનપણું કર્યું છે. હે આત્મા, લોકોને હાસ્ય કરાવે તેવા નટ સમાન સમગ્રવેષોને ગ્રહણ કરવાનું તું શા માટે [6] રાખે છે? હવે તો તું તારા સ્વરૂપને ભજ. આ દેહ [7] કાકપક્ષને ધારણ કરનારો છે. અને તું હંસ પોતે નીરંજન છે, તો નીચના સંગના દોષથી તું શા માટે મૃત્યુ પામે છે? કેટલાંએક કર્મ જ્યોતિરૂપ છે અને કેટલાંએક મળરૂપ છે. અને તું નીરજ અને નિર્મળ રૂપવાળો છે. તો અહો, તું એના કર્મોની સાથે કેમ મળી જાય છે?

---

૧ હંસ એટલે હંસ પક્ષી અને પક્ષે આત્મા. હંસ–આત્મા જડબુદ્ધિવાળો અને હંસ પક્ષી જડ–જળની બુદ્ધિવાળો બની માનસ એટલે આત્માપક્ષે મન અને હંસ પક્ષે સરોવર હંસપક્ષી પંકજ–કાદવમાથી થયેલા કમળોની શ્રેણીને લઇને સરોવરમાં રજસ્‌–રજવાળો થાય છે અને આત્મા માનસ–મનમાં કર્મરૂપ પંક–મળને લઇને રજસ–રજોગુણવાળો થાય છે.

૨ મેઘજાળ–વાદળાનું જાલ ચઢી આવે ત્યારે માનસ સરોવર મલિન થાય છે અને ઘેમારા–અઘ–પાપ કર્મનું જાલ ચઢી આવે ત્યારે મન મલિન થઈ જાય છે.

૩ ધન–ઘાટા મેઘ–મારા પાપ કર્મમાંથી નીકળેલા.

૪ તમ એટલે અંધકાર પક્ષે અજ્ઞાન.

૫ દુર્દિન એટલે વાદળાથી છવાએલો દિવસ. ( પક્ષે દુર્ભાગ્ય ).

૬ અર્થાત્ આત્મા–જીવે અનેક યોનિમાં અવતાર લેવા રૂપ વેષો કાઢયા છે

૭ કાકપક્ષી એટલે કાગડાની પાંખ પક્ષે દેશના કાનશીઆ.

અરે આત્મા, તું મારી સમીપ રહેલો છે. છતાં મેં તને ઓળખ્યો નહીં, પણ હવે આપણ બંનેની એકતા થઈ છે, તો હવે તું મારી પાસેથી કેમ જાય છે ? જ્યારે રૂપમાં રૂપનો પ્રવેશ થાય છે અને પોતાનામાં જીવ-આત્માનું દર્શન થાય છે, ત્યારે ચિત્ત અને આત્માના સ્વરૂપોનો એક [1] શેષ થઇ જાય છે. " આ પ્રમાણે ભાવથી પ્રકાશમાન એવો ચંદ્રોદર રાજા ઉજ્વળ એવા કેવળજ્ઞાનને પ્રાપ્ત થયો, તે સમયે નજીકના દેવતાઓએ તેને મુનિવેશ અર્પણ કર્યો અને કેવળજ્ઞાનનો મહિમા કહી સુવર્ણનું કમળ બનાવ્યું, તે કમળ ઉપર બેસી કેવળી ચંદ્રોદર મુનિએ વિધિથી દેશના આપી. તેથી અનેક મનુષ્યો પ્રકાશમાન થઇ માર્ગાનુસારી થઇ ગયા. રાણી કળાવતી, મંત્રી ધર્મરૂચિ તથા જિનદાસ અને બીજા ધન્ય લોકોએ હર્ષથી તપસ્યા ગ્રહણ કરી. ઘણા લોકો દેશવિરતિને અને બીજાઓ સમ્યક્ત્વને પ્રાપ્ત થયા પછી તે ચંદ્રોદર કેવળીએ વિહાર કરી ધર્મની પ્રભાવના કરી; છેવટે અનશન લઇ દેહનો ત્યાગ કરી તે ચંદ્રોદર કેવળી આ પૃથ્વી ઉપર શુદ્ધાત્મા થઇ સિદ્ધિને પ્રાપ્ત થયા.

બ્રહ્મગુપ્તિ કહે છે, હે રાજા પદ્મસેન, એવી રીતે ભાવનાને ભાવનારા અનેક જીવો સુખદાયક મોક્ષપદને પામ્યા છે અને બીજાઓ પામશે તેથી તમે ભાવના ભાવો. હે રાજા એવી રીતે શ્રી ધર્મરૂપી કલ્પવૃક્ષની સર્વ વિશ્વને છાયા કરનારી ચોથી ભાવના રૂપી ઉત્તમ મહાશાખા મેં તમને કહી. એ ચારે શાખાઓમાં તું યથાયોગ પ્રમાણે સ્થિતિ કર્ય કે જેથી તારા જન્મમાં તને આ સંસારનો સંતાપ થાય નહીં." આ (પ્રકારની દેશના) સાંભળી રાજા પદ્મસેન ગૌરવતાથી ગુરૂ પ્રત્યે બોલ્યો. " ભગવન્, તમારા વચનનું યથા વિધિ આરાધન કરવાથી દેવતાઓ પણ નમસ્કાર કરે છે. હવે વિચાર કરવામાં ચતુર હૃદયવાળા આપ મને આ સંસારમાં જે ધર્મની યોગ્યતા હોય તેનો ઉપદેશ આપો. " ગુરૂ બોલ્યા. " હે પૃથ્વીપતિ, આ ઉજ્વળ એવા મનુષ્યભવમાં પાપનો નાશ કરનારી સર્વ ધર્મોની યોગ્યતા રહેલી છે તેમાં તમારા જેવા સદ્ગુણી સમ્યગ્દૃષ્ટિ પુરૂષોની વિશેષ યોગ્યતા છે. પરંતુ અનુક્રમે ચડવાથી પડી જવાય નહિ, માટે પ્રથમ તમે શ્રાવક ધર્મનું પાલન કરો. પછી વિદ્વતાવાળી દીક્ષા ગ્રહણ કરજો " આ પ્રમાણે કહી તે દયાળુ રાજાને ગુરૂએ આદરથી સમ્યક્ત્વ સહિત હિતકારી એવી દેશવિરતિનું દાન આપ્યું. રાજા પદ્મસેન [2]સુદર્શનવડે યુક્ત અને સારા [3]ગુણવાળો જિનધર્મને પ્રાપ્ત કરી ઘણો ખુશી થઇ ગયો એ ઘટે છે. પછી રાજા પોતાના સ્થાનમાં ગયો અને ગુરૂએ પણ વિહાર કર્યો.

---

૧ એકશેષ-એકરૂપ.

૨ સુદર્શન-સારૂ દર્શન-સમ્યગ્દર્શન પક્ષે સુદર્શન ચક્ર.

૩ સુગુણ-સારા ગુણ પક્ષે સારી દોરી.

જ્ઞાનવાન્ રાજા પદ્મસેને પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર્યું “ ગાયો જ્યારે ગોચરમાં જાય, ત્યારે તે પોતાની રૂચિ પ્રમાણે સરસ અને નીરસ એવું વિવિધ પ્રકારનું યોગ્ય ઘાસ ઘણું ખાય છે, પછી તે પોતાના સ્થાનમાં આવી જે પોતે પોતાની શક્તિ પ્રમાણે પ્રાપ્ત કર્યું હોય તે પોતાના સંવરની વૃદ્ધિને માટે લાંબા વખત સુધી વાગોળે છે અને તેમાંથી થયેલા ગોરસ વડે સર્વ પ્રાણીઓના સંતાપને હરે છે. અને તેમના અંગ -ઉપાંગને અહો પુષ્ટિ આપે છે. તેવી રીતે જે મનુષ્ય ગુરૂ પાસેથી પ્રાપ્ત થયેલા શાસ્ત્રની પોતાની બુદ્ધિના ગુણોથી વિચારણા કરતો નથી તે મનુષ્ય તે પશુઓના કરતાં પણ પશુ-હલકો છે. ” આવું ચિંતવી તે સદ્બુદ્ધિવાળા રાજાએ ગુરૂએ કહેલા ઉપદેશના વચનનો હૃદયમાં વિચાર કરી મુક્તિરૂપી વધૂના હાર જેવા મોટા જિન વિહારો-મંદિરો કરાવ્યાં અને પાપ કર્મના નાશ કરનારી અને લોકોના તાપને હરનારી શ્રી જિન ભગવાનની સુવર્ણવર્ણી ઉત્તમ પ્રતિમાઓ કરાવી. તે કૃતાર્થ રાજાએ ઉત્તમ સિદ્ધાંતનાં પુસ્તકો અને સારાં શાસ્ત્રો ઉપકાર કરવાને માટે સારા દ્રવ્યો-પદાર્થોથી લખાવ્યા. તે ક્ષમાભૃત એવા રાજાએ નિરપરાધી ત્રસ જીવોને ત્રાસ મટાડવાનું જે કાર્ય કર્યું, તેમાં જરાપણ આશ્ચર્ય પામવાનું નથી. તેણે સાધુ સાધ્વીઓને કલ્પતા સારાં અનેક વસ્ત્રો, પાત્રો અને અન્ન પાણી આપવા માંડયાં. તેણે સારી શ્રદ્ધાવાળા શ્રાવકો અને શ્રાવિકાઓનું વાત્સલ્ય રાજ્યભાગ છોડી દઇને કરવા માંડયું. દીન વિગેરે લોકોને કીર્ત્તિ કરનારૂં યોગ્ય દાન નિદાન-નીયાણા વગરનું કર્યું. તે સ્વદાર સંતોષ વ્રત, યથાશકિત (બાર પ્રકારનું) તપ આચરવાપૂર્વક બાર પ્રકારની ભાવના ભાવવા લાગ્યો. ત્રિકાલ જિનપૂજા કરનારા અને શુદ્ધ સમ્યકત્વને ધારણ કરનારા તે રાજાએ પહેલી દર્શન પ્રતિમા એક માસે કરી. અણુવ્રતને ધારણ કરનારા અને દયારૂપ ધર્મની સાથે જોડાએલા તે રાજાએ સર્વ વિધિએ યુકત થઇ બે માસ વડે બીજી પ્રતિમા કરી. સમગ્ર પ્રમાણે છ-આવશ્યક ક્રિયા કરનારા તે રાજાએ ત્રણ માસ વડે ત્રીજી પ્રતિમા વહી, અને તેથી તે જન્મની સફળતા માનવા લાગ્યો. ચતુર રાજાએ ચાર પર્વના દિવસોમાં અહોરાત્ર સર્વ રીતે પૌષધ લઇ ચાર માસ વડે ચોથી પ્રતિમા વહન કરી. ચાર પ્રકારના ઉપસર્ગો પ્રાપ્ત થતાં પણ અડગ રહેનારા તે રાજાએ સમાધિથી પાંચ માસવડે પાંચમી પ્રતિમા વહન કરી. તેણે બ્રહ્મચર્યમાં તત્પર રહી છ માસ વડે છઠ્ઠી પ્રતિમા વહન કરી. સચિત્તનો ત્યાગ કરી સાત માસ વડે તેણે સાતમી પ્રતિમા વહન કરી. પોતાની જાતે સર્વ આરંભનો ત્યાગ કરી તેણે આઠમી આઠમા માસવડે પ્રતિમા વહન કરી. તે આરંભનો બીજાઓ પાસે ત્યાગ કરાવી નવ માસ વડે તેણે નવમી પ્રતિમા વહન કરી. ઉદ્દેશીને કરેલું પ્રાસુક ભોજન પણ છોડી દઇ તેણે પાછળના વિધિ સાથે દશ માસ વડે દશમી પ્રતિમા વહન કરી. સારા સાધુની જેમ સર્વ સંગ છોડી દઇ સાધુના લિંગ ધારણ કરી લોચ કરી ફકત પાંચ ગ્રાસ આહાર લઇ તેણે અગીયારમી પ્ર

તિમા વહન કરી. આ પ્રમાણે અગીયાર પ્રતિમાઓનું વહન કરી જેવી રાજા પદ્મસેનની ઇચ્છા દીક્ષા લેવાની થઇ, તેવામાં દૈવયોગે ગુરૂ બ્રહ્મગુપ્ત સૂરિ આવી ચડયા. ઉદ્યાનપાળ પાસેથી તે ખબર જાણી રાજા હર્ષથી ગુરૂ પાસે ગયો અને વિધિથી તે વંદનીય ગુરૂને વંદના કરી તેણે આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. “ હે ક્ષમાપતિ, સુખના ખોટા આભાસ રૂપ એવા ગૃહાવાસ ઉપર મને નિર્વેદ ઉત્પન્ન થયો છે, માટે સુખ ધર્મના કારણ રૂપ એવું અનગારપણું મને આપો. ” ગુરૂ બોલ્યા– “ મહાભાગ, તું પ્રથમ દશ કન્યાઓને પરણીશ અને તે કન્યાઓમાં તારો પ્રેમબંધ થશે, ત્યારે હું તને દીક્ષા આપીશ, તે શિવાય નહિ આપું. ” તે સાંભળી રાજા વિચારમાં પડી ગયો કે, “ ગુરૂએ આ શું કહ્યું ? સાધુઓને આવું વાકય કહેવું ઘટિત નથી, કારણ કે તેઓ તો વાદ નિવારણ કરીને નિવૃત્તિ માર્ગેજ ચાલનારા છે.” આ પ્રમાણે વિવિધ વિચારો કરી રાજાએ ગુરૂને કહ્યું, “ હું આગળ પરણેલી સ્ત્રીઓને છોડી દેવા ઈચ્છું છું, તો ફરી બીજી સ્ત્રીઓને કેમ પરણું ? ” ગુરૂ બોલ્યા. “ રાજન્, એ ચેતના સહિત દશ કન્યાઓ તારે હાથ આવી હશે, તોજ તારી દીક્ષા સફલ થશે. રાજા એ મારા કહેવાનો ભાવાર્થ કહું તે સાંભળ જે જાણવાથીજ માણસ શરીરે પણ સુખી થાય છે. પુણ્ય કર્મથી એવા આ મનુષ્ય ક્ષેત્ર રૂપી શરીરમાં જેમાં રત્નોએ અંધકારનો નાશ કરેલો છે. એવું **સ્વાંત**–હૃદય નામે એક નગર છે તે સ્વાંત–હૃદય રૂપ નગરમાં **રૂચિર–અધ્યવસાય**–શુભાધ્યવસાય નામે એક લોકસમૂહને પ્રિય એવો રાજા છે. તે રાજાને ઘણી પ્રિય સ્ત્રીઓ છે, તેઓની સાથે તે અનુક્રમે ક્રીડા કરે છે. તેઓમાં **શાંતિ** નામની એક સ્ત્રી છે, તેણીને **ક્ષમા** નામે પુત્રી છે, બીજી **રૂચિ** નામની સ્ત્રી છે. તેણીને **દયા** નામે પુત્રી છે. ત્રીજી **વિનયતા** નામે સ્ત્રી છે, તેને **મૃદુતા** નામે કન્યા છે. ચોથી **સમતા** નામે સ્ત્રી છે, તેણીને **સત્યતા** નામે પુત્રી છે. પાંચમી **શુદ્ધતા** નામે સ્ત્રી છે, તેણીને **ઋજુતા** નામે કન્યા છે. છઠ્ઠી **પાપભીરૂતા** નામે સ્ત્રી છે, તેણીને **અવંચતા** નામે પુત્રી છે. સાતમી **નીરાગતા** નામે સ્ત્રી છે, તેણીને **બ્રહ્મરતિ** નામે કન્યા છે. આઠમી **નિર્લોભતા** નામે સ્ત્રી છે, તેણીને **સુકૃતતા** નામે કન્યા છે. નવમી **પ્રજ્ઞા** નામે સ્ત્રી છે, તેણીને **વિદ્યા** નામે પુત્રી છે. અને દશમી **વિરતિ** નામે સ્ત્રી છે, તેણીને **નિરીહતા** નામે કન્યા છે. હેરાજા, જો તારા હૃદયમાં હમણાં દીક્ષા લેવાની અભિલાષા હોય તો તું એ દશ કન્યાઓનું પાણિગ્રહણ કર.” આ સાંભળી રાજા બોલ્યો–“ હે શ્રીગુરો ! તમારા પ્રસાદથી મેં તે કન્યાઓના સ્થાન અને તેમના માતાપિતાના નામ જાણ્યાં છે, હવે મને તે કન્યાઓની પ્રાપ્તિનો ઉપાય કહો, અને તેમનો પ્રભાવ કહો. જેથી હું તમારા પ્રસાદથી વિષાદ રહિત થાઉં. ” ગુરૂ બોલ્યા, “ રાજા, તારે તે કન્યાઓના પિતાને પ્રથમ તારા હૃદયરૂપી નગરમાં રાખવો, એટલાથી સંતુષ્ટ થઇને તે તને વાંછિત ફળ આપશે વળી વિવાહના કામમાં પુરૂષો સ્વભાવથીજ

ઓના કહ્યા પ્રમાણે ચાલનારા થાય છે, તેથી તારે પ્રથમ તે કન્યાઓની માતાઓને વશ કરી લેવી. તેઓમાં સારી ક્ષમાને ઇચ્છનારા એવા તારે પ્રથમ જે શાંતિ નામની માતા છે, તેણીનું તો સદા માન કરવું. સર્વ સાથે સારી મૈત્રી કરવી, પરાભવ સહન કરવો, અપકાર કરનાર શત્રુને પણ ઉપકારી તરીકે ચિંતવવો. કારણ કે, તે કર્મોનો ક્ષય કરવામાં સહાય રૂપ છે. કોઇની ઉપર કોપ કરવો નહિં. કર્મોને દોષ આપવો. મત્સરનું મર્દન કરવું. સહસ્રમલ્લ પ્રમુખ મુનિઓનું હૃદયમાં ચિંતવન કરવું, નરકાદિકની પીડાને શિથળ કરવાની ચીવટ રાખવી, અને પોતાનું મર્કટના જેવું ચંચળ મન સ્થિર કરવું. આ પ્રમાણે હંમેશાં કરવાથી તારા એ ગુણોવડે જેણીનું હૃદય આકર્ષાયું છે એવી ક્ષાંતિ નામની કન્યા તારી સમીપે સ્વયંવરા થઇને આવશે. સારી દયારૂપી કન્યાને ઇચ્છતા એવા તારે પવિત્ર એવી રૂચિને સદા માન્ય કરવી. પાપી એવા પરોપતાપને વિશેષપણે છોડી દેવો. મિથ્યાત્વીનાં શાસ્ત્રો કદીપણ કાને સાંભળવા નહિં. મન, વચન અને કાયાથી ષટ્કાય જીવની વિરાધના કરવી નહિં. અભક્ષ્ય—અનંતકાય વિગેરે પદાર્થોનો વિશેષપણે ત્યાગ કરવો. સર્વ પ્રાણીઓને હૃદયમાં આત્મવત્ ચિંતવવા પરોપકાર કરવો. આરંભને આદરપૂર્વક વર્જવો, પાપ કર્મોમા પ્રચંડ એવો અનર્થ દંડ છોડી દેવો, સદા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરવું. બીજાનું દુઃખ જોઇને કદિ પણ હસવું નહિં. આ પ્રમાણે નિત્ય કરવાથી તારા તે ગુણોવડે જેણીનું હૃદય આકર્ષાયું છે એવી દયા નામની કન્યા તારી સમીપે સ્વયંવરા થઇને આવશે. મૃદુભાવની ઇચ્છા રાખનારા એવા તારે સદા વિનયતાને માન આપવું. તેમાં વિદ્વાનોએ ધિક્કારેલો અનાર્ય અને અસાર એવો અહંકાર નિવારવો. જો બ્રાહ્મણ વિગેરે વર્ણોમાંથી થયેલી જાતિમાં જન્મ થયો હોય, તો તે ઉચ્ચ જાતિનો મદ કરવો નહિં. કારણ કે, દ્વૈતના અભાવથી પૂર્વે સર્વ એક વર્ણજ હતો. તેને માટે બીજે સ્થળે લખ્યું છે કે "હે યુધિષ્ઠિર રાજા, પ્રથમ આ સર્વ એક વર્ણવાળું હતું. ક્રિયા કર્મના વિભાગથી ચારે વર્ણોની વ્યવસ્થા થઇ છે. બ્રહ્મચર્યવડે બ્રાહ્મણો થયા છે. હાથમાં હથીઆરો રાખવાથી ક્ષત્રિયો થયા છે. વેપારથી વૈશ્યો થયા છે. અને પ્રેષણ—સેવા કરવાથી શૂદ્રો થયા છે. પ્રથમ જન્મવડે શુદ્ર ઉત્પન્ન થાય છે. પછી સંસ્કાર કરવાથી દ્વિજ કહેવાય છે. જ્યારે તે વેદ ભણે ત્યારે વિપ્ર કહેવાય છે. અને બ્રહ્મને જાણે ત્યારે બ્રાહ્મણ કહેવાય છે. જે શ્રીમાળી—ઉપકેશ વિગેરે જે જાતિઓ થઇ છે તે તેતે ગામના નામ ઉપરથી થઇ છે. એમ વિદ્વાનોએ સદા જાણી લેવું. કદિ તે જાતિ ઉચ્ચ માતાથી ઉત્પન્ન થએલી હોય, તોપણ મદ કરવો યોગ્ય નથી. કારણ કે, તે જાતિમાંથી ઉત્પન્ન થયેલા સર્વે સમાનશીલ હોતા નથી. તે વિષે લખ્યું છે કે, એકજ ઉદરમાંથી ઉત્પન્ન થયેલા અને એકજ નક્ષત્રમાં જન્મેલા મનુષ્યો બોરડીના કાંટાની જેમ સમાન શીળવાલા હોતા નથી. કુશળ પુરૂષોએ કુલનો મદ પણ ન કરવો જોઇએ. કારણકે જાતિ અને કુળની સ્થાપના પછવાડેથી થ-

થેલી છે. કદિ તે કુળ ઊચ્ચ પિતાથી પ્રાપ્ત થયું હોય, તો પણ તેનો મદ કરવો ઊચિત નથી. બોરડીના કાંટાની જેમ સર્વે સમાનશીલ હોતા નથી. બુદ્ધિમાન્ પુરૂષે લાભનો મદ પણ કરવો નહીં, કારણકે, લાભાંતરાય કર્મ શ્રી જિન ભગવાન્‌ને પણ છોડી શકતું નથી. જ્યારે લાભાંતરાય કર્મનો ક્ષય થાય ત્યારે ઘણું ધન પ્રાપ્ત થાય છે અને જ્યારે તેનો ઉદય થાય છે ત્યારે ધનવાન્‌ને ધન મળતું નથી. બુદ્ધિમાન્ પુરૂષે ઐશ્વર્યનો મદ પણ કરવો નહિં. આ પૃથ્વી ઉપર રાજા પણ મુંજની જેમ રાંક બની જાય છે. આ લોકમાં બાહુબલિ વિગેરેના ઉગ્ર બળનો વિચાર કરી બુદ્ધિમાન્ પુરૂષે બલનો મદ કરવો કરવો નહિં. સનત્કુમાર વિગેરેના રૂપની અનિત્યતા સાંભળી બુદ્ધિમાન પુરૂષે આલોકમાં રૂપનો મદ કરવો નહિં. શ્રી વીર પ્રભુના નંદન ભવનું ઉચ્ચ તપ સાંભળીને બુદ્ધિમાન્ પુરૂષે તપનો મદ કરવો નહી, બુદ્ધિમાન પુરૂષે શ્રુત-શાસ્ત્રજ્ઞાનનો મદ કરવો નહિં, કારણ કે ચૌદ પૂર્વીઓ પણ પ્રમાદથી પતિત થઈ જાય છે. મનુષ્યોના સર્વ મદો શ્રુત-શાસ્ત્રવડે જીતાય છે, તે શાસ્ત્રવડેજ જે મદ કરે છે, તેને અમૃતમાંથી વિષ ઉત્પન્ન થવા જેવું થાય છે. તે આઠ મદમાં પ્રાણી જે જે મદ કરે છે, તેને બીજા ભવમાં તે તે વસ્તુની હિનતા પ્રાપ્ત થાય છે, તેથી એ આઠે મદનો ત્યાગ કરવો, તત્વોનો વિચાર કરવો, અરિહંત વિગેરે દશ ( ૫૬ ) નો સદા હર્ષથી વિનય કરવો. પોતાના હૃદયને નવનીતના પિંડના જેવું મૃદુ કરવું અને લઘુ વયવાળા પાસેથી પણ હંમેશાં વિનયપૂર્વક જ્ઞાન સંપાદન કરવું, એવી રીતે નિત્ય કરવાથી તારા તે ગુણોએ જેણીનું હૃદય આકર્ષ્યું છે, એવી મૃદુતા નામે કન્યા સ્વયંવરા થઇ તારી પાસે આવશે. સત્યતાને ઇચ્છનારા એવા તારે સદા સમતાનું સેવન કરવું. ક્રોધ, લોભ, ભય, અને હાસ્યનો યત્નથી ત્યાગ કરવો. જેનાથી બીજાને દુઃખ થાય, જેથી વાણી કઠોર ગણાય, જેથી નિંદા અને પિશુનતા (ચાડી ચૂગલી) થાય તેવું વચન બોલવું નહિ. વિચક્ષણ પુરૂષે સત્યામૃષા-સાચી ખોટી, અસત્ય, બીજાનો ઘાત કરનારી વક્ર અને મર્મ

હે રાજા, બ્રહ્મરતિ નામની કન્યાને અર્થે તું તારા ચિત્તમાં નીરાગતાને ધારણ કર્ય. દેવ, મનુષ્ય અને તિર્યંચની સ્ત્રીઓને માતા સમાન ગણજે. સ્ત્રીઓના વાસ સ્થળમાં રહેવું નહી, સ્ત્રી સંબંધી કથા કરવી નહિ, સ્ત્રીઓની બેઠક સેવવી નહિ, તેમની ઇંદ્રિયોને જોવી નહિ, દીવાલનાં આંતરામાં રહેલા ગૃહસ્થોનાં જોડલાને જોવા નહીં, અને મનમાં કદિ પણ સર્વ રતિનું સુખ ચિંતવવું નહિં. પ્રણીત આહારનો તેમજ અતિશય આહારનો ત્યાગ કરવો અને શરીરની અધિક શોભાને યત્નથી છોડી દેવી—આ પ્રમાણે નિત્યે કરવાથી તારા ગુણોથી જેણીનું હૃદય આકર્ષાયું છે એવી બ્રહ્મરતિ નામની કન્યા તારી પાસે સ્વયંવરા થઇને આવશે. મુક્તતાને ઇચ્છનારા એવા તારે નિર્લોભતાનું સેવન કરવું. હૃદયમાં વિવેક ધારણ કરવો, **અનાર્યનો** સંગમ છોડી દેવો, બાહ્ય અને આભ્યંતર એવા બે પ્રકારના પરિગ્રહથી પોતાના આત્માને જુદો કરવો, સ્વભાવવડે ગ્રંથીપરિગ્રહની તૃષ્ણા સમાવી દેવી, બાહેર અંદર અનાસક્ત એવું અંતઃકરણ રાખવું, કમળની જેમ નિર્લેપ રહેવું અને શિષ્ટાચારમાં તત્પર રહેવું. હે ચતુરરાજા, આ દેહ વિગેરે સર્વ પુદ્‌ગલ વસ્તુઓ સંબંધી આત્માને યોગ્ય એવી અનિત્યતાનું ચિંતવન કરવું. એવી રીતે નિત્ય કરવાથી તારા ગુણોથી જેણીનું હૃદય આકર્ષાયું છે, એવી **મુક્તતા** નામની કન્યા તારી સમીપે સ્વયંવરા થઇને આવશે. વિદ્યાની ઇચ્છા રાખતા એવા તારે પ્રજ્ઞા રાણીનું સદા આરાધન કરવું, સદા શાસ્ત્રાભ્યાસ કરવો, પ્રમાદને વારવો-ટાળવો, જ્ઞાન અને જ્ઞાનવાળાઓની હર્ષથી ભક્તિ કરવી. સદા શાસ્ત્રનું સ્મરણ કરવું અને સદ્‌ગુરૂના વચન સાંભળવા, એ પ્રમાણે કરવાથી તારા સદ્‌ગુણોથી જેણીનું હૃદય આકર્ષાયું છે. એવી **વિદ્યા** કન્યા સ્વયંવરા થઇ તારી પાસે વેગથી આવશે. **નીરીહતા** નામની કન્યાને માટે તું લોભનો ત્યાગ કર. તારા હૃદયમાં સર્વ વસ્તુઓના સ્વરૂપનો વિચાર કર. આ દેહ દુઃખના ઉપભોગને માટે છે, ધન બંધનનું કારણ છે, ઇચ્છા હૃદયને તાપ આપનારી છે. જન્મ મૃત્યુનું કારણ છે, પ્રિયાનો સંગ—અથવા પ્રિય વસ્તુઓનો સંગ વિયોગ માટે છે, સંગ્રહ કલેશને માટે થાય છે અને ભોગનો અભિલાપ રોગને માટે થાય છે, તેથી તેઓની અંદર પ્રીતિને છોડીદે, મમત્વને છોડી દેનારા એવા તારી પાસે તારા ગુણોથી આકર્ષાએલી **નિરીહતા** નામની કન્યા સત્વર આવશે." આ પ્રમાણે ગુરૂનાં વચન સાંભળી રાજા બોલ્યો "ભગવન્ સર્વજનોને સુખ કરવાને માટે કન્યાનો મેળાપ ગુરૂ (ગોર) જ કરાવે છે, તો તમે મને દીક્ષા રૂપી કન્યા આપશો એટલે શુભ પરિણામરૂપી રાજા પોતેજ પોતાની એ બધી કન્યાઓ મને આપશે, માટે આપ શુભ લગ્નમાં દીક્ષા આપો અને કૃપા કરો. ધર્મના કાર્યમાં વિલંબ કરવો યુકત નથી." પછી ગુરૂએ દીક્ષિત કરેલો તે રાજા પદ્મસેન મનુષ્યના પુરૂષાર્થાદિ ગુણોથી યુક્ત થઇ મોહ કર્મથી મુક્ત થઇ ગયો ત્યારે ગુરૂ બોલ્યા "હે મુનિ, તારે હવે માતાની સેવા કરવી માતા

શિવાય આ લોકમાં અને પરલોકમાં [1]ચરણ ન રહે. પ્રાયે કરીને કન્યા પરણ્યા પછી પુત્રો સહાય કરનારી માતાને માનતા નથી એમ કહેવાય છે. માનાના ચિત્ત–નગરમાં મોહ રાજા રાજ્ય કરે છે, તે બહુ કાલે આવેલા સેવકોને જોઈ રોષ પામે છે. પછી તેમને કર્મરૂપી સેવકોની પાસે મળમૂત્ર વિગેરેથી ભરેલા ગર્ભરૂપી કારાગૃહમાં નીચાં મુખ અને ઉંચા પગ રખાવી કેદ કરાવે છે, પછી મોહના વિરોધ વિના પોતાના આહારમાંથી તે માતા તેમનું પોષણ કરે છે અને પોતાની સાથે સુવાડે છે તથા જગાડે છે. જ્યારે તેઓને બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓ મસ્તક ઉપર બે હાથ જોડી દુઃખી થઇ મોહરાજાને આ પ્રમાણે ઉંચે સ્વરે વિજ્ઞપ્તિ કરે છે—“ હે રાજા, અમો અજ્ઞાનથી અંધ અને સદ્ગતિથી રહિત છીએ. અમે જ્યાં રહીશું, ત્યાં તમારી આજ્ઞાને તાબે થઇને રહીશુ.” તેમની આ વિનંતિ સાભળી તે રાજા શાન્ત થઇ તેમને તે ગર્ભરૂપી કારાગૃહમાંથી છોડે છે. ગુપ્તિપાલ–રક્ષકોએ હાથમાં પકડેલા તેઓ તે વખતે નિર્બલ થઇ રોવા લાગે છે, પછી દયાળુ હૃદયવાલી એ માતા તેમને સુવર્ણ વિગેરે આપી તેઓને મુક્ત કરે છે, પછી તેઓ પોતાને ઘેર ચાલ્યા જાય છે. રૂપ બદલાઇ જવાથી કોઈ તેમને ઓલખતું નથી, તેથી તેમને પાણી કે ભોજન કાંઈ આપવામાં આવતું નથી તે કાળે તેમને ક્ષુધા તૃષાથી પીડિત એવા જોઇ તે માતા તેમને દૂધ પાય છે અને વિષ્ટા વિગેરેથી અંગે લીંપાએલા તેમને સૂગ લાવ્યા શિવાય સાફ કરે છે. જો તેઓ અભક્ષ્ય ખાય છે, તો તેમને વારે છે અને યોગ્યમાર્ગે ચલાવે છે, સારાં વસ્ત્રાભરણોથી નિત્ય શણગારે છે અને તેમના શરીરનું પોષણ કરાવે છે. પતિના આદરથી તેમને નીશાળે ભણવા મોકલે છે અને દ્રવ્યનો સારો ખર્ચ કરી તેમને વિધિથી પરણાવે છે, પછી જ્યારે કન્યા આવે છે, ત્યારે તે પુત્રો રોગની પીડા થયા શિવાય તે માતાનું નામ પણ લેતા નથી, બીજું વધારે શું કહેવું ? હે રાજા, એક કન્યા આવતાં આવું થાય છે, તો પછી જો દશ કન્યાઓ આવે, તો તેની શી વાત કરવી ? પરંતુ તું આ વિશ્વમા ઉત્તમ છે, માટે તે દશ કન્યાઓનું સદા આરાધન કર્ય ” તે સાંભળી વિસ્મય પામેલો રાજા ગુરૂમત્યે બોલ્યો–“ ભગવન્, માતૃભક્તિ ગૃહસ્થોને કરવી ઘટે છે. કાંઇ યોગીઓને કરવી ઘટતી નથી. લોકશાસ્ત્રમાં બ્રહ્માણી પ્રમુખ સાત માતાઓ કહેલી છે. તેમજ મિત્રપત્ની વિગેરે પાંચ માતાઓ કહેલી છે. એટલે સાત અને પાંચ માતાઓ કહી છે. તે માતાઓની ભક્તિમાં મારૂં મન છે, પરંતુ તે સાત અને પાચ માતાઓ મારે પૂરતી છે, તથાપિ ગુરૂનું વચન ઉલ્લંઘન કરવાને હું સમર્થ નથી કલ્પવૃક્ષના જેવા ગુરૂઓ તત્વને કહે છે, તો મન કલ્પિત એવા તે અર્થને સ્પષ્ટ કરવા મને તેનો તત્વાર્થ હમણાંજ કહો ” સિદ્ધા-

૧ ચરણ–ચારિત્ર અને પગ

ત્વના રહસ્યને જાણનારા ગુરૂ બોલ્યા. " હે રાજા, અંગને પુષ્ટિ આપનારી આઠ માતાઓ સાધુઓને માનનીય છે. " રાજાએ પૂછયું, " તે આઠ માતાઓ કઈ ?" ત્યારે ગુરૂ બેલ્યા " હે રાજા, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ-એ આઠ (પ્રવચન) માતાઓ છે. તેઓ ચારિત્રરૂપી ગાત્રની પોષક અને રક્ષક છે. મુનિઓએ સેવન કરેલી તે માતાઓ અંતે મોક્ષફલને આપનારી થાય છે. જેની ભુમિના ભાગને સૂર્યના કિરણોનો સ્પર્શ થયો છે અને જેની ઉપર લોકો ચાલે છે, એવા માર્ગમાં યુગમાત્ર ( ધુંસરી પ્રમાણ ) દૃષ્ટિ રાખી પોતાના નેત્રો વડે પગલે પગલે ભુમિ-માર્ગ શોધતા સાવધાન રહી જે મુનિ મોન ધરીને ચાલે છે, તેવી પહેલી ઇર્યા સમિતિ જંતુઓનું રક્ષણ કરનારી છે, તેથી સાધુએ તેની સમિતિને ભજવી જોઇએ. જે મુનિ એ શુદ્ધ ઇર્યા-સમિતિને પાલે છે, તેની પ્રશંસા **વરદત્ત**ની જેમ ઇંદ્ર પણ દેવતાઓની આગળ કરે છે.

## વરદત્તની કથા.

પૂર્વે સ્વચ્છ એવા ગચ્છમાં **વરદત્ત** નામે એક મુનીશ્વર હતા. તે ગુરૂભકિતવાલા મુનિ મનુષ્ય-જન્મના સારરૂપ નિરતિચાર ચારિત્રને પરમ ભકિતથી પાળતા હતા, તેમાં ખાસ કરીને તે કૃતાર્થ મુનિ જીવરક્ષાને માટે પહેલી ઇર્યાસમિતિ વિશેષે પાળતા હતા એક વખતે હીનકર્મ રહિત એવો સૌધર્મેંદ્ર સભામાં બેઠો હતો, તેણે અવધિજ્ઞાનથી જંબુદ્વીપ તરફ અવલોકન કર્યું ; તેવામાં ઇર્યા સમિતિવાળા મહામુનિ વરદત્તને જોઈ તેણે ત્યાં બેઠા બેઠાં તેને નમસ્કાર કર્યો. તે જોઇ વિસ્મય પામેલા સર્વ દેવતાઓએ કહ્યું. " સ્વામિન, હમણાં આપે કોને નમસ્કાર કર્યો ? " ઇંદ્ર બોલ્યો, " હે દેવતાઓ, જે પ્રશંસનીય બુદ્ધિવાલાની સર્વ રાજાઓ સેવા કરે છે, તેવા **વરદત્ત** નામે એક મુનિ પૃથ્વી ઉપર રહેલા છે, તે ચારિત્રગુણના ગૌરવવાલા, ઇર્યાસમિતિવડે યુક્ત અને દુર્ધ્યાન રૂપી શત્રુથી મુક્ત છે, તેમના ગુણો પૂજનીય છે, તેથી તેઓ મારે પણ માનનીય છે, અને તેઓ ત્યાં ભુમિ ઉપર રહ્યા છતાં હું અહિંથી તેમને નમસ્કાર કરૂં છું. જે પોતાના જીવિતનો ત્યાગ કરે પણ ઉત્તમ એવી ઇર્યાસમિતિનો ત્યાગ ન કરે, તેવા પોતાના કર્મથી નિર્દોષ એવા સાધુ કોને વંદનીય ન હોય ? " ઇંદ્રનાં આવાં વચન સાંભળી સમ્યકત્વને ધારણ કરનારા દેવતાઓએ પણ તે વરદત્ત મુનિને ઇંદ્રની જેમ મન, વચન અને કાયાવડે વંદના કરી. આ વખતે કોઇ એક મિથ્યા દૃષ્ટિ દેવ હતો, તેણે જિનના ધર્મ વચનની જેમ ઇંદ્રના તે વચનને સત્ય માન્યું નહિં. તેણે ચિંતવ્યું કે " આ લોકમાં પોતાનું જીવિત કોને ઇષ્ટ નથી ? જે જીવિતને માટે મનુષ્યો માન છોડીને શું નથી કરતા ? આ પૃથ્વી ઉપર કોઇપણ જીવને જેનાથી કદિપણ તૃપ્તિ થતી નથી, તેવા જીવિતને કીટ, પતંગ વિગેરે જંતુઓને માટે કોણ છોડી દે ? આ પૃથ્વી લોકમાં રહેલા સર્વ પ્રાણીઓના પ્રાણ, ધન, જીવિત, સ્ત્રી અને આહારના કર્મોનો

અંદર ચાલ્યા ગયા છે, ચાલ્યા જવાના છે અને ચાલ્યા જાય છે. જેઓ સ્વામી થઇ બેઠા છે, તેઓ મરજી મુજબ બોલે છે; પરંતુ હૃદયમાં બીજાની શંકાને કદિ પણ લાવતા નથી." આ પ્રમાણે તે મિથ્યાત્વી દેવ ચિંતવતો હતો, તેને ઇંદ્રે કહ્યું. "જો તારા હૃદયમાં શંકા હોય, તો તું પૃથ્વી ઉપર જરૂર જા. જો તારા હૃદયમાં ખેદ થતો હોય, તો જે કાર્યભુત અને ભવિષ્યનું હોય તે સંબંધી તો વિચારણા-મીમાંસા કરી શકાય. પણ જે કાર્ય પ્રત્યક્ષ હોય, તેમાં શો વિસંવાદ વિરોધ કરવાનો હોય? (તેમ છતાં) તું જઇને તે મુનિની પરીક્ષા કર્ય અને તારા મનમાં ધીરજ ધાર્ય (સમાધાન કરીને મનને સંતોષ આપ) જો પોતાનું સુવર્ણ ચોખ્ખું હોય, તો પછી પરીક્ષકનો ભય હોતો નથી." ઇંદ્રનાં આવાં વચન સાંભળી તે દેવ જ્યાં ક્ષાંતિ વિગેરે દશ પ્રકારના ધર્મના ધારક અને જનતારક વરદત્ત મુનિ રહ્યા હતા ત્યાં આવ્યો. તે વખતે વરદત્ત મુનિ ઠલ્લે જતા હતા, ત્યાં તે દેવતાએ માર્ગમાં માખીઓના જેવી વૈક્રિય દેડકીઓ ઉત્પન્ન કરી, અને તેમની પાછળ આદરથી મદઝરતો, સૂંઢ ઉછાળતો અને ગતિથી પવનને જીતી લે તેવો એક દુષ્ટ હાથી વિકુર્વ્યો. "હે યતિ, સત્વર ભાગીજા, અને તારા જીવિતનું રક્ષણ કર. જો આ તારી પાછળ યમરાજના જેવો હાથી આવે છે." આ પ્રમાણે બોલતા લોકસમૂહને પણ બનાવ્યો. દેવતાઓને કાર્યની સિદ્ધિ મનથીજ થાય છે. તે વરદત્ત મુનિએ સિંહાવલોકનથી પણ પછવાડે જોયું નહીં. તે ચતુર મુનિ ઉપયોગ રાખી ઇર્યાસમિતિએ ચાલવા લાગ્યા. તે મુનિએ હૃદયમાં ચિંતવ્યુ કે, "આ ક્રોધ પામેલો હાથી મને એકને મારશે અને જો હું દોડીને ચાલું તો ઘણાં જીવોનો નાશ કરૂં તેથી મારા એકનું રક્ષણ કરવાને હું ઘણા જીવોને મારીશ નહિં. આ પૃથ્વી ઉપર સર્વ પ્રાણીઓને જીવિત વ્હાલું હોય છે. તેને માટે કહ્યું છે કે, અપવિત્ર-વિષ્ટામાં રહેલા કીડાને અને સ્વર્ગમાં રહેલા ઇંદ્રને જીવવાની આકાંક્ષા સરખીજ હોય છે અને તે બંનેને મૃત્યુનો ભય પણ સરખોજ હોય છે. ઇર્યા (સમિતિ) ને પાળતાં મને જે થવાનું હોય તે ભલે થાય. ધર્મવાલા ઉત્તમ પુરૂષને જીવિત અને મૃત્યુ સરખા હોય છે." આ પ્રમાણે ચિંતવતા તે મુનિ જેવામાં હળવે હળવે જતા હતા તેવામાં પેલા હાથીએ દોડીને તેમને સુંઢવતી પકડ્યા. પછી તેમને આકાશમાં દૂર ઉછાળ્યા. તે વખતે નીચે પડતાં તેમણે વિચાર્યું કે, "મને ધિક્કાર છે કે, મારા શરીર નીચે દેડકીઓ કચરાઇને મરી જશે. ચારિત્રધારી મુનિએ સર્વથા નિત્યે જીવદયા પાળવી જોઇએ, એક સૂક્ષ્મ પણ જીવની હિંસા ન કરવી જોઇએ તો પછી પંચેંદ્રિય જીવોની હિંસા શી રીતે થાય? ગૃહસ્થ શ્રાવકો પણ નિરપરાધી ત્રસ જીવોને હણતા નથી તો પછી હું મુનિ થઇ જાણતાં છતાં જો તેવા જીવોને હણું તો મારો જન્મ, દીક્ષા અને તેની શિક્ષા સાક્ષાત નિષ્ફળ થઇ જાય, તેમજ જે હું શાસ્ત્ર ભણ્યો તે પણ તેની માફક વૃથા થાય." આ પ્રમાણે ચિંતવતા

મુનિને જ્ઞાનથી જાણી લઇને દેવતાએ પડતા ઝીલી લીધા અને પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું. તેણે મુનિને નમી આ પ્રમાણે સ્તુતિ કરી, "હે મહામુનિ, દઢ ધર્મવાળા એવા તમને, તમારા ગોત્રને અને માતાપિતાને ધન્ય છે. વળી અમારા સ્વામી ઇંદ્ર દેવસભામાં તમારી પ્રશંસા કરે છે, તો બીજાઓનું શું કહેવું ? આ યતિધર્મને અહર્નિશ ભગવાન્ અને જયવંત છે." ઇત્યાદિ વચનોથી સ્તુતિ કરી તે દેવતાએ કહ્યું કે "ઉપયોગ સહીત એવા તમે કાંઇપણ ઇચ્છિત વર માંગી લ્યો." વરદત્ત મુનિ બોલ્યા—"હે સુરોત્તમ, તમે વિચાર કરો કે, સર્વ સંગનો ત્યાગ કરનારા એવા મને ગમે તેવો શ્રેષ્ઠ વર શું કામનો છે ?" દેવ બોલ્યો,—'દેવનું દર્શન નિષ્ફલ થતું નથી, માટે તમે મારી પાસેથી કાંઇ ઉત્તમ વર જલદી માગી લ્યો." મુનિ બોલ્યા,—"હે દેવ, જો તમારે વર આપવાનો આગ્રહ હોય, તો હું એવો વર માગું છું કે, તમે મિથ્યાત્વને છોડી સમ્યક્ત્વનો આશ્રય કરો. કારણકે તમે ત્રણ જગતમાં વિબુધના નામથી પ્રસિદ્ધ છો." મુનિના આ વચનથી તે દેવતાએ પોતાના હૃદયમાં સમ્યક્ત્વને ધારણ કર્યું અને મુનિને તેમના બંને ચરણોમાં વળગી ખમાવ્યા. પછી તે દેવે રોષ છોડી સ્વર્ગમાં જઇ તે મુનીશ્વરનું સર્વ ચરિત્ર મહર્ષ થઇ ઈન્દ્રને નિવેદન કર્યું."

આ પ્રમાણે સર્વ સ્થળે સમતાયુક્ત અને શુભ ધ્યાનરૂપી જળથી સિંચન થયેલા તે વરદત્ત મુનિએ ઇંદ્રાદિક દેવોએ વંદના કર્યા છતાં પણ મદ ન કર્યો. હે મુનિવર્ય, તેવી રીતે તમારે પણ ઈર્યાસમિતિ પાળવી, કે જેથી આ લોક તથા પરલોકમાં સુખમય નિર્મળ કરમાં કલ્યાણ પ્રાપ્ત થાય. જે જરૂરી કાર્યને વખતે નિર્દોષ ભાષા બોલે, સુવિચારવાન્ થઇ કારણ વગર મૌન ધરી રહે, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ અને ભયથી થયેલી અને વાચાળતા, હાસ્ય અને નિંદાથી મુક્ત એવી ભાષા જરૂરી કાર્યમાં પણ બોલે નહિં, તેવી ઉત્તમ-બીજી ભાષા સમિતિ પોતાના [1]વાચંયમ નામને સત્ય કરનારા સાધુએ સદા પાળવી જોઈએ, અને શ્રીજિન ભગવાન્‌ની કહેલી વાણીનુંજ લાભને માટે કરવું જોઇએ. સારી બુદ્ધિવાળા મુનિએ લોકસ્થિતિને અને જિન પ્રવચનને વિરોધ ન આવે એવું વચન સંગત સાધુની જેમ બોલવું જોઇએ.

## સંગત સાધુની કથા.

કોઇ એક ગુણવાળા ગણ–ગચ્છની અંદર આગમના સમૂહને જાણનાર અને બીજી ભાષા સમિતિથી પ્રકાશમાન એવા **સંગત** નામે સાધુ હતા. સ્વીકાર કરેલાને પાળવામા પર્વતથી પણ ધીર એવા તે સંગત મુનિ પોતાના ગુરૂની સાથે વિહાર કરતા કરતા કોઇ નગરમાં આવ્યા. ત્યાં ગુરૂએ જ્ઞાનથી જાણ્યું કે, "કેટલાએક દિવસોમાં આ નગરમા સર્પથી પણ મહાભયંકર એવું પરચક્ર[2] આવશે. તે આ નગરને તોડશે નહી, પણ તેનાથી

---

૧ વાણીને નિયમમા રાખનાર. ૨ શત્રુ સૈન્ય.

માટો રોધ થઇ પડશે, માટે અહું કેટલાએક દિવસ સુધી રહેવું ઉચિત નથી." આવું કહી તે ગુરૂ ગ્લાનપ્રમુખ મુનિઓની વૈયાવચ્ચના કામને માટે સંગતમુનિને ત્યાં મૂકી પોતે અન્યસ્થળે વિહાર કરી ગયા. તે પછી કેટલેક દિવસે તે નગર ઉપર શત્રુ સૈન્ય ચડી આવ્યું તેથી જવા આવવાનો નિરોધ થતાં લોકોને દુઃખ ઉત્પન્ન થયું, ત્યાં પથ્ય વિગેરેનો અભાવ થવાથી રોગી મુનિને સીદાતા જોઇ તે સંગત મુનિ બીજે દિવસે બાહેર સૈન્યનો સમૂહ પડેલો છતાં માંડમાડ તે નગરમાંથી નીકળી ભિક્ષા માટે ફરવા લાગ્યા. તેવામાં તે મુનિ સેનાપતિની દૃષ્ટિએ પડી ગયા. સેનાપતિએ પૂછ્યું કે, "તમે એકાકી ક્યાંથી આવો છો?" મુનિ બોલ્યા, "હું નગરમાંથી આવું છું." સેનાપતિ બોલ્યો, "સાધો, રાજાનો શો અભિપ્રાય છે? તે કહો." મુનિએ ઉત્તર આપ્યો કે, "મુનિઓ રાજાની વાર્ત્તા કરતા નથી." તેણે કહ્યું, "ત્યારે ત્યાંના લોકોનો અભિપ્રાય શો છે? તે કહો, કે જેથી અમે તેને અનુસારે કાર્ય કરીએ." મુનિ બોલ્યા, "લોકોનો અભિપ્રાય કોણ જાણી શકે? કારણ કે, [૧]મુંડે મુંડે (મસ્તકે મસ્તકે) જુદી જુદી બુદ્ધિ હોય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. હે સેનાપતિ જેમનું ચિત્ત કેવળ શાસ્ત્રની સાથે બંધાયેલું છે અને જેઓ વાચંયમ કહેવાય છે, તેવા અમારે કાંઇપણ સાંભળવાનો અને કહેવાનો અધિકાર નથી." સેનાપતિએ ફરીવાર પૂછ્યું, "આ નગરમાં વસનાર રાજાને હાથીઓ, રથો, ઘોડાઓ અને પેદલ કેટલાં છે?" મુનિ બોલ્યા "સેનાપતિ, હું તે બાબત જાણતો નથી, જો હું તેમની સંખ્યા કહું તો મારી ભાષા સત્યામૃષા (સાચીખોટી) થાય." સેનાપતિ બોલ્યો—"અરે મુનિ, તમે આ પૃથ્વી ઉપર સર્વજ્ઞના પુત્ર તરીકે પ્રખ્યાત છો, તેથી અમોને કહો કે, કેટલે દિવસે અમારો જય થશે? મુનિ બોલ્યા—"દીક્ષા વિગેરે લેનારા યતિનું નિમિત્તાંગ-જ્યોતિષનું જ્ઞાન ઘણા અનર્થોને આપનારા એવા સંસારને અર્થે ન હોવું જોઇએ." તે સાંભળી તે સેનાપતિ અંતરમાં તો ખુશી થયો, પણ બાહેરથી ક્રોધને ધારણ કરીને બોલ્યો—"અરે! તું કોઇ હેરૂ છે; તેં વેષ બદલો કરીને અહિં ક્યાંથી આવ્યો છે? અમો રાજાના મંત્ર-વિચારોને જાણનાર લાખો રૂપવાલા છીએ." મુનિ બોલ્યા—"અમો દુષ્કર્મરૂપી શત્રુના મર્મને પ્રકાશ કરનારા છીએ. આ લોકમાં જે ઉત્તમ પુરૂષ છે, તે અસત્ય વચન બોલતો નથી, તે શુદ્ધ અને સત્ય વચનને જ માને છે. આ લોકમાં ક્રોધી, બે જીભવાલો સર્પ અને સર્વભક્ષી અગ્નિ પણ સદા સત્યને માને છે, તો પછી બીજા પ્રાણીઓની શી વાત કરવી? જેનાથી પોતાને અને પરને જરા ક્લેશ થાય અને કજીયો પણ થાય, તેવું પરને પીડાકારી વચન મુનિઓ બોલતા નથી." પછી આ પ્રમાણે બીજી શુદ્ધ ભાષા સમિતિને પાલનારા તે સંગતમુનિને સેનાપતિએ માન આપ્યું અને તેમની પાસેથી આર્હત

૧ મગજે મગજે.

ધર્મ સ્વીકાર્યો. આ પ્રમાણે તમારે બીજી ભાષાસમિતિ વિવેકથી ધારણ કરવી, જેથી આ લોક તથા પરલોકમાં તમારી પૂજ્યતા થાય.

ત્રીજી એષણા સમિતિ છે. આહાર, ઉપધિ અને શય્યા વિગેરે ને ઉદ્‌ગમ, ઉત્પાદન અને એષણા-ઇચ્છાના દોષથી રહિત ગ્રહણ કરે, તે મુનિને ત્રીજી એષણા સમિતિ હોય છે. તે આ પ્રમાણે. જે ગૃહસ્થો ષટ્ જીવનિકાયને હણી સાધુને માટે અશન વિગેરે કરે, તે **આધાકર્મી** કહેવાય છે. અથવા સર્વ ભિક્ષુકોને દાન આપવાને અર્થે જે કરવામાં આવે, તે શુદ્ધબુદ્ધિવાળા યતિઓએ **ઓદ્દેશિક** કહેલું છે. જે સાધુને અર્થે અને પોતાના ઘરને અર્થે કરવામાં આવે, તે આધાકર્મીના અવયવ લાગવાળું પૂતિકર્મ કહેવાય છે. તેને **મિશ્ર** કહે છે. જે સાધુ નિમિત્તે જુદું રાખે, તે **સ્થાપના** કહેવાય છે. જે ગુરૂએ આવ્યા છતાં કે અણુ આવ્યા છતાં પહેલા (આગળથી) શ્રાવક વિશેષ (આહારાદિકની તૈયારી) કરે તે **પ્રાભૃતિકા** કહેવાય છે અને જે આપવાનું (અંધારામાંથી અજવાળામાં લાવી) પ્રકટ કરે, તે **પ્રાદુઃકાર** કહેવાય છે. જે સાધુને માટે મૂલ્ય આપીને લેવામાં આવે તે **ક્રીતદોષવાળું** કહેવાય છે અને જે સાધુને માટે ઉધારે લાવવામાં આવે, તે **પ્રામૃત્ય** દોષવાળું કહેવાય છે. જે અદલાબદલી કોઇ પાસેથી લઈ આપવામાં આવે, તે **પરિવર્ત્તિત** કહેવાય છે અને જે ઉપાશ્રયમાં લાવીને આપવામાં આવે, તે **અભ્યાહૃત** કહેવાય છે, જે ડબ્બા કે ઘડાનું દ્વાર ઉઘાડીને આપે તે **ઉદ્‌ભિન્ન** દોષવાળું કહેવાય છે. તે દોષ સાધુઓને વર્જિત છે. માલ વિગેરે ઉપરથી જે ઉતારેલું, તે **માલોપહૃત** કહેવાય છે. સેવક વિગેરેની પાસે ઓદાળેલું (જોરાવરીથી ખુંચવી લીધેલું) તે **ઊચ્છિન્ન** કહેવાય છે. સર્વ સામાન્યવસ્તુ એકલોજ આપ મુખત્યારીથી આપે **નિસૃષ્ટ** કહેવાય છે. કારણકે, સર્વની સંમતિથી આપેલું અન્નાદિ શાસ્ત્રમાં શુદ્ધ કહેલું છે. જે પ્રથમ પોતાના ઘરને માટે અને પછી મુનિ વિગેરેને માટે કાંઇક અન્નાદિ ઉમેરવામાં આવે, તે **અધ્યવપૂર્વક** કહેવાય છે. આ પ્રમાણે સોળ **ઉદ્‌ગમ** દોષ કહેલા તે ગૃહસ્થજનને આશ્રિત દોષ છે અને હવે બીજા સોળ **ઉત્પાદન** દોષ કહેલા છે, તે મુનિને આશ્રિને કહેલા છે. જે ઘરના બાલકોને રમાડીને લેવું, તે **ધાત્રીદોષ** કહેવાય છે. સંદેશા લઈ જવા લાવવાથી પ્રેષ્યકર્મ કરવાથી લેવું તે **દૂતિ દોષ** કહેવાય છે. લોકોને નિમિત્ત અંગ જોતિષ ફળાદિ જણાવીને લેવું તે પાપના સંતાપને કરનારો **નિમિત્તદોષ** કહેવાય છે. જે લોકો જાતિ વિગેરેના મહત્વાળા હોય, તેમને તેમની ઉચ્ચજાતિ કહીને જે પોતાની ભિક્ષા મેળવવી તે **આજીવિકા** દોષ કહેવાય છે. જેઓ અન્ય દર્શનના ભક્તો હોય, તેમની આગળ પોતે તે દર્શનનો ભક્ત છે, એમ જણાવી જે સાધુ અન્ન વિગેરે મેળવે છે, તે **વનીપક** દોષ કહેવાય છે. રોગ વિગેરેના ઉપાય બતાવીને જે **પિંડ** લેવો તે **ચિકિત્સાપિંડ** કહેવાય છે. ક્રોધ, માન, માયા અને લોભના દોષથી જે લેવું

- તે તે નામના દોષો કહેવાય છે. દાન આપ્યા પહેલાં અથવા દાન આપ્યા પછી જે દાતાની સ્તુતિ કરી સાધુ વસ્તુને ગ્રહણ કરે, તે **સંસ્તવ દોષ** કહેવાય છે. જે વિદ્યા ભણાવીને ગ્રહણ કરે તે **વિદ્યાપિંડ** કહેવાય છે, અને જે મંત્રવડે ગ્રહણ કરે, તે મંત્રપિંડ કહેવાય છે. જે નેત્રોમાં અંજન વિગેરે લગાડી ગ્રહણ કરે, તે **ચૂર્ણદોષ** કહેવાય છે અને જે પગે લેપ વિગેરે લગાડી ગ્રહણ કરે, તે **સયોગ** દોષ કહેવાય છે. જે સાધુ મુળીયાં વિગેરે આપી અન્ન પ્રમુખનો સંચય કરે, તે **મુલકર્મ** દોષ કહેવાય છે. સંવેગી મુનિઓ તે દોષને પાપનું કારણ કહે છે. આ પ્રમાણે ગવેષણાના બધા મળીને બત્રીશ દોષ કહેલા છે. તેમજ ગ્રહણેષણાના દશ દોષ સાધુ અને ગૃહસ્થ એ ઉભયથી ઉત્પન્ન થતા કહેલા છે. જે આહારાદિ શુદ્ધ હોય પણ જો તે આધાકર્માદિ દોષની શંકાથી ગ્રહણ કરવામાં આવે તો તે મુનિની એષણા સમિતિમાં **શંકિતદોષ** કહેવાય છે. જે આહારાદિ વસ્તુ લોક તથા આગમે નિંદેલી વસ્તુઓથી ખરડાએલી હોય તેવી આપવામાં આવે તો હે મુનિ, તેને સ્પૃશિત દોષ જાણી લેજો; જે પૃથ્વી પ્રમુખ ઉપર મુકેલું હોય તે **નિક્ષિપ્ત** કહેવાય છે. એમ વિચારજો, જે સચિત વસ્તુઓથી ઢાંકેલું હોય તે **વિહિત** કહેવાય છે, તે હિતકારી નથી. તેમજ જે સચિત્તની અંદર બીજું અયોગ્ય અશનાદિક ખાનપાનાદિક નાખી પછી તે પાત્રવડે આપે તે **સંહૃત** કહેવાય છે. વૃદ્ધ, અંધ, મત્ત, રોગી, નપુંસક અને છેદાએલા હાથ પગવાળો, ખાતો, પીંજતો તથા છ કાયનો સ્પર્શ કરતો દાતા વર્જવો. ખાંડતી, વાળતી, દાણા દળતી, ગર્ભિણી, અને નાના બાળકવાળી વિગેરે ( દાતા ) સ્ત્રીને પણ વર્જવી. વિવેકી મુનિએ બીજા પણ દાતાના દોષો પોતાની મેળે જાણી લેવા, તેમાં સચિત્ત, મિશ્ર અને ઉન્મિશ્ર આહારાદિ પ્રયત્નથી વર્જિત કરવું. જે દાન વિગેરે વેલા-વગરનું હોય, તે **અપરિણત** કહેવાય છે અને જે દહીં વિગેરેના લેપવાળુ હોય તેને શ્રીજિનભગવાને **લિપ્ત** કહેલું છે. સારા વિવેકી મુનિઓએ તે આહારાદિ **ઓઘથી** ( સામાન્ય રીતે, ખાસ કારણ વિશેષ વગર ) ગ્રહણ કરવું નહિં, જે પૃથ્વી ઉપર વેરતાં વેરતાં આપવામાં આવે, તે **છર્દિત** કહેવાય છે. આ પ્રમાણે ગૃહસ્થ તથા સાધુને આશ્રીને દશ દોષ કહેલા છે અને હવે ગ્રાસ-એષણાથી ઉત્પન્ન થનારા પાંચ દોષ સાંભળો. જે ઘી તથા ખાંડ સાથે ભેળવીને ક્ષીર-દૂધાદિક સ્વાદિષ્ટ કરવામાં આવે, તે રસ તથા ગોરસથી થયેલી **સંયોજના** કહેવાય છે, અપ્રમાણ એવું આહારાદિ **અનિવાર** અને **ઘન** એવા બે પ્રકારનું છે. જે વારંવાર ખાવામાં આવે, તે **અનિવારક** કહેવાય છે. જે એકજ વેળાયે બત્રીશ કોળીઆથી અધિક ખાવામાં આવે તે **ઘન** કહેવાય છે. એમ સિદ્ધાંત-આચારના વિદ્વાનોએ કહેલું છે. જેટલો આહાર કરવાથી પોતાના ઉત્તમ સંયમનો નિર્વાહ ચાલે, તેટલા પ્રમાણનો આહાર જિનભગવાને સાધુઓને માટે કહેલો છે. ( વધારાનો આહાર **પ્રમાણાતિરિક્ત** જાણવો. ) જે આહારાદિ રાગથી કરવામાં

આવે, તે મુનિને **અંગાર** દોષ કહેવાય છે અને જે આહારાદિક મુનિઓના દ્વેષથી કરવામાં આવે, તે મુનિઓને **ધૂમ્ર** દોષ કહેવાય છે. ક્ષુધાની પીડા ,શમાવાને પ્રાણ, શુભ ધ્યાન અને સંયમની રક્ષા માટે, ઈર્યાસમિતિ સાચવવાને માટે અને ગુર્વાદિકનું વૈયાવચ્ચ કરવા માટે–એ છ કારણોથી જે પ્રાસુક ભોજન કરવામાં આવે, તે સકારણ જાણવું, બાકીનું બધું **અકારણ** છે. મોહના ઉદયમાં, રોગમાં, ઉપદ્રવમાં, જીવરક્ષામાં, તપમાં અને અંતકાલે શરીર છોડવામાં ( અનશન આદરતાં ) ભોજન છોડી દેવું. આ પ્રમાણે સુડતાલીશ દુષ્ટ દોષથી રહિત, શય્યાતર આહાર વિગેરેથી વર્જિત એવું અન્નાદિ જે સાધુ વાપરે છે તે લોકમાં એષણાસમિતિને સદા પાળનારો છે અને તે શિવાયનું જે વાપરે છે, તે સાધુ વિરાધક છે. અટવી, રોગ તથા દુકાળના ભય વિગેરેમાં તેઓની અંદર કદિ અતિચાર હોય છે, તો તેની આલોચના કરવાથી ( નાની ગુરૂ મુખે આલોયણ લેવાથી ) પવિત્ર થવાય છે. જલ, અન્ન, ખાદ્ય કે સ્વાદ્ય જો સચિત્ત હોય, તો તે **ધનશર્મા**ની જેમ પ્રાણનો અંત થાય, તો પણ મુનિ ગ્રહણ કરતા નથી

## ધનશર્માની કથા.

**ઉજ્જયિની** નગરીમાં પૂર્વે **ધનમિત્ર** નામે એક શ્રીમાન્ ઉત્તમ વણિક રહેતો હતો. તેને શત્રુઓથી રહિત એવો **ધનશર્મા** નામે પુત્ર હતો. એક વખતે ગુરૂની પાસેથી આ સંસારને અસાર જાણી તે સત્કર્મથી પ્રખ્યાત થયેલા ધનમિત્રે પોતાના પુત્ર ધનશર્માની સાથે દીક્ષા લીધી. એક સમયે તે સાધુ ધનમિત્ર પુત્ર સહિત ગચ્છની સાથે ભયંકર ગ્રીષ્મઋતુમાં પૃથ્વી ઉપર વિહાર કરતા કરતા કોઇ અટવીમા તેઓ આવી પડયા, ત્યાં સર્વ સાધુઓ ક્ષુધા તથા તૃષાથી આકુલવ્યાકુળ થઈ ગયા. તેઓમાં સર્વથી લઘુ ધનશર્મા વિશેષ પીડા પામવા લાગ્યો. તૃષાને લઇને તેનો કંઠ સુકાઈ ગયો. તે રસ્તામાં ચાલી શકયો નહિં, તેથી તે પાછળ ધીરે ચાલવા લાગ્યો. તેનો પિતા ધનમિત્ર પુત્રના મોહથી તેની સાથે રહ્યો. તે ક્ષુલ્લક મુનિ જેમ મંદમંદ ચાલે તેમ તેનો પિતા તેની આગળ ચાલતો, કારણ કે, તેને તે પુત્ર પ્રાણથી પણ વધારે વલ્લભ હતો. તેવામાં નિર્મળ જળવાળી એક નદી રસ્તામાં આવી. જેમ રોગી અમૃતના સંચયને જોઈ ખુશી થાય, તેમ સાધુ તે નદીને જોઇ ખુશી થયો. મુનિ ધનમિત્રે કહ્યું, ' વત્સ જલ પી, કે જેથી તારા પ્રાણ બચે, અને હમણાજ તું મુનિઓના સાથમા ચાલવાને સમર્થ થઇ શકે." આ પ્રમાણે કહી મુનિ ધનમિત્ર નદીને પેલે પાર જઇ ઝાડની ઓથે છુપાઈ રહ્યા. કારણ કે જેથી પોતાનો પુત્ર મુનિ ધનશર્મા નદીનુ જળ પીતાં શરમાય નહિં. પછી મુનિ ધનશર્મા નદીમાં પેઠો અને અંજલિમા જળ લીધું, તેવામાં તેને આ પ્રમાણે વિચાર આવ્યો–" આ જળના એક બિંદુમા જિનેશ્વરદેવે કહેલા અસંખ્યાતા જીવો સદા હોય છે અને તેમા ઘણા ત્રસ જીવો પ્રત્યક્ષ રહ્યા છે હે જીવ, તું હાલ પ્રાણાતિપાત વિરતિનું વ્રત

લઈ તારા એક જીવને માટે તે અસંખ્યાતા જીવોને કેમ મારે છે ? અરે આત્મા આવું અકૃત્ય–નઠારૂં કામ કરવાથી કાંઈ કલ્પાંત સુધી જીવાતું નથી અને ગ્રહણ કરેલા વ્રતનું ખંડન કરવાથી કલ્પાંત તો થાયજ છે. મારા સ્નેહમૂઢ પિતા જો કે જલ પીવાની આજ્ઞા આપે છે પરંતુ સર્વજ્ઞનું વચન ઉલ્લંઘન કરવું નહિ." આ પ્રમાણે ભાવના ભાવી મુનિ ધનશર્માએ અંજલીમાથી જળ છોડી દીધું અને પછી તે નદીને બીજે તીરે ગયા. ત્યાં ક્ષણ વારમાં તે પ્રાણ મુક્ત થઇ ગયા. શુભ ભાવને લઇને તે વૈમાનિક દેવના થયા. મુહૂર્ત્ત માત્રમાં અવધિજ્ઞાનથી પૂર્વ ભવ જાણી તેણે પોતાના હૃદયમાં વિચાર્યું કે, "મુનિઓને મારા મરણથી ખેદ ન થાઓ" આવો વિચાર કરી તેણે પોતાના શરીરમાં અધિવાસ કર્યો, તત્કાલ શીઘ્ર ગતિથી તેણે ચાલવા માંડયુ. આ પુત્રે પાણી પીધું, એમ માનતા મુનિ ધનમિત્રને તેથી ઘણું સુખ ઉત્પન્ન થયું. પછી ક્ષુધા તથા તૃષાથી પીડિત એવા બીજા મુનિઓને જાણી તેણે ઠેકાણે ઠેકાણે વૈક્રિય ગોકુલ બનાવી દીધાં. પરમ–ખરા અર્થને નહિ જાણનારા તે મુનિઓએ તે ગોકુલમાંથી છાસ વ્હોરી તેનું સારી રીતે પાન કર્યું. સત્પુરૂષો સરળ બુદ્ધિવાળા હોય છે. પછી પોતાનું સ્વરૂપ ઓલખાવવાને તે દેવતાએ કોઈ સાધુની ઉપધિ નજીકના ગોકુલમાં ભુલાવી દીધી. તે મુનિ જ્યારે ગામ તરફ ગયા; ત્યારે તેણે મુનિઓની આગળ જણાવ્યુ કે, " આ નજીકના ગોકુલમાં મારી ઉપધિ પડી રહી છે, તેથી હું તે લઇ આવું ત્યાં સુધી તમે અહિ મારી રાહ જુઓ" આ પ્રમાણે કહી તે ગોકુલમાં ગયો, ત્યાં પોતાની ફક્ત ઉપધિ જોવામાં આવી પણ ગોકુલ જોવામાં આવ્યું નહિં તેણે આવી તે ખબર મુનિઓને કહ્યા ત્યારે તેઓએ તે ગોકુલ દેવતાએ નિર્માણ કરેલું જાણી મિથ્યા દુષ્કૃત કર્યું, પછી પેલા ધનશર્મા દેવતાએ પ્રગટ થઈ પોતાના પિતા શિવાય બીજા મુનિઓને ભાવના યુકત થઇ વિધિપૂર્વક વંદના કરી, તે વખતે તે ઉત્તમ સાધુઓએ પૂછયું કે, "તમે કોણ છો ?" ત્યારે તેણે કહ્યું કે; "હું ક્ષુલ્લક ધનશર્મા મુનિ છું." તમોએ હમણાં આ તમારા પોતાના પિતાને વંદના કેમ ન કરી ?" મુનિઓએ પ્રશ્ન કર્યો. તેણે કહ્યું, " આ મારા પિતાએ મને પૂર્વે પાપ બુદ્ધિ આપી હતી તેથી અહિંસા વ્રતનું ખંડન કરનાર તે પિતાને મેં વંદના ન કરી " " એમ શી રીતે બન્યું ?" મુનિઓએ પુનઃ પ્રશ્ન કર્યો એટલે તેણે પોતાના પિતા અને પોતાના સંબંધમાં પ્રથમ જે હકીકત બનેલી તે બધી કહી સંભળાવી. તે સમયે ધનમિત્ર મુનિ બોલ્યા, " હે મુનિ, મારૂં મિથ્યા દુષ્કૃત હો અને જે મેં સિદ્ધાંતની વિરૂદ્ધ કર્યું, તે ક્ષમા કરો" દેવતાએ કહ્યું, " હવેથી જે શ્રી જિન ભગવાને કહેલું હોય, તે રાગથી કે દ્વેષથી તમારે વિરાધવું નહીં, કારણ કે તે અનંત સંસારનું કારણ થાય છે. " પછી ધનશર્મા દેવ ખામણા પૂર્વક મુનિઓને નમી સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો. હે મુનિ, એવી રીતે તમારે

કદિપણુ અપ્રાસુક આહારાદિ ગ્રહણ કરવા નહિ. એ ષણાસમિતિ વાલા મુનિ ધર્મરૂચિ નામના મુનિની જેમ દ્રવ્ય, ક્ષેત્ર; કાલ અને ભાવ વડે વિરૂદ્ધ એવું અશનાદિ ગ્રહણ કરતા નથી.

## ધર્મરૂચિ મુનિની કથા.

કોઇએક ગચ્છમાં નામથી અને ગુણથી ધર્મરૂચિ નામના મુનિ હતા. તેમનું હૃદય સદાચારનો વિચાર કરવામાં ચતુર હતું. તેઓ ગ્રીષ્મઋતુમાં અઠ્ઠમ વિગેરે તપ કરી અભિગ્રહને ગ્રહણ કરવામાં આદરવાલા થઈ અને ઇંદ્રિયોનો જય કરી પરિષહોના સમૂહથી પોતાના આત્માને આતાપના આપતા હતા. એક વખતે બીજે ગામ વિહાર કરી જતા એવા તેઓ કોઇ જંગલમાં આવી ચડયા. ત્યાં ક્ષુધા અને તૃષાની બાધાથી તેમના પ્રાણ કંઠે આવી ગયા. આ વખતે તે જંગલમાં કોઈ વ્યંતરી વનદેવીએ બે વૈક્રિય પુરૂષો ઉત્પન્ન કર્યા. તેઓમાં એકના હાથમાં કાંજીથી ભરેલું તુંબડું વિકુર્વ્યું, તે પુરૂષે બીજા પુરૂષને કહ્યું, "અરે ભાઈ, આ કાંજી પીજા" "હું તૃષાતુર નથી" એમ તેણે જવાબ આપ્યો. પછી તે બોલ્યો, " આ કાંજીનો ભાર કોણ ઉપાડશે ?" ત્યારે પેલાએ કહ્યું 'આ સાધુને આપીદે અથવા જમીન ઉપર ફેંકી દે, મારે ફરીવાર તે કાંજીનું કાંઇ કામ નથી." તે સાંભળી તેણે ધર્મરૂચિ મુનિને કહ્યું, "જો તમારે કામ હોય તો આ કાંજી લ્યો. આ તૃપ (છાલ્લા) નું પાણી છે, જેથી તમારે છોડી દીધેલા ભિક્ષાના આહાર જેવું થશે." પછી તે મુનિએ તેને ઉપયોગ આપી જોઇ તે કેવું દ્રવ્ય છે, તેનો વિચાર કર્યો. તત્કાળ મુનિએ વિચાર્યું કે, "આ કાંજીમાં ખુશબો આવે છે, તેથી તે કાંજી નથી વળી ગ્રીષ્મઋતુમાં પુષ્પિકા વગર આવું કાંજીક મલવું મુશ્કેલ છે." આવું વિચારી તેણે તે બંને પુરૂષોનું દ્રષ્ટિથી આદર પૂર્વક અવલોકન કર્યું. ત્યાં તે બંને નરો [1]અનિમેષ દ્રષ્ટિવાલા અને જેમના ચરણ જમીનને લાગેલા નથી એવા જોવામાં આવ્યા. તે ઉપરથી અભ્યાહ્રત વિગેરે દોષનો મુનિને ભય લાગ્યો. એટલે તે તેમણે ગ્રહણ કર્યું નહિં. તે સમયે તે વ્યંતરી પ્રત્યક્ષ થઇ અને તેણીએ મુનિને કહ્યું કે, "જેણે પિપાસાનો પરીષહ જીત્યો છે, એવા તમને ધન્ય છે." આ પ્રમાણે મુનિની સ્તુતિ કરી અને નમસ્કાર કરી તે દેવી અદ્રશ્ય થઇ ગઇ, પછી તે ધર્મરૂચિ મુનિ અહંકાર રહિત થઈ પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. હે વિચક્ષણમુનિ, આવી રીતે તમારે એષણા સમિતિ પાળવી કે જેથી શુદ્ધ આહારના સેવનથી તમારી કાયાની શુદ્ધિ થાય.

જે વસ્તુદષ્ટિથી જોઇને અને પછી રજોહરણ વિગેરેથી પુંજીને લેવામાં આવે અને મુકવામાં આવે, તે ત્રીજી આદાનસમિતિ કહેવાય છે. તે આદાનસમિતિને નહીં પાળ

૧ આંખના પલકારા ન થાય તેવી દષ્ટિ

વાથી જેવા દોષ થાય છે, તેમ તેને પાળવાથી તેવા ગુણ થાય છે, તે સોમિલાર્યના દૃષ્ટાંત ઉપરથી સાધુએ તરતજ જાણી લેવું જોઇએ.

## સોમિલાર્યની કથા.

પૂર્વે કોઇએક નગરમાં સોમિલાર્ય નામના બ્રાહ્મણે પોતાના પાપની શુદ્ધિને માટે ગુરૂની સમીપે દીક્ષા ગ્રહણ કરી. એક વખતે તેના આચાર્યગુરૂની વિહાર કરવાની ઇચ્છા થઇ આવતાં તેમણે સોમિલાર્યને કહ્યું કે, " પાત્રાં-ઉપકરણો સત્વર બાંધી તૈયાર કરીલે," તે સોમિલાર્ય મુનિએ ગુરૂના કહેવા પ્રમાણે કરી લીધું. તેવામાં કોઇ કાર્યને લઇને ગુરૂ રોકાઇ ગયા. પછી જ્યારે પૌરૂષી (પોરસી) આવી એટલે ગુરૂએ તે મુનિને તરત કહ્યું કે, "હમણા વિધિથી તે પાત્ર ઉપકરણો વિગેરેની યથાવધિ-અન્યુનાધિક એવી પ્રતિલેખના ફરીવાર કર્ય. તે પ્રતિલેખનાનો વિધિ આ પ્રમાણે કરવાનો છે. વસ્ત્રની પ્રતિલેખનામા એક દૃષ્ટિએ નવ પ્રતિલેખના છે. તે આખોટક પ્રખોટક અને પુરિમ-

બળાડતો સીંકું (ઝોળીની ગાંઠ) છોડવા લાગ્યો અને નાક મરડવા લાગ્યો. તેવામાં શાસનદેવીએ તે પદાર્થોમાં એક વૈક્રિય સર્પ નાખી દીધો. તેને જોતાંજ તે મુનિ સંભ્રમ પામી ગુરૂના શરણે આવ્યો. તેણે પોતાના પ્રગટ અપરાધને આદર પૂર્વક ખમાવા માંડયો. તે સમયે ગુરૂએ પણ પ્રગટ થઈ તેને ઠપકો આપ્યો. પછી સંવેગને પ્રાપ્ત થયેલા તે સોમિલાર્ય મુનિએ ગુરૂને આદરથી જણાવ્યું કે, "ભગવન્, હવે આજથી હું પ્રમાદ કરીશ નહિં. આપની પાસે જે સાધુઓ આવશે, તેમના દાંડાને હું ગ્રહણ કરીશ અને આસન આપીશ." પછી સોમિલાર્ય મુનિ આચાર્યની પાસે જે ઘણાં સાધુઓ આવે તેમની સન્મુખ જવા લાગ્યો અને તેમના ચરણોને પુંજવા લાગ્યો. તેમના દાંડાને લઈ, નીચે તથાઉપર પુંજી સારે સ્થાને મુકવા લાગ્યો અને પોતે મનમાં દુઃખ કંટાળો લાવ્યા વગર તેમને માન આપવા લાગ્યો. જ્યારે ઋણુગ્રહિત પુણ્યવાન્ સાધુઓનો ગણ જંગલમાં આવ્યો હોય, તો ત્યાં પણ તે નિત્ય વિનય કરતો અને આદાનસમિતિ પાળતો હતો. કૃતાર્થ સોમિલાર્ય મુનિ તે સમિતિના પ્રભાવથી કર્મનો ક્ષય કરી, કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષને પ્રાપ્ત થયા. એવી રીતે હે મુનિ, તમે પણ તે સદા ચોથી સમિતિને ધારણ કરો કે જેથી કર્મથી મુકત થઇ શકો.

જે **ઠલ્લો** (વડીનીતિ), **મૂત્ર** (લઘુનીતિ), અને **અનેષણીય** (સદોષ—અકલ્પ્ય), આહાર વિગેરે જ્ઞાનીએ બતાવેલા નિર્દોષ સ્થાનમાં પરઠવે તે પાંચમી **ઉત્સર્ગ સમિતિ** કહેવાય છે. જ્યાં લોકોની આવજાવ ન હોય, કોઈ જુવે તેવું ન હોય, સ્ત્રી, નપુંસક અને પશુથી જે વર્જિત હોય, અને જે નિર્જીવ, છાયાવાળું અને દર રાફડા વગરનું શુદ્ધ સ્થાન હોય, તેવા સ્થાનમાં દિશા, ગામ, સૂર્ય અને પવનને સન્મુખ વર્જીને અને અવગ્રહ (ભૂમિ) ની અનુજ્ઞા લઇને સંદ્બુદ્ધિમુનિએ ઠલ્લો કરવો જોઈએ. જે મુનિઓ પાંચમી સમિતિને ઉત્કૃષ્ટ શકિતવડે સદા પાલે છે. તે **ધર્મરૂચિ** મુનિની જેમ સંયમની શુદ્ધિવાલા થાય છે.

## ધર્મરૂચિ મુનિની કથા.

કોઇ એક ગચ્છમાં મૂલ ગુણ તથા ઉત્તર ગુણોથી અગ્રણી થયેલા અને સિદ્ધાંત ભણવામાં ઉદ્યોગી રહેનારા **ધર્મરૂચિ** નામે એક પવિત્ર મુનિ હતા. એક વખતે સંધ્યાકાલે સ્વાધ્યાય કરવામાં વ્યગ્ર હૃદયને લઇને તેમનથી મૂત્ર કરવાની ભૂમિને લગતું સ્થંડિલ શોધી શકાયું નહીં, તેથી તેમનું પેટ સ્થુલ થઇ ગયું અને કુક્ષિમાં શુલ ઉત્પન્ન થઇ આવ્યું. તે સમયે શીતકાળમાં હાજતના વેગને ધારણ કરવાથી તે મુનિ આકુલ-વ્યાકુલપણાની ગયા. તથાપિ તે ભવભીરૂ મુનિ શરીર ચિંતા કરતાં નથી. અહો! મેરૂ પર્વત કલ્પાંતકાલે પણ પોતાની મર્યાદા છોડતો નથી વિશેષમાં તે મુનિએ ઉલટો પોતાના આત્માને ઉપદેશ આપવા માંડયો. વિચારવાન્ મનુષ્ય શિષ્ટલોકને ઉચિત જ કાર્ય કરે.

"અરે જીવ, તું આ સંસારમાં પ્રમાદને લઈને નવાનવા ભવમાં ભમ્યો છે, છતાં તું તેથી થાકી ગયો નથી કે હમણાં પણ તેવુંજ કરે છે? જ્યારે તું આ ડહ્યા-માત્રાના નિરોધ થી આકુલ-વ્યાકુલ બની ગયો, તો પછી જો તારી ગતિ નિગોદમાં થશે, તો ત્યાં તે નિગોદનું દુઃખ શી રીતે સહન કરી શકીશ?" આ પ્રમાણે ભાવના કરતાં, તે મુનિને જાણી કોઈ દેવતાએ તેની પીડા સત્વર નાશ કરવાને ખુલ્લું પ્રભાત બનાવી દીધું. પછી તે મુનિએ સ્થંડિલની પ્રતિલેખના કરી જેવામાં મુત્રોત્સર્ગની ક્રિયા કરી રહ્યા, તેવામાં સ્વાભાવિક રીતે પાછું અંધકાર થઇ ગયું. તેથી તેમણે તે દેવની માયા જાણી મિથ્યા દુષ્કૃત આપ્યું, અને દેવતાએ પ્રત્યક્ષ સાંનિધ્ય કર્યું, છતાં પણ તેણે ગર્વ કર્યો નહિં. હે મુનિ, આ પ્રમાણે તમારે પાંચમી સમિતિ ધારણ કરવી કે, જેથી ઉત્તમ એવા મુનિને તત્કાળ સંસારનો ક્ષય થઈ જાય.

વિકલ્પની કલ્પનાથી મુક્ત અને સમતારૂપી અમૃતથી સિંચિત થયેલું જે મન રહે, તેને કુશળ પુરૂષોએ મનોગુપ્તિ કહેલી છે. કોપરહિત પુરૂષોના મુગટરૂપ અને શ્રદ્ધાને ધારણ કરનારો કોઈ શ્રાવક **જિનદાસની** જેમ બાધાઓથી પરાભવ પામ્યા છતાં પણ એ મનોગુપ્તિને ધારણ કરી રાખે છે.

ભોગવીને છોડી દીધી છે, આ બાને પણ તેઓ માંહેલી એક બીજી ગણી લેજો વિદ્વાનો એ શાસ્ત્રમાં સ્ત્રીઓને આવીજ કહેલી છે. લીંબડો પોતાની કટુતા દર્શાવે, તેમાં આશ્ચર્ય શું ! જેમ જલ નીચી (જમીન) તરફ જાય છે, સર્પ વક્રગતિએ ચાલે છે અને અગ્નિ તાપ કરનાર હોય છે, તેવી રીતે લોકોમાં વામા-સ્ત્રીઓ પણ વામા વિષમજ હોય છે. જો, તું તારા નીચગામી ચિત્તને એવી બાબતમાં વ્યાપાર કરાવીશ, તો તે ચિત્ત તને જરૂર અનર્થજ કરાવશે. જેવાં કર્મો બીજો માણસ કરે છે, તેવાંજ કર્મો મનવડે કરીનેજ (અનેરો) બાંધે છે; અહો ! ચેતન ! તેથી તું તારા ચળ-અસ્થિર ચિત્તને સ્થિર કર. સુખ અને દુઃખ ચિત્તને આધીન છે. ચિત્તનો વ્યાપાર કરતાં તે સુખ દુઃખ પ્રવર્ત્તે છે અને ચિત્તનો નિરોધ કરવાથી તે સુખ દુઃખનો રોધ થાય છે, માટે ચિત્તનો રોધ કરજે. તેં પૂર્વે નરકમાં અનંતગણી પીડાઓ ભોગવી છે, તેમાં તને એક નિમેષ માત્રપણ સુખ થયું નથી. આ મન તો પાપ કરીને દૂર ચાલ્યું જશે, પછી ખરી રીતે તું એકલો આ દુઃખને સહન કરીશ. ” આ પ્રમાણે ભાવના ભાવતો જિનદાસ મૃત્યુ પામીને વિખ્યાત કીર્તિવાળો વૈમાનિક દેવતા થયો. અહિં જ્યારે પોતાના સ્વામીનો દેહ પૃથ્વી ઉપર પડેલો જોયો, એટલે તે સ્ત્રી સંભ્રમ પામી ગઇ. પછી એ બધો વૃત્તાંત જાણવામાં આવતા તેણીના હૃદયમાં ખેદ ઉત્પન્ન થઇ આવ્યો. આ વખતે જિનદાસ દેવરૂપે અવધિજ્ઞાનથી પોતાની સ્ત્રીની સ્થિતિ જાણી ત્યાં આવ્યો અને તેણીને અને પેલા પરપુરૂષને પ્રતિબોધ આપી દીક્ષા અપાવી. દૂધ શેલડીનો રસ અને જલની જેમ સ્વભાવે શીતળ એવા સત્પુરૂષો કોઇ તાપિત (પીડિત) થયા હોય, છતાં વિક્રિયા (રોષ) કરતા નથી. અન્યના અપરાધને પ્રગટ જાણ્યા છતા ગૃહસ્થો પણ જો એવી રીતે મનનો (અત્યંત) નિગ્રહ કરી શકે છે, તો પછી મુનિઓની શી સ્તુતિ કરવી ?

જે સતત મૌન ધારણ કરે અથવા વાણીની વૃત્તિનો સંવર કરે, તે સાધુ જિન શાસનમાં વાગ્ગુપ્તિ-વચન ગુપ્તિનો ધારક કહેવાય છે.

આ વખતે પદ્મસેન મુનિએ પ્રશ્ન કર્યો કે, “ ભાષાસમિતિ અને વાગ્ગુપ્તિ-એ બંનેમાં શો તફાવત છે ? તે (કૃપા કરી) કહો. ” ગુરૂ બોલ્યા,-‘ જે સાધુ ભાષા સમિતિ વાલો હોય તે વાગ્ગુપ્તિ વાલો અવશ્ય હોય છે, પણ જે વાગ્ગુપ્તિવાલો હોય, તે ભાષા સમિતિવાલો હોય વા ન હોય. કુશળ-ડહાપણ ભર્યું જયણાયુક્ત વચન ઉચ્ચરનો મુનિ વચન ગુપ્તિવંત કહેવાય, પરંતુ કેવળ મૌનધારી રહેનાર ( તથા પ્રકારના લક્ષ વગર ) ભાષાસમિતિને પામી ન શકે, એટલો તફાવત છે. જે મુનિ ગુણદત્ત સાધુની જેમ વાગ્ગુપ્તિને ધારણ કરે છે, તે મુનિની આજ્ઞાને ચોરલોકો પણ મસ્તકપર ઉઠાવે છે

## ગુણદત્ત સાધુની કથા.

કોઈ એક નગરમાં સારીજ્ઞાતિની વિખ્યાતિવાળો અને ગુણોની શ્રેણીથી વિભૂષિત ગુણદત્ત નામે એક કુમાર હતો. એક વખતે તે [1]વિયોગ રહિત હતો, છતાં પણ પુણ્યના પ્રસાદથી [2]યોગનો કારણરૂપ ગુરૂના ઉત્તમ સંયોગ થઇ આવ્યો તેથી તે ગુણદત્ત કુમારે સંસાર, વૈભવ, ચતુર માતાપિતા, અને ઉત્તમ સ્વજન વર્ગને છોડી દઇ તે ગુરૂ પાસે વ્રત ગ્રહણ કર્યું. અનુક્રમે તે ગીતાર્થ થયો. એક વખતે પરમાર્થ (પરોપકાર) કરવાની ઈચ્છાથી સ્વજનોને બોધ આપવા તે માર્ગે વિહાર કરતો હતો, તેવામાં કોઇવાર અનેક ઉત્તમ શહેરીઓને લુંટનારા, ક્રુર હૃદયવાળા, અન્યાયી અને સ્વેચ્છા પ્રમાણે આહાર કરનારા મ્લેચ્છ ચોરો તેને મલ્યા. તે મુનિને નિર્ગ્રંથ ધારીને તેમણે છોડી મુકયા. પરંતુ તેઓમાંથી એક મુખ્યચોરે કહ્યું કે ' આ માર્ગે ચોરો છે " એમ તમારે કોઇને કહેવું નહિં. મુનિએ તે કબૂલ કર્યું. પછી તેઓ કેટલેક માર્ગે ચાલ્યા, ત્યાં પોતાનો માતા પિતા વિગેરે સર્વ સ્વજનવર્ગ યાત્રા કરવાને માટે નીકળેલો તે તેમને સામે મળ્યો. તે ભક્તિમાન્ સ્વજનોએ વિનંતિ કરી મુનિને પાછા વાળ્યા એટલે તેઓ તેમની સાથે માર્ગે પાછા ચાલવા લાગ્યા. તેવામાં પેલા ચોરોએ આવી તેમને પકડયા અને તેમનું સર્વસ્વ લુંટી લીધું. તેમની સાથે સાધુઓમાં શિરોમણિરૂપ તે મુનિને જોયા, એટલે ચોરો બોલ્યા કે, " આપણે જે મુનિને છોડી મુકેલો તેજ મુનિ આ છે. તેણે આપણા ભયથી આ કોઇને આપણી વાત જણાવી નથી." ચોરોનાં આ વચન સાંભળી સર્વની સાથે પકડાએલી તે મુનિની માતાએ ક્રોધ પામી તે ચોરોની સેનાના સ્વામીને કહ્યું, " તમે મને સત્વર છરી આપો, જેનાથી હું મારા પેટને ચીરી તેના બે ભાગ કરૂં." ચોરપતિએ કહ્યું, " શા કારણથી એમ કરે છે ? " મુનિની માતા બોલી, " જેને મેં નવમાસ પેટમાં રાખ્યો, તે આ પુત્ર કુપુત્ર થયો, માટે તેને ધારણ કરનાર પેટને મારે ચીરી નાખવું જોઇએ." " તે કુપુત્ર શી રીતે થયો ?" ચોરપતિએ ફરીથી પુછયું. મુનિની માતા બોલી–" તે તમો અહિં રહેલા છો, એવું પોતે જાણતો હતો, છતાં તેણે અમોને તે વાત કહી નહી, તેથી એ મારો કુપુત્ર છે." તે સાંભળી ચોરપતિએ મુનિને કહ્યું, " જો આ તારી માતા હતી, તો તેં તેણીને અમારા ખબર કેમ ન આપ્યા ? શું તે અમારા ભયને લઇને નથી આપ્યા કે ?" મુનિ બોલ્યા–' ધર્મ કર્મ કરતાં શ્રી વીતરાગ પ્રભુના વચનનું ખંડન થઇ જાય તે સિવાય વધારે આકરો બીજો ભય મને લાગતો નથી. વાણીને નિયમમાં રાખનારા મુનિઓને સિદ્ધાંતમાં જે વાગગુપ્તિ કરવા કહેલ છે, તે વાગગુપ્તિ સર્વજ્ઞ પ્રભુની આજ્ઞાને પાળનારા સર્વ યતિઓએ પાળવી જોઇએ. જે સર્વ બે

---

૧ સંસારપક્ષે (કુટુંબ-લક્ષ્મી પ્રમુખના) વિયોગ રહિત-સંયોગી હતો.

૨ યોગ એટલે મન, વચન અને કાયાના યોગને સાધવાનું કારણ સંયમ.

જે પુરૂષો સદાચારી અને ધ્રુવ દર્શનવાળા હોય છે તે ઉત્તરકાષ્ઠાને ભજે છે, પણ અપર બીજી પૂર્વાશાને ભજતા નથી. જે વિશ્વમાં ઋષિ થઈને પણ દક્ષિણાશાને છોડતા નથી, તે ક્ષમાધારી થઇ વૃદ્ધિ પામતા નથી. પણ અંદર ખારો અને લક્ષ્મીનો જનક થાય છે. જે ત્રણ જગતના જીવોની જેમ મારૂં તારૂં કરતો નથી—સમસ્તત્ર સમભાવને ધારણ કરે છે. તેવા ( સમભાવી ) નું [3] દર્શન થતાં લોકો આત્માને સારી રીતે જાણનારા થાય છે, એ આશ્ચર્યની વાત છે. જે આ લોકમાં [4]મુક્તિને સેવે નહીં તેને પરલોકમાં તે મુક્તિ ક્યાંથી હોય ? કારણ કે, લોકે સેવન કરેલી વામા પરલોકમાં સાથે રહેનારી થાય છે. હે મુનિ, અહિં તું [5]ક્ષમાભૃત થયો છે તો હવે અતુલ્ય એવી ક્ષાંતિ[6] ધારણ કર. [7]સુગોત્રના અર્થને ધારણ કરનારા સાધુઓનું પદ ઉચ્ચ છે. જે ક્રિમ[8] હોડવામાં આવે. તે મોક્ષમાર્ગમાં [9]વિક્રમરૂપ બને છે, તેથી તે વિક્રમ મન વચન અને કાયાના યોગમાં યોજી જિન નામને અર્થે (નિરાશી ભાવે નિસ્પૃહાથી) કરવો. હે મુનિ, દ્રવ્ય વિગેરેનો પ્રતિબંધ છોડી તમારે વિહાર કર્યા કરવો. કારણ કે, પ્રતિબંધ રાખવાથી શરીરને કલેશ થાય છે અને પાપનો લેશ પ્રાપ્ત થાય છે. ઉત્કૃષ્ટ ગુણોમાં અને બીજાના ગુણોમાં મત્સર કરશો નહીં. તેમ સ્વગુણ—આત્માના ગુણનો અને પોતાના ગુણનો ઉત્કર્ષ જણાવશો નહિં." આ પ્રમાણે ગુરૂનાં વચનોને ગ્રહણ કરી તે પદ્મસેન મુનિએ થોડા દિવસોમાં પાઠથી અને અર્થથી સર્વ સિદ્ધાંતનું અવલોકન કર્યું. તે

દયાળુ હૃદયવાળા મુનિએ પોતાના પૂર્વના દુષ્કર્મનો ક્ષય કરવાને ચતુર્થ, ષષ્ઠ અને અષ્ટમ વિગેરે શુદ્ધ વિવિધ તપ કરવા માંડયું. જે પોતાનો દેહ ઉપસર્ગોને સહન કરી શકે એવો કરે છે, તેને દુઃખ થતું નથી. ખરી વાત છે કે ઉઘાડું મુખ સદા શીત વિગેરેને સહન કરી શકે છે. તે મુનિએ ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણતા, દંશ, અચેલા, અરતિ, સ્ત્રી, નિષદ્યા, અસત્કાર, અજ્ઞાન, સમ્યક્ત્વ, યાતના, તૃણસ્પર્શ, વધ, આક્રોશ, રોગ, લોભ, મલ, શય્યા અને પ્રજ્ઞા એમ બાવીશ પરીષહોને સહન કરવા માંડયા. આત્મસંવેદનીય,–પોતે અનુભવે તેવા દેવ તિર્યંચ અને મનુષ્યે કરેલા ચાર પ્રકારના ઉપસર્ગો તેણે પોતાના હિતને માટે સહન કર્યા.

એક વખતે વિવેકથી ગુરૂની આજ્ઞા લઇ ગણમાંથી જુદા નીકળી તેમણે સાધુઓની આ પ્રમાણે પ્રતિમા વહન કરી–અશન તથા પાનવડે એક એક ×દત્તિને ગ્રહણ કરતા તે મુનિએ એક માસ સુધી પહેલી પ્રતિમા વહન કરી, ગચ્છમાં આવ્યા પછી એવી રીતે માસની દત્તિને વધારતાં વધારતાં સાતમાસ વડે સાતમી પ્રતિમા વહન કરી. પછી એકાંતરા ઉપવાસ, આંબેલના પારણા વડે પાન (જળ) રહિત ગામની બાહેર ઉત્તાન શયન કરી નિશ્ચળ રહી સાત દિવસ સુધી ઉગ્રઉપસર્ગને સહન કરતાં આઠમી પ્રતિમા વહન કરી પછી તે ગણી ગચ્છમાં આવ્યા. પછી એવી રીતે મોટા કષ્ટોવાળા મુનિએ ઉત્કટિકાસને રહી વિધિપૂર્વક સાત દિવસવડે નવમી પ્રતિમા કરી, એજ નિષદ્યા ઉપર રહી વિરાસને ધ્યાનમાં નિશ્ચલ બની સાતદિવસે દશમી પ્રતિમા વહન કરી. પછી અહોરાત્ર બાહેર રહી ષષ્ઠ (છઠ્ઠ) તપ કરી બે ભુજાઓ લંબાવી રાખી અગિયારમી પ્રતિમા વહન કરી. પછી અષ્ટમ કરી હાથ લંબાવી રાખી ધ્યાનમાં લીન થઈ અને પોતાની દૃષ્ટિ શિલા-શિલા તરફ રાખી એક રાત્રિની બારમી પ્રતિમા વહન કરી.

પછી એક સમયે તેણે પોતાના હૃદયને શુભ વાસના ભાવનાથી વાસિત કરી શુદ્ધ વિધિપૂર્વક વીશ સ્થાનકની આ પ્રમાણે આરાધના કરી. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવના ભેદવાળા શ્રી અરિહંત પ્રભુની નમસ્કાર, તથા સ્તવન વિગેરેથી તેણે હર્ષથી ભક્તિ કરી. એકત્રીશ ગુણોના આધારરૂપ, નિરંજન, નિરાકાર, સર્વમાન્ય અને અસામાન્ય એવા સિદ્ધ ભગવંતોને પોતાના હૃદયમા ધારણ કર્યા. તે ચતુર મુનિએ ચતુર્વિધ સંઘની સન્માન, દાન, વિનય અને વિવિધ પ્રકારના સેવનથી પૂજા કરી. આશાતનાના ત્યાગથી, આજ્ઞાના પાલનથી, બહુ માન અને નિઃસ્પૃહભાવથી તેણે ગુરૂભક્તિ કરી. સંયમ–આચારને ધારણ કરનારા વયોવૃદ્ધ મહર્ષિઓની વિશ્રામણા વિગેરેથી તેણે શુશ્રૂષા કરી. વિશુદ્ધબુદ્ધિવાળા તે મુનિએ દ્વાદશાંગીને ધારણ કરનારા વિદ્વાન્ ઉપાધ્યાય વિગેરે વર્ગોની

× એક સાથે અખંડ-એક ધારાથી જે અન્ન કે જળ મળે તે તેની એક દત્તિ લેખાય એમ તો પછી તે પ્રમાણમાં વધારે હોય કે અલ્પ કણમાત્ર કે બિંદુમાત્ર અલ્પ હોય.

વિશેષપણે ભક્તિ કરી. છઠ્ઠ-અઠ્ઠમ વિગેરે તપ તપતાં દેહને ધારણ કરવા પારણું કરનારા તપસ્વીઓનું તેણે મહા વાત્સલ્ય કર્યું. તે ઉત્તમ મુનિએ પૂર્વે ભણેલા પ્રખ્યાત શાસ્ત્રની વિચારણા કરી જ્ઞાનનો ઉપયોગ કર્યો. મોહથી રહિત કર્મોનો ક્ષય કરનાર અને મોક્ષ આપનાર એવા તત્ત્વશ્રદ્ધારૂપ લક્ષણવાળા સમ્યક્ત્વમા પોતાનું મન નિશ્ચલ કર્યું. વ્રત ધારી પુરૂષોનો સર્વ ગુણોના મૂલરૂપ એવો વિનય કરી તેણે લોકોમા વિશેષ મહત્ત્વ પ્રાપ્ત કર્યું. કર્મોનો ક્ષય કરનાર અને સંસાર સાગરમાથી તારનાર આવશ્યક કર્મોના અતિચારનો તેમણે ત્યાગ કર્યો. ચિત્તરૂપી પશુને બાધનાના ખીલારૂપ, વિવેકી પુરૂષોએ માનેલા અને ધર્મના સારરૂપ એવા શીલ ઉપર તે વૈરાગી મુનિએ ખરી દૃઢતા ધારણ કરી એક લવ પ્રમાણ ક્ષણના પણ કાળમા પ્રમાદરહિત થઈ તેણે પોતાના હૃદયને ધ્યાન વધાનમા મહા તત્પર રાખ્યું ક્રોધ અને લોભનો ત્યાગ કરી અને મમતા છોડી કર્મનો ક્ષય કરનાર બાર પ્રકારનું તપ કર્યું. સારી બુદ્ધિવાળા તે મુનિએ પોતાની લબ્ધિથી જે કાઇ,વિવિધ વસ્ત્ર, અન્ન તથા પાત્રાદિ પ્રાપ્ત થતું, તે હર્ષથી સન્માનપૂર્વક સાધુઓને અર્પણ કરી દીધું અતુલ્ય વાત્સલ્યના ભારથી પ્રકાશમાન એવા તે મુનિએ બાળ, ગ્લાન અને તપસ્વી મુનિઓની વૈયાવચ્ચ પોતાની નિર્મળ ઈચ્છાથી કરી. બે પ્રકારની ઉપાધિ વાળી ઉપધિનો ત્યાગ કરી સમાધિ કરી અને તે સાક્ષાત્ અસમાધિવાળા પર-શત્રુ ઉપર પણ કરી બતાવી. તેણે ગુરૂનો વિનય કરી સારી બુદ્ધિવડે શ્રવણ તથા અધ્યયન કરી અપૂર્વ જ્ઞાન સંપાદન કર્યું જ્ઞાનના અતિચારનો ત્યાગ પરિહાર કરી, જ્ઞાનની ઉન્નતિ કરી, બીજાને પઠન કરાવીને પણ જ્ઞાનની ભક્તિ કરી ઉત્તમ વ્યાખ્યાનો આપી, અન્ય મતના વાદીઓને જીતીને, તે વિજ્ઞાની મુનિ શાસનના પ્રભાવક થયા હતા આ પ્રમાણે વીશ સ્થાનકો સેવવાથી કર્મરૂપી-રોગના ઔષધરૂપ એવું તીર્થંકર નામકર્મ તેણે ઉપાર્જન કર્યું પછી વિધિપૂર્વક વિશેષ સંલેખના કરી આયુષ્યને અંત સમયે તેમણે આ પ્રમાણે આરાધના કરી-" જનસમૂહે સ્તવેલા અને શુક્લ ધ્યાન રૂપી ધનવાળા અતીત, અનાગત અને વર્તમાન એવા પ્રધાન જિન ભગવંતોનું મારે શરણ હજો સર્વજનોએ માનેલા, યોગિઓએ નમેલા, ધ્યાનથી ગમ્ય અને ગુણોથી રમણીય એવા સનાતન પ્રસિદ્ધ સિદ્ધ ભગવંતોનુ મારે શરણ હજો જેઓ વાણીને નિયમમા રાખનારા, અને સંયમને પાળનારા અનેક પ્રકારના નિયમધારી મુનિઓ છે, તેમનું મારે શરણ હજો. કલ્યાણના હેતુરૂપ, દયામય, નયમય અને શ્રી જિનભગવાને કહેલો પ્રખ્યાત ધર્મ અત્યારે મારે શરણરૂપ હજો (થતુ શરણ) જે કાલ વિગેરે આઠ અતિચારો જ્ઞાનમા થયા હોય, તે સર્વમા મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો દર્શનમા શંકા વિગેરે આઠ અતિચારો લાગ્યા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો ચારિત્રમા પ્રવચન માતાને અનુસરતા જે આઠ અતિચારો લાગ્યા હોય તે સર્વમા મન,

વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. પૃથ્વી વિગેરે જે એકેંદ્રિય જીવો મારાથી હણાયા હોય, તે સર્વમા મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. કૃમિ, શંખ, છીપ વિગેરે જે બે ઇંદ્રિય જીવો મારાથી હણાયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. લીંખ, માકડ અને જૂ વિગેરે જે તેઇંદ્રિય જીવો મારાથી હણયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. માખી, ભમરા અને પતંગ વિગેરે જે ચાર ઇંદ્રિયવાળા જીવો મારાથી હણાયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. જળ, સ્થળ અને આકાશચારી જે પંચેંદ્રિય જીવો મારાથી હણાયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. ક્રોધ, લોભ, ભય અને હાસ્યને વશ થઇ મારાથી જે મિથ્યા વાકય બોલાયું હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યાદુષ્કૃત હજો. કોટી ભવોમાં કપટ કરીને જે મેં પારકું ઘણું ધન લીધું હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. અનંત ભવોમાં તિર્યંચ, દેવ અને મનુષ્ય સંબંધી જે મેં મૈથુન સેવ્યુ હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. મેં પૂર્વે પ્રત્યેક ભવમાં ધન, ધાન્ય અને સુવર્ણ વિગેરેમાં મમત્વ કર્યું હોય, તે સર્વમા મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. ગૃહસ્થપણામાં પહેલા અણુવ્રતને આશ્રીને વધ કરવા વિગેરે જે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. બીજા અણુવ્રતને આશ્રિને રહેલા મિથ્યા–ઉપદેશ પ્રમુખ જે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. ત્રીજા અણુવ્રતને આશ્રીને જે ચોરીથી લાવવાના પ્રયોગ વિગેરે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. ચોથા અણુવ્રતના જે અપરિગ્રહીત કન્યાદિક (વિધવા–વેશ્યા) ઇત્વર –અલ્પકાળ માટે રખાયત પ્રત્યે ગમન–વિષય સેવન વિગેરે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. પાંચમા અણુવ્રતના બંધન વિગેરેથી ધન પ્રમુખ નવવિધિ પરિગ્રહ સંબંધી જે અતિચારો મને લાગ્યા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. છઠ્ઠા અણુવ્રતના દિશા પ્રમાણનુ વિસ્મરણ પ્રમુખ જે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મન, વચન અને કાયાથી મારૂં મિથ્યા દુષ્કૃત હજો. સાતમા અણુવ્રતમા ભોજનથી કે કર્મથી જે અતિચારો મારાથી થયા હોય, તે સર્વમાં મારૂં મિથ્યા દુષ્કૃત હજો. આઠમા અણુવ્રતમાં અધિકરણ તથા યોજના વિગેરે જે અતિચારો થયા હોય, તે સર્વમાં મારૂં મિથ્યાદુષ્કૃત હજો. નવમા અણુવ્રતમાં મનનું નઠારૂં ચિંતવન વિગેરે જે અતિચારો [illegible]ાથી થ[illegible] હોય તે સર્વમાં મારૂં મિથ્યા દુષ્કૃત હજો દશમાં વ્રતમાં પ્રેષણ પ્રયોગ

વિગેરે જે અતિચારો લાગ્યા હોય, તે સર્વમાં મારૂં મિથ્યા દુષ્કૃત હજો. અગીયારના અણુવ્રતમાં તપાસ કર્યા વગર મળ ઉત્સર્ગ કરવા વિગેરે જે અતિચારો થયા હોય, તે સર્વમાં મારૂં મિથ્યા દુષ્કૃત હજો. અને બારમા અણુવ્રતમાં સચિત વસ્તુ ક્ષેપણ કરવા વિગેરે જે અતિચારો લાગ્યા હોય, તે સર્વમાં મારૂં મિથ્યા દુષ્કૃત હજો. રાત્રિભોજન વિરમણ વિગેરે નિયમોની અંદર જે કાંઇ મારી સ્ખલના થઇ હોય, તેમાં મિથ્યાદુષ્કૃત હજો. બાહ્ય અને અંતરંગ મળી બાર પ્રકારના તપને શકિત છતાં મેં કર્યું ન હોય તે વિષે મારૂં મિથ્યા દુષ્કૃત હજો. મોક્ષના માર્ગને સાધનારા યોગોમાં જે મેં મારા વીર્યને સતત ફોરવ્યું ન હોય, તે વિષે મારૂં મિથ્યા દુષ્કૃત હજો. શ્રી ગુરૂના મુખથી મેં જે વ્રતો અંગીકાર કરેલા છે, તે વ્રતોનો મારે ફરીવાર અંગીકાર હજો. જે પ્રાણીઓને મેં પૂર્વે પીડા કરી હોય, તે સર્વ પ્રાણીઓ મને ક્ષમા આપો અને તે ઘણા પ્રાણીઓની સાથે મારી સદા મૈત્રી રહો. પ્રાણાતિપાત, અસત્ય, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા. લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, (બીજાપર આળ ચડાવવુ.) પરપરિવાદ, રતિ અરતિ; માયા-મૃષાવાદ, ને મિથ્યાદર્શન-શલ્ય એ અઢાર પાપસ્થાનોનો મારે સદા ત્યાગ હજો. તેમાં હાલ તો વિશેષ ત્યાગ હજો. સ્વર્ગ તથા મોક્ષને આપનાર શ્રી જિન ધર્મનો માર્ગ ઢાંકી દઇ જે કુમાર્ગ પ્રગટ કરવામાં આવ્યો તેની હું હમણાં આત્મસાક્ષી એ નિંદા ગર્હા કરૂં છું. જે મેં દેવની ચોરાશી આશાતનાથી દુષ્કૃત કર્યું હોય અને ગુરૂના તેત્રીશ આશાતનાથી દુષ્કૃત કર્યું હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા હજો. જે દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય અને સાધારણ દ્રવ્યનું ભક્ષણ થતાં ઉપેક્ષા કરી હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા હજો. સામર્થ્ય છતાં અર્થને હારી જઇ શાસનની નિંદા કરનારાઓને મેં વાર્યા ન હોય તે મારૂં દુષ્કૃત મિથ્યા હજો. મેં ધર્મમાં ઉદ્યમ કર્યો ન હોય અને પાપમાં ઉદ્યમ પ્રગટ કર્યો હોય, અથવા પાપના સાધન મેલવ્યાં હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા હજો. મે મિથ્યાત્વથી મોહિત થઈ આ લોક અને પરલોકમાં કુતીર્થ કરેલું હોય; તે મારૂં દુષ્કૃત મિથ્યા હજો. જે અભક્ષ્ય-અનંતકાય પ્રમુખ અને નહીં કલ્પે એવું અન્ન કે જલ મેં પુર્વે ભક્ષણ કર્યું હોય, તેનું મારે મિથ્યા દુષ્કૃત હજો. પૃથ્વીકાયમાં આવીને ઢેફા કે લોહરૂપે થઇ મેં જે જીવોના સમૂહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. અપકાયમાં આવીને પાણીના પુરરૂપે થઈ જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો; અગ્નિકાયમાં આવીને અન્નપાક તથા દાવાનળ રૂપે થઈ જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. વાયુકાયમાં આવીને વંટોળીયા કે ઝંઝાવાતરૂપે થઈ જે મેં જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. વનસ્પતિકાયમાં આવીને ધનુષ્યના દંડ કે બાણરૂપે થઇ જે જીવોના સમુહને મેં દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. વિકલેંદ્રિયોના ભવોમાં ભ્રમણ કરતાં મેં

જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. પંચેંદ્રિય જલચર પ્રાણીઓના ભવમાં ભ્રમણ કરતાં મેં જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. પંચેદ્રિય સ્થળચર પ્રાણીઓના ભવમાં ભ્રમણ કરતાં મેં જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. પંચેંદ્રિય–આકાશચારી જીવોના ભવમાં ભ્રમણ કરતાં મેં જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. પંદર કર્મભુમિના અને ત્રીશ અકર્મભુમિના ભવમાં ભમતાં મે જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. અંતરદ્વીપના મનુષ્યોના અને વ્યતર, અસુર તથા કુદેવના ભવમાં ભ્રમણ કરતાં મેં જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તે મારે મિથ્યા દુષ્કૃત હજો. દુઃખથી પીડિત એવા નારકીના ભવોમાં ભમતાં મેં જે જીવોના સમુહને દુઃખી કર્યા હોય, તેની હું ગર્હા કરૂં છું. પુર્વે જો મે સાતક્ષેત્રોમાં દ્રવ્યનું બીજ ત્રણ પ્રકારના +કરણયોગે વાવ્યું હોય, તેની અનુમોદના કરૂં છું. પુર્વે જો મેં જ્ઞાન દર્શન અને ચારિત્રનું ત્રણ પ્રકારના કરણયોગે પાલન કર્યું હોય તેની હું અનુમોદના કરૂં છું. સામાયિક વિગેરેના વિધિથી ત્રણ પ્રકારના કરણયોગે જો મેં આવશ્યક કર્યું હોય, તેની હું અનુમોદના કરૂં છું. પુર્વે મેં જે શ્રીદેવ તથા ગુરૂની ભકિત ત્રણ પ્રકારના; કરણયોગે આદરથી કરી હોય, તેની હું અનુમોદના કરૂં છું. જે મારા શરીરવડે ત્રણ પ્રકારના કરણયોગે શ્રીજિન પૂજા અને જિનચૈત્યો થયા હોય, તેની હું અનુમોદના કરૂં છું. માર્ગે ચાલતાં થાકી ગયેલા સંઘને મારી વાયુરૂપ કાયાથી ત્રણ પ્રકારના કરણયોગે જે કાંઇ સુખ થયું હોય, તેની હું અનુમોદના કરૂં છું. મારી વનસ્પતિ કાયાવડે ત્રણ પ્રકારના કરણયોગે શ્રીજિનપૂજા થઈ હોય તેની હું અનુમોદના કરૂં છું. મારી ત્રસરૂપ કાયાથી ત્રણ પ્રકારના કરણયોગે જે કાંઇ જિનધર્મનો ઉપકાર થયો હોય તેની હું અનુમોદના કરૂં છું. જેના ભોજન કરવાથી કોઇને કયારે પણ તૃપ્તિ થતી નથી, તેવા ચતુર્વિધ આહારનો હું સંવર કરૂં છું. ઉત્તમ ચારિત્ર, દાન, શીળ, તપ અને બીજું જે કાંઇ શુભ કર્મ જેના વિના નિષ્ફલ થઇ જાય છે, તેવો તે શુભ ભાવ મને પ્રાપ્ત થાઓ. જેનાથી સર્વ પાપોનો ક્ષય થાય અને મંગળનો સંચય થાય, તેવા નવકારમંત્રનું ધ્યાન મને હમણાંજ પ્રાપ્ત થાઓ.”

આ પ્રમાણે ધર્મ ધ્યાનમાં તત્પર એવા તે પદ્મસેનમુનિ આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામીને સહસ્રાર દેવલોકમાં ઇંદ્રસામાનિક દેવતારૂપે ઉત્પન્ન થયા. ત્યાં પહેલા (સમચતુરસ્ર) સંસ્થાનમાં રહી પર્યાપ્તપણે પટુ શરીરવાલા બની (યૌવન) વયમાં આવેલા પુરૂષના જેવા થઇ રહ્યા. પછી અંતર્મુહૂર્ત્તમાં શય્યાનું આચ્છાદન છોડી દઇ ઘણાં આભૂષણોથી વિભૂષિત; સુગંધી શ્વાસ વાલો અને સાત ધાતુઓથી વર્જિત એવો તે દેવ પ્રગટ

+ મન વચન અને કાયાના યોગવડે કરવુ, કરાવવું અને અનુમોદવું થયું હોય.

થઇ આવ્યો, તે સમયે દેવો તથા દેવીઓનો ગણ જય જય શબ્દ બોલતો ત્યાં આવ્યો. અને બેકર જોડી તે આ પ્રમાણે વાણી બોલ્યો–"સ્વામી, તમે પૂર્વજન્મના કયા પુણ્યથી દેવબુદ્ધિવડે સર્વ વાણીના સમૂહને જાણનારા દેવતારૂપે આ દેવલોકમાં ઉત્પન્ન થયા? અવધિજ્ઞાનથી જાણી તે દેવતાએ ચારિત્રવડે ઉપાર્જન કરેલું પૂર્વનું સર્વ પુણ્ય તેમની આગળ કહી આપ્યું. પછી તે દિવ્ય પલંગમાંથી ઊઠી દેવદેવીઓની સાથે ગીત તથા નૃત્યનો વિનોદ કરતા ક્રીડા વાપી (વાવી)માં ગયા. તે વાપિકામાં સ્નાન કરી પોતાના સ્થાનમાં આવી શાશ્વત અર્હંતની પૂજા કરી. પછી તે દેવતાએ વિધિ યુક્ત ઉત્તમ પુસ્તકો વાંચ્યાં. ત્યારબાદ મનવાંછિત સિદ્ધિવાળા તે દેવતાએ સિંહાસન ઉપર બેસી નાટક વિગેરેનું અવલોકન કર્યું. પછી દેવીઓને સાથે લહી તેમણે કોઈવાર જિનયાત્રામાં, કોઇવાર નંદનવનમાં અને કોઇ વાર રમણીય વાપિકાઓમાં ફરવા માંડયું. એવી રીતે ઇંદ્રના જેવા તે દેવતાએ નવનવા દેવલોકના સુખને સેવતાં કેટલોએક કાળ નિર્ગમન કર્યો. દેવતાઓ આ પૃથ્વી ઉપર ગમન–આગમન વિગેરે જે કાર્ય કરે છે, તે ઉત્તર વૈક્રિયરૂપથીજ કરે છે. તેઓને કેશ વિગેરે કરવાનું કાર્ય કદાચિત્ સંભવે છે, પરંતુ કેશ તથા અસ્થિ (હાડ) વિગેરે તેમને સ્વાભાવિક હોતા નથી.

જેઓ પૂર્વે સંસારને પ્રાપ્ત કરી ચારિત્રના ભજનથી અંગે સુંદર અને ઉત્તમ દેવતારૂપે થયા હતા, અને જેઓ જિનાગમમાં વિદ્વાન્ અને ઉત્તમ ભાવનાવાળા બન્યા હતા. તેવા ગુણોની પ્રાપ્તિમાં સ્વામી રૂપ એવા રૂપાદિકવડે પ્રભાવના કરનારા અને વિશાળ લક્ષ્મીવાળા જગત્પ્રભુ શ્રી વિમળનાથ સ્વામી તમોને મંગળ આપો.

**ઇતિ શ્રી તપોગણના નાયક શ્રી રત્નસિંહસૂરિના શિષ્ય ભટ્ટારક શ્રી જ્ઞાનસાગરસૂરિએ રચેલા શ્રી વિમળનાથ ચરિત્ર મહા કાવ્યનો શ્રી વિમળનાથ પ્રભુના પૂર્વભવના વર્ણનરૂપ ત્રીજો સર્ગ સંપૂર્ણ થયો.**

## તૃતીય સર્ગ–સમાપ્ત.





# चतुथ सर्ग.



રાજાની[1] જેમ સુવર્ણગોત્રની શોભાથી ભરપૂર, મંડલ લક્ષ્મીથી યુક્ત અને છાયા સહિત એવો **જંબૂદ્વીપ** શોભી રહ્યો છે. એ દ્વીપની અંદર આવેલા [2]ષટ્ વર્ષધર પર્વતોને સિદ્ધાંતમાં કુશલ એવા પંડિતો પ્રૌઢ ક્ષમાધર, બહુ આયુષ્યવાલા અને શાશ્વત કહે છે, એ આશ્ચર્યની વાત છે. તે અતિશય [3]લઘુ છતાં લક્ષ યોજનના પ્રમાણથી વિભૂષિત છે, અને સદા [4]વૃત્તના યોગથી પોતાની જાતના દ્વીપોમાં મુખ્યપણાને પ્રાપ્ત થયો છે. તે જંબૂદ્વીપમાં સન્માર્ગે ચાલનારાઓને નેત્રરૂપ એવું **ભારતક્ષેત્ર** આવેલું છે, જેની અંદરનો આ મધ્યખંડ તેના નેત્રની ઊત્તમ કીકીના જેવો દેખાય છે. તેની વચ્ચે પડીને **વૈતાઢ્ય** પર્વતે જેને બે ખંડવાલું કરેલ છે, જે અખંડ લક્ષ્મીથી મંડિત અને [5]બુદ્ધિવડે પંડિત છે. **હિમાલય**થી વહન કરનારી અને ધન્ય એવી **ગંગા** તથા **યમુના** નદીએ પોતાના જલના સંગ્રહથી તે ભરતક્ષેત્ર પ્રત્યેક ત્રણ ખંડવાળું બનેલું છે. [6]જેની અંદર **પદ્મદ્રહ**માં થયેલી નવીન પદ્મિનીના જેવી નિર્મલ ગંગા આવેલી છે, જે ગંગાએ મહેશના મસ્તકને વિભૂષિત કરેલું છે. એ ગંગાનો પ્રભાવ સાંભળો–[7]જેના નપુંસક ગાં-

---

૧ રાજા પક્ષે સુવર્ણ–ઉચ્ચ જાતિ અને ગોત્ર–ઉચ્ચકુલની શોભાથી ભરપુર હોય છે; મંડલ લક્ષ્મી–દેશમંડલની લક્ષ્મીથી યુક્ત અને છાયાએ યુક્ત હોય છે. તેવી રીતે જંબૂદ્વીપ સુવર્ણગોત્ર –સુવર્ણના (મેરૂ) પર્વતની શોભાવડે ભરપૂર અને મંડલલક્ષ્મી તથા છાયાથી યુક્ત છે. ૨ ષટ્ વર્ષધર-એટલે ૭ (ક્ષેત્ર મર્યાદા કરનારા) પર્વતો પ્રૌઢ મોટી ક્ષમા–પૃથ્વીને ધરનારા અને શાશ્વત હોય છે ષટ્ વર્ષધર–૭ વર્ષને ધારણ કરનારા ૭ વર્ષના હોય તે પ્રૌઢ-ક્ષમાગુણને ધારણ કરનારા બહુ આયુષ્યવાલા-શાશ્વત કેમ હોઇ શકે? એ આશ્ચર્ય. ૩ લઘુ–નાનો હોય તે લક્ષ યોજનના પ્રમાણવાળો કેમ હોય? એ વિરોધ ૪ વૃત્ત–સારૂં આચરણ પક્ષે વૃત્ત–ગોળાકાર જે સારા આચરણવાલો હોય. તે પોતાની જાતમા મુખ્ય થાય છે. ૫ અર્થાત્ જેમા બુદ્ધિમાન્ પંડિતો રહેલા છે. ૬ ગંગા નદી પદ્મિનીના જેવી નિર્મલ જળવાળી છે અને તે શંકરના મસ્તક ઉપર રહેલી છે પદ્મિની પણ મહેશ–મહાન્–ઇશ–પુરૂષના મસ્તક ઉપર રહે છે. ૭ ગાંગેય-એ ગંગાના પુત્ર ભીષ્મપિતા તેમણે નપુંસકના જેવું બ્રહ્મચર્ય વ્રત લીધું હતું છતા પણ તે ગંગાનો પ્રભાવ પુત્ર થવામા કારણરૂપ બને છે.

ગેય પુત્ર સર્વેનાચિત્તને હરે છે. છતાં એ પુત્રના કારણરૂપ છે. [1]શિવ-શંકર તથા માધવ-વિષ્ણુથી રહિત એવી યમુના નદી કૃષ્ણવર્ણવાળી છે, તેથી તે નીચ કુસંગથી મલિન થઇને સાગર પ્રત્યે ગમન કરનારી છે. શત્રુઓનો વર્ગ જેનો દંડ કરી શકયો નથી એવા મધ્યખંડમાં કાંપિલ્યપુર નામે એક નગર આવેલું છે; તે ગુણોનો આદર કરનારૂં અને સારી ઉપાસના કરનારા લોકોના સ્થાનરૂપ છે જે નગર [2]શૂર સહિત, [3]બંગમંડળથી મંડિત; [4]બુધાશ્રિત, [5]સુરાચાર્ય, તથા કવિના ધામથી વિભૂષિત, [6]શનૈશ્ચર ઋષિવડે સંયુક્ત, સર્વદ્રવ્ય યુક્ત અને [7]અનંત એવું શોભે છે, પરંતુ કદિપણ [8]શુન્ય રહેતું નથી જે કાંપિલ્ય નગરમાં રહેલા [9]તાર અને [10]સસાર આગાર-ગૃહોને જોઇ શું દિવસે પણ [11]ગુપ્ત-આકારવાલા તારાઓ રહેતા હતા? અને રાત્રે તે શૂન્ય-આદરવાળા ચરરૂપે દેખાતા હતા? જે નગરમાં [12]વંશની વૃદ્ધિ, [13]સુમનસ્‌નો વિવિધ વર્ણમય સમૂહ અને બાહિર તથા અંદર સુંદર [14]પદ્માકરવાળી પૃથ્વી હતી.

તેવા તે કાંપિલ્ય નગરમાં **કૃતવર્મા** નામે રાજા હતો. તે ઘણાં સુખવાલો, શુભ કર્મ કરનારો, શત્રુઓના મર્મને જાણનારો, જિનધર્મમાં આદરવાલો અને સારી બુદ્ધિવાલો હતો. જે [15]રાજા સમિતિ પ્રધાન છતાં પણ સદા અદય થઇ ધર્મધુરાથી ચ્યવેલા [16]સપક્ષ [17]માર્ગણોને:શત્રુના નગરમાં મોકલતો હતો. અને તે શત્રુઓ પોતાના હૃદયમાં સંસક્ત થયેલા તે માર્ગણોને સત્વર ધારણ કરતા, તોપણ તેઓના [18]ગુણને કદિપણ ગ્રહણ કરતા નહતા પરંતુ તેઓ તેની ભુજાના બળનું રણભૂમિમાં વર્ણન કરતા હતા એવો તે કૃતવર્મા રાજા આ પૃથ્વી ઉપર વર્મ-કવચને ધારણ કરનારો હતો.

---

૧ યમુના નદીમાં શંકર તથા વિષ્ણુનું સ્થાન નથી, અને નીચા-કુ-પૃથ્વીના સંગથી મલિન થઇને તે સાગર પ્રત્યે ગમન કરનારી છે. જે સ્ત્રી શિવ કલ્યાણની મા-લક્ષ્મીના ધવ-સ્વામીથી રહિત હોય, તે સ્ત્રી નીચ પુરૂષના સંગથી મલિન થઇ પરપુરૂષની સાથે ગમન કરનારી થાય છે. ૨ શૂર-શૂરવીર પુરૂષ પક્ષે શૂર-સૂર્ય. ૩ બંગમંડલ-બંગદેશ પક્ષે આનંદ તથા મંગળથી મંડિત પક્ષે; રાતા રંગવાલા મંગળ ગ્રહથી મંડિત. ૪ બુધ-વિદ્વાનોથી આશ્રિત, પક્ષે બુધગ્રહથી આશ્રિત. ૫ સુર-દેવ-આચાર્યો તથા કવિઓના ધામથી વિભૂષિત પક્ષે સુરાચાર્ય-બૃહસ્પતિ, કવિ-શુક્રના ધામથી વિભૂષિત. ૬ શનૈશ્ચર-હલવે હલવે-ઇર્યાપથિકીથી ચાલનારા મુનિઓથી યુક્ત પક્ષે શનૈશ્ચરગ્રહ. ૭ અનંત-અંતરહિત. ૮ શૂન્ય-ખાલી પક્ષે આકાશ. ૯ તાર-મોટા પક્ષે તારા. ૧૦ સસાર-સારવાલા-આગાર-ઘરો. ૧૧ ગુપ્ત-આકારવાલા-છુપાવેશે ફરનારા ચર ખાતમીદારો. ૧૨ વંશ-કુલ પક્ષે વાંસની વૃદ્ધિ. ૧૩ સુમનસ-વિદ્વાનો પક્ષે પુષ્પો-તેમનો વિવિધવર્ણ-રંગમય સમૂહ. પક્ષે બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરેવર્ણ. ૧૪ પદ્માકર-પદ્મોની ખાણ પક્ષે સરોવર. ૧૫ તે સમિતિ પાલનારો હતો. અદય નિર્દય-પક્ષેઅધિક લાભવાલો. ૧૬ સપક્ષ-પાંખોવાલા પક્ષે સહાયવાલા. ૧૭ માર્ગણો-બાણો પક્ષે યાચકો. ૧૮ ગુણ પક્ષે દોરી.

તે આ પૃથ્વી ઉપર પ્રતાપસહિત [1]ઇન-સ્વામી થઇ રાજ્ય કરતો હતો, તોપણ સર્વ લોકોને તેની છાયા હતી, એ આશ્ચર્યની વાત હતી કામને આદર આપનારા તે રાજાને [2]સુતારા, ઉત્તમ [3]નક્ષત્રમાળાથી શરીરને મંડન કરનારી **શ્યામા** નામે રાણી હતી તે [4]**બ્રાહ્મી**ની જેમ બ્રહ્મસંયુક્ત હતી, **લક્ષ્મી**ની જેમ [5]જિનપ્રિય હતી. [6]**સીતા**ની જેમ રામને અભિરામ હતી [7]**શિવા**ની જેમ શિવમાર્ગે ચાલનારી હતી, **કુંતી**ની જેમ [8]સધર્મપુત્રા હતી **રોહિણી**ની જેમ [9]વિધુમા તત્પર હતી અને **દમયંતી**ની જેમ [10]નઠારી સ્થિતીમા પણ જે પ્રિય (અ) નળને સંગત થઇને રહેલી હતી

હવે **પદ્મસેન** રાજાનો જીવ સુખથી સારરૂપ એવા **સહસ્રાર** દેવલોકમા લાબું જીવિત ભોગવીને વશાખ માસની શુકલ બારશ તીથીકે જે અતિથિ અભ્યાગતોનુ માન કરવાને યોગ્ય છે, તે દિવસે ચંદ્ર **ઉત્તરાષાઢા** નક્ષત્રમા આવતા ત્યાથી ચ્યવીને અવધિ જ્ઞાન વડે લક્ષ્મીના ભવન રૂપ એવુ પોતાનુ ચ્યવવુ માની મતિ વિગેરે ત્રણજ્ઞાનવડે યુક્ત થઈ **શ્યામા** રાણીની કુક્ષિમા અવતર્યા જેમા સુગધી દ્રવ્યોથી સારો પવન આવતા હતો, એવા વાસભુવનમા તલાઇ વિગેરેથી સજ્જ કરેલી સુખશય્યામા તે શ્યામા દેવી સુતા હતા તે રાત્રિને સમયે આધિ તથા વ્યાધિથી રહિત એવા શ્યામાદેવીએ ગજેંદ્ર વિગેરે ચૌદ શુભ સ્વપ્નમા જોયા તેજ વખતે આસન ચલિત થવાથી આલસ રહિત થઇને ઇદ્રો ત્યા આવ્યા અને ગર્ભમા આવેલા જિનપ્રભુને નમસ્કાર કરી તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા—" હે પ્રભુ, અન્યના બીજા દેવતાઓ પૃથ્વીમા કોઇ સ્થળે ભલે હોય, પરંતુ દેવાધિદેવપણાથી તો તમેજ અમારા દેવ થવાને યોગ્ય છો. જેમ મેઘમડલમા રહેલો સૂર્ય અધકારને હણે છે તેમ ગર્ભની અંદર રહેલા તમે પણ ત્રણ જગત્મા પ્રસરેલા અધકારને હણો છો, જેમ પૃથ્વીની અંદર રહેલ નિધાન દ્રવ્યની સમૃદ્ધિને આપનાર હોય છે, તેમ તમે ગર્ભની અદર રહેલા છો, છતા પણ તેની વૃદ્ધિને કરનારા છો હે સ્વામી, અમો દેવતાઓની એક એવી

---

૧ ઇન-સૂર્ય હોય ત્યા છાયા હોવી ન જોઇએ, છતા છાયા હતી એ વિરોધ ૨ સુતારા-સારી-તારા-કીકીઓવાળી પક્ષે સારા તારાવાળી ૩ નક્ષત્રમાળા-તારાઓની શ્રેણી પક્ષે નક્ષત્રમાળા એક જાતનુ આભૂષણ ૪ જેમ બ્રાહ્મી બ્રહ્મ સાથે યુક્ત હોય છે, તેમ તે રાણી બ્રહ્મજ્ઞાન અથવા શીળથી યુક્ત હતી ૫ જેમ લક્ષ્મી જિન-વિષ્ણુને પ્રિય છે, તેમ તેણીને શ્રી જિનભગવાન્ પ્રિય હતા. ૬ સીતા રામને પ્રિય છે, તેમ તે રામા-સ્ત્રીઓમા અભિરામ-શ્રેષ્ઠ અથવા રામા શોભાવડે સુંદર હતી ૭ શિવા પાર્વતી શકરને માર્ગે અનુસરી ચાલનારી છે તેમને શિવ-કલ્યાણને માર્ગે ચાલનારી હતી ૮ કુંતી ધર્મપુત્ર-યુધિષ્ઠિરે સહિત છે, તે રાણી સધર્મ-સાધર્મી બધુરૂપ પુત્રવાળી અથવા ધર્મીપુત્રવાળી હતી ૯ વિધુ-ચદ્ર. ૧૦ જેમ દમયતી નઠારી સ્થિતિમા નલરાજા સાથે રહી હતી. તેમ તે નઠારી સ્થિતિમા અનગ-અગ્નિ સાથે રહેતી હતી

રીતિ ચાલે છે કે, જ્યારે અમો દેવલોકમાંથી સમાધિ વડે અહિં આવીએ છીએ, ત્યારે તે દેવલોકમાં અમારાં ત્રણે જ્ઞાનને મૂકીને આ ભૂમિ ઉપર આવીએ છીએ અને બલવડે શોભતા એવા તમો તો તે ત્રણે જ્ઞાનોને અહિં સાથે લાવ્યા છો; તોપણ અમો તેની ઇર્ષ્યા કરતા નથી. પરંતુ અમોએ હૃદયમાં ચિંતવ્યુ છે કે. " જે પ્રભુ-સમર્થ પુરૂષો કરે, તે બધું જ્ઞાપ્ય-સમજવા લાયકજ છે." એ વાત તો એક તરફ રહી, પરંતુ તમોએ અમારા આસનોને હમણાં ચલાયમાન કર્યાં, તે કેવી રીતે ? તે ઉપરથી તમારૂં બલ વચનથી કહી શકાય નહીં તેવું છે; અર્થાત્ જો તમારૂં બલ વચનથી કહી શકાય નહીં તેવું ન હોય; તો તમે અમારા આસનોને ચલાયમાન કેમ કરી શકો ? હે સુંદર સ્વર-વાલા, પ્રભુ, તોપણ તમે પુરૂષ રૂપે થઇ બાહેર પ્રગટ થાઓ. સમ્યગદ્દષ્ટિના બલથી અમોએ તમોને ઓલખી લીધા છે. હે મોક્ષદાયક પ્રભુ, જ્યાં સુધી તમો અમોને કેવળજ્ઞાન આપશો નહિં, ત્યાંસુધી અમો તમારૂં પડખું છોડીશું નહિ. જેઓ ન્યાયમાં પ્રવૃત્તિ કર-નારા છે, તેઓ તમારા યોગ્ય સેવક જેવા છે, તેથી તેઓની વાણીની વૃત્તિ આ પૃથ્વીમાં એવીજ હોય છે." આ પ્રમાણે સર્વ આરંભને છોડનારા શ્રી જગત્પતિને વિજ્ઞાપ્તિ કરી, પછી તે ચતુર ઇંદ્રોએ શ્યામાદેવીને પ્રણામ કરી આ પ્રમાણે ઉંચે સ્વરે કહ્યું,-" શુભ વચન બોલનારા અને ગર્ભમાં રત્નને ધારણ કરનારા હે દેવિ, અમો તમને નમસ્કાર કરીએ છીએ. કારણ કે, રોહણગિરિ રત્નગર્ભ હોવાથી સર્વ પર્વતોમાં માન્ય ગણાય છે. જેમ લોકોમાં સૂર્યને જન્મ આપનારી પૂર્વદિશા પૂજ્યતાને પામી છે, કલ્પદ્રુમવડે અ-તુલ્ય એવી ભૂમિ જેમ દેવતાઓને સેવવા યોગ્ય થઈ છે અને જેના ગર્ભમાં મુક્તા (મોતી) છે એવી છીપને જેમ લોકો યત્નથી રાખે છે, તેમ તમે ગર્ભના પ્રભાવથી લોકમાં સર્વો-ત્તમ થયેલા છો. હે દેવી, તમોને આવેલા પહેલા ગજેંદ્રના સ્વપ્નથી તમારા પુત્ર [1]રાજ-માન્ય, સદા ઉત્તમ, [2]ભદ્રજાતિ અને [3]દાનકર થશે. બીજા વૃષભના સ્વપ્નથી તમારા પુત્ર [4]માર્ગગામી [5]ક્ષમાભારનો ઊદ્ધાર કરનારા, અતુલબળથી ઉજ્વળ, અને શુભ દર્શન વાલા થશે. ત્રીજા સિંહના સ્વપ્નના દર્શનથી તમારા પુત્ર અનેક [6]પરાજિને જી-

૧ ગજેંદ્ર રાજાઓને જેમ માન્ય છે, તેમ તમારા પુત્ર સર્વરાજાઓને માન્ય થશે. ૨ ગજેંદ્ર ભદ્ર જાતિ-ઉચ્ચ જાતિ હોય છે, તેમ તમારા પુત્ર ભદ્રિકજાતિના થશે. ૩ ગજેંદ્ર દાનમદને કરનાર હોય છે. તેમ તમારા પુત્ર દાનકર-દાન આપનારા થશે. ૪ વૃષભ બલદ માર્ગગામી-માર્ગે ચાલનાર હોય છે. તેમ તમારા પુત્ર માર્ગાનુસારી થશે. ૫ બળદ પક્ષે ક્ષમા-પૃથ્વીના ભારને વહન કરનાર અર્થાત્ ઊપાડનાર અને પ્રભુ પક્ષે ક્ષમા ગુણના ભારથી પ્રાણીઓનો ઉદ્ધાર કરનાર ૬ સિંહ પક્ષે અનેક ગજેંદ્રોની રાજ-શ્રેણિને જીતનારા પ્રભુ પક્ષે અનેક પર-શત્રુઓની આજિ-રણ ભૂમિમાં વિજય મેળવનાર.

તનાર, [1] વનસેવી, સાહસમાં [2]અગ્રણી અને [3] સહાય રહિત કાર્યને કરનારા થશે. ચોથા **લક્ષ્મીને** અભિષેક કરવાના સ્વપ્નને જોવાથી તમારા પુત્ર આ પૃથ્વી ઉપર લક્ષ્મી રૂપ અથવા સર્વને સન્માન કરવા લાયક અને [4] સન્નંદન થશે. પાંચમાં **પુષ્પમાલાના** સ્વપ્નના દર્શનથી તમારા પુત્ર [5] ગુણસંસર્ગવડે બદ્ધાત્મા, [6]ગંધબંધુર બંધક અને [7]સ્વવાસથી આવાસને વાસિત કરનારા થશે. છઠ્ઠા **ચંદ્ર** દર્શનના સ્વપ્નથી તમારા પુત્ર [8]ગોસમૂહથી વિશ્વના સંતાપને હરનારા [9]સંયોગી જનને સુખ આપનારા અને [10]કલા-કલાપથી યુકત થશે. સાતમા **સૂર્ય**દર્શનના સ્વપ્નથી તમારો પુત્ર [11]પંકહર્તા, [12]માર્ગદર્શક [13]સમ્યગ્ દૃષ્ટિને રૂચિ આપનાર અને અન્ય લોકોને [14] દુર્નિરીક્ષ્ય થશે. આઠમા **ધ્વજ** દર્શનના સ્વપ્નથી [15]રત્ન કોટીશ્વરના ધામરૂપ વંશનાં અગ્રભાગે તમારા પુત્ર પ્રાસાદના ધ્વ-જની જેમ ચડશે. નવમા **કુંભ**દર્શનના સ્વપ્નથી તમારા પુત્ર [16]સુવૃત્તવડે શોભનારા, [17]સુમનસ્ની શ્રેણીથી સુશોભિત શરીરવાળા અને [18]અમૃતથી અન્યને તૃપ્ત કરનારા થશે.

---

૧ સિંહ પક્ષે વન-જંગલમાં વાસ કરનાર પ્રભુ પક્ષે પણ જંગલમાં વાસ કરનાર. ૨ અગ્રણી-મુખ્ય. ૩ કોઇની સહાય વગર કાર્ય સાધનાર. ૪ સન્નંદન સત્પુરૂષોને આનંદ આપનાર અને સત્પુત્ર. ૫ પુષ્પમાલા પક્ષે ગુણ-દોરાના સંસર્ગથી બદ્ધાત્મા એટલે જેનું સ્વરૂપ બંધાએલું છે અને પુત્ર પક્ષે ગુણોની જેમનો આત્મા બંધાએલો છે. ૬ પુષ્પમાલા પક્ષે ગંધ સુગંધ વડે બંધુર ઊન્નતપણે બંધક-બંધવાલી પુત્ર પક્ષે ગંધ ગર્વથી બંધુર-ઊન્નત એવા પુરૂષોને બંધક-અટકાવનાર ૭ પુષ્પમાલા પક્ષે સ્વવાસથી પોતાની ખુશબોથી આવાસ ગૃહને વાસિત-ખુશબોદાર કરનાર પુત્ર પક્ષે સ્વવાસથી-પોતાના વાસથી નિવાસથી આવાસ-ગૃહને વાસિત વાસનાયુક્ત કરનારા. ૮ ચંદ્ર પક્ષે ગોસમૂહ-કિરણોના સમૂહથી વિશ્વના સંતાપને હરનાર પુત્ર પક્ષે ગો-સમૂહ વાણીના સમૂહથી=દેશનાથી વિશ્વ સંતાપને હરનાર.

૯ ચંદ્ર પક્ષે સંયોગી-સંયોગવાલા સર્વ પદાર્થોને સુખ આપનાર પુત્ર પક્ષે સંયોગી-સમ્યગ્ યોગવાલા (સ્વજનાદિકને તેમજ) મહાત્માઓને સુખ આપનાર. ૧૦ ચંદ્ર પક્ષે કલાકલાપ કલાસમૂહ -પુત્ર પક્ષે વિવિધકલાઓનો સમૂહ. ૧૧ સૂર્ય પક્ષે-પંક-કાદવને હરનાર. પુત્ર પક્ષે પંક-પાપરૂપ કાદવને હરનાર ૧૨ સૂર્યપક્ષે-માર્ગદર્શક-પ્રકાશથી માર્ગ દર્શાવનાર, પુત્ર પક્ષે માર્ગ-ધર્મમાર્ગ દર્શાવનાર. ૧૩ સૂર્ય પક્ષે સમ્યગ્-સારી રીતે દૃષ્ટિને રુચિ-કાંતિ આપનારા પુત્રપક્ષે સમ્યગ્ દૃષ્ટિ -સમ્યગ્ દર્શન વાલાને રૂચિ ઉપન્નવનારા ૧૪ સૂર્ય-દુર્નિરીક્ષ્ય-દુઃખે જોઇ શકાય તેવો પુત્રપક્ષે તેજવડે મુશ્કેલીથી જોઇ શકાય તેવા. ૧૫ ધ્વજપક્ષે રત્નકોટીશ્વર-કોટી રત્નોના સ્વામીના ધામ-રૂપ-ગૃહરૂપ. એવો વંશ-વાંસ પક્ષે વંશ-કુલ. ૧૬ કુંભપક્ષે સુવૃત્ત-સારા ગોળ-આકારથી શોભ-નાર. પુત્ર પક્ષે સુવૃત-શુભ આચરણથી શોભનાર. ૧૭ કુંભપક્ષે સુમનસ્-પુષ્પોની શ્રેણીથી સુશોભિત સ્વરૂપવાલો પુત્રપક્ષે-સુમનસ્ દેવ અથવા વિદ્વાનોની શ્રેણીથી સુશોભિત શરીરવાલો ૧૮ કુંભપક્ષે અમૃતથી અન્ય બીજાને તૃપ્ત કરનાર. પુત્રપક્ષે અમૃત-મોક્ષથી અન્ય-જીવોને તૃપ્ત કરનાર અથવા જ્ઞાનરૂપી અમૃતથી તૃપ્ત કરનાર.

દશમા પદ્મસરોવરના સ્વપ્નના દર્શનથી તમારા પુત્ર અનેક [1] સુવયસ્‌ ને સંતોષ કરનારા, [2] કમલાવલિથી શોભતા અને [3] તાપને હરનારા થશે. અગીયારમા સમુદ્રદર્શનના સ્વપ્નથી તમારા પુત્ર [4]ધીવરપુરૂષોને સતત સેવવા યોગ્ય; રત્નોના સ્થાનરૂપ. અપરિમિત પ્રમાણવાલા, અને સદા [5]વિધુમાં પ્રીતિવાલા થશે. બારમા વિમાનદર્શનના સ્વપ્નથી તમારા પુત્ર દેવતાઓના નૃત્ય તથા ગીતથી યુકત અને ઇંદ્રોના સાંનિધ્યવાલા થશે. તેરમા રત્નરાશિના સ્વપ્નના દર્શનથી તે અનેક વર્ણવાલા રત્નોથી યુકત ચિંતિત અર્થને આપનારા નાયકરૂપ થશે. અને ચૌદમા અગ્નિના સ્વપ્ન દર્શનથી તમારા પુત્ર [6]પ્રતાપથી દિશાઓના સમૂહને આક્રમણ કરનારા, દેવતાઓના પ્રમુખ, પવિત્ર.[7]જડતાને હરનારા અને શુદ્ધિ કરનારા થશે.

આ પ્રમાણે શ્યામાદેવીને કહી અને જિન ભગવાન્‌ને નમી તે ઇંદ્રો નંદીશ્વર (દ્વીપે) ગયા અને ત્યાં અઠ્ઠાઇઉત્સવ કરી પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા. પછી શ્યામાદેવીએ પોતાના પતિ–રાજા પાસે જઇ તે સ્વપ્નની વાત કહી. જે સાંભળી રાજા હર્ષના ભારથી પ્રિયા પ્રત્યે બોલ્યો "દેવી, તમે જે સ્વપ્નો જોયાં છે, તે શુભ અને ઉત્તમ પુત્રને આપનારા છે. તે વિષે મેં પૂર્વે શાસ્ત્રમાંથી સાંભળ્યું છે. હવે આપણુ બંનેને સર્વ પ્રકારની સંપત્તિ થશે, કદિપણુ વિપત્તિ થશે નહીં. પુત્રની ઉત્પત્તિ થશે, ગુરૂ ઉપર ભકિત થશે, સર્વજન સેવક બનશે, રાજ્યની વૃદ્ધિ થશે, ઉત્કૃષ્ટ બુદ્ધિ પ્રાપ્ત થશે, કાર્યસિદ્ધિ થશે, સર્વ લોકોમાં પ્રસિદ્ધિ થશે અને ઉત્તમ વસ્તુની સમૃદ્ધિ મલશે." ઇંદ્રોના કહેવાથી પ્રથમથી એ અર્થ તે જાણુનારી રાજપત્ની શ્યામાદેવીને પતિના આ વચનથી બમણો હર્ષ પ્રાપ્ત થયો. જ્યારે સુંદર પ્રભાત કાલ થયો, એટલે સર્વ કાર્ય સમૂહ કર્યા પછી રાજાએ માણુસો મોકલી સ્વપ્નના લક્ષણોને જાણુનારા વિદ્વાનોને બોલાવ્યા. પોતાની રાણીને સમીપમાં પડદામાં રાખી પ્રથમથી ગોઠવી રાખેલા આસનો ઉપર તે સ્વપ્નપાઠકોને અનુક્રમે બેસારી અને તેમની આગળ ફલ પુષ્પનો સમૂહ મૂકી રાજા આ પ્રમાણે બોલ્યો– "હે વિદ્વાનો મારી રાણીએ ગજેંદ્ર વિગેરે ચૌદ સ્વપ્નો સ્પષ્ટ રીતે જોયા છે, તો તેઓનું મને શું ફલ પ્રાપ્ત થશે ? તે નિવેદન કરો." તે સાભળીને તે શાસ્ત્ર કોવિદો પરસ્પર વિચાર કરવા લાગ્યા. જ્યારે તેનો ખરો અર્થ સમજવામાં આવ્યો, ત્યારે તેઓમા

---

૧ પદ્મસરોવર પક્ષે અનેક સુવયસ–સારા પક્ષીઓને સંતોષ કરનાર. પુત્રપક્ષે અનેક સારી વયવાલા–યુવાન પુરૂષોને સંતોષ કરનારા. ૨ પદ્મસરોવર પક્ષે કમલાવલિ–કમળ શ્રેણીથી શોભતા. પુત્રપક્ષે કમળાવલિ–લક્ષ્મીની શ્રેણીથી શોભતા ૩ તાપ–ગરમી પક્ષે સંસારનો તાપ ૪ સમુદ્રપક્ષે ધીવર એટલે ઢીમર પુરૂષો અને પુત્રપક્ષે બુધ્ધિમાન પુરૂષો. ૫ સમુદ્રપક્ષે વિધુ–ચંદ્ર અને પુત્રપક્ષે વિધિક્રિયા ૬ અગ્નિપક્ષે પ્રતાપ–ઘણો તાપ અને પુત્રપક્ષે પ્રતાપ–તેજ ૭ અગ્નિ પક્ષે જડતા એટલે ટાઢથી અકડાવું તે અને પુત્રપક્ષે જડતા જડપણું

મુખ્ય એવો એક દક્ષ પુરૂષ બોલ્યો–" રાજન્, દેવીએ એ સ્વપ્નો સ્પષ્ટ રીતે જોયાં છે, તેથી તમારો પુત્ર તીર્થંકર થશે. જો તે સ્વપ્નો સ્પષ્ટ જોવામાં ન આવ્યા હોય તો ચક્રવર્તી થાય છે. સાત સ્વપ્નો જોવામાં આવે તો વાસુદેવ થાય છે, ચાર સ્વપ્નો જોવામાં આવે તો બલદેવ થાય છે. અને એક સ્વપ્ન જોવામાં આવે તો રાજા થાય છે." તેમના આ વચનો સાંભળી રાજા પરિવાર સાથે સંતુષ્ટ થયો. તેણે શરીરમાં રોમાંચ રૂપ કવચ ધારણ કર્યું અને હર્ષાશ્રુના ભારથી તે પ્રકાશમાન થઈ રહ્યો. પછી વસ્ત્ર વિગેરેના શિરપાવથી સંતોષ પમાડી તે સ્વપ્નવાચકોને તેમને ઘેર મોકલ્યા અને પછી તેણે મહારાણીને તે સર્વ વૃત્તાંત જણાવ્યો, તેથી તેણીના હૃદયમાં નિશ્ચય થયો. પછી હર્ષથી પુષ્ટ થયેલી શ્યામાદેવીએ બે હાથ જોડી રાજાને કહ્યું. "સ્વામી, કલ્યાણના વિસ્તારને કરનાર મારે તીર્થંકર પુત્રજ થાઓ." સંતાનના વાક્યની સંતતિથી સુખમાં નિમગ્ન રહેનારા અને અધિક અધિક હર્ષને ધારણ કરનારા તે બંને દંપતીને દિવસો વેગથી પ્રસાર થવા લાગ્યા. તે ગર્ભના પ્રભાવથી રાજાના નગરમાં, અંતઃપુરમાં, અને સ્વદેશમાં અને પરદેશમાં આધિ, વ્યાધિ કે પીડાની વાત રહીજ નહિં. તે સમયે ઇંદ્રની આજ્ઞાથી પવિત્ર કાર્ય કરનારા ઉત્તમ વાયુકુમાર દેવતાઓ હર્ષથી શ્યામાદેવીના મહેલના આંગણાને સાફસુફ કરવા લાગ્યા, મેઘકુમાર દેવતાઓ સુગંધિ જલથી સિંચન કરવા લાગ્યા, છ ઋતુઓની દેવીઓ સુકર કુસુમના સમૂહની વૃષ્ટિ કરવા લાગી. વ્યંતરદેવીઓ તેમના શરીરની શુશ્રુષા કરવા લાગી અને જ્યોતિષ્કદેવીઓ શ્યામાદેવીને રત્નમય દર્પણ દેખાડવા લાગી. જ્યારે જિનરાજ પ્રભુ શ્યામાદેવીના ઉદરે અવતર્યા, ત્યારે સર્વ લોકોને રાજાપણું પ્રગટ થઇ આવ્યું અને ઋતુરાજ વસન્ત પ્રસરવા લાગ્યો, પ્રભુ ભૂલોકમાં આવતાં સર્વ વૃક્ષો યોગ્યતા પ્રમાણે ખીલી મનુષ્યોને પુષ્પો, ફુલો અને પત્રો આપવા લાગ્યાં, સમુદ્ર જિનપ્રભુનું સામીપ્ય પ્રાપ્ત કર્યા છતાં પણ ગ્રીષ્મઋતુ આવતાં [1]રાજપ્રસાદ મેળવી વેળા મર્યાદા મૂકવા લાગ્યા, પરંતુ શ્યામાદેવી એ [2]વામા છતાં પણ ધર્મ કર્મ કરવામાં મર્યાદા છોડી નહીં, પરંતુ ઉલટી તેણીને તે ઉપર (વિશેષ) શ્રદ્ધા થઇ. બાહેરના પ્રગટ જિન ભગવાન્ અને અંદર–ગર્ભગત જિનભગવાન્‌ની અંદર મહત્ અંતર હોય છે. કારણકે સામાન્ય કેવળી અને જિનેશ્વર ભગવાન્ એ બે વચ્ચે અતિશય વડે મોટું અંતર તફાવત હોય છે.) અષાડ માસ અર્ધો જતાં ત્રીજે માસે શ્યામાદેવીને જગત્ પૂજિત એવો સુકૃતનો દોહદ ઉત્પન્ન થઇ આવ્યો. તે ઉપરથી અદ્યાપિ પણ સ્ત્રીઓમાં ઘણી ધર્મશ્રદ્ધા જોવામાં આવે છે. જેમાં મહાજન પ્રવર્ત્તે તે માર્ગ કહેવાય છે જેમ જિનદષ્ટિ વડે ઉત્તમ શ્રાવકોનો અને અંતરદષ્ટિવડે સત્પુરૂષોનો પ્રસરેલો તાપ શમી જાય છે.

---

૧ રાજપ્રસાદ એટલે રાજા રૂપ પ્રભુનો પ્રસાદ પક્ષે ચંદ્રનો પ્રસાદ. ૨ વામા એટલે વક્ર- પક્ષે વામા-સુંદરી વિરોધાભાસ.

તેમ વર્ષાઋતુ આવતા મેઘ વૃષ્ટિવડે ગ્રીષ્મઋતુનો પ્રસરેલો તાપ શમી ગયો. [1]ઘન રસવાલા ઘનમેઘને ઘણા જનોને તૃપ્ત કરતો જોઈ દાનરહિત એવો સૂર્ય શાંત થઇ ગયો. શ્રી જિનપ્રભુને નિષ્પાપ જાણી અને પોતાને અગસ્તમુનિએ અંજલિમાં પીવાએલો જાણી સમુદ્રે જલના ગર્વથી ઊત્પન્ન થયેલી પોતાની [2]ઊલ્લોલતા છોડી દીધી. તે સમયે શ્યામાદેવીના સીમંતનું કામ કરવાને શરદ્ઋતુ હંસક સહિત શુકપક્ષીની પંક્તિની સુંદર તોરણમાળાને લઇ હર્ષથી સત્વર ત્યાં આવી પહોંચી. જિનમાતાના તે ભવ્ય અને નવીન સીમંતોત્સવ થતાં અગ્નિએ પણ પોતાની શ્યામતા હર્ષથી છોડી [3]દીધી. સર્વજ્ઞ પ્રભુ ગર્ભમાં આવતાં પૃથ્વી ઊપર [4]પંકનો નાશ થઇ ગયો. [5]દુર્દિનનો પ્રલય થઇ ગયો અને [6]હંસવિચાર પણ થવા લાગ્યો; તે સમયે શ્રી સર્વ હિતકારી પ્રભુના પ્રસાદથી સર્વ પૃથ્વી ખીલી રહી, [7]ઋષિગણનો ઉદય થયો અને ધાન્ય હજારગણું ઊત્પન્ન થયું. અગાર-ઘર વગરના અનગાર-મુનિઓનો પણ વિહાર હેમંતઋતુમાં થાય છે, તો દેહના ગર્ભ રૂપી ઘરમાં રહેલા પ્રભુના તે વિહારની સિદ્ધિ કેમ ન થાય? સૂર્ય પણ [8]પર્વણીને દિવસે પોતાને તમથી ગ્રસેલો જોઇને અને શ્રી જિન પ્રભુને સદા તમને હણનારા જોઇને તે કાલે મંદતેજવાલો બની ગયો એ સમયે અનેક ક્ષેત્રો દૃષ્ટિની પુષ્ટિને કરનારા થયા તો સર્વજ્ઞ પ્રભુના એ જન્મ પ્રસંગે તેમનું પોષણ થાય, એમાં શું કહેવું? " અમારા સમયમાં પ્રભુનું ગર્ભાધાન થયું, જન્મસ્નાત્રને મહોત્સવ થયો અને પ્રભુની માતા અમારા નામની સાથે મલતા છે." આવું વિચારી રાત્રિઓએ [9]પ્રૌઢતા ધારણ કરી. અહો થોડા સુખમાં પણ પ્રમદાઓની વૃદ્ધિ થાય એ સંભવિત છે. તે સમયે [10]જડા(લા)શયો પણ પ્રભુને લઈને [11]નીચો માર્ગ છોડી બરફ રૂપ બની પૃથ્વીમાં સ્થિર થઇ ગયા. તે કાલે જડતા

---

૧ મેઘ ઘન ઘણો અથવા ઘાટા રસવાલો છે અને જલનુ દાન કરી ઘણા પ્રાણીઓને તૃપ્ત કરનારો છે. એવું જોઇ દાનગુણ વગરનો સૂર્ય શાન્ત થઇ ગયો. દાતાને દેખી અદાતા શાંત થઇ જાય છે. ૨ ઉલ્લોલતા-ચપલતા ઊછાછળાપણું પક્ષે ઊચા મોજાને ઊછાળવાપણું. ૩ અર્થાત્ અગ્નિ ઊજ્વળતાથી જ્વલિત થવા લાગ્યો. ૪ પંક કાદવ પક્ષે પાપ. ૫ દુર્દિન વાદળાથી છવાએલો દિવસ પક્ષે નઠારો દિવસ તે શુભ નિર્મલ બની ગયો. ૬ હંસ વિચાર -હંસપક્ષીનો સંચાર શરદ્ઋતુમાં હંસ પક્ષીઓ પાછા પ્રગટ થાય છે પક્ષે હંસ-આત્માનો જીવનો વિચાર. ૭ ઋષિગણ મુનિગણ પક્ષે તારાગણ. ૮ સૂર્ય પર્વણી-અમાવાસ્યાને તમ-રાહુથી ગ્રસેલો થાય છે. અર્થાત્ સૂર્ય ગ્રહણ વખતે તેમ બને છે અને પ્રભુતો સદા તમ-અજ્ઞાન-અંધકારને હણનારા છે તે જોઇ સૂર્ય મંદ પડી ગયો. હેમંતઋતુમાં સૂર્યનું તેજ મંદ થાય છે ૯ અર્થાત્ હેમંતમાં રાત્રિઓ મોટી થઇ. રાત્રિનું નામ પણ શ્યામા છે, તેથી તે શ્યામાદેવીને મલતા નામવાળી છે. ૧૦ જડાશય-જડ-આશય હૃદયવાલા મનુષ્યોએ અર્થ બીજે પક્ષે લેવો. ૧૧ નીચો માર્ગ જલાશય પક્ષે નીચે માર્ગે જવું તે અને બીજે પક્ષે નીચ રસ્તે ચાલવું તે.

થયા છતાં પણ જીવોન પવિત્ર [1]રૂચિ થતી હતી. તેનું કારણ જિનભગવાનનું સંસારને નિવારનાર જન્મજ છે, એમ હું માનું છું. તે સમયે વૃદ્ધ સ્ત્રીઓએ આવી હિતકારી આહાર, આચ્છાદન, આસન અને માંચડાથી સર્વ ઋતુઓમાં તે ગર્ભનું જે પથ્ય હતું તે કર્યું. આઠ માસ અને એકવીશ દિવસો વ્યતિત થયા પછી માઘ માસની શુક્લ તૃતીયાને દિવસે રાત્રે શુભ સમયે ચંદ્ર ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં આવતાં અને બીજા ગ્રહો ઉચ્ચ સ્થાનમાં રહેતા શ્યામાદેવીએ વરાહના ચિહ્નવાળા સુવર્ણના જેવી કાંતિ ધરનારા, ત્રણ જ્ઞાનવાલા, ધીર, સમુદ્રથી પણ ગંભીર અને તેજના પુંજથી વિરાજીત એવા પુત્રન જન્મ આપ્યો. તે સમયે વિખ્યાત જગત્પ્રભુનો જન્મ થતાં દિશાઓ આકાશની સાથે પ્રકાશવાળી અને કાશડાના પુષ્પોના જેવી ઉજ્વળ બની ગઇ. ક્ષણવાર નારકીઓને પણ સુખ થયું; પૃથ્વી ઉચ્છ્વાસવાળી (અંકુરિત) બની ગઇ. જલ નિર્મલ થયું, અગ્નિની જ્વાલા દક્ષિણ તરફ બલવા લાગી, વાયુ સુગંધી વાવા લાગ્યો અને વૃક્ષો પુષ્પિત થઇ ગયાં. આ પૃથ્વી ઉપર શ્રી જિન ભગવાનનું માહાત્મ્ય સદા અચિંત્યજ હોય છે. આકાશમાં ગંભીર ધ્વનિવાલા દુંદુભિ (દિવવાજિંત્રો વાગવા લાગ્યાં. સુગંધી જલ તથા પુષ્પોની વૃષ્ટિ થવા માંડી.

એવે સમયે આસન કંપવાથી અવધિજ્ઞાનનો ઉપયોગ જેમણે કર્યો છે એવી શુભ હૃદયવાલી દિક્કુમારીઓ સત્વર પોતપોતાના સ્થાનમાંથી સત્વર ત્યાં આવી. **ભોગંકરા, ભોગવતી, સુભોગા, ભોગમાલિની, સુવત્સા, વત્સમિત્રા, પુષ્પમાલા** અને **અનિંદિતા** એ આઠ **અધોલોક** વાસી દિક્કુમારિકાઓ સૂતિકાગૃહમાં આવી ત્યાં તેમણે જિનપ્રભુને, અને તેમની માતાને નમસ્કાર કરી કહ્યું કે, " જગત્માતા, તમારે બ્હીવું નહીં. અમો પ્રભુનો જન્મોત્સવ કરવા આવ્યા છીએ " આ પ્રમાણે કહી તે સૂતિકાગૃહની ચારે તરફ એક યોજન સુધી ભૂમિને સારાવાયુથી શોધી તેમની સમીપે આસન કરી, જિન પ્રભુના ગીત ગાવામાં તત્પર થઇને રહી. તે પછી પ્રયાણ કરવાના આદરથી સુંદર એવી ઉર્ધ્વલોકમાં રહેનારી આઠ દિક્કુમારીઓ ભુવનપતિ-જિન પ્રભુના ભુવનમાં આવી. તેઓના નામ **મેઘંકરા, મેઘવતી, સુમેઘા, મેઘમાલિની, તોયધારા, વિચિત્રા, વારિષેણા** અને **બલાહકા** એવાં હતાં, તેઓએ જિનને અને જિનમાતાને પ્રણામ કરી યોજન સુધીની પૃથ્વી ઉપર સુગંધી જલવડે સિંચન કરી પુષ્પોની વૃષ્ટિ કરી. સર્વજ્ઞને અને તેમની માતાને નમસ્કાર કરવો, પોતાનું કામ પ્રગટ કરવું, ગીતગાન કરવું, અને પછી (પોત પોતાની દિશામાં મર્યાદાસર ઉભા) રહેવું એ દિક્કુમારી-

[1] રૂચિ-ઇચ્છા પક્ષે કાંતિ.

એનો વિધિ હોય છે. તે પછી પૂર્વરૂચક પર્વતના સ્થાનમાંથી આઠ દિક્કુમારીઓ દર્પણ લઇને આવી, ત્યાં આવી પોતાનો આચાર સાચવી તે સુંદરીઓ પોતાની દિશા તરફ ઉભી રહી. નંદા, ઉત્તરાનંદા, આનંદા, નંદિવર્ધના, વિજયા, વૈજયંતી, જયંતી અને અપરાજિતા એવા તેમનાં નામ હતાં. દક્ષિણરૂચકમાંથી વિધિને જાણનારી અને મર્યાદાવાળી આઠ દિક્કુમારીઓ હાથમાં ઝારીઓ લઇને આવી. સુપ્રહારા, સુપ્રદત્તા, સપ્રબુદ્ધા યશોધરા, લક્ષ્મીવતી, શેષવતી, ચિત્રગુપ્તા, અને વસુંધરા એવા તેમનાં નામ હતાં. મહામારી, આધિ, અને વ્યાધિથી રક્ષણ કરનારી આઠ દિક્કુમારી હાથમાં પંખા લઇને પશ્ચિમરૂચકમાંથી આવી. ઇલાદેવી, સુરાદેવી, પૃથિવી, પદ્માવતી, એકનાસા, નવમિકા, સીતા અને ભદ્રા–એવાં તેમનાં નામ હતાં. ઉત્તર વૈક્રિયને કરનારી આઠ દિક્કુમારીઓ હાથમાં ચામર લઇને ઉત્તરરૂચકમાંથી આવી, તેઓ જિન અને જિનમાતાને નમસ્કાર કરી પોતાની દિશામાં ઉભી રહી. અલંબુસા, મિશ્રકેશી, પુંડરીકા, વારૂણી, હાસા, સર્વપ્રભા, શ્રી અને હ્રી–એવાં તેમનાં નામ હતાં. ચિત્રકનકા, સુતેરા, ચિત્રા અને સૌત્રામણી નામની ચાર દિક્કુમારીહાથમાં દીપક લઇ વિદિક્રૂચકમાંથી આવી. રૂપાસિકા, સુરૂપા. રૂપા અને રૂપકાવતી નામની ચાર દિક્કુમારીઓ મધ્યરૂચકમાંથી આવી. તેઓએ ચાર આંગળ છોડી પ્રભુનું નાભિનાળ છેદી પૃથ્વીમાં ખાડો ખોદીને તેની અંદર પધરાવ્યું. પછી તે ઉત્તમ ખાડાને દિવ્ય રત્નોથી પૂરી, તે ઉપર પીઠિકા બાંધી તેમાં દ્રોના અંકુરો આરોપત કર્યા. પછી સૂતિકાગૃહથી પૂર્વ દક્ષિણ અને ઉત્તર દિશાઓમાં ત્રણ કદલીગૃહ બનાવી તેની અંદર ચોરસ શાળામાં સિંહાસનો ગોઠવ્યાં. પછી તે કુમારીઓએ શ્રી જિન ભગવાનને અને તેમની માતાને દક્ષિણ તરફના ઘરમાં લઈ જઈ ત્યાં ચતુઃશાલ ઉપર રહેલા રત્નમય સિંહાસન ઉપર સ્થાપિત કર્યા. ત્યાં દિવ્ય તેલથી ચોળી ઉદ્વર્તન કરી તરતજ તેમને પૂર્વદિશાના કદલીગૃહમાં લાવી, ત્યાં પાદપીઠ–બાજોઠ–વાલા ભવ્ય સિંહાસન ઉપર બેસારી બંનેને નિર્મલ જલથી સ્નાન કરાવી વિભૂષિત કર્યા. પછી તેમને ઉત્તરના દિવ્યરત્નવાલા ચતુઃશાલના પીઠ ઉપર લાવી ક્ષુદ્ર હિમાચલ સંબંધી ગોશીર્ષ ચંદન આભિયોગિક દેવતાઓની પાસે મંગાવીને મથન કરેલા અરણિના કાષ્ઠના અગ્નિથી તે ગો–ચંદન) બાલી તે બંનેના હાથમાં (તેની) રક્ષાપોટ્ટલિકા બાંધી, પછી 'તમે પર્વતના જેવા (દઢ આયુષ્યવાલા થાઓ" એમ પ્રભુના કાનમાં કહી બે પાષાણના ગોળાને અન્યો અન્ય અફલાવ્યા. ત્યારબાદ જિનભગવાનને અને તેમની માતાને સૂતિકાગૃહમાં લઇ જઈ તે દિક્કુમારીઓ શ્રી અરિહંત પ્રભુના ઘણાં ગુણોને ગાતી ગાતી તેમની આસપાસ ઉભી રહી. આ સમયે પ્રભુ પૃથ્વી ઉપર પધારતાં સર્વ ઇંદ્રોના અચળ આસનો એકી વખતે ચલાયમાન થયાં. તત્કાલ અવધિજ્ઞાનથી પ્રભુનો જન્મ જાણી તે સર્વે ઘણાં આનંદથી પુષ્

બની ગયા, અને સુંદર આદરથી પ્રભુના જન્મની દિશા તરફ સાત-આઠ પગલાં ચાલી નમન કરી અને પ્રભુની સ્તુતિ કરી પોતપોતાના આસનો તરફ પાછા આવ્યા. પછી સૌધર્મ ઇંદ્રે પોતાના સેનાપતિ નૈગમેષી દેવને બોલાવીને કહ્યું કે, " સર્વ દેવતાઓને બોલાવ્ય." પછી ઇંદ્રની આજ્ઞાથી તે નૈગમેષી દેવતાએ નામથી અને અર્થથી યોગ્ય એવી સુઘોષા નામની એક યોજન પ્રમાણવાળી ઘંટાને ત્રણવાર વગાડી. તેની સાથેજ એકે ઊણા બત્રીશ લાખ વિમાનોની અંદર ઘંટાઓના પ્રતિ ધ્વનિઓ થઈ રહ્યા. તે સાંભળી સર્વ દેવતાઓ તત્કાલ સાવધાન થઇ ગયા. જ્યારે તે ઘંટાઓનો નાદ વિશ્રાંત થયો, ત્યારે સેનાપતિ નૈગમેષીએ આ પ્રમાણે કહ્યું. " હે દેવતાઓ, આજે શુભપર્વનો દિવસ છે, કારણકે શ્રી જિન ભગવાન્નો જન્મ થયો છે. તેથી ઇંદ્ર પોતે ત્યાં જવાના છે, માટે તમે પણ સત્વર જાઓ." સેનાપતિનાં આ વચન સાંભળી સર્વે સમ્યક્ત્વધારી દેવતાઓ રૂચિ-કાંતિને ધારણ કરતાં તત્કાળ હર્ષથી ગમન કરવા માટે સાવધાન થઇ ગયા. કેટલાએક ઇંદ્રની આજ્ઞાના બલથી, કેટલાએક વચનના બલથી, કેટલાએક તે મહોત્સવ જોવાની ઇચ્છાથી અને કેટલાએક પોતાની સ્ત્રીના વશથી-એમ સર્વ દેવતાઓ (અતિત્વરાયુક્ત) સર્વ રીતે વિવિધ વાહનોને લઇ ત્યાં જવાને ઊત્સુક બની ગયા. તે કાલે ઇંદ્રની આજ્ઞાથી **પાલક** નામના દેવતાએ પાંચસો યોજન ઉંચું, લાખ યોજન વિસ્તારવાળું, અનેક સ્તંભવાલું, વાગતી ઘુઘરીઓથી શોભતું, અને તોરણની શ્રેણીથી વિરાજમાન **પાલક** નામનું એક પ્રધાન વિમાન બનાવ્યું. તેની અંદર સૌધર્મેંદ્રને માટે પાદપીઠ, ઉલ્લોચ અને રત્નમય પીઠિકાએ સહિત એવું એક રમણીય સિંહાસન બનાવ્યું. ઇંદ્રના સરખા દેવતાઓ, દેવીઓ, **સભાસદો અને અંગરક્ષકોને** માટે બીજા ઘણાં પીઠ-આસનો ત્યાં નિર્માણ કર્યા. પછી સ્વહિત કરનાર સૌધર્મ ઇંદ્ર પરિવાર સાથે પોતાને યોગ્ય આસને બેઠો. તે કાલે દેવતાઓએ ગાયન કરવા માંડ્યું. પછી પ્રયાણ કરવામાં ચતુર એવો ઇંદ્ર બત્રીશ લાખ વિમાનવાસી દેવતાઓથી વીંટાઇને ઊત્તર દિશાને માર્ગે તિરછો ચાલી અસંખ્ય દ્વીપોનું ઉલ્લંઘનકરી નંદીશ્વર દ્વીપમાં આવ્યો અને તે (સદ્) વાસના યુક્ત સૌધર્મેંદ્રે ત્યાં પોતાનું વિમાન સંક્ષિપ્ત કર્યું. પછી સર્વ દ્વીપોને ઓલંગી નગરમાં જઈ તેણે પ્રભુના જન્મગૃહને ઉંચે પ્રકારે ત્રણ પ્રદક્ષિણા કરી. તે ગૃહની ઈશાન દિશામાં પોતાનું વિમાન રાખી પોતે સૂતિકાગૃહમાં ગયો અને ત્યાં જિનભગવાન્ને અને તેમની માતાને નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો " માતા, તમારે ભય રાખવો નહીં, અમંગળ દૂર કરવું, તમારા પુત્રનો જન્મોત્સવ કરવાને માટે હું અહિં આવ્યો છું." પછી શ્યામાદેવીને **અવસ્વાપિની** નિદ્રા આપી તે ભક્તિ કરવામાં ચતુર એવા ઇંદ્રે પોતાના પાંચ સ્વરૂપ બનાવ્યાં. માતા પાસે અન્ય પ્રતિબિંબ (પ્રભુ તુલ્ય પ્રતિમા) સ્થાપન કરી પોતાની એક મૂર્ત્તિએ ગોશીર્ષ ચંદનવાલા બંને હાથમાં પ્રભુને ગ્રહણ કર્યા. એક મૂ-

ર્ત્તિએ છત્ર, બે મૂર્ત્તિઓએ બે ચામર અને એક મૂર્ત્તિએ દુષ્ટોને નિવારનારૂં વજ્ર લીધું. પછી બીજા દેવતાઓના સમૂહે યુકત થઇ જિનશાસનનો ભકત એવો તે ઇંદ્ર વિધિપૂર્વક પ્રભુને **મેરૂપર્વત** ઉપર લઇ ગયો. તે પર્વતની ચૂલિકાની દક્ષિણ તરફ આવેલા **પાંડુક** નામના વનમાં **અતિપાંડુકબલા** નામની શ્વેત કાંતિવાલી શિલા ઉપર આવ્યો. ત્યાં સ્નાન કરવાને યોગ્ય એવા સિંહાસન ઉપર તે ઇંદ્ર પ્રભુને ઉત્સંગમાં રાખી તરત પૂર્વાભિમુખે બેઠો. તે વખતે જેના હાથમાં ત્રિશૂલ છે, જેને વૃષભનું વાહન છે અને **પુષ્પક** નામના અતિપ્રૌઢ પ્રમાણવાલા વિમાન ઉપર જે રહેલો છે એવો **ઇશાન-ઇંદ્ર** અઠયાવીશ લાખ વિમાન વાસી ઉત્કૃષ્ટદેવતાઓની સાથે બીજા કલ્પમાંથી ઉતરી તિર્છા દક્ષિણ દિશાને માર્ગે નંદીશ્વર દ્વીપમાં આવી ત્યાં પોતાના વિમાનને સંક્ષિપ્ત કરી ઘણા પરિવાર સહિત તે મેરૂપર્વત ઉપર આવ્યો. બાર લાખ વિમાનોના શ્રેષ્ઠ દેવતાઓથી વીંટાએલો **સનત્કુમાર ઇંદ્ર સુમન** નામના રૂડા વિમાનમાં આવ્યો. આઠ લાખ વિમાન પતિ દેવતાઓથી પરિવૃત થયેલો **માહેંદ્ર ઇંદ્ર શ્રીવત્સ** નામના વિમાનમાં બેસી પ્રભુની સમીપે આવ્યો. ચાર લાખ વૈમાનિક દેવતાઓએ યુકત થઇ **બ્રહ્મદેવલોકનો** પતિ ઇંદ્ર **નંદ્યાવર્ત્ત** વિમાનમાં બેશીને પ્રભુની પાસે આવ્યો, પચાસ હજાર વિમાનપતિ દેવતાઓની સાથે **લાંતક ઇંદ્ર કામગવ** નામના વિમાનમાં બેસીને ત્યાં આવ્યો. ચાલીશ હજાર વિમાનવાસી દેવતાઓની સાથે **શુક્રપતિ પ્રીતિગવ** વિમાનમાં બેસીને હર્ષથી ત્યાં આવ્યો. છ હજાર વિમાનવાસી દેવોની સાથે **સહસ્રાર** દેવલોકનો ઇંદ્ર **મનોરમ** નામના વિમાનમાં બેસીને ત્યાં આવ્યો. **આનત-પ્રાણત** પતિ ઇંદ્ર ચારસો વિમાનવાસી દેવતાઓની સાથે **વિમલ** નામના વિમાનમાં બેસી હર્ષપૂર્વક ત્યાં આવ્યો. **આરણાચ્યુત** પતિ ઇંદ્ર ત્રણસો વિમાનવાસી દેવતાઓની સાથે **સર્વતોભદ્ર** નામના વિમાનમાં બેસીને ત્યાં આવ્યો.

આ સમયે રત્નપ્રભા નામની પૃથ્વીમાં ઘણી સંખ્યાએ વસનારા ભવનપતિ અને વ્યંતરેંદ્રોનાં આસનો કંપાયમાન થયાં. અવધિજ્ઞાનથી જાણી તેઓના **ચમર** અને **બલિ** નામના બે ઇંદ્રો, **ધરણેંદ્ર** અને **ભૂતાનંદ** નામે બે નાગેંદ્રો, **વેણુદારી** અને **વેણુદેવ** નામે બે સુપર્ણોના ઇંદ્રો, **હરિ** અને **હરિસેન** નામે બે વિદ્યુત્કુમારોના ઇંદ્રો, **અગ્નિમાણવ** અને **અગ્નિશિખ** નામે બે અગ્નિકુમારોના ઇંદ્રો, **પૂર્ણ** અને **વસિષ્ઠ** નામે બે દ્વીપકુમારોના ઇંદ્રો, **જલકાંત** અને **જલપ્રભ** નામે બે ઉદધિકુમારોના ઇંદ્રો, **અમિત** અને **અમિતવાહન** નામે બે દિક્કુમારોના ઇંદ્રો, **વેલંબ** અને **પ્રભંજન** નામે બે વાયુકુમારોના ઇંદ્રો, **મહાઘોષ** અને **સુઘોષ** નામે બે સ્તનિતકુમારોના ઇંદ્રો, **કાલ** અને **મહાકાલ** નામે બે વ્યંતરોના ઇંદ્રો, **સુરૂપ** અને **પ્રતિરૂપ** નામે બે ભૂતોના ઇંદ્રો, **માણિભદ્ર** અને **પૂર્ણભદ્ર** નામે બે યક્ષોના ઇંદ્રો, **ભીમ** અને

**મહાભીમ** નામે બે રાક્ષસોના ઇંદ્રો, **કિંપુરૂષ** અને **કિન્નર** નામે બે કિંનરોના ઇંદ્રો, **મહાપુરૂષ** અને **સ્તુત્પુરૂષ** નામે બે કિંપુરૂષોના ઇંદ્રો, **અતિકાય** અને **મહાકાય** નામે બે મહોરગ ગણના ઇંદ્રો, અને **ગીતયશા** અને **ગીતરતિ** નામે બે ગંધર્વોના ઇંદ્રો, ત્યાં આવી પહોંચ્યા. **અપ્રજ્ઞપ્તિ** (અણુપન્ની) અને **પંચપ્રજ્ઞપ્તિ** (પણુપન્ની) વિગેરે અપર અષ્ટનિકાયોના સોળ ઇંદ્રો પણ ત્યાં આવી પહોંચ્યા. તેમાં **સંનિહિત** અને **સમાનિક** નામે બે **અપ્રજ્ઞપ્તિ** (અણુપન્ની) ના ઇંદ્રો, **હરિધાતા** અને **વિધાતા** નામે બે **પચપ્રજ્ઞપ્તિ** (પણુપન્ની) ના ઇંદ્રો, **ઋષિ** અને **ઋષિપાળ** નામે બે ઋષિવાદિતિકના ઇંદ્રો, **ઈશ્વર** અને **મહેશ્વર** નામે બે ભૂતવાદિતિકના ઇંદ્રો, **સુવત્સ** અને **વિશાળક** નામે બે કંદિતિકના ઇંદ્રો, **હાસ** અને **હાસરતિ** નામે બે મહાકંદિતિકના ઇંદ્રો, **શ્વેત** અને **મહાશ્વેત** નામે બે કુષ્માંડોના ઇંદ્રો, **પંચક** અને **પંચકપતિ** નામે બે પંચકોના ઇંદ્રો, અને અસંખ્ય ચંદ્ર સૂર્ય જ્યોતિષ્કોના બે ઇંદ્રો-એમ સર્વ મળીને ચોશઠ ઇંદ્રો તે વખતે મેરૂપર્વત ઉપર એકઠા મળ્યા. તે પ્રત્યેકના સેવક દેવતાઓએ સુવર્ણના, રૂપાના, રત્નમય, સુવર્ણમણિમય, સુવર્ણરૂપું તથા મણિમય અને મણિમાંથી બનાવેલા, મણિરૂપું અને સુવર્ણમાંથી બનાવેલા અને મૃત્તિકામાંથી બનાવેલા યોજન પ્રમાણ **ઉન્મુખ** (ઉંચા નાળવાવાળા) પ્રત્યેક એક હજારને આઠ કલશો ઇંદ્રની આજ્ઞાથી ઉત્તમ પુદ્ગલો ગ્રહણ કરીને વિકુર્વ્યા. અવિરત પુરૂષોનું એજ ઉત્તમ ફળ છે. પછી કિન્નરો મધુરસ્વરે ગીતગાન કરતાં, અપરિમિત દેવ તથા દેવીઓના ગણો નૃત્ય કરતાં, નાદસહિત વાજીંત્રો વાગતાં, ઉત્તમ સુર-અસુરો ચામરો વીંજતાં, મંગલ પાઠકો સુસ્વરે મંગળપાઠ કરતાં અને ચારણ-શ્રમણો ભાવથી સ્તુતિ કરતા અચ્યુતેંદ્ર બીજા બાશઠ ઇંદ્રોએ યુક્ત થઈ અને દેવગણોથી વીંટાઇ હર્ષસાથે પ્રભુને વિધિથી સ્નાત્ર અભિષેક કર્યો. પછી તેણે ચંદન ચર્ચી સુગંધી પુષ્પોથી પ્રભુની પરમ ભક્તિ અને શક્તિવડે પૂજા કરી. પ્રથમ ઇંદ્રે પોતે પ્રભુને સ્નાન અને પૂજન કર્યા નહી, તેને માટે પોતે સુકૃત કર્યું નથી, એમ તેણે માન્યું નહી. પછી સૌધર્મેંદ્રની જેમ ઇશાનેંદ્રે પોતાનાં પાંચ રૂપ કર્યા. એક રૂપે પ્રભુને ઉત્સંગમાં લઈ ઉત્તમ. સિંહાસન ઉપર બેઠો. બીજે રૂપે છત્ર અને બીજા બે રૂપે બે ચામર ધારણ કર્યા. પછી એક રૂપે પુણ્યરૂપી વૃક્ષના મૂલરૂપ એવું ત્રિશૂલ ઉછાળવા માંડયું. પછી સદ્બુદ્ધિવાળા સૌધર્મેંદ્રે તેની ચારે દિશાઓમાં જાણે મૂર્તિમાન વૃષ-ધર્મ હોય તેવા સ્ફટિકાંત મણિમય ચાર વૃષભો બનાવ્યા. તેમનાં શીંગડાંમાંથી નીકળતી આઠ જળધારાઓવડે તેણે કલ્યાણલક્ષ્મી પાત્રરૂપ પ્રભુને સ્નાન કરાવ્યું. પછી શ્રીખંડચંદન અને પુષ્પ વિગેરેથી પ્રભુની પૂજા કરી, મણિમય બાજોઠ ઉપર રૂપાના અક્ષતવડે અષ્ટમંગલ આળેખ્યા. પછી પ્રભુ પાસે કર્પૂર તથા અગરૂચંદનથી મિશ્ર એવો ધૂપ કરી ઉંચે પ્રકારે આરતી તથા મંગળદીપ

કરી કલ્યાણ કરનારી અને તંદ્રાને છોડાવનારી યોગમુદ્રા રચી, તે માયારહિત ઈંદ્રે આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી. "કલ્યાણને આપનારા લક્ષ્મીથી વિભૂષિત કલ્યાણકોવડે સુશોભિત, [1]કલ્યાણરૂપ વર્ણવાળા અને કલ્યાણપદને આપનારા તમોને હું સ્તવું છું. હે પ્રભુ, તમારૂં નવીન સ્તવન કરનાર બુધજન કે બ્રાહ્મીનો પુત્ર ભલે હોય, પરંતુ તે જે [2]ગુરૂતાને પામે છે, તે ઘણું આશ્ચર્યકારી છે. જગતના પ્રભુ અને [3]શંભુ એવા તમોને જાણીને હું આશ્રિત થયો છું, તથાપિ હું બીજાઓથી જે હરાઇજાઉં છું તેનું કારણ તમારી ઊપેક્ષા છે. હે સ્વામિન્, જે વિધિએ મારા શરીરને હજાર નેત્રવાળું બનાવ્યું, તે વિધિ ઘણી સારી બુદ્ધિવાલો છે, નહીંતો તમારૂં આ સુંદરરૂપ હું શી રીતે નીરખી શકત ? પરંતુ તે વિધિએ મને તમારી સ્તુતિ કરવાને સમર્થ એવા [4]શતમખને બદલે શતમુખ ન બનાવ્યો, તેથી તે વિધિ [5]જડજથી ઉત્પન્ન થયેલો છે, એમ હું માનું છું. તમારો જન્મોત્સવ પ્રાપ્ત કરી પૂર્વે હું વર્ણથી [6]અર્જુન હતો, પરંતુ અત્યારે આ પૂજા કરવાને વખતે તે હું હજાર હાથને ધારણ કરનારો નથી, હે સ્વામી, તમારા કલ્યાણક પ્રસંગે [7]શિવ કલ્યાણની ઇચ્છાથી આવેલો હું આ વખતે ગંગાજલને ધારણ

---

૧ કલ્યાણ એટલે સુવર્ણ.

૨ ગુરૂતા—ભારેપણું પક્ષે ગુરૂપદ.

૩ શંભુ—એટલે સુખ કરનાર જે સુખ કરનાર હોય તેનો આશ્રય લેનાર બીજાઓથી હરી શકાય નહીં.

૪ 'શતમખ' એ ઈંદ્રનું નામ છે. તેણે સો વાર મખ-જિન પૂજારૂપ યજ્ઞ કરેલ, તે ઊપરથી તે નામ પડયું છે. અન્યમતવાલાએ મખનો અર્થ યજ્ઞ કરે છે. શતમુખ એટલે સો મુખવાલો.

૫ વિધિ—બ્રહ્મા જડજ—જલજ—કમળમાંથી ઊત્પન્ન થયેલ છે. ડ અને લ અક્ષર સરખાં ગણાય છેઃ તે ઉપરથી ' જડજ ' પણ હોઇ શકે. જે જડજમાંથી ઉત્પન્ન થાય, તે જડજ હોય તેથી શતમખને બદલે શતમુખ નામ આપ્યું નહીં. વિધિ—એટલે કર્મ પણ થાય છે. જૈનમત પ્રમાણેસૃષ્ટિકર્ત્તા વિધિ—બ્રહ્મા હોઇ શકે નહીં. તેથી લૌકિકપક્ષે તે અર્થ ઘટાવી શકાય.

૬ અર્જુન—એટલે શ્વેત પક્ષે પાંડવ અર્જુન વર્ણથી રંગથી અને જાતિથી હું પહેલાં અર્જુન હતો પણ અત્યારે હું તમારી પૂજા વખતે હજાર હાથને ધારણ કરનાર નથી, એટલી દીલગીરી મૂલમાં ' દો સહસ્રધર ' એવું પદ છે, તેનો એવો અર્થ પણ થાય કે, હું તમારી પૂજા કરવાથી હજાર દોષવાલો રહ્યો નથી.

૭ શિવ એટલે કલ્યાણ પક્ષે શિવ—મહાદેવ જે મહાદેવ થવાની ઇચ્છા કરે, તે ગંગાજલને ધારણ કરે અને ઘનવાહન થાય. ઈંદ્ર પક્ષે—ઇંદ્ર શિવ—કલ્યાણની ઇચ્છાથી આવેલો છે. તે સ્નાત્રને માટે ગંગાજલને ધારણ કરનારો છે અને ત્રણ પ્રકારે ઘનવાહન થયો છે એક પ્રકાર ઘન ઘણાં વાહનવાલો બીજે પ્રકાર ઘન—મેઘ વાહનવાલો અને ત્રીજે પ્રકાર તેનું ઘનવાહન નામ છે તે.

કરી ત્રણ પ્રકારે ઘન વાહન થયો છું, તમોને [1]ક્ષમાધરના સ્વામી માની હું વરાહને આશ્રિત થયો, પણ તમોએ અમારા અચલને લક્ષ્મીશ કર્યો અને ઉચે પ્રકારે તેનુ શિર દબાવી દીધું, તેથી હવે ઘણો લાબો પ્રસાદ કરો, અને તેથી તે પર્વત સુવર્ણ દંડનો દાતા અને રાજાઓએ અને સાધુજનોએ નમેલો અને સ્તવેલો છે, હે પ્રભુ, તમારા જન્મોત્સવને પ્રાપ્ત કરી આ [2]ક્ષણુદા મોગણી થયેલી છે. અને આ [3]સંસારના દાનથી તે રાત્રિનું દોષા એવું જે નામ છે, તે તમોને શું ઇષ્ટ નથી થયુ ? સ્વભાવી પુણ્યરૂપ એવું આ જલ તમારા સંગથી [4]વર્ણને પ્રાપ્ત થયુ છે, તે તમારા સુવર્ણ સારાવર્ણવાલા અંગના સંયોગથી કોને પવિત્ર ન કરે અર્થાત્ સર્વને પવિત્રજ કરે છે."

આ પ્રમાણે શ્રી વિમળનાથ પ્રભુને સ્નાત્ર કરવાને અવસરે ઇંદ્રે કરેલી સ્તુતિ જે મનુષ્ય ભણે છે, તે મનુષ્ય સત્પુરૂષોને સેવવા યોગ્ય થાય છે.

આ પ્રમાણે સ્તુતિ કરી સૌધર્મેંદ્ર પૂર્વની જેમ પાંચ રૂપ કરી પ્રભુને લઈ સૂતિકાગૃહમાં આવ્યો, ત્યાં શ્યામાદેવીની અવસ્વાપિની નિદ્રા અને પ્રભુની પ્રતિકૃતિને દૂર કરી શ્યામાદેવીના અંગને સુખ આપનારા તે પ્રભુને તેમની પડખે મૂકયા. પછી તે ભકિત કરનારા ઇંદ્રે જિનપ્રભુને ઓશીકે બે દિવ્ય વસ્ત્રો અને કુંડળ મૂકયા અને પ્રભુના અંગુઠામાં અમૃત મૂકયું. પછી ઇંદ્રની પ્રેરણાથી કુબેરે તે રાજાના ઘરમાં પ્રાતઃકાલે સોના, રૂપા અને રત્ન વિગેરેની વૃષ્ટિ કરી. ઇંદ્રના આદેશથી આભિયોગિક દેવતાઓએ ચારે પ્રકારના નિકાયોમાં આ પ્રમાણે આઘોપણા કરી–" જે કોઇ આ જિન ભગવાન્ અને તેમની માતાનું પોતાના હૃદયમાં અશુભ ચિંતવશે, તેના મસ્તકના સાત કકડા થઇ જશે." તે પછી ઇંદ્ર ત્યાં ધાત્રીકર્મ કરવા માટે પાચ અપસરાઓને રાખી પોતે નંદીશ્વરની યાત્રા કરી પોતાને સ્થાને ચાલ્યો ગયો. બીજા પણ ઇંદ્રો મેરૂપર્વતથીજ નંદીશ્વર દ્વીપમા ગયા અને ત્યાં અઠ્ઠાઇ ઊત્સવ કરી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. તે સમયે સર્વ દિક્કુમા-

---

૧ ક્ષમાધર ક્ષમાધારી મુનિઓના સ્વામી માનીને વરાહ ઊત્તમ અહંભાવને આશ્રિત થયો અને તમોએ અમારા અચળ મેરૂ પર્વતને જાતે પધારી લક્ષ્મીશ–શોભાનો ધણી બનાવ્યો અને તેના શિર ઊપર ચડી બેસા હવે તેની ઉપર પ્રસાદ કરો. કૃપા કરો મેરૂ પર્વત સુવર્ણનો દાતા છે અને તમારા પધારવાથી રાજાઓ અને સાધુ પુરુષોએ તે નમેલો છે અને સ્તવેલો છે, પક્ષે અન્યમતીઓના વરાહ–અવતારનો અર્થ પણ નીકલે છે જે વિષ્ણુને ક્ષમાધર–શેષનાગના સ્વામી માનીને વરાહનો આશ્રય કર્યો, પણ તે વિષ્ણુએ વરાહને લક્ષ્મીપતિ બનાવ્યો અને તેનુ મસ્તક દબાવી દીધું. તે વરાહ અચલ-ન ચલાયમાન થાય તેવો મજબૂત છે અને સુવર્ણ દડનો દાતા અને રાજાઓ અને સાધુ પુરૂષોએ નમેલો તથા સ્તવેલો છે. ૨ ક્ષણુદા એટલે રાત્રિ પક્ષે ક્ષણુ –ઉત્સવ આપનારી. ૩ પ્રભુને સંસારમા લાવનારી તેથી સંસાર આપનારી કહી છે ૪ વર્ણ એટલે રંગ–સોનેરી રંગ

રીઓએ પોત-પોતાનું કામ હાથમાં લઇ ઘરને યોગ્ય એવું પ્રભુના જન્મ સંબંધી કાર્ય કર્યું અને ઈંદ્રાદિક દેવતાઓએ બાહેર ઉત્સવ કર્યા તે ઉપરથી પુત્ર જન્મનો બધો વ્યવહાર અદ્યાપિ લોકોમાં પ્રવર્ત્તે છે તેમ વળી સૌધર્મેંદ્રની જેમ જેને જેવો અધિકાર તે પ્રમાણે તે કાલે સત્વર આવીને ગમનાગમન કરે છે.

જ્યારે સુખકારી પ્રાતઃકાલ થયો એટલે શ્યામાદેવી પોતાના કામદેવ જેવાં સુંદર પુત્રને જોઇ એટલા બધા ખુશી થયા કે તે પુત્ર વગરના સ્વર્ગને એક તૃણના જેવું પણ ગણતા નહીં. [1]શ્યામા પુત્રના મુખરૂપી ચંદ્રને જોઇને ઘણીજ ઉજ્વળ થઈ. તે ઘટિતજ થયું, પરંતુ મિત્રના ઉદયમાં તે તેજસ્વી હતા. તે ઘટિત ન હતું. શ્યામાદેવીનો પરિવાર પણ તે શિવ-કલ્યાણયુક્ત પુત્રને જોઇ ગીતગાન વિગેરેથી હર્ષનો કોલાહલ કરવા લાગ્યો. તે પછી તે પરિવારે [2]અહંપુર્વિકાથી ઘણો હર્ષ પામી રાજાને પુત્રજન્મના વૃત્તાંતની વધામણી આપી. રાજાએ આ પહેલો અને આ પછીનો-એમ ક્રમ રાખ્યા શિવાય પોતાની રૂચિ પ્રમાણે દ્રવ્યની વૃષ્ટિ કરી. રાજાનો એવોજ ધર્મ છે. "આ દયાળુ પ્રભુ પ્રાણીઓને સંસારરૂપી કારાગૃહમથી છોડાવશે." એમ ધારી રાજાએ કારાગૃહમાંથી કેદીઓને છોડી મૂકયા. ઓત્સવદિન જાણી બારણે ધોંસરૂં ( શકટ-મુશલ ) વિગેરે ઉંચા કરી દીધા. તોરણ શ્રેણી બાંધવામાં આવી અને હર્ષના સ્થાનરૂપ મોતીઓના ચોક પુરવામાં આવ્યા, સ્વસ્તિકોની શ્રેણી રચવામાં આવી. રાજાએ ગીતગાન, દાન, સ્વજનવર્ગનું સન્માન અને હર્ષપ્રધાન ભોજન દાન કરાવ્યા તે વખતે સુંદર વસ્ત્રના પોષાકથી ભરેલા અને પુષ્પોથી યુક્ત એવા ગોળ-અક્ષતપાત્રો રાજમંદિરમાં આવવા લાગ્યા. એવો કુલાચાર કર્યા પછી જ્યારે સૂતક નિવૃત્ત થયું એટલે રાજાએ સ્વજનોના સમુહનું સન્માન કરી તેમની આગળ આ પ્રમાણે કહ્યું. "જ્યારે આ કુમાર ગર્ભમાં હતો, ત્યારે તેની માતાની બુદ્ધિ નિર્મળ થઈ હતી, તે ઉપરથી આ પુત્રનું નમ વિમળ પાડવામાં આવે છે. [3]ક્ષમાધરના સમૂહનો સ્વામી અને તુષ્ટિપુષ્ટિવાલો આ બાલક પયોધરનું પય પીતો ( સ્તનપાન કરતો ) નથી, તેનું

૧ પક્ષે શ્યામા એટલે રાત્રિ ચંદ્રના દર્શનથી ઊજવળ થાય એ ઘટિત છે. પણ તે ચંદ્ર મિત્ર સૂર્યના ઊદય વખતે તેજસ્વી રહે એ અઘટિત છે. આ પ્રભુરૂપી ચંદ્ર મિત્રોના ઊદયથી પણ તેજસ્વી હતો.

૨ 'હું પહેલો જાઉં, હું પહેલો જાઉં' એમ કરવુ તે.

૩ ક્ષમાધર-પર્વતોના સમૂહનો સ્વામી-મહાન્ પર્વત તુષ્ટિપુષ્ટિ કરનાર છે અને તે જે પયોધર મેઘનું પય-જલ પીતો નથી તેનું કારણ ધાત્રી પૃથ્વીનો દોષ છે એટલે તે પર્વતની એવી પૃથ્વી છે, કે જે મેઘનું પાણી પીતી નથી. પ્રભુ પક્ષે-ક્ષમાધર-મુનિઓના સ્વામી-પયોધર-સ્તનનું પય-દૂધ.

કારણુ ધાત્રાનો દોષ છે. તે પ્રભુ ઈંદ્રના અંગુઠામાંથી અમૃત પીવે છે, તેથી વિચારને જાણુનારા અને સદ્જ્ઞાનમય ચિત્તવાલા વિદ્વાનો તેને [1]અમૃત રૂપ કહો. હું તો તે સર્વજ્ઞ પ્રભુના મુખને અમૃતનો કુંડ કહું છું, કારણુ, તે પ્રભુ [2]તાપ વિગેરેમાં આવીને ઉલટા તે અમૃતનું પાન કરે છે. જો કદિ ભગવાન્ સો વર્ષ સુધી વ્યાખ્યાન કરે, તો ત્યાંસુધી તેના શ્રોતાંને ક્ષુધા તથા તૃષાની પીડાનું દુઃખ લાગે નહીં, તેવી તે સર્વજ્ઞ મુખની વાણી તેમાં પ્રમાણુ રૂપ છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે જો તે મુખમાં અમૃત ન હોય, તો તેવી વાણી શી રીતે હોઇ શકે ? બીજાઓના મુખમાં પણુ સદા અમૃત રહે છે, જેના રસથી દાદર વિગેરે રોગોનો ઉપશમ થાય છે, આ પૃથ્વીમાં પશુઓની જીભમાં પણુ અમૃત છે, તેઓની જીભ જ્યારે તેમના દેહ ઊપર લાગે છે, ત્યારે તેમના રોગની શાંતિ પ્રત્યક્ષ દેખાય છે. વળી જિન ભગવાનોએ લક્ષ્મીના ગૃહ રૂપ પોતાના મુખમાં અંગુઠો નાખેલો તે ઉપરથી બાલ્યવયમાં બાલકોનો તેવો સ્વભાવ અદ્યાપિ લોકમાં પ્રવર્ત્તે છે. જેમની કાયા નિરોગી અને પસીના–મળ વિગેરેથી રહિત હોય છે, જેમનો શ્વાસ સુગંધી હોય છે, જેમનાં રૂધિર–માંસ શ્વેત રંગના હોય છે અને જેમના આહાર-[3]નિહારનો વિધિ ( ચર્મ ચક્ષુવાળાને ) સમીપમાં જોવામાં આવતો નથી તેવા જગત્પતિ જિન પ્રભુને તે ચાર અતિશયો સહભાવી (જન્મથીજ) હોય છે. લોકોમાં કહેવત છે કે, 'જે બાંધી મુઠી રાખે તેને લાખોનો લાભ થાય છે.' તે ઉપરથીજ પ્રભુ બાલ્યવયમાં તે લાભ મેળવવાને માટે બાંધેલી મુઠી રાખતા હતા. વળી તે ગર્ભયોગીંદ્ર પ્રભુને યોગીઓ અદ્રશ્ય થઇ પૂછે છે કે, ' હે પ્રભુ, મુક્તિનું સુખ કયાં છે ? ' ત્યારે પ્રભુ કહે છે કે, "તે મુક્તિનું સુખ મારી મુઠીમાં છે. " તેમજ તે યોગીઓ તે સર્વ હિતકારી પ્રભુને કહે છે કે, " ત્યારે તે મુક્તિનું સુખ અમોને આપો. " ત્યારે પ્રભુ બાલસ્વભાવને લઇને તેમને અંગુઠો બતાવે છે, પછી તેઓ રોષ લાવીને બલાત્કારે પ્રભુના અંગુઠાને કદિ ચોરી નાખે, તેથી પ્રભુ તે અંગુઠો વારંવાર પોતાના મુખમાં નાખે છે. અથવા મોહરૂપી મલ્લ જે આ ત્રણુ જગતને દુઃખી કરી રહ્યો છે. તેને જોઇ પ્રભુ મુષ્ટિ અને લાતથી તેને મારવા ધસે છે. કારણુ કે પોતે જિન ભગવાન્ છે. જ્યારે પ્રભુના હાથ પગ તે મોહરૂપી મલ્લની સાથે યુદ્ધ કરવાથી શ્રાંત થઇ જાય છે. ત્યારે પ્રભુ પોતાના મુખરૂપી અમૃતના કુંડમાંથી તેમને અમૃતનું પાન કરાવે છે. જ્યારે ત્રણુ જગતના પ્રભુ, મોહ ઉપર જય મેલવે છે, ત્યારે તેઓ હર્ષિત થઇને હાથ તાળી આપે છે. મોહ ક્ષયના ભયથી વ્યગ્ર થયેલા માતા પિતા વિગેરે પ્રભુને નીચે ઉતારે છે, ત્યારે જાણે તે સુખથી તરી જતાં હોય તેમ દેખાય

૧ કહેલો.

૨ અમૃતરૂપ–મોક્ષરૂપ. ૩ સંસારના તાપ વિગેરેમાં આવીને એટલે સંસારી બનીને.

છે. પોતાની મેળે તરતા કલશને કોઇ અધોમુખ કરે છે, ત્યારે તે પ્રભુ વિશેષ પણે બીજાઓને પણ તારે છે. તે પ્રભુ ક્ષમા-પૃથ્વી ઉપર રહેલા છતાં જાણે તરતા હોય તેમ દેખાય છે, તે ઉપરથી તેઓ જણાવે છે કે, [1]ક્ષમાથી આ સંસાર રૂપી સાગર તરી શકાય છે. પારણામાં સુતેલા પ્રભુ ચંદ્રના ઉદય તરફ પોતાની દષ્ટિ રાખી અને અંગને લીન કરી ક્ષણવાર રહે છે, તે જાણે કાયોત્સર્ગે રહ્યા હોય તેવા દેખાય છે. પ્રભુ જે તે પદાર્થ ઉપર એક દૃષ્ટિ રાખી રહે છે, તે વખતે તેઓ બાલપણામાં પણ ખરેખરી સર્વજ્ઞની સંજ્ઞાને પ્રાપ્ત કરે છે. વળી કોઇવાર પ્રભુ પોતાનાં જેવા [2]મુકતામય, સુવૃત્ત, સગુણ અને સદા લયમાં રહેલા દડા તરફ જોઇ રહે છે ચર ણુના ઉંચા પ્રકારના વ્યાપારમાં તે પ્રભુ બદ્ધમુષ્ટિ છે, છતાં પણ [3]ક્ષમાધારીઓની અંદર ચંદ્રના કિરણના જેવું ઉજ્વલ યશ પ્રાપ્ત કરવાના છે. કોઇવાર [4]અનાહત સ્વરમાં લીન થયેલા અને ધારણાએ યુકત એવા તે પ્રભુ દેવતાના ચક્રથી મંડિત એવા અંતઃપુરને જુવે છે. [5]પારણામાં ઉર્ધ્વ ભાગે રહેલા પ્રભુને દેવતાની સ્ત્રી દોરી લઇને હીંચોળે છે, ત્યારે પ્રભુ તેણીના પાસે હીંચતા આવે છે પણ તેઓ કાષ્ટા-દિશાનો આશ્રય છોડતા નથી, અને પાછા ઉંચા ગુણ-દોરી સાથે મળી પોતે પાછા સ્વસ્થાનમાં આવે છે એવી રીતે પ્રભુ જિન હોવાથી પરલોકને અર્થે ગમના ગમન કરે છે. ત્યાં પાટીયાની વ્યૂહ રચના કરી રાખેલા પ્રૌઢ તારકને જોઈ લોકો કહે છે કે, " અહો ! આ બાલક પાંજરામાં પુ રાએલો છે " કોઇવાર પ્રભુ અવ્યકત-ન સમજાય એવો શબ્દ કરે છે, તે ઉપરથી તેઓ લોકોને જણાવે છે કે, "મારૂં સ્વરૂપ આવું છે અર્થાત્ અવ્યકત છે-અજ્ઞેય છે." ત્રણ જ્ઞાનને ધારણ કરનારા પ્રભુ 'હેમા' એવી વાણી પણ બગાબર બોલી શકતા નહીં, તોપણ હું માનું છું કે, અવસરે જેવું બોલાય તે મીઠું લાગે છે. "દેવતાઓ અને દેવીઓ પ્રભુને રમાડે છે, " એમ કહેવું તે તદન મિથ્યા છે, કારણ કે પ્રભુ તેઓની સાથે ચેષ્ટાથી ક્રીડા કરતા લાગે છે, પણ તેઓ પોતે તો આત્મારામમાંજ રમનારા છે. જે દેવ વિગેરેને મોકલવામાં આવ્યા છે, તે બધી ઇંદ્રની ભકિત છે, પરંતુ તે પરમેષ્ઠી પ્રભુને તો તે બધું સ્નાત્ર વિગેરે ક્રિયા કરવા બરાબર થાય છે. પ્રભુ મહેલની અંદર પગે રીખતા ચાલીને પોતાના

---

૧ ક્ષમા એટલે પૃથ્વી અને સહનતા.

૨ દડા ? પક્ષે મુક્તામય-મોતીએ ભરેલો સુવૃત્ત-ગોળાકાર, સગુણ-દોરીવાળો અને સદાલય -સારા સ્થાનમા રહેલો અને પ્રભુ પક્ષે પ્રભુ મુકત-આમય-રોગથી મુકત સુવૃત્ત-સારા આચરણ વાલા, સગુણ-ગુણી અને સદા-હંમેશા લય-ધ્યાનમા રહેલ ૩ ક્ષમાધારી-મુનિઓ. ૪ અનાહત -સ્વર-એટલે સમાધિ પક્ષે અનાહત ચક્રમાથી પ્રગટતો સ્વર પ્રભુ પક્ષે ચોખ્ખો અવાજ ધારણા -યોગાગ પક્ષે ધૈર્ય અંતઃપુર-જનાનું પક્ષે આંતર હૃદય પ્રદેશ. ૫ પારણે હિંચવામા ઊંચે નીચે જવાય છે તે ઊપર ઊત્પ્રેક્ષા છે.

બંધુઓને કહે છે કે, "[૧]સમ્યક્ ચરણના બળથીજ શુભ માર્ગે ગમન થઇ શકે છે; તેથી ગૃહસ્થોએ કાંઇપણ પોતાના ચરણનું બળ કરવું જોઇએ અને જેથી તમારી સદ્ગતિ થાય, તેવી રીતે [૨]હાથ પણ લંબાવવો જોઇએ." પ્રભુ પોતાના પગ વિગેરેને હાથનો આધાર આપી માર્ગે ચાલતા હતા, તે ઉપરથી તેઓ અનગાર–મુનિઓને ચેષ્ટાથી ઉપદેશ આપતા કે, "[૩]જ્યાંસુધી યથાખ્યાત ક્રમ વડે વીર્યનો સમૂહ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી બુદ્ધિમાન્ મુનિએ આલંબનસહિત વિહાર કરવો, નહિ તો ક્રમનો ભંગ થઇ જાય, અથવા ક્ષિતિ–પૃથ્વી ઉપર પડી જવાય, તેથી તે વિવેકી મુનિએ ગુરૂકુલનો નિવાસ છોડવો નહિ." વળી તે [૪]ભગવંતની વાણી તે સમયે બીજાઓના સમજવામાં આવતી ન હતી, તો પાછળથી [૫]હેય અને અહેય (ઉપાદેય) સ્વરૂપવાળી તે વાણી શી રીતે જાણી શકાય? તે બાળ પ્રભુ બોલાવ્યા ન હોય, તોપણ આવતાં અને બોલાવ્યા હોય, ત્યારે આવતા નહીં, તે જિનભગવાનનું એક ચારિત્રનું અંગ છે, એમ વિદ્વાનો કહે છે. પ્રભુ જે મંદમંદ પગલાં ભરી ચાલતા સંપત્તિને આપતા હતા, તે ક્ષમાધરોના પ્રમુખ એવા જિનેશ્વરોને માટે કાંઇ આશ્ચર્યકારી નહતું. તે પ્રભુ જે બાલકોની વચ્ચે રહી પોતે સન્માર્ગે ચાલતા, તે [૭]પ્રવચનની માતાના સંગથી સાધુઓની વચ્ચે રહી ચાલવાનું દર્શાવતા હતા. ઘણી ગોપાંગનાઓ ભ્રાંતિથી એકી વખતે હાથની તાળીઓ આપી પ્રભુને નચાવતી હતી પરંતુ તે બોધવાળા પ્રભુ નૃત્ય કરતા નહતા. ઉત્તમ એવી કાત્યાયની–પાર્વતીદેવીએ મહાદેવને જટાધારી, નગ્ન અને પોતાના અર્ધાઅંગના સંગી બનાવ્યા હતા; પરંતુ શ્રીજિન પ્રભુ તેવી રીતે અર્ધા અંગવાળા થતા ન હતા. [૮]પ્રભુ જે કોઇ વસ્તુ નજરે પડતી તેમાં શ્રદ્ધાળુ થઇ તેની શોધ કરવામાં તત્પર બની જતાં તેમ કરવું, તે જિનભગવાનને ઉચિત હતું. પ્રભુના બંને ચરણમાં પહેરાવેલા માણેક તથા

---

૧ સમ્યક્ ચરણ–સમ્યક્ આચરણના બળથી શુભ માર્ગે જવાય છે–એટલે માર્ગાનુસારી થવાય છે. પક્ષે સમ્યક્–સારી રીતે ચરણ–પગના બલથી સારે માર્ગે ચલાય છે

૨ એટલે હાથે કરી ક્રિયા કે દાન કરવા જોઇએ. ૩. પ્રભુ બીજાના હાથનો ટેકો લઇને ચાલે છે, તે ઉપર આ કલ્પના કરી છે. જ્યાંસુધી મુનિ પોતાના ગુણના વીર્યથી લાયક ન થાય, ત્યાંસુધી તેણે કોઈ વડા મુનિના આલંબનથી એટલે તેમને આશ્રિત થઇને વિહાર કરવો અને વલિ ગુરૂની સાથેજ વસવું. ૪ પ્રભુ તોતડું બોલતા એટલે કોઇથી તે વાણી સમજાતી નથી. ૫. હેય–ત્યાગ કરવા યોગ્ય અને અહેય એટલે ગ્રહણ કરવા યોગ્ય

૬ મુનિ શ્રાવકને ઘેર બોલાવ્યા વગર આવે છે. બોલાવ્યા આવતા નથી. ૭ પ્રવચનની માતાઓ સમિતિ વિગેરે કહેલ છે. ૮. બાલક કોઇ વસ્તુ જુવે છે, તો તેને લેવાનું કરે છે. તે ચેષ્ટા ઉપર આ કલ્પના છે. જિનભગવાન્ દરેક પદાર્થની શોધ કરી નિરૂપણ કરનારા હોય છે.

રૂપાના ઘુઘરાઓ સુવર્ણના કમળ ઉપર બેઠેલા હંસોની જેમ શોભતા હતા. ઘણાં [1]અર્થવાળું અને સુવર્ણથી યુક્ત એવું કટિસૂત્ર ધારણ કરતાં પ્રભુ "સાધુઓને સદા આવું સૂત્ર શીખવાનું છે," એમ જણાવતા હતા, [2]તમના સમૂહને હરનાર અને રત્ન યુક્ત એવા અંગદ–બાહુ બંધને ધારણ કરનારા પ્રભુ "લોકોએ આવા ગુરૂ પોતાની ભુજામાં રાખવા" એમ પ્રરૂપણા કરતા હતા. [3]સુમનસ્‌ની શ્રેણીથી યુક્ત એવા બે કુંડલને ધારણ કરતા પ્રભુ ભવ્ય પ્રાણીને એવો ઉપદેશ કરે છે કે, "હે ભવ્ય તું આવું વચન કાને સાંભળજે." શ્રી જિન ભગવાનને અંગની શોભા માટે અલંકારો ધારણ કરવાની જરૂર ન હતી; પરંતુ માતા વિગેરેને તેમ કરવાથી હર્ષ થતો હતો. જે પ્રભુના અંગના વર્ણની સાથે વિવાદ કરતું સુવર્ણ કાયરૂં બની ગયું અને લોહ પણાને લઇને તે [4]સુવર્ણનો શબ્દ પૃથ્વી ઉપર અદ્યાપિ થતો નથી.

આ પ્રમાણે પુત્રનું પાલન કરવામાં તત્પર એવો રાજા કૃતવર્મા રાજ્ય કરતો હતો. તેવામાં એક વખતે કોઇ સામુદ્રિક શાસ્ત્રને જાણનારો વિદ્વાન ત્યાં આવી ચડયો. રાજાની આજ્ઞાથી તે વિદ્વાનનો પ્રવેશ થયો અને તે રાજાની પાસે આવીને બેઠો! તે વખતે પ્રભુને ઉત્સંગમાં લઇ બેઠેલા રાજાને જોઈ તે જોષીએ પોતાનું મસ્તક ધૂણાવ્યું રાજાએ તેનું કારણ પૂછયું. ત્યારે ઉત્તમ લોકોને પ્રિય એવો વિદ્વાન જોષી બોલ્યો-" રાજન, લોક શાસ્ત્રમાં પુરૂષોના બત્રીશ લક્ષણો કહેલાં છે, પરંતુ લક્ષ્મીના ગૃહરૂપ અને સર્વ પ્રાણીઓની ઇચ્છા પુરનારા એવા આ તમારા કુમારના દેહ ઉપર તો એક હજારને આઠ લક્ષણો દેખાય છે. તેથી આ કોઇ લોકોત્તર પુરૂષ થશે. કારણ કે, સર્વ શુભ કે અશુભ ભાવી લક્ષણો ઉપરથી જાણી શકાય છે. આ કુમારના ચરણ અને હસ્તના તળીયામાં દંડ, ચક્ર, ખડ્ગ, બાણ, ધનુષ્ય, શકિત અને ગદાના જેવી રેખાઓ છે, તેથી તે શસ્ત્રોને ધારણ કરનાર ઉત્તમ પુરૂષ થશે. તેના હાથની તર્જ-

---

૧ કટીસૂત્ર પક્ષે ઘણાં અર્થ–કિંમતવાળું સુવર્ણ–સોનાથી યુક્ત અને સૂત્ર પક્ષે-ઘણા અર્થ શબ્દાર્થવાળું અને સુ–સારા વર્ણ–અક્ષરોવાળું.

૨ અંગદ બાહુબંધ પક્ષે–તમ–અંધકારને હરનાર અને રત્ન યુકત–રત્નોથી જડિત ગુરૂ પક્ષે તમ–અજ્ઞાનને હરનાર, રત્ન–જ્ઞાન, દર્શન ચારિત્ર રૂપ રત્નોથી યુકત અને અંગદ દ્વાદશ–અંગને આપનાર–ઉપદેશ કરનાર, ભુજામાં રાખવાનો અર્થ એવો છે કે, બાહુબંધ આભૂષણ–ભુજા ઉપર બંધાય છે. અને ગુરૂને ભુજામાં રાખવા એટલે પોતાની પાસે રાખવા.

૩ કુંડલ પક્ષે–સુમનસ્‌–પુષ્પોથી યુકત અને વચન પક્ષે સુમનસ્‌–સારા મનથી યુક્ત અથવા વિદ્વાનોથી યુક્ત એટલે વિદ્વાનોએ કહેલ વચન કાને સાંભળવું.

૪ સુવર્ણ પ્રભુના અંગના વર્ણની સાથે વાદ કરવા ગયું તેથી તે કાયરૂં બની ગયું અને લોહની જેમ તેનો અવાજ પણ થતો નથી. બીજા ધાતુની જેમ સોનાનો રણકારો લાગતો નથી

ની આંગળીમાં ગૃહબંધની અંદર આવેલી રેખા ઉપરથી તે સુખે કાલધર્મ પામનાર થશે અને અનામિકા આંગળીની નીચે ઉર્ધ્વ રેખા છે, તે ઊપરથી આ કુમાર ધર્મવાન્ થશે. તેમની બધી આગળીઓ સુવૃત્ત-ગોળ-અંગુઠાની સાથે બરોબર મળેલી અને સરખી છે, તેથી તે પરમાત્માના ચરણનો સંસર્ગ પામશે, એ મુક્તિવાળું છે. આ કુમારના હાથ પગના નખ [1]રક્ત છે, તે ઉપરથી આખું જગત્ તેમની ઉપર [2]રક્ત થશે. તેમના પગના ફણા ઉન્નત છે, તેથી તે ઉન્નત સ્વામી થશે. તેમના ફણા ગૂઢ છે, તેથી તે આ પૃથ્વી ઉપર ગૂઢ સ્વરૂપ વાળા થશે, અને તેમની જંઘા (પીંડી) સારંગ-હરણના જેવી છે, તેથી તેમની વાણીમાં વચનથી કહી ન શકાય તેવો સાર રહેશે. હે રાજા, આ કુમારના બે ઢીંચણ માંસથી ભરેલા અને સ્નિગ્ધ-ચીકાશવાળા છે, તે ઉપરથી આ જગતમાં તેમનું મન સર્વ પ્રાણીઓમાં સ્નિગ્ધ-સ્નેહવાળું અને પુષ્ટ દેખાશે. તેમના બંને સાથળ વિસ્તારવાળા અને ગોળાકાર છે, તેથી તેઓ વિસ્તારવાળા વૃત્ત-આચરણને દર્શાવનારા થશે તેમની કટી ઇષ્ટકા-ઈંટના જેવી છે, તે ઊપરથી તેઓ ઈષ્ટ કાર્યને કરનારા થશે. તેમનું મધ્ય શરીરનો મધ્યભાગ વજ્રના જેવો છે, તે ઊપરથી તેઓ વજ્રને ધારણ કરનારા ઈંદ્રોએ પૂજેલા થશે. તેમનું ઉદર વર્ષાભૂ દેડકાના ઊદરના જેવું છે, તેથી તેઓ વર્ષાભૂ-વર્ષાઋતુની ભૂમિની જેમ [3]શસ્યથી થશે. તેમની નાભિ અને કુક્ષિ-ઉદર ગંભીર છે, તેથી તેઓ ગંભીર હૃદયવાળા થશે. તેમનો પૃષ્ઠભાગ કાચબાના પૃષ્ઠભાગના જેવો છે, તેથી તે ઉત્કૃષ્ટ એવા [4]ક્ષમાભારને ધારણ કરનારા થશે. હે રાજા, તેમના બંને સ્તનનું અંતર વિશાળ છે તેથી તેઓ વિશાળ હૃદય (ઉદાર આશય) વાળા થશે. એમના બંને બાહુ સરળ છે, તેથી તેઓ સર્વ પ્રાણીઓ તરફ સરળ રહેનારા થશે. તેમની ડોક શંખના જેવી છે તેથી તેમનું યશ શંખના જેવું ઊજ્વળ થશે. તેમનું મુખ પૂર્ણ છે, તેથી તે સંપૂર્ણ વક્તા થશે, તેમના દાંત ડોલરની કળિ જેવા છે, તેથી તેમનું હાસ્ય ડોલરની કાંતિના જેવું ઉજ્વળ થશે. તેમની જીભ કમળના પત્ર જેવી છે, તેથી તે પ્રભુ લોકાગ્ર ઊપર જવાની ઇચ્છા કરનારા લોકોની કમળ પત્રોવડે પૂજા પ્રાપ્ત કરશે, તેમના નેત્રોમાં સ્નેહ-ચીકાશ છે, તેથી તે પ્રભુ ઉપર કયા પુરૂષો સ્નેહ નહિં કરે ? તેમની નાસિકા ઉન્નત છે, તેથી તેઓ સદાકાળ ઊન્નતભાવે રહેશે. તેમના કાન આવર્તવાળા છે, તેથી તેમના શિષ્યો પણ પ્રાયે કરીને ઘણા મનુષ્યોને આવર્ત્તક વંદન વડે વંદાવશે

૧ રાતા. ૨ આસક્ત.

૩ વર્ષાઋતુપક્ષે શસ્ય-ધાન્યની શ્રી-શોભા વાળી ભૂમિ અને પ્રભુપક્ષે શસ્ય-પ્રશંસા કરવા યોગ્ય-શ્રી-શોભાવાળા ૪ કૂર્મપૃષ્ટ-ક્ષમા પૃથ્વીના ભારને ધારણ કરનાર અને પ્રભુ ક્ષમાને ધારણ કરનારા.

તેમનું લલાટ અર્ધચંદ્રના જેવું છે, તેથી તેઓ [1]ચંદ્રભોગને પ્રાપ્ત કરનારા થશે. તેમનું [2]ઊત્તમાંગ છત્રાકારે છે, તેથી તેમના મસ્તક ઊપર છત્ર ધરાશે. તેમના કેશ (આવા) કોમળ શ્યામ અને સ્નિગ્ધ છે, તેથી તેઓ વાસુદેવ વિગેરેની પૂજા અપરિમિત હૃદયે પ્રાપ્ત કરશે. વળી આ કુમારના મૌલિ–મસ્તકના ભાગમાં ઉષ્ણીષ–શિખા છે, એટલું વિશેષ છે, તેથી તેઓ આ ત્રણે જગતમાં [3]ત્રિશૃંગ–ત્રણ શિખરથી યુક્ત થશે. આ ત્રણ ભુવનમાં સર્વને પ્રશંસનીય એવા આ કુમારની સાથે જે કંઈ સરખાવવામાં આવે, તે હીન ઊપમાવાળું જાણવું અર્થાત્ આ ત્રણે ભુવનમાં તેમની ઉપમાને યોગ્ય કોઇપણ નથી.

આ પ્રમાણે તે જોષીના વચનો સાભળી જાણે જંગમ કલ્પવૃક્ષ હોય તેવા રાજાએ હર્ષિત થઇને તે જોષીને ઊંચી જાતનુ પારિતોષક આપ્યું. પ્રભુ વિમલકુમાર સાઠ ધનુષ્ય પ્રમાણ ઉંચા, ભવ્ય એવા પ્રથમ સંસ્થાન અને આદ્ય સંહનન(સંઘયણ)વાળા થઇ યૌવન વયને પ્રાપ્ત થયા. સૂર્ય ગ્રીષ્મઋતુના આશ્રયથી તેજસ્વી હોય છે, પરંતુ પ્રભુ તો સ્વભાવથીજ તેજસ્વી હતા. ચંદ્ર પૂર્ણિમાના યોગથી અમૃતમય કાંતિવાલો અને સ્વચ્છ હોય છે અને પ્રભુ તો સ્વભાવથી અમૃતમય કાંતિવાલા અને સ્વચ્છ હતા. આમ્રવૃક્ષ વસંતઋતુના યોગથી સારી છાયાવાલો હોય છે અને પ્રભુ સ્વભાવથીજ સારી છાયા–કાંતિવાલા હતા. ક્ષેત્રભૂમિનો દેશ શરદ્ઋતુથી શસ્ય–ધાન્યને ઉત્પન્ન કરનાર હોય છે અને પ્રભુ તો સ્વભાવથીજ શસ્ય–પ્રશંસનીય કાર્યોને ઉત્પન્ન કરનારાં હતા. જગત્પતિ પ્રભુ સદાકાળ રૂપની લક્ષ્મીથી યુક્ત તો હતા, પણ તે પાપરહિત પ્રભુ યૌવનથી વિશેષ શોભાને પ્રાપ્ત થયા હતા. પછી તે પ્રભુએ ભોગ્યકર્મના સમૂહને હરવાને અને પિતાનું વચન માન્ય કરવાને બાહિરવૃત્તિથી રાજકન્યાઓનું પાણિગ્રહણ કર્યું. પ્રભુએ તે વિવાહ મન વગરનો કર્યો હતો, કારણકે ગૃહસ્થોને સ્વદાર સંતોષ એ મોટું મત ગણાય છે. જેમ કોઈ મોટો માણસ સારા નગરમાં આવે, ત્યારે સર્વજનો તેને ભોજન કરવાનું નિમંત્રણ આપે છે, તે વખતે તે મોટો માણસ ધન્યાત્મા થઇ પોતાને સ્થાને જવા માટે રસગૌરવ વિના બે ત્રણ ઘરે ભોજન કરે છે, તોપણ તે માણસની નિંદા થતી નથી; પરંતુ ઉલટી પ્રશંસા થાય છે, તેવી રીતે જિન ભગવાનનો ભોગ પણ કર્મના ક્ષયને માટે હોય છે.

એક દિવસે ધર્મ, અર્થ અને કામની આરાધના કરવામાં તત્પર અને મોક્ષમાર્ગમાં આદર કરનારા કૃતવર્મા રાજાએ ભવિષ્યમાં સુખની ઇચ્છાથી પોતાના ગુણી પુત્રને આ પ્રમાણે કહ્યું, “ વત્સ, લઘુપણામાં પુરૂષને પતિશબ્દ શોભે છે, પરંતુ ગુરૂપણામાં તેને તે ભારરૂપ થાય છે અને સ્વર્ગલોકનો વ્યય કરાવે છે. હે વત્સ, આ જરાવસ્થા રૂપી

૧ ચંદ્રભોગ દિવ્યભોગ. ૨ મસ્તકવિગેરેનો ભાગ.

૩ ત્રણ અતિ શુચ્યજ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ શિખરઋજા ધમે.

રાક્ષસી પ્રાણીઓનું માંસ ખાઈ જાય છે અને તે દુષ્ટ આશયવાળી જાણે મદિરા પિનારી હોય તેમ રૂધિરનું પાન કરી જાય છે. પ્રથમ તો તે આવતાંજ તરત લોકોના દાંત પાડી નાખે છે, બુદ્ધિ લઈ જાય છે, ભય આપે છે અને તે શરણે આવેલાનું રક્ષણ કરતી નથી. તે સમગ્ર બંધુવર્ગને અવશ કરે છે, પ્રાયે કરીને સાથે રહેલી કાયાને ફેરવી દેછે, માણુસને વિકળ બનાવી દેછે, નેત્રોનુ તેજ હરી લેછે, મસ્તક ધુણાવે છે અને હાથ પગ વિગેરે અંગોને કંપાવે છે, પછી જ્યારે તે દુર્બલ થાય એટલે તેને વિસ્તાર પામેલા રોગો પીડે છે. દુર્બલ થયેલી નઠારી વાડને છિદ્ર પડવામાં શી વાર લાગે? પછીતે રોગો ઘાતકી ચોરની પેઠે ભારે વેર લાવીને પ્રાણીઓનું ચિત્ત સહિત આયુષ્ય રૂપી દ્રવ્ય તત્કાળ હરીલે છે. તેથી જ્યાં સુધીમાં સારી કાંતિવાલા અને સંપૂર્ણ ઇંદ્રિયોવાલા આ દેહની અંદર તે જરા રૂપી રાક્ષસી નથી આવી, ત્યાં સુધીમાં હું આપણા પૂર્વજોએ કરેલું આત્મહિત સાધી લઉં."

પોતાના પિતા કૃતવર્મા રાજાનાં આવાં વચન સાંભળી પ્રભુએ પોતાના પિતાને કહ્યું કે, "તમારૂં વચન સત્ય છે અને તમારે તે યોગ્ય એવું હિત કરવું." રાજાએ પોતાના ન્યાયી પુત્રીને પુનઃ કહ્યું, "જ્યાં સુધી રાજ્યનો મોટો ભાર હોય, ત્યાં સુધી માર્ગે ચાલવું મુશ્કેલ છે, તમે જિન ભગવાન્ છો, તેથી શત્રુઓને જીતો, આ પૃથ્વીનું પાલન કરો અને સદા સુખ સાગરના મધ્યમાં રહી લક્ષ્મી યુક્ત થાઓ. ગોવર્દ્ધનનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા તમારે વિષે આ પૃથ્વીને સ્થાપિત કરી કાચબાની જેમ ઇંદ્રિયોને ગુપ્ત કરી હું બીજી ઉત્તમ પૃથ્વીનો આશ્રય કરીશ" પ્રભુ બોલ્યા "હે રાજા આ લોક તથા પરલોકમાં સુખ કરનારા અને કલ્યાણ કરનારા શ્રાવકના બાર વ્રતો છે. અનર્થ દંડથી રહિત, ગુણસહિત, શકિત વડે યુકત અને જીવ રક્ષા કરનારા તે વ્રતોને અને ઉત્તર એવી તે રાજ્યની ધુરાને ધારણ કરો, એમ કરવાથી ગૃહસ્થ ધર્મ સચવાશે અને સુખ થશે. મારે રાજ્યનું કાંઇ પ્રયોજન નથી. કારણ કે, મારે પોતાને નિજ બળ વડે આત્માને તારવો છે. હે નરેશ્વર, રાજ્યની અંદર અત્યંત ચિંતા હોય છે, અને હું હમણા નિશ્ચિંત છું, તમારે તો તેનો અભ્યાસ છે, તેથી તમારે માટે તે સારૂં છે." રાજા બોલ્યા હે વત્સ, તમે પોતે અપત્ય શબ્દનો અર્થ જાણો છો, છતાં આ લોકમાંથી મારો ઉદ્ધાર કેમ કરતા નથી? શ્યામાના તમને હરનારા. તેજસ્વી અને શુર એવા તમો છતાં, મારે બીજાને રાજ્યનું દાન કરવું, તે હાલ યુકત ન કહેવાય. શ્રાવકનો આચાર પાળતાં અને બાર વ્રતો ધારતાં મનુષ્યોને સુગતિ થવાનો સંભવ છે, પરંતુ મારે તે વ્રતોનું કાંઇ પ્રયોજન નથી. મારૂં મન તો સદા સુખરૂપ અને સનાતન એવા મોક્ષમાંજ રમી રહેલું છે. જે ગૃહસ્થ શ્રાવકો સિદ્ધ થઈ શકે, તે લોકમાં આશ્ચર્યકારક કહેવાય છે, હે વત્સ, તમારે જ્યારે પુત્ર થાય ત્યારે તેને રાજ્ય સોંપીને તમે સર્વ રીતે મોક્ષ સુખને આપનારી દીક્ષા ગ્રહણ કરજો. પુત્રને વિષે રાજ્યનો ભાર મુકી પિતા દીક્ષા લે

આપણા કુલનો ધર્મ પૂર્વજોએ સદા આચરેલો છે. હે વત્સ, જો તમારે નિકાચિત સાતા વેદનીય કર્મ હોય, તો આ રાજ્ય ગ્રહણ કરો અને તે તમે પોતે જ્ઞાનથી અવલોકન કરો." પિતાના આવાં વચન સાંભળી પ્રભુએ અવધિજ્ઞાન યોજીને જોયું ત્યાં પોતાનું સાતા વેદનીય કર્મ ઘણું જોવામાં આવ્યું, એટલે તેઓ ભાવથી મૌન ધારણ કરીને રહ્યાં. પછી રાજાએ સ્વજન વર્ગ અને રાજ વર્ગને એકઠા કરી પ્રભુનો ઉત્સવ સહિત પટ્ટાભિષેક કર્યો. પ્રભુ પંદર લાખ વર્ષો સુધી કુમાર-અવસ્થામાં રહ્યા હતા પછી તેમણે પિતાના વચનથી રાજ્યનો ભાર અંગીકાર કર્યો; તે કાલે ગુરૂનો યોગ થતાં રાજા કૃતવર્માએ પોતે દીક્ષા લઇ લીધી. તેવા પુરૂષો યોગ્ય કાર્ય કરવામા વિલંબ કરતાજ નથી. પ્રભુએ જે એવા મોટા રાજ્યને પ્રાપ્ત કરીને પણ પ્રજાઓને કરપીડા કરી ન હતી. તે આશ્ચર્યકારી કહેવાય, અથવા જે સોમ-ચંદ્ર હોય. તે એવોજ હોય છે. જેમ ચંદ્રનો ઉદય થતાં ચોર વિગેરે દુષ્ટ કર્મ કરી શકતા નથી અને સાધુ પુરૂષોનો વર્ગ પોતાને માર્ગે પ્રવર્ત્તે છે, તેવી રીતે સર્વજ્ઞ અને સર્વદર્શી એવા પ્રભુ સામ્રાજ્ય કરતા કુકર્મોની નિવૃત્તિ અને શુભ કર્મોની પ્રવૃત્તિ થતી હતી. પૂર્વે ઇંદ્રે મોકલેલા સેવાકારી દેવતાઓ પ્રભુના શત્રુ વર્ગનો નિગ્રહ અને સેવક વર્ગનો અનુગ્રહ કરતા હતા. બીજા રાજાઓ પોતાના મસ્તક ઊપર તે પ્રભુની આજ્ઞારૂપી છત્ર અહોરાત્ર ધારણ કરતા તે યુકત હતું, કારણકે એ પ્રભુ સદા ઉદય પામનારા [1]દિન-સ્વામી હતા. નઠારો વ્યય કરવામાં કૃપણ અને બુદ્ધિમાં નિપુણ એવા પ્રધાનો પોતે માનેલા રાજ્યની ચિંતામાં સાવધાન રહેતા હતા. આ પૃથ્વીમાં સત્પુરૂષો સ્વભાવથી સદાચાર રૂપી ધનવાળા ભલે હોય, પણ જેઓ આવા સ્વયંબુદ્ધ વિગેરે છે તેવા પુરૂષો તો પૃથ્વીમાં કોઇકજ હોય છે. લોકોમાં વિખ્યાત એવા તે સ્વયંબુદ્ધો ઉત્તમ પુરૂષો છે અને જેઓ ઊપદેશથી વિખ્યાત છે, તેઓ મધ્યમ પુરૂષો છે, તેવા થોડાએક સાધુ, શ્રાવક વિગેરે પણ ખરેખર કીર્ત્તિવાલા હોય છે, બાકી બીજા જે ઘણા લોકો તેઓ પણ રાજ્યના પરમ શાસનથી અધર્મનો ત્યાગ કરતા હતા. કારણકે, રાજાની આજ્ઞા ઘણી બલવતી છે. તે સમયે કેટલાએક સજ્જનો ઘણા વિશાળ એવા સુવર્ણના થાળો પૂરીને પ્રભુની આગળ હર્ષથી ધરવા લાગ્યા, કેટલાએક વસ્રોના સમૂહને કેટલાએક ઉત્તમ વર્ણ-વાનાના સમૂહને, કેટલાએક પુષ્પોના જથ્થાને, કેટલાએક મધુર ફલોની શ્રેણીને, કેટલાએક ગોરૂચંદનને, કેટલાએક આભૂષણોના ઢગલાને, કેટલાએક નવીન ચંદરવાને અને કેટલાએક ધ્વજાને એમ તે શોક રહિત એવા લોકમાં જે કાંઇ સુંદર વસ્તુ હતી, તે બધી તે તે શુદ્ધ હૃદયવાલા લોકો સ્વેચ્છા પ્રમાણે પ્રભુને અર્પણ કરતા હતા કેટલાએક ભકિતથી પ્રભુની ઊપર

[1] દિન એટલે સૂર્ય પ્રભુ થાય છે.

પવિત્ર છત્ર ધરવા લાગ્યા અને કેટલાએક ચામર વીંજવા લાગ્યા, કેટલાએક સહેજે ઉલ્લસિતભાવે ગીત ગાતા હતા. કેટલાએક નૃત્ય કરતા હતા અને કેટલાએક વાજિંત્રો વગાડતા હતા. " આ માણસનો દંડ કરો, " " આ માણસને મારો, " અને " આ માણસને દેશમાંથી કાઢી મુકો. " એવી રીતે પુરોહિત ન્યાય આપતો, પરંતુ પ્રભુ પોતે એવો ન્યાય આપતા ન હતા.

એક સમયે તે વિમળપ્રભુને મહાભાગ્યવાન્ પુત્ર થયો. સ્વજનોએ તેનું નામ **અરિમર્દન** પાડયું. આ પ્રમાણે પૃથ્વીનું રક્ષણ કરતાં પ્રભુને ત્રીશલાખ વર્ષો ચાલ્યા ગયા. હવે તેમનું ભોગફલ કર્મ ક્ષીણ થયું અને સુખકારક શાતાવેદનીય કર્મ સમાપ્ત થયું, એટલે તે સર્વજ્ઞ પ્રભુએ પોતાના ચિત્તમાં આ પ્રમાણે ચિંતવ્યું-" હું હવે જે આ ગૃહવાસમાં રહ્યો છું, તે હું પોતેજ મારા નેત્રો મીંચીને સત્વર અંધકાર કરૂં છું, આ પૃથ્વી ઊપર જે અજ્ઞાની છે તે બાલકની જેમ સ્મૃતિ વગરનો થઈ જે કર્મ કરે છે, તેને તેનું અલ્પ ફલ મલે છે, પરંતુ હું ત્રણ જ્ઞાનને ધારણ કરનાર અને ઊત્તમ સંવર સહિત છતાં દીક્ષા લેતો નથી, તે અઘટિત છે. મેં મહાન્ પીડાને આપનારા રોગોની જેમ આ ભવમાં ઘણા ભોગો ભોગવ્યા છતાં મનના સંતોષથી મેં તેમને છોડી દીધા નહીં. આ રાજ્ય લક્ષ્મી ઉત્તમ પુરૂષને શ્રીકરી-શોભા કરનારી અને છાયાના જેવી છે. પરંતુ તે પુણ્યરૂપી દ્રવ્યને હરનારી, બાહેર સારવાળી અને અંતર સાર વગરની છે. આ શરીર કેરડાના કાષ્ઠની જેમ [1]વિપત્ર રક્ષણ ન કરી શકે તેવું અને લોકના સ્કંધ ઉપર ઉગેલું છે, તે છેવટે [2]અગ્નિના કાર્યને માટે થવાનું છે. અર્થાત્ ભસ્મ બનવાનું છે. સ્ત્રીઓ કારાગૃહરૂપ છે અને છોકરાઓ મારાના જેવા છે ( સ્વાર્થ ) લુબ્ધ અને સ્વાર્થમય એવા તેઓને મેં આ સંસારમાં અનંતી વાર મેળવેલા છે, તેથી એ સર્વમાં સદા કૃષ્ણ-કાળી એવી તૃષ્ણાને છોડી અને સર્વ સંસારને અસાર જાણી કામદેવનો જય કરી હું વનનો આશ્રય કરૂં. " આ પ્રમાણે પ્રભુએ વિચાર્યું તેટલામાંજ આસન કંપવાથી અવધિજ્ઞાન પ્રભુના દીક્ષા લેવાને યોગ્ય એવો સમય જાણી એકી સાથે **સારસ્વત, ગર્દતોય, આદિત્ય, વરૂણ, તુષિત, મરૂત, અરિષ્ટ, અવ્યાબાધ** અને વન્હિ એ બ્રહ્મલોક નિવાસી એકાવતારી અને ઊત્તમ સારવાલા ગુણી નવ લોકાંતિક દેવતાઓ ત્યાં આવી પહોંચ્યા. સર્વ પ્રાણીઓમાં વૈરને છોડી સમતા રૂપ રમણીય સુધામાં મગ્ન થયેલા અને તત્ત્વાર્થનો નિશ્ચય કરવામાં લગ્ન થયેલા તે જિનેશ્વરને નમી સરલ બુદ્ધિવાલા તે દેવતાઓએ વિજ્ઞપ્તિ કરી. કે, "હે પ્રભુ, તમે તીર્થંકર છો, માટે ધર્મ તીર્થને પ્રવર્ત્તાવો."

૧ પત્ર રહિત પક્ષે અરક્ષક. ૨ અર્થાત અગ્નિમા ભસ્મ થવાનું છે.

વળી કહ્યું કે, " આ કાળે ખેદ ઉપજાવે તેવો ધર્મનો ઉચ્છેદ થઇ ગયો છે, તેને પાછો સત્વર સાધી દો કારણ કે, તમે ગુણોના ધારક છો જેમ બાહ્ય તીર્થ–રૂડા પાણીના આરા સિવાય નદીમા ઉતરી શકાતું નથી, તેમ ધર્મતીર્થ સિવાય સંસારસાગર ઉતરી શકાતો નથી " જેમ કોઈ પોતે સ્વસ્થાને જતો હોય તેને વળી કોઇ પ્રેરક મળી આવે તેવી રીતે પ્રભુ પ્રથમથીજ દીક્ષાર્થી હતા, તેઓ તે દેવતાઓના આવા વચન સાભળી વિશેષ દીક્ષાર્થી થઇ ગયા.

પછી પ્રભુએ ઉંચી જાતના વાર્ષિકદાન આપવાનો આરંભ કર્યો. કારણકે સર્વ ધર્મોની અંદર દાનને મુખ્ય કહેલું છે કુબેરની આજ્ઞાથી તિર્યક્ જૃંભક નામના દેવતાઓએ ધણી વગરના પ્રધાન ભંડારો અને જેમના ધણીનો ઉચ્છેદ થયો હોય એવા ઘરોમાથી ઘણું દ્રવ્ય પ્રભુની પાસે હાજર કર્યું કારણકે. પુણ્યવાનને પગલે પગલે દ્રવ્યના ભંડારો રહેલા હોય છે કલ્પવર્ત્ત વેળા થાય, તેટલામા પ્રભુ એક કરોડ અને આઠ લાખ સુવર્ણનું દાન પ્રતિદિન આપતા હતા એક વર્ષમા પ્રભુએ ત્રણસો અઠયાશી કરોડ અને એંશી લાખ સુવર્ણનું દાન કર્યું શ્રી સર્વજ્ઞરૂપી મેઘ વર્ષતા યાચકરૂપી સરોવરો ભરપૂર થઇ ગયા અને ક્ષમા–પૃથ્વી તાપરહિત થઇ ગઈ એ ઘણુંજ સારૂં બન્યું એમ હું માનું છુ પ્રભુ હિરણ્યનો વર્ષાદ વર્ષાવતા [1]હિરણ્યવર્ણની આશા લોકોમા વિખ્યાત થઇ શાંત થઈ ગઈ, એ અદ્ભુત વાર્ત્તા સાભળવામા આવી પ્રભુના દીક્ષાના કલ્યાણકમા સુંદર આકૃતિવાળા કયા ઇંદ્રો ત્યા ન આવ્યા ? અર્થાત્ સર્વે આવ્યા હતા. આ જગત્મા દાતારનો આશ્રય કોણ ન કરે ? તે સમયે ઇંદ્રોએ દેવતાઓના સમૂહને સાથે રાખી સ્વચ્છ અને સુગંધી તીર્થજલ લાવી તે વડે પ્રભુને સ્નાન કરાવ્યું. સ્વભાવથી નિર્મલ એવા પ્રભુને સર્વ દેવતાઓએ જે અભિષેક કર્યો, તે તેમની શક્તિ સહિત ભક્તિજ હતી જેમ પૃથ્વી ઉપર સુધાકર–ચદ્રવડે સુંદર એવા ગંગાધર–શંકરને લોકોની શ્રેણીઓ કુવાના જલથી સ્નાન કરાવે છે, સૂર્યની આગળ જેમ દીવો ધરવામા આવે છે અને સેવકો જેમ રાજાને ભોજન કરવા નિમત્રે છે, તેમ ત્રણ જગતના સ્વામી એવા પ્રભુને એવી રીતે યોગ્ય કાર્યનો વિધિ કરવામા આવતો હતો કારણ કે, ગયેલો અવસર પુન કદિ પણ મળતો નથી પછી સૌધર્મ વિગેરે ઇંદ્રોએ તે વિશ્વનાયક પ્રભુના અંગને દિવ્ય ચદનથી લિપ્ત કર્યું, દેવદૃષ્ય વસ્ત્રોથી તેમને વિભૂષિત કર્યા, કલ્પવૃક્ષના પુષ્પોની શ્રેણીનો મુગટ પહેરાવી વિરાજિત્ત બનાવ્યા અને હાર, અર્ધહાર, બાહુબંધ, તથા કુંડળ વિગેરેથી સુશોભિત કર્યા પછી ઇંદ્રે કરેલી દેવ, દાનવ અને માનવોએ હર્ષથી વહન કરવા યોગ્ય એવી **દેવદત્તા** નામની શિબિકા ઉપર પ્રભુ આરૂઢ થઇ ગયા સૂર્ય જેમ પૂર્વગિરિને

૧ હિરણ્યવર્ણો–લક્ષ્મી

અલંકૃત કરે, તેમ પ્રભુએ તેમા રહેલા રત્નમય અને તેજના સમૂહને ધારણ કરનારા સિંહાસનને અલંકૃત કર્યું પ્રભુની બંને બાજુ દેવતાઓએ ધારણ કરેલા બે ચામરો જાણે તીર્થંકરને સેવવાને ભૂમિ અને સ્વર્ગરૂપ બે સ્ત્રીઓ આવી હોય તેમ શોભતા હતા પ્રભુની ઉપર જાણે શિવ-મોક્ષની છાયા કરનાર મૂર્ત-અપરિમિત શુકલધ્યાન હોય તેવું સ્ફુરણાયમાન ધર્મમિત્ર છત્ર શોભી રહ્યુ હતું પછી નટીઓ નૃત્ય કરતા, ગીતો ગવાતા, બંદિવૃંદ પાઠ કરતા, વાજિંત્રો વાગતા અને યાચકોને ચોતરફ દાન આપતા પ્રભુએ પરિવાર સાથે **સહસ્રામ્ર** વનમા ગયા ત્યા શિબિકામાથી ઊતરી અશોક વૃક્ષ નીચે જઇ પોતાના ભોગ કર્મના યોગ રૂપ આભરણોનો સમૂહ પ્રભુએ છોડી દીધો મમતા રૂપ અમૃતના સમુદ્ર રૂપ એવા પ્રભુએ હર્ષથી બીજો બધો પરિગ્રહ અને ચતુર્વિધ પ્રતિબંધ પણ ત્યજી દીધો અરિહત પ્રભુએ પછી જાણે કાળા કલેશ હોય તેવા કેશોનો પાચ મુષ્ટિવડે લોચ કર્યો ઇંદ્રે તે લોચના કેશ ગ્રહણ કરી લીધા પછી માઘમાસની શુકલ ચતુર્થીને દિવસે અપરાન્હકાલે (પાછલા પહોરે) જન્મના શુભ નક્ષત્રમા 'નમ સિદ્ધેભ્ય એમ ઉચ્ચાર કરી છઠ્ઠ તપવાળા પ્રભુએ કોલાહલ અટકાવી ભગવત્ શબ્દ વગરનું અને આગમમા સારરૂપ એવુ સામાયિક ત્રણ વાર ઊચાર્યું તે વખતે સદ્ભાવનાના સ્થાન રૂપ એવા ઇંદ્રે પ્રભુના સ્કધ ઉપર દેવવસ્ત્ર નાખ્યુ ત્યારથી લોકોમા વસ્ત્રપૂજાની પ્રવૃત્તિ થઇ છે પછી પ્રભુને મન પર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું, ઇંદ્રે પ્રભુના કેશ ક્ષીરસાગરમા નાખ્યા સત્કર્મથી પવિત્ર એવા એક હજાર રાજપુત્રોએ પ્રભુની પાછળ વિવેકવાળી દીક્ષા ગ્રહણ કરી પછી ભવિષ્યમા જેમનુ કલ્યાણ થવાનુ છે અને જેમની મુખમુદ્રા હર્ષિત થઇ છે એવા ઇંદ્રોએ પ્રભુને નમી અમૃતના જેવી મધુરવાણીથી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી "હે પ્રભુ આ ત્રણ ભુવનમા તમારૂં ચારિત્ર યથાર્થ રીતે વિખ્યાત છે, તે ઘણા પ્રાણીઓને મોક્ષદાયક થાઓ આ પૃથ્વી ઉપર લોકો સસારની પ્રવૃત્તિને પોતાની મેળેજ જાણે છે, ધાવવુ અને રોવુ, એ બાલકને કોણ શીખવાડે છે? અનાર્ય દેશમા પણ લોકો વિવિધ પ્રકારના વિજ્ઞાનને જાણે છે, પરતુ જ્યા તમે પોતે રહેલા છો, ત્યા હેય-ત્યાગ કરવા યોગ્ય અને ઉપાદેય-ગ્રહણ કરવા યોગ્ય વસ્તુની પ્રરૂપણા કરનારૂ જ્ઞાન રહેલું છે જેમ બાલક ગુરૂ વિના ગાળ જાણે છે અને આપે છે પરંતુ તે શાસ્ત્રને અને દાનાદિક ધર્મને ગુરૂ વિના જાણી શકતો નથી તમે હાલ મૌન ધરીને રહ્યા છો, તેનુ કારણ અમે જાણીએ છીએ, જ્યા સુધી કેવળજ્ઞાન થયુ નથી ત્યા સુધી બીજાને શિક્ષા આપવી નહિં, એવી તમારી ઇચ્છા હશે હે પ્રભુ, હવે [1]ઘન-મેઘના આશ્રય જેવો વિહાર કરી અમારા તાપને નમાવો મેઘ ગાજતો ન હોય, તોપણ તે શુ પ્રાણીઓને [2]જીવન

૧ બીજો અર્થ એવો પણ થાય કે 'ઘન-ઘણા-આશ્રય સ્થાનોમા વિહાર કરી" ૨ જીવન એટલે જીવિત અને જલ.

ગૃહો છોડી તે રાજાના પ્રાસાદમાં ગયા હતા. પ્રભુને જોતાંજ સારા મુખવાળો જયરાજા વેગથી સિંહાસન છોડી અને છત્ર વિગેરે રાજચિન્હોનો ત્યાગ કરી પ્રભુની સન્મુખ આવ્યો. રોમાંચરૂપ કવચને ધારણ કરતા તે જયરાજાએ પોતાના કેશવડે પ્રભુના ચરણ કમળને માર્જિત કરી હર્ષના અશ્રુવડે તેનું ક્ષાલન કર્યું. પછી બેઠા થઇ તે રાજાએ અંજલિ જોડી આ પ્રમાણે પ્રભુને વિજ્ઞપ્તિ કરી—"હે ભગવન્, આજે મારો જન્મ સફળ થયો છે, મારૂં ઘર કામકુંભના જેવું બન્યું છે, વાદળા વગરની વૃષ્ટિ થઇ છે, વાવ્યા વગર કલ્પવૃક્ષ ઉગ્યું છે, અણુચિંતવ્યો ચિંતામણી મલ્યો છે, ઈચ્છા કર્યા વગર કામધેનુ આવી ચડી છે, અને અકસ્માત્ અણુધાર્યો સારો વ્યવસાય-લાભ પ્રાપ્ત થયો છે, તેથી આપ પ્રસન્ન થઇને મારા ઘરનો ઉચ્ચ આહાર સ્વીકારો." પછી પ્રભુએ તે આહારને નિર્દોષ ધારી પોતાન પ્રાણના નિર્વાહને માટે બે હાથ પ્રસારી તે જયરાજાના ઘરનો આહાર વ્હોર્યો. તે વખતે જે દુંદુભિનો નાદ થયો. તેમાં કાંઇ જરાપણ આશ્ચર્ય ન હતું, કારણકે સર્વ ઠેકાણે દાતારને માટે સારો શબ્દ અવશ્ય થાય છે. તે વખતે ધનવાહન દેવતા તરફથી જે સુવર્ણની વૃષ્ટિ થઇ તે પણ [1]તપના અંતકાલે થવીજ જોઈએ. રાજા અને પ્રભુની એ સ્વાભાવિક સ્થિતિ-મર્યાદા છે. કોઈ બીજો રાજા આવે ત્યારે સર્વ વિબુધ-વિદ્વાનો ચેલોત્ક્ષેપ (ધજા-વાવટા ચઢાવવાનું) હર્ષથી કરે છે, તો પછી ત્રણ જગતના સ્વામી આવે ત્યારે સર્વ-વિબુધ-દેવતાઓ ચેલોત્ક્ષેપ કરે તેમાં શું આશ્ચર્ય ? [2]સુમનસ્-દેવતાઓએ તે કાલે પૃથ્વી ઉપર સુમનસ્-પુષ્પોની જે વૃષ્ટિ કરી તે જગતમાં બોધિ આપનારા પ્રભુ પધારતાં થાય તેમાં કાંઇ આશ્ચર્ય પામવાનું નથી. તે વખતે દેવતાઓએ સુગંધી અમૃત-જલની વૃષ્ટિ કરી, તેનાથી પૃથ્વી ઉપર અન્નને આપનારા ધાન્યની સંપત્તિ ઉત્પન્ન થઇ, પછી જેમને શત્રુ અને મિત્ર સરખા છે એવા સદ્બુદ્ધિ જિન ભગવાને ત્યાંથી અન્ય સ્થળે વિહાર કર્યો. સર્વજ્ઞ ભગવંતો ચંદ્ર સૂર્યની જેમ એક સ્થળે રહેતા નથી. 'આ પ્રભુના પારણાની ભૂમિને કોઇપણ ચરણનો સ્પર્શ ન કરો." એવું ધારી જયરાજાએ તે ઠેકાણે એક પીઠ કરાવ્યું.

એ અરસામાં આ **જંબુદ્વીપ**ની અંદર સતત દયાધર્મી લોકોથી યુક્ત એવા ઉત્તમ **અપરવિદેહ** ક્ષેત્રને વિષે સદ્ગુણોવડે સર્વને ગાવા યોગ્ય અને અપરિમિત સુખના વિસ્તારવાળી **આનંદકરી** નામે યથાર્થ નામવાળી એક નગરી છે. તે નગરીમાં [3]મિત્રની જેમ જનપ્રિય, બહુ તેજસ્વી અને કમળામોદ કરનાર **નંદિસુમિત્ર** નામે

૧ તપ એટલે તપસ્યા અને વૃષ્ટિપક્ષે ઊનાળો. ૨ સુમનસ્-એટલે વિદ્વાનો. સુમનસ્-સારા મનની વૃષ્ટિ કરે એટલે સારા મનોભાવ પ્રગટ કરે. પ્રભુ પક્ષે સુમનસ્ એટલા પુષ્પો. ૩ મિત્ર એટલે સૂર્યપક્ષે-કમલામોદ-કમળપુષ્પોને હર્ષ કરનાર અને રાજાપક્ષે-કમળા-લક્ષ્મીથી-આમોદ-હર્ષ કરનાર.

એક રાજા હતો. એક વખતે દેવતાઓએ જેમનું પ્રાતિહાર્ય (સેવન સાંનિધ્ય) કરેલું છે અને પરવાદીઓથી જેઓ અજેય છે એવા સુવ્રત નામે કોઈએક ગુણોથી માનવા લાયક આચાર્ય ત્યાં આવી ચડ્યા. ઉદ્યાનપાળ પાસેથી તેમના ખબર જાણીને રાજા નંદિસુમિત્ર તેમને વંદના કરવા ગયો. કલ્પવૃક્ષ પ્રાપ્ત થતાં તેનું ફળ કોણ ગ્રહણ ન કરે ? રાજાએ પાંચ અભિગમ સાચવી જ્ઞાનીઓને સુગમ એવા તે આચાર્યને વિધિપૂર્વક ઉત્કૃષ્ટ વંદનવડે વંદના કરી. પછી ઉપયોગવાળો અને બુદ્ધિના ગુણોથી યુક્ત એવો તે રાજા યથાયોગ્ય બીજા સાધુઓને વંદના કરી પોતાને ઉચિત એવા આસન ઉપર બેઠો. ત્યારબાદ અવસર પ્રાપ્ત થતાં ગુરૂએ આદરથી દેશનાનો આરંભ કર્યો. શ્રાવકનો યોગ થતાં દેશના આપવી—એજ ગુરૂઓનું અતુલ્ય ફળ છે. "હે રાજા, આ મનુષ્યભવની શોભા રાજ્યથી કાંઇ મળતી નથી. આગળ અને હમણાં વાનરાઓને પણ રાજ્યપણું પ્રાપ્ત થયેલું સાંભળવામાં આવે છે. [1]વર્ણથી પ્રધાન એવો માણસ પણ જો સાવધાન ન રહે, તો લક્ષ્મી તેને શાકિનીની જેમ છળેછે, તેથી તે પછી ઘેલો બની જાય છે. કહ્યું છે કે, "લક્ષ્મીવાળા પુરૂષો દેશકાળને ઘટે તેવી ક્રિયા કરવાનું જાણી શકતા નથી. વિષ્ણુ લક્ષ્મીવાળા છે, તેથી ગ્રીષ્મઋતુને છોડી વર્ષાઋતુમાં ક્ષીરસમુદ્રની અંદર સુઇ જાય છે. સર્વ પ્રાણીને લક્ષ્મી લક્ષ્મી—શોભા આપનારી થતીજ નથી, કારણકે તે લક્ષ્મીથી વૈર થાય છે અને પુણ્યનો ક્ષય થાય છે. સંગ્રહ કરેલી લક્ષ્મીથી મનુષ્યપણું કદિપણ સફળ થતું જ નથી. તે વિષે કરોળીઓ અને સુગ્રહી પક્ષીનું દૃષ્ટાંત અનુપમ જોવામાં આવે છે. પાડા વિગેરે જીવો આ પૃથ્વી ઉપર યુદ્ધ કર્યા કરે છે, તે ઉપરથી જણાય છે કે મનુષ્યપણું ધર્મથીજ સફળ થાય છે. હે રાજા, તે ધર્મને વિદ્વાનોએ આ વિશ્વમાં અનેક પ્રકારનો કહેલો છે, તેમાં સર્વવિરતિધર્મની તુલનાને કોઇપણ ધર્મ પ્રાપ્ત થતો નથી." ગુરૂની આ દેશના સાંભળી વિચાર કરવામાં ચતુર હૃદયવાળો તે રાજા બોલ્યો, "હે વિદ્વાન ગુરૂ જ્યાંસુધી હું (આપની સમીપે) વ્રત ગ્રહણ કરૂં, ત્યાં સુધી આપ કૃપાકરી સ્થિરતા કરો." શ્રી ગુરૂ બોલ્યા, "રાજન, તેમાં હવે વિલંબ કરીશ નહીં કારણકે, વિદ્વાન પુરૂષે કોધથી આ સંસારનો ઉચ્છેદ સત્વર કરવો જોઇએ." તે પછી રાજાએ પોતાના નગરમાં જઇ પુત્રને રાજ્ય આપી અને સાત ક્ષેત્રોમાં દ્રવ્યરૂપી બીજ વાવી વ્રત ગ્રહણ કર્યું. પછી જ્ઞાનદર્શનવાળા તે રાજર્ષિએ કેટલાએક વર્ષો સુધી સંયમનું પાલન કર્યું. પછી ગુરૂ પાસેથી શિક્ષા મેળવી પાંચ પ્રકારના આચારનો વિચાર કરતા, પંચ મહાવ્રત ધારણ કરતા, પાંચ સમિતિ પાળતા, [2]ચારિત્રના પાંચ ભેદ, પાંચ ગતિ, પાંચ અસ્તિકાય અને પાંચ જ્ઞાનના ભેદને જાણતા તે રાજર્ષિ પંચ નમસ્કાર મંત્રને જપતા જપતા પંચત્વને પામી ગયા, અને પાંચ અનુત્તર દેવતાઓમાં મહાન દેવતારૂપે ઉત્પન્ન થયા.

૧ વર્ણથી પ્રધાન એટલે ઉચ્ચ વર્ણનો. ૨ ચારિત્રધર્મ.

આ શોભાયમાન જંબૂદ્વીપમાં ભરક્ષેત્રના આભૂષણરૂપ અને લોકોની શ્રેણીથી વિરાજિત **શ્રાવસ્તી** નામે નગરી છે. તેમાં ન્યાયરૂપી જલથી પવિત્ર અને વિખ્યાતિ પામેલો **ધનમિત્ર** નામે રાજા વિશાળ રાજ્યવાલો થઈ પૃથ્વીનું પાલન કરતો હતો. એક વખતે તેનો મિત્ર **બલી** નામે કોઇ રાજા તેના નગરમાં આવી ચડયો, તેને તે ધનમિત્રે વધારે સ્નેહને લઇને પોતાના નગરમાં વાસ કરાવ્યો. તે બંને રાજમિત્રો સાથે ભોજન, ગમન, વનગમન, આગમન, શયન અને ક્રીડા કરતા હતા. જેમ ચંદ્ર કલાઓના કલાપથી યુકત છે, છતાં તેને લાંછન છે. કમળ લક્ષ્મીના વાસથી ઉત્તમ છે, છતાં તેમાં કાંટાઓ છે. સમુદ્ર ગંભીર છે, છતાં તેનું જલ ખારથી દૂષિત છે, સૂર્ય અંધકારના સમૂહને હરનાર છે, છતાં તેનામાં તાપ છે, તેવી રીતે ધનમિત્ર રાજા છતાં તેનામાં જુગાર રમવાનું વ્યસન હતું, તે તેનામાં એક મોટો અવગુણ હતો. દૈવ રત્નને દૂષિત કરનારોજ છે.

આ જુગારના વ્યસનને લઇને રાજા ધનમિત્ર અને બલી બંને સત્કૃત્યથી વિમુખ થઈ કોઈવાર ઘણા દ્રવ્યનો, કોઈવાર ઉંચી જાતના અશ્વોનો, કોઈવાર સારા હસ્તીઓનો, અને કોઇવાર પાત્રોના સમૂહનો દાવ મુકી જુગાર રમવા લાગ્યા. દ્યૂતના વ્યસનમાં આસકત થયેલા પુરૂષોને સુકૃતનું આચરણ કયાંથી હોય ? એક વખતે તે બંને રાજમિત્રો પોતપોતાનાના રાજ્યનો દાવ કરી જુગાર રમ્યા, તેવામાં અભાગ્યને લઇને રાજા ધનમિત્ર સર્વ લોકોની સાક્ષીએ પોતાનું રાજ્ય હારી ગયો. રાજય વગરનો થઈ રહેલો તે રાજા જલ વગરના મત્સ્યની જેમ દીન બની ગયો, પરાધીન અને પરિવાર વગરના તે રાજાનો બીજાઓ તિરસ્કાર કરવા લાગ્યા. પછી બલવાન્ એવા બલીરાજાએ તેને નગરમાંથી કાઢી મુકયો. તે રાજ્યભ્રષ્ટ થયેલો રાજા રાંકની જેમ પોતાનું મુખ લઇને નાશી ગયો. આ દુનીયામાં જ્યાંસુધી સ્વાર્થ સિદ્ધ થાય, ત્યાં સુધીજ મિત્રતા છે, પરંતુ જ્યારે સ્વાર્થ સિદ્ધ ન થાય તો તેજ વખતે મિત્ર હોય તે પણ લોકોમાં સદાને માટે શત્રુજ થઇ પડે છે. જ્યારે ધનમિત્રને નિર્ધનપણું આવ્યું, ત્યારે બલીરાજાએ તેની મિત્રતા છોડી દીધી, તે ઉપરથી તેનું [૧] **ધનમિત્ર** એવું નામ કૃતાર્થ થયું. તે રાજા ધનમિત્રનો સ્વજન વર્ગ હવે બલીરાજાની સેવા કરવા લાગ્યો, વિવેકી એવા પણ લોકો [૨]ઉગતાને વંદના કરે છે, એ વાત સ્પષ્ટ છે. જે [૩]અપરિમિત દાન કરનાર અને બલી હોય તેની સેવા કોણ ન કરે ? લક્ષ્મીના પતિ, લોકોના આધાર રૂપ અને જનરક્ષક વિષ્ણુ પણ બલીરાજાના દ્વારપાળ થઇને રહ્યા છે. રાજા ધનમિત્રના અંતઃપુરની સ્ત્રીઓ પછી પોતપોતાના પિતાના ઘરમાં

૧ ધનનોજ મિત્ર અર્થાત્ ધનને લઇનેજ મિત્રવાલો.

૨ બલીરાજાએ વામન રૂપ વિષ્ણુને પૃથ્વીનું દાન કરેલું તે ઉપરથી વિષ્ણુ પ્રસન્ન થઇ તેના દ્વારપાળ બન્યા હતા.

ચાલી ગઈ, સ્ત્રીઓને જ્યારે દુઃખ આવે છે, ત્યારે તેઓને પિતાનું ઘર શરણરૂપ થાય છે, એમ વિદ્વાનો કહે છે. સૂર્ય જેનો [1]રસોયો હતો અને જે સત્ય પ્રતિજ્ઞાવાલો કહેવાતો હતો, એવો નળરાજા પણ દ્યૂતના વ્યસનથી વિપત્તિને પામ્યો હતો. સત્યવાદી યુધિષ્ઠિર પણ એજ વ્યસનને લઇને ભીમ-તથા અર્જુન વિગેરેની સાથે યુક્ત થઇ રાજ્ય છોડીને વનમાં વસ્યો હતો. એવી રીતે આ પૃથ્વીમાં વિખ્યાત એવા અનેક રાજાઓ પણ દ્યૂતના વ્યસનથી દુઃખી થયેલા છે. તો પછી બીજા રાજાઓની શી વાત કરવી ? નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે, " વૈર, [2]વૈશ્વાનર, વ્યાધિ, વાદ અને વ્યસન એ પાંચ વકાર જો વધ્યા હોય તો તે મહાન્ અનર્થ કરનારા થાય છે. યૂથમાંથી ભ્રષ્ટ થયેલા મૃગની જેમ કઇ દિશામાં જાવું, એમ બ્હાવરો બની વનમાં ભમતા તે ધનમિત્રે વિવેકી અને અમૃતના નિધિ જેવા એક મુનિને જોયા. જેમ ખારા સમુદ્રમાં મીઠા જલના સ્થાનને મેલવી તૃષાતુર માણસ હર્ષિત થાય, તેમ તે મુનિને જોઇને હર્ષિત થયો. કહ્યું છે કે, આ સંસાર રૂપી દાવાનળથી દગ્ધ થયેલા પુરૂષોને સંતાન, સ્ત્રી અને સત્સંગ-એ ત્રણ વિશ્રામની ભૂમિઓ છે, તે ધનમિત્રે ખેદ છોડી તે મુનિના બંને ચરણમાં વિધિથી વંદના કરી. મુનિએ તેને હર્ષદાયક ધર્મલાભની આશિષ આપી. પછી તે રાગ રહિત થઇ મુનિની આગળ બેઠો, એટલે મુનિએ તેને ધર્મોપદેશ આપવા માંડયો. કારણકે. સત્પુરૂષો દયાળુ હોય છે—" જેઓ પ્રાણીઓને ધર્મમાં અંતરાય કરે છે, તેઓને મનુષ્યભવના સુખમાં અંતરાય થાય છે. જેમ આ સમગ્ર પૃથ્વી ઉપર બીજ વાવ્યા વગર ધાન્ય ઉત્પન્ન થતું નથી, તેમ આ સંસારમાં ધર્મ વિના કદિપણ સુખ થતું નથી. તેમાં દેવતાના ભવમાં ધર્મની ઉત્પત્તિ નથી, નારકીના ભવમાં તો ધર્મની વાત જ નથી અને તિર્યંચના ભવમાં તો કદિપણ ધર્મ હોતો નથી, ફક્ત મનુષ્ય ભવમાં ધર્મ છે. તેમાં પણ આર્યદેશ વિગેરેની સામગ્રી પ્રાપ્ત થવી લોકમાં દુર્લભ છે, કારણ કે તે સામગ્રી [3]ગુણોત્પન્ન હોવાથી ઘણી થોડી છે. કદિ તે સામગ્રી પ્રાપ્ત થાય, તોપણ પુણ્ય ઉપાર્જન કરવું ઘણું મુશ્કેલ છે, કારણ કે આ પૃથ્વી ઉપર પાંચ પ્રકારના પાંચ પુરૂષો થાય છે. તે વિષે આ પ્રમાણે કથા છે—કોઇ વ્યાપાર ઉદ્યોગ કરવાની ઇચ્છાવાલા પાંચ પુરૂષો દ્રવ્યની મૂડી લઇ કોઇ સારા શહેરમાં ધન કમાવાને ગયા. તે પાંચેની અંદર એક ઘણો પાપી હતો, તે વ્યસનનું સેવન કરતો હતો, તેથી તેને રાજાએ પકડયો અને તેની મૂડી કબજે કરી તેને એક અંધાર કૂવામાં નાખી દીધો. બીજો પુરૂષ મૂર્ખ હતો, તે નગરના ખોટાબોલા લુચ્ચાઓએ ખોટી ચીજો અર્પણ કરવા વડે વશ કરી લઇ તેનું સર્વસ્વ દ્રવ્ય-ધન પડાવી

૧ નલરાજાની રસોઇ સૂર્યના તાપથી થતી હતી.

૨ વૈશ્વાનર-અગ્નિ.

૩ ગુણોથી ઉત્પન્ન થાય તેવી અથવા ગુણવાળી

લીધું. ત્રીજો પુરૂષ પ્રમાદી હતો, તે પોતાનો નિર્વાહ ચાલે, તેટલું નવું ધન કમાતો પણ કાંઇ વધારે કમાયો નહીં, તેથી તેની મુડી બચી ગઇ. ચોથો પુરૂષ સારો ઉદ્યમી હતો, તેથી તેણે રત્ન વિગેરેની ખરીદી કરી, આથી તે મુડીનું રક્ષણ કરનારા પુરૂષને તેમાથો ઘણો અપરિમિત લાભ થયો. પાંચમો પુરૂષ ભાગ્યવાનને જાણનારો અને વસ્તુતત્ત્વને સમજનારો હતો તેથી તેણે પોતાની મુડીના મુલ્યથી એક તેજસ્વી ચિંતામણિ પ્રાપ્ત કર્યો.

## કથાનો ઉપનય.

હે સુંદર ધનમિત્ર, આ કથાનો ન્યાયવાળો ઉપનય સાંભળ. "જે મૂડી કહેવામાં આવી તે મનુષ્યભવ સમજવો. જે શહેરમાં તેઓ વેપાર કરવા ગયેલા તે શહેર આર્યદેશ સમજવો. જે રાજાએ એક પુરૂષને પકડયો તે કર્મ પરિણામ અને જે વ્યસનો તે પાપો સમજવાં. જે અંધાર કુવો તે નરક સમજવું, તે તેના આશ્રિતને પીડા કરનાર છે. જે ખોટું બોલનારા લુચ્ચા લોકો કહ્યા, તે દુર્બુદ્ધિવાળા મિથ્યાદ્રષ્ટિ સમજવા. જે ખોટી વસ્તુ તે મિથ્યાત્વ જાણવું, જેનાથી તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે. જે ત્રીજા પુરૂષને લાભ થયો તે મનુષ્યભવ સમજવો અને જે ચોથા પુરૂષને લાભ થયો, તે સ્વર્ગની પ્રાપ્તિ જાણવી અને જે પાંચમા પુરૂષને ચિંતામણિની પ્રાપ્તિ થઇ તે મોક્ષગાતની પ્રાપ્તિ જાણવી."

આ પ્રમાણે આ ઉપનયનો લાંબો કાળ વિચાર કરી તું શુભ કામ કરજે. મુનિનો આ ઉપદેશ સાંભળી ધનમિત્રે પોતાનો સર્વ પૂર્વ વૃત્તાંત મુનિને કહી સંભળાવ્યો.

તે સાંભળી મુનિએ વ્યસનોનું નઠારૂં પરિણામ જણાવ્યું. પછી ધનમિત્રે પુનઃ પૂછ્યુ, " હે પ્રભુ, મને ફરીવાર રાજ્ય મલશે કે નહીં ?" મુનિ બોલ્યા, "તારા પુણ્યનો ક્ષય થયો છે, તેથી તને ફરીવાર રાજ્ય મલશે નહિં." તે સાંભળી તેણે કહ્યું કે, " ત્યારે મને દીક્ષા આપો, કે જેથી આ સંસારમાં મારો મનુષ્યભવ વૃથા ન થાય." પછી મુનિએ તેને દીક્ષા આપી અને આ પ્રમાણે શિક્ષા આપી–" હે વત્સ, તેં આ સંસારમાં દુર્લભ એવું ચારિત્ર સ્વીકાર્યું છે, તેથી જો તું હવે આ અવસ્થામાં રાગદ્વેષ કરીશ, તો લક્ષ્મીધર વિગેરેની જેમ આ સંસારસાગરને તરી શકીશ નહિં." પછી મુનિરાજે તે કથા કહેવા માંડી.

## લક્ષ્મીધર વિગેરેની કથા.

[1]વિંધ્યગિરિની જેમ ગુણવાલું, ગજ–હાથીઓથી ભરપૂર, અનેક મુનિઓથી યુક્ત અને નિશાચરોથી રહિત વિંધ્યપુર નામે મોટું નગર છે. તે નગરમાં વરૂણના જેવો પ્રચેતા, રત્નાકર–સ્થાનવાલો વરૂણ નામે એક શેઠ રહેતો હતો, છતાં તે પૃથ્વીમાં જલ-

૧ વિંધ્યગિરિ પણ હાથીઓ, મુનિઓ અને ગુણોથી યુક્ત અને નિશાચરોથી રહિત હોય
. ૨ વરૂણનું નામ પ્રચેતા છે. શ્રાવક વરૂણ પક્ષે પ્રચેતા એટલે ઉત્કૃષ્ટ ચિત્તવાલો વરૂણ જલનો
ર છે તેથી તે રત્નાકર સમુદ્રમા રહેનાર છે અને વરૂણ શ્રાવક રત્નાકર–રત્નોના સમૂહવાલા
ાનમાં રહેનાર છે. વરૂણ જલનો પતિ છે અને આ શ્રાવક જલ–જડનો પતિ ન હતો.

પતિ ન હતો. તેને શ્રીકાંતા અને વિજયા નામે બે સ્ત્રીઓ હતી. તે બંને જૈનધર્મમાં તત્પર અને પાપકર્મથી વિરત હતી. રતી પ્રીતિરૂપ તે બંને સ્ત્રીઓની સાથે રહેલો અને રૂચિર અંગ વિવર્જિત છતાં [1]શિવાકાંક્ષી તે પ્રદ્યુમ્નની જેમ શોભતો હતો. તે ગણુપતિની જેમ સિદ્ધિબુદ્ધિ વડે યુક્ત, લોકોને લાભ કરનાર અને [2]ગુરૂમોદક ઉપર રૂચિ ધરનાર થઇ સદા શોભતો હતો.

તે વરૂણ શેઠની શ્રીકાંતા નામની સ્ત્રીને **લક્ષ્મીધર, સુંદર** અને અર્હદત્ત નામે ત્રણ પુત્રો થયા અને વિજયાને **નંદ** નામે એક પુત્ર થયો. લોકોના મનની કામનાને પૂરનારા અને ગુણવાલા તે ચારે પુત્રો જાણે ધર્મના ચાર રૂપ હોય તેવા શોભતા હતા.

તે અરસામાં **અનાદિભવ** નામે એક સનાતન નગર છે તેની અંદર અતુલ બલવાળો **મોહ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એક વખતે તે મોહરાજા સભાની અંદર દીન વદને બેઠેલો જોઇ **રાગકેશરી** નામના તેના પુત્રે તેને વિનયથી આ પ્રમાણે કહ્યું.-" હે પિતાજી, પ્રૌઢ એવા તમે જ્યારે ક્રોધ કરો છો ત્યારે બધું વિશ્વ ચિંતાતુર થઈ જાય છે, તેવા તમારા ચિત્તમાં આજે જે ચિંતા દેખાય છે, તે મને અપૂર્વ લાગે છે. દેવતાઓ, કિંનરો અને પુરૂષો તમારી આજ્ઞાને ધરનારા છે, આ જગતમાં તમારી સેવા ન કરે તેવો કોઇ પણ પુરૂષ નથી. જેઓ તમારી આજ્ઞાને માન્ય કરતા નથી, તે નગ્ન, મુંડિત અને અન્નપાન વગરના થઇ એકાકી વનમાં ભમ્યા કરે છે અને જેઓ તમારા ભકતો છે, તેઓ રાજ્યકર્ત્તા, સુંદર મહેલમાં રહેનારા, અહર્નિશ જમનારા, સ્ત્રીઓના સમૂહની સાથે રહેલા નિત્ય સ્નાન કરનારા, અભિમાન ધરનારા, વિવિધ વાહનોમાં આદર કરનારા અને ભોગનો સંયોગ કરનારા જોવામાં આવે છે. તેમ છતાં આપ પૂજ્ય પિતા હાલ ચિંતાતુર દેખાઓ છો, તો તેમાં જે સત્ય હોય તે મારી આગળ સત્વર કહો." પુત્ર રાગકેશરીનાં આવાં વચનો સાંભળી મોહરાજા હૃદયમાં ઘણો ખુશી થઈ ગયો. તેણે તરત પ્રસન્નતાથી મુખને ઉજ્વળ કરી પુત્રને કહ્યું.-" વત્સ, મારૂં એવું કાંઈ કાર્ય નથી, કે જે તારી આગળ ન કહેવાય. કારણ કે તું મારો વિશ્વને રંજન કરનારો પુત્ર છે. મારે માટે તેં કહ્યું. તે સર્વ રીતે સત્ય છે, પરંતુ અતુલ બળવાળો અને મોટા પક્ષવાળો મારો એક શત્રુ છે." રાગકેશરી બોલ્યો, " એવો કયો શત્રુ છે?" મોહરાજાએ કહ્યું, ' **ચારિત્રધર્મ** નામે એક મારો શત્રુ છે, તે કામદેવના પરાક્રમથી પણ અજિત છે. જેના સૈન્યમાં રહેલી જે સ્ત્રી એકલીજ મારી સર્વ સેનાને જીતી લે

---

૧ શિવ એટલે મોક્ષ. પ્રદ્યુમ્ન કામદેવનો અવતાર હોવાથી તે પોતાને બાલનાર શિવની આકાંક્ષા ન રાખતો અને અનંગ હતો અને વરૂણ શેઠ શિવની ઇચ્છા રાખનાર અને સુંદર અંગવાળો હતો.
૨ ગણુપતિ ગુરૂમોદક-મોટા લાડુવાળો અને શેઠ ગુરૂ તરફ મોદક-હર્ષ પામનાર હતો.

તેવી છે. તે સ્રીને શું તું ભૂલી ગયો છે ? કે જેથી તું આવું બોલે છે. કહ્યું છે કે, અહંકાર બુદ્ધિને કહે છે કે, તું સુતા પરમાનંદને જગાડ નહીં. જો તે પરમાનંદ જાગ્રત થશે, તો પછી હું, તું અને આ જગત એકે રહેશે નહીં. ' હું કર્મના સૈન્યમાં સુભટ છું.' એવો અતિ ઘટાટોપ રાખ નહીં. કારણ કે, ક્ષમારૂપી સ્રી તને રમતમાંજ જીતી લે છે." મોહરાજાનાં આ વચન સાંભળી રાગકેશરી ક્ષણવાર મૌન કરી રહ્યો પછી તેણે કહ્યું, " પિતાજી, તે ચારિત્રધર્મ શત્રુએ તમોને શું કર્યું છે કે જેથી તમે આટલા બધા દુઃખી થઇ ગયા છો ? " મોહરાજા બોલ્યો,–" વત્સ, વિંધ્યપુર નગરમાં એક વરૂણ નામે શ્રાવક છે, તેને લક્ષ્મીધર વિગેરે ચાર પુત્રો છે, ચારિત્ર નામના રાજાના સિદ્ધાંત વિગેરે સૈનિકોએ તે વરૂણના પુત્રોના ઘરમાં વાસ કર્યો છે, તેથી ત્યાં મારૂં બધું નામજ લોપાઈ ગયું છે, તો પણ હજુ જ્યાં સુધી તે ચારિત્રરૂપી રાજાએ તે ચારેને પોતાના તાબામાં લીધા નથી, ત્યાં સુધીમાં જો તેઓ આપણા પક્ષમાં આવી જાય, તો પછી આપણો વર્ગ બલવાન્ થાય. જો તે સિદ્ધાંત સૈનિકોનો રાગ બલવાન્ થઇ તેમને છેતરીને ચારિત્ર ધર્મના પક્ષમાં લઇ જશે, તો પછી આપણા વર્ગના બળનો ક્ષય થઇ જશે. હાલ મારા હૃદયમાં એ મોટી ચિંતા લાગી છે. આ કામ કોઈ આપણા ઉત્કૃષ્ટ સુભટથી બને તેવું છે. કારણ કે તેના ઘરમાં ચારિત્રરાજાના માણસો ફર્યા કરે છે તેથી તેમના દેખતાં તેના આશ્રિતોને પકડવા એ મુશ્કેલી ભરેલું છે." પિતાનાં આવાં વચન સાંભળી રાગકેશરી પોતાના બલનો ગર્વ કરીને બોલ્યો–"બીજા બધાઓ ભલે નિશ્ચિંત થઇને રહે, હું એકલોજ તેમને વશ કરી લઇશ. કારણ કે, મારા ત્રણ મોટાં રૂપ છે અને જે બીજા સૂક્ષ્મરૂપ છે, તે તો અસંખ્ય છે. દૃષ્ટિ, સ્નેહ અને વિષયાનુરાગ એ મારા મોટાં ત્રણ રૂપોથી વશ કરેલા વરૂણના ત્રણ પુત્રો તો જરૂર તમારાં સેવા કરશેજ." પુત્રના આવાં વચન સાંભળી મોહરાજાએ પોતાના હૃદયમાં ચિંતવ્યું કે-" અહો મારા પુત્ર રાગકેસરીની શકિત આ પૃથ્વીમાં ઘણી મોટી લાગે છે. પુત્ર રાગકેશરી જો ચાહે તો લોકોની પાસે શૂન્ય નગરોને સ્રીઓથી વસાવી દે અને બીભત્સરૂપ વાળીએ સ્રી પુરૂષોને રતિ–સ્થાનમાં યોજીદે. વળી તે લોકોની પાસે પુત્રને પિતા, કહેવરાવે, પુત્રીને માતા કહેવરાવે, કુદેવને ઉત્તમદેવ કહેવરાવે, કુધર્મને શુદ્ધ ધર્મ કહેવરાવે; કુગુરૂઓને સુગુરૂઓ કહેવરાવે અને અભક્ષ્યને ભક્ષ્ય તથા અપેયને પેય કહેવરાવે અને વળી આ વિશ્વમાં સુર, અસુર અને મનુષ્યોને મારી આજ્ઞાને આધીન કરી દે-તેમ કરવાથી મારા ઘરમાં મોટી આવક થઇ પડે. તે વખતે દ્વેષ કુંજર નામનો પુત્ર ઉઠીને પિતા પ્રત્યે બોલ્યો કે, " તે વરૂણ શ્રાવકના ચોથા નંદ નામના પુત્રને હું તમારે વશ કરી દઇશ." તે સાંભળી મોહરાજાએ હર્ષથી પોતાના મનમાં ચિંતવ્યું કે, " જેઓ

સર્વને માન્ય એવી મારી આજ્ઞાની અવગણના કરી વનમાં જઈ પૂર્વકોટીથી મેળવેલા પોતાના તપથી આ ત્રણે ભુવનમાં તપોધન તરીકે વિખ્યાત થયેલા છે, તેઓ સર્વેનુ તપરૂપી દ્રવ્ય એક મુહૂર્ત્ત માત્રમાં હરી લઈ તેમન દુર્ગતિમા પાડીદે એવો કોપકુંજર નામે મારો પુત્ર છે, જે પુત્ર પિતાને શત્રુ, માતાને વૈરિણી, સુહૃદ વિગેરે ન તેથી ઉલટા અને શીખવ્યા વગર ગાળી ઉત્પન્ન કરી શકે છે, તેમજ જે અગ્નિ વિના બાલે છે, રાગીને વિરાગી, દેખતાને અંધ અને મૌન ધરનારને બહુભાષી કરે છે, તેથી તે મારો નિર્દય કોપકુંજર પુત્ર સામાન્ય નથી. પિતાના ચિત્તને અનુસરનારા પુત્રો સદ્‌ભાગ્યેજ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે ચિંતવી પછી મોહરાજાએ તે બંનેપુત્રોને કહ્યું, " હે વત્સો, તમો બંને સ્વચ્છ (હુશીયાર) છો, વળી પારકે ઘેર જઇ શત્રુઓને જીતવા તમારે જાવાનું છે, તો તમારે બંનેએ દુઃસ્થિતિમાં પરસ્પર સાંનિધ્યમાં રહેવું. હું અહિ રહીને તમારા બંનેનું હિત કરીશ." પછી રાગકેશરી અને તે દ્વેષકુંજર બને પિતાને પ્રણામ કરી પેલા વરૂણ શ્રાવકના ઘરમા ગયા. પ્રથમ **દષ્ટિરાગ** નામના પુત્રે વરૂણના પહેલા પુત્રમાં પ્રવેશ કર્યો, **સ્નેહાનુરાગ** નામનો પુત્ર વરૂણના બીજા પુત્રને મલ્યો અને વિષય**રાગ** પુત્રે ત્રીજા પુત્રને પકડયો. એવી રીતે રાગકેશરીએ પોતાનું કામ કર્યું. પછી દ્વેષ કુંજરે વરૂણના ચોથા પુત્ર નંદને પોતાના રૂપમય કરી દીધો. એવી રીતે તેમના આશ્રિત થવાથી તે વરૂણના ચારે પુત્રો સર્વ સ્થળે ક્રીડા કરવા લાગ્યા. તેમના પિતા વિગેરેને લજ્જા-મર્યાદા મુકીને પીડા-ઉપદ્રવ કરવા લાગ્યા. વરૂણ શ્રાવકે તે ચારેનો હર્ષથી વિવાહ કર્યો, તોપણ તેમણે પોતાનો ચપળ સ્વભાવ છોડયો નહિં.

એક વખતે કોઇ એક તાપસ ત્યાં આવ્યો, તે એક માસે તપનું પારણું કરતો. તે તાપસ સદા જપ કરતો કરતો વર્ષાકાળમાં આકાશને શીતકાળમાં જલાશયને અને ઉષ્ણકાલમાં પંચાગ્નિન સેવન કરતો હતો. એવા અજ્ઞાન તપથી તેણે સર્વલોકોને પોતાના શાસનમાં દઢ કર્યા હતા, તેથી લોકો તેની ઉત્તમ ભક્તિ કરતા હતા. એક વખતે તેજ વનમાં વરૂણ શ્રાવકનો પુત્ર લક્ષ્મીધર મિત્રોને લઇને રમવા ગયો. તેવામાં ત્યાં પોતાનો સુહૃદ્‌ગણ જતો હતો, તેને તેણે પૂછયું કે, "હાથમાં ચંદન, પુષ્પ લઇ આ લોકો કયાં જાય છે?" તેઓએ કહ્યું, "અરે લક્ષ્મીધર, રક્તવસ્ત્રને ધારણ કરનારા એક તાપસની પૂજા કરવાને આ લોકો જાય છે," તે સાંભળતાંજ દષ્ટિરાગથી પ્રેરાએલો લક્ષ્મીધર તે તાપસની પાસે ગયો. તે તાપસના તપ અને વચનથી રંજિત થયેલો લક્ષ્મીધર તેની પ્રશંસા કરવા લાગ્યો. ત્યારથી તે પ્રતિદિન તેની પાસે જઈ લાંબો વખત રહેવા લાગ્યો અને ભાવથી તેનું વચન સાંભળી તે પ્રમાણે વર્ત્તવા લાગ્યો. તે વળી લોકોની આગળ તે તાપસના ગુણો કહેતો અને વિવિધ પ્રકારે ભક્તિ કરતા, પરમ ભક્તિભાવથી તે

તેની આજ્ઞા વિચાર કર્યા વગર પાળતો હતો. પછી જ્ઞાતિજનના મુખથી વરૂણે પુત્રનો આ વૃત્તાંત જાણ્યો, એટલે તેને બોલાવી આદરપૂર્વક વરૂણ આ પ્રમાણે તેને શિક્ષા આપવા લાગ્યો—" વત્સ, અપૂર્વ ક્ષીરસમુદ્ર પાસે હોય, તે છતાં ખાડાનું ખારૂં અને ડોળું પાણી કેમ પીવે છે ? હાથમાં દીપક છતાં કુવામાં શામાટે પડે છે ? અને હાથમાં રત્નનું દર્પણ છતાં કાંસામાં મુખ કેમ જુવે છે ? જેઓ શ્રીવીતરાગને છોડી બીજા દેવને નમે છે, તેઓ ચિંતામણિને છોડી કાચના કટકા ખરીદે છે. જેઓ નિર્ગ્રંથ ગુરૂને છોડી બીજા ગુરૂઓનો આશ્રય કરે છે, તેઓ કામકુંભને છોડી જળીના ઘડાઓ ગ્રહણ કરે છે. જેઓ ક્ષાંતિ વિગેરે દશ પ્રકારનો ધર્મ છોડી બીજા ધર્મોને આચરે છે, તેઓ કલ્પવૃક્ષને છોડી બાવળ વિગેરેને સેવે છે, અને જેઓ ઉજ્વળ સિદ્ધાંતને મુકી પાપશાસ્ત્રો સાંભળે છે, તેઓ અમૃતના પાનને છોડી ઉગ્ર વિષને પીવે છે. હે વત્સ, એ તાપસ વસ્ત્ર વડે ગળ્યા વગરના જીવવાળા જલના પૂરમાં સ્નાન કરે છે અને તેની અંદર વસ્ત્રો ધૂવે છે. તે હંમેશાં શૌચને અર્થે સચિત્ત મૃત્તિકાને સેવે છે, અને અગ્નિકાય જીવની વિરાધના કરે છે. તે તાપસના પારણાને માટે ગૃહસ્થો આદા વિગેરેના શાક અને દુધપાક વિગેરે સામગ્રી કરે છે. જળ વિગેરેમાં ત્રસજીવોનો સમૂહ સ્પષ્ટ દેખાય છે, તો તેનો નાશ કરનાર તે તાપસમાં પહેલા વ્રત રૂપે સર્વમાન્ય એવો દયાધર્મ કયાં રહ્યો ? તે મિથ્યાત્વની પ્રરૂપણા કરનાર છે, તો તેનામાં બીજું અમૃષાનું વ્રત છેજ નહીં. તેની પાસે યાચના વગર પરિગ્રહ આવે છે અથવા કેટલું એક તે ગ્રહણ કરે છે, તો ત્રીજું અસ્તેય વ્રત પણ નથી. તેમને સ્ત્રીઓના સંઘટ્ટ વિગેરે કરવામાં શંકાજ હોતી નથી, તોપછી તેના શાસનમાં ચોથું બ્રહ્મચર્યનું શુદ્ધ વ્રત હોતું નથી અને તે ગાંઠે દ્રવ્ય રાખે છે, તો પાંચમું અપરિગ્રહ વ્રત પણ નથી તેથી એવા તાપસની સેવા કરવી નહિં. ઉત્તમ પુરૂષોનીજ સંગતિ કરવી. આ જગતમાં ગુણ અને અવગુણ સંગથીજ થાય છે. વળી કહ્યું છે કે, જેમનો ધર્મ હિંસા છે, જેમનું તીર્થ જલ છે, જેમને નમવા યોગ્ય ગાય છે, જેમના ગુરૂ ગૃહસ્થ છે, જેમનો દેવ અગ્નિ છે અને જેમના દાન પાત્ર કાગડા છે, તેવા મિથ્યાત્વિઓની સાથે શો પરિચય રાખવો ? સમ્યકત્વના જે શંકા વિગેરે પાંચ દૂષણો છે. તે બધા દૂષણોના તેના સંસર્ગથી સારા ધર્મીઓને પણ લાગે છે. જ્યારે સમ્યકત્વ સ્થિર થાય, ત્યારે ધર્મપણ સ્થિરતાને પામે છે. પાયો મજબૂત હોય તોજ પ્રાસાદ મજબૂત રહે છે. મૃત્યુલોક સ્વર્ગ અને મોક્ષ આપનારૂં સમ્યકત્વ પ્રાપ્ત થયું હોય, તો આ જગતમાં મનુષ્યોને નરક અને તિર્યંચની ગતિ થતી નથી. જે બીજા દેવો છે, તે કામસેવામાં તત્પર, શસ્ત્રોને ધરનારા ચલિત, નૃત્ય—ગાયન કરનારા, અજ્ઞાની, સ્ત્રી પુત્રવાળા અને રાગી હોય છે. હે વત્સ, આપણા ઘરમાં જે દેવ છે, તે સર્વજ્ઞ, સર્વ દોષોને જીતનારા, આઠ કર્મોનો ક્ષય

કરનારા અને સુર, અસુર તથા મનુષ્યોએ પૂજેલા ભગવાન્ છે. આપણા ગુરૂ પંચ મહાવ્રત આચરનારા. નવ તત્ત્વોને જાણનારા અને રાગ, દ્વેષ, કષાય વિગેરે દોષોના સમૂહને છોડી દેનારા છે. આપણો ધર્મ જીવ દયા મૂલ, રત્નરૂપ બાર વ્રતવાલો અને દાન, શીળ, તપ અને ભાવ–એ ભેદોથી અનેક પ્રકારનો છે. હે પુત્ર, આવા દેવ, ગુરૂ અને ધર્મના તત્વો આપણા પોતાના ઘરમાં છે તે છતાં તેને માટે તારે બીજે સ્થળે જવું સારૂં ન ગણાય; તેથી તું સ્વગૃહમાં રહીનેજ શ્રી જિન દેવની પૂજા કર્ય, સાધુ ગુરૂને વંદના કર અને દયામૂલ ધર્મનું પાલન કર્ય." આ વખતે ત્યાં રહેલા ક્રોધ કુંજરને પોતાના પિતા મોહરાજે પૂર્વે કહેલું વચન યાદ આવ્યું, તેણે કહ્યું હતું કે–તમારે પરસ્પર સહાય કરવી, તે ઉપરથી ક્રોધ કુંજરે તે લક્ષ્મીધરના શરીરમાં પ્રવેશ કર્યો, એથી લક્ષ્મીધર વધારે ઉશ્કેરાઇ ગયો, એક તો વાનર, તેને વળી વીંછીએ કરડયો, તરત તેણે ભગવંતના ધર્મની નિંદા કરવા માંડી, અને અન્ય લૌકિક ધર્મની પ્રસંશા કરવા માંડી, તે સાથે જેવા તેવા ભાષણોથી પોતાના પિતાને ગાળો દેવા મંડી. તે વખતે વરૂણ શેઠે પોતાના દયાળુ અને નિર્ભય હૃદયમાં ચિંતવ્યું કે " દૃષ્ટિ રાગથી દૂષિત થયેલો આ પુત્ર હિતોપદેશ આપવાને લાયક નથી. કહ્યું છે કે, " મુર્ખોને ઉપદેશ આપવો તે તેમને શાંતિને માટે થતો નથી પરંતુ ઉલટો કોપને માટે થાય છે. સર્પોને દૂધ પાવું તે વિષને વધારનારૂંજ થાય છે. " પછી વરૂણ શેઠે તે પુત્રની ઉપેક્ષા કરી દીધી એટલે તે કૃષ્ણ વિગેરે અન્ય દેવોનો વિશેષ ભક્ત થયો અને જલજંતુની જેમ વધારે મર્યાદા છોડવા લાગ્યો. પુનઃ [1]દ્વિધાચિત્ત થયેલા વરૂણ શેઠે પોતાના હૃદયમાં આ પ્રમાણે ચિંતવ્યું, " આ પુત્ર જિન ભગવાન્નો અને સદ્ગુરૂઓનો નિંદક છે, તેથી તેની સાથે વાસ કરવો તે કેવળ દોષ સાથે વાસ કરવા જેવું છે. જે પાપના સમુહવાલો હોય તેનો ત્યાગ કરવો જોઇએ અને પુણ્યમાં આદરવાલો હોય. તેને આદર આપવો જોઇએ આ પુત્ર છે, છતાં જો તે આપણા અતુલ કુલમાં રહેશે, તો તેથી ધર્મનો ક્ષય થઇ જશે જેનાથી કાન તુટે તે સોનું પણ શા કામનું ? સુવર્ણની છરી હોય, પણ શું તે પેટમાં મરાય છે ? તે પણ પીડા કારીજ થાય છે, તેવીજ રીતે આ મારો પુત્ર છે, પણ તે શા કામનો ? પુષ્પ જંગલમાં થાય છે, પણ તે ગુણવાળું હોવાથી મસ્તક ઉપર ધરાય છે. અને મળ પોતાના શરીરમાંથી થયેલો છે, પણ લોકો તેને બાહિર ત્યજી દે છે, જો પોતાનો હાથ સડી ગયો હોય, તો શું તે છેદાતો નથી ? જો તેનું છેદન કરવામાં ન આવે, તો તેથી આખા શરીરના અંગ તથા ઉપાંગનો ક્ષય થઇ જાય છે. નાગક (તંબોળી) સડી ગયેલા પત્રને બીજા પત્રોમાંથી બાહિર કાઢી નાખે છે, જો તે સડેલું પત્ર વચમાં રહે તો

[1] બે ચિત્ત થયેલા અર્થાત્ ચિંતાતુર

તેથી બીજા સારાં પત્રોનો વિનાશ થઇ જાય છે. કયો સદ્બુદ્ધિમાન પુરૂષ બળતી ગાડરને પોતાના ઘરમાં પેશાડે ? તેથી આ કુદૃષ્ટિ અને ક્રોધી પુત્રને હું મારા ઘરમાં રાખીશ નહીં.'' આ પ્રમાણે ચિંતવી વરૂણે તે લક્ષ્મીધર પુત્રને ઘરમાંથી બહાર કાઢયો. પછી તે લક્ષ્મીધર પોતાની સ્ત્રી સાથે જુદા ઘરમાં રહેવા લાગ્યો, ત્યાં તે છુટી રીતે રાત્રિ ભોજન કરવા લાગ્યો, અભક્ષ્ય અનંતકાય વિગેરેને ખાવા લાગ્યો અને સજ્જનોને નિંદવા લાગ્યો. એવી રીતે કુદૃષ્ટિના રાગથી મોહ પામેલો લક્ષ્મીધર થોડા વખતમાં તો હિતવર્જિત થઈ સર્વ ક્રિયાથી ભ્રષ્ટ બની ગયો.

હવે વરૂણ શેઠને બીજો જે **સુંદર** નામે પુત્ર હતો, તે અજ્ઞાન દૃષ્ટિવાળો હતો. તેને કરોડો માનતા કરવાથી એક પુત્ર થયો હતો. તે મોંઘા પુત્ર ઉપર સુંદરનો સ્નેહાનુરાગ વિશેષ પ્રગટ થઇ આવ્યો. પ્રતિદિન ધાવ્યમાતાઓના જેવાં કામ કરી તેનું તે સારી રીતે પાલન કરતો. રાત્રિ કે દિવસ તે કદિ પણ તેની પાસેથી ખસતો નહિં. સદાકાળ તે છોકરાને ઉત્સંગમાં રાખતો અને મસ્તક ઉપર ચુંબન કર્યા કરતો હતો. અસંબંધ વચન ઉલ્લાપનવડે તે તેને હુલાવતો અને શ્રેષ્ઠ માણસને પસંદ ન પડે તેવી હાસ્ય કરવા યોગ્ય ચેષ્ટાઓ કરતો હતો. છોકરાના ધ્યાનથી અને સ્નેહરાગથી અંધ થયેલા તે સુંદરે વૃદ્ધજનોની શરમ છોડી દીધી અને બીજી બધી વસ્તુઓની ચિંતા પણ છોડી દીધી. પોતે જાતે શુગ લાવ્યા શિવાય તે છોકરાને સાફ કરતો, જાતે ખવરાવતાં અને તેની મૂત્ર વિષ્ટા પણ જાતેજ ઉસડતો હતો. તે છોકરાની થોડીપણ ફીકર તેની માતા ન રાખતી છતાં પણ તે સુંદર જરાપણ કચવાતો નહિં. તે વેળા પ્રમાણે ભોજન કરતો નહિં, ટાઢું કે ઉનું જાણતો નહિ, તેમ ધંધો પણ કરતો નહિં. ધર્મ કરવો તો એકતરફ રહ્યો, પણ તે ધર્મની વાર્ત્તાપણ કરતો નહિં. શ્રાવકને કરવા યોગ્ય આવશ્યક કર્મ કરતો નહીં અને દેવગૃહમાં પણ જતો નહિં. મંત્રોમાં મોટા એવા નવકારમંત્રનું ચિંતવન કદિપણ તે કરતો નહિં. કોઇ ખાસ મોટા કામને માટે તેને મોકલવામાં આવતો, ત્યારે પણ તે છોકરા વિના એકલો જતો નહિં. જ્યારે પુત્ર માંદો પડતો, ત્યારે તે ભોજન કરતો નહિ અને તેની ઉપર પડી આંસુ પાડતો શોક કરતો હતો.

તે સુંદરને આવો જોઇ તેના પિતાવરૂણે તેને આ પ્રમાણે કહ્યું—"વત્સ, પુત્ર ઉપર તારો ઘણો સ્નેહ કેમ દેખાય છે ? કહ્યું છે કે, "લોભનું મૂલ પાપ છે, રોગનું મૂલ રસ છે અને સ્નેહનું મુલ દુઃખ છે, માટે તે ત્રણેને છોડી સુખીથા." અરે પુત્ર, સાંભળ્ય, પુત્રના અત્યંત મોહથી રાજા દશરથને પ્રાણનો અંત કરનારૂં અતિદુઃખ થયું હતું. પુત્ર જન્મતાંજ સ્ત્રીને હરે છે, મોટો થાય, ત્યારે તે ભોજન હરે છે અને સમર્થ થાય, ત્યારે દ્રવ્ય હરે છે, તેથી પુત્રના જેવો કોઇ શત્રુ નથી. આ સંસારરૂપી અરણ્યમાં

ભમતા એવા પ્રાણીઓએ પૂર્વે અનંતવાર ઘણી સ્ત્રીઓ મેળવી છે અને અનંતવાર ઘણા નિર્ભય પુત્રો મેળવ્યા છે; પરંતુ પુત્રોએ નરકના ખાડામાં પડતા એવા પિતાઓને બચાવ્યા નથી. આ સંસારમાં પડતા એવા પ્રાણીને ફક્ત એક ધર્મજ બચાવી શકે છે. તેથી હે પુત્ર, જિનેંદ્ર ભગવાન્ અને બ્રહ્મચારી એવા ગુરૂઓની અંદર તારે અંતર્વૃત્તિથી રાગ કરવો અને પુત્રાદિકની અંદર બહિર્વૃત્તિથી રાગ કરવો. તું પુત્ર ઉપર આવો અતિરાગ કરે છે, તે તને કોઇપણ રીતે યોગ્ય નથી. શ્રી અરિહંત ભગવાનમાં પણ અતિમોહ કરવાથી મનુષ્યોને કેવળજ્ઞાન થતું નથી. અતિશય સેવન કરવાથી સારૂં કાર્ય પણ વ્યસનરૂપ બને છે, તેથી વિદ્વાનો કહે છે કે " अति सर्वत्र वर्जयेत् " અતિશય મીઠા પદાર્થો ખાવાથી પણ લોકોને રોગ થાય છે, તેથી ઘણા રસવાળા દેશમાં બહુરોગ જોવામાં આવે છે. હે વત્સ, ઘણા લોકો આ લોક તથા પરલોકનું કાર્ય અવસરે કરે છે, તો તે શોભે છે, અવસર ગયા પછી તે શોભતું નથી. વળી નીતિશાસ્ત્રમાં 'છોકરાને લાડ કરાવવાથી ઘણા દોષો થાય છે, એમ કહેલું છે, તેથી હે પુત્ર, તું આ વ્યસન છોડીને ધર્મકાર્ય કરવામાં તત્પર થા. "

પિતા વરૂણના આવા વચન સાંભળી સુંદર બોલ્યો " હે પિતા, જેનાથી રાગી પુરૂષને સુખ મળે છે, તેવા પુત્રનું દર્શન દેવતાઓને પણ દુર્લભ છે. જે ઘરમાં પુત્રો હોય, તે ધર્મનું ફલ છે, તેથી ફલની અવજ્ઞા કરવાથી ધર્મની અવજ્ઞા કરેલી ગણાય છે. કાંઇપણ સ્વાર્થના કાંમ વિના પશુઓ અને પક્ષીઓને પણ તેમના બચ્ચા વ્હાલાં હોય છે, તો પછી મનુષ્યોને વ્હાલાં હોય તેમાં શું કહેવું ? **લોભાકર** અને **લોભનંદી**ની અદ્ભુત કથા તમે શું નથી સાંભળી ? કે જેથી તમે મારી આગળ આ વિષે અત્યંત કહ્યા કરો છો.

## લોભાકર અને લોભનંદીની કથા.

શુભકર્મથી પવિત્ર એવા આ ભરતક્ષેત્રમાં **ચંદ્રાવતી** નામે નિર્દોષ અને રમણીય નગરી છે. તે નગરીમાં **વીરધવળ** નામે રાજા હતો. તે નગરીની અંદર **લોભનંદી** અને **લોભાકર** નામે બે વણિક રહેતા હતા. તેમાં જે લોભાકર હતો, તેને **ગુણવર્મા** નામે સદ્બુદ્ધિવાલો પુત્ર થયો હતો, અને લોભનંદી પુત્ર વગરનો હતો, તેથી લોકોમાં તે હીન થઈ રહેતો હતો. એક વખતે તે બંને વણિક હાટે બેઠા હતા, તેવામાં ભદ્રિક આકૃતિવાલો અને વિવેકી કોઈ એક અજાણ્યો પુરૂષ ત્યાં આવી ચડ્યો. તે પુરૂષને તેજસ્વી વિગેરે સદ્ગુણોથી લક્ષ્મીવાન્ જાણી તે બંને વણિકોએ તેને અતિ–આદર આપ્યો. લક્ષ્મીવાન્ પુરૂષ ક્યાં ન પૂજાય ? તે પછી વિશ્વાસપાત્ર બનેલા તે પુરૂષે કોઇવાર તે બંને વણિકોને કહ્યું કે, " મારૂં આ તુંબડું છે તે તમે યત્નથી તમારી પાસે

રાખો. મારે આ નગરમાં કેટલાએક દિવસ લાગશે, તે પછી જ્યારે મારે અહિંથી કુશલતાથી ચાલવાનું થશે, ત્યારે હું તમારી પાસેથી તે તુંબડું પાછું લઇશ." તે બંને વણિકોએ તે તુંબડું લઈ તેને દોરીથી મજબૂત બાંધી દુકાનની વચમાં સ્વાભાવિક રીતે ઉંચે બાંધ્યું. તે તુંબડામાંથી ગળી ગળીને રસનાં બિંદુઓ પડવા લાગ્યાં. તેથી નીચે પડેલી લોઢાની કુશ (કોશ) સુવર્ણમય બની ગઇ, તે જોઇ તે બંને લુબ્ધ બનેલા વણિકોએ તે તુંબડાને ગોપવી દીધું. પછી જ્યારે તે પુરૂષ ફરીવાર માગવા આવ્યો, ત્યારે તેમણે આ પ્રમાણે ઊત્તર આપ્યો, " અરે ભાઇ,ઉંદરોએ દોરીનો બંધ કરડી ખાધો તેથી તમારૂં તુંબડું જમીન ઉપર પડયું અને તેના સો કટકા થઈ ગયા જે ઊત્પન્ન થાય તેનો નાશજ થાય છે. " તેમના આવાં વચન સાંભળી તેણે કહ્યું " જો તેમ થયું હોય તો તમે તેના કટકા બતાવો કે જેથી મારો સંશય મટી જાય." તે પછી તેઓએ બીજું તુંબડું લાવી તેના કટકા કરી તેને બતાવ્યા. તે જોઈ તે પુરૂષે વિચાર્યું કે, " આ બંને વણિકો તે તુંબડામાં રહેલા સિદ્ધરસને જાણી ગયા, તેથી તે બંનેને લોભ થયો, તે ઉપરથી હમણાં આ બંને લોભાકર અને લોભનંદી એ નામના અર્થથી સત્ય થયા લાગે છે. જો હું રાજા આગળ ફરીયાદ કરૂં, તો એ રાજાજ તે રસ કબજે કરી લે, તેથી આ બંનેને કહેવાથી વખતે તે રસ પાછો મલી શકે. " આ પ્રમાણે ચિત્તમાં વિચારી તેણે કહ્યું, "તમો બંને શા માટે ખોટો જવાબ આપો છો ? મને મારૂં તુંબડું તરત સોંપી ઘો જો કદિ તમારા હૃદયમાં લોભ હોય તો તેમાંથી હું થોડો રસ તમને આપું. મારે મારા નગરમાં જવાનું છે જેમ મારા બધા રસનો નાશ કરવો, એ મને મુશ્કેલ છે, તેમ તમને પણ બધો રસ પચાવી પાડવો એ જરૂર મુશ્કેલ થશે, જરા હૃદયમાં વિચાર તો કરો નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે, " અતિ લોભ કરવો નહીં તેમ તદ્દન લોભને છોડી દેવો નહિં. અતિ લોભથી પરાભવ પામેલા માણસના મસ્તક ઉપર ચક્ર ભમે છે. " તેણે આવાં વચનો કહ્યાં તોપણ તે લોભી વણિકોએ તેને તુંબડું પાછું આપ્યુ નહીં, પછી તે તેમને ત્યાં સ્તંભિત કરી દઈ માન સહિત પોતાના સ્થાન તરફ ચાલ્યો ગયો.

આ વખતે લોભાકરનો પુત્ર ગુણવર્મા ગ્રામાંતર ગયેલો તે ત્યાં આવી ચડયો. તેણે તે બધી વાત સાંભળી અને તે બંને વણિકોને તેવી રીતે સ્તંભિત થયેલા નજરે જોયા, તે પછી તેણે પેલા પુરૂષને શહેરની અંદર શોધ્યો; પણ તે તેને મળ્યો નહિં. પછી તેણે શહેરમાં રહેલા બધા મંત્રવાદીઓને બોલાવ્યા. તેમણે પોતપોતાના મંત્રોનો ઉપચાર કર્યો; પરંતુ તેથી ઉલટી પીડા વધવા લાગી. લોભથી જરા પણ ગુણ થતો નથી, પણ ઉલટો અવગુણ થાય છે. પછી તે પુત્રે વિચાર કર્યો કે,"જેમાંથી અગ્નિ ઉઠે, તેનાથીજ તે અગ્નિ

શમે છે, તેથી હું તે પુરૂષનેજ મનાવીને શોધી લાવું. પરંતુ તે પુરૂષ કયાં ચાલ્યો ગયો હશે અને કયાં રહેલો હશે, તે જાણવામાં નથી. તથાપિ હું પુછતો પુછતો માળવ દેશમાં જાઉં અને જે માણસ તેને ઓળખતો હોય, તેને સાથે લઉં." આ પ્રમાણે વિચારી તેણે તેને ઓળખનારા એક માણસને સાથે લીધો અને તે તેની શોધ કરવા ચાલ્યો. માર્ગમાં વિશ્રાંતિ લીધા વગર ચાલતો પેલો માણસ માંદો પડી ગયો. પછી પોતે તે માણસને છોડી એકલો શ્યામમુખ બની દુઃખી થઇ ચાલવા લાગ્યો. રસ્તામાં આગળ ચાલતાં એક મોટું નગર જોવામાં આવ્યું. પરંતુ તે નગર નિર્જન હતું, તેથી તેણે આશ્ચર્ય પામી તેમાં પ્રવેશ કર્યો. ત્યાં કોઇ પ્રદેશમાં એક સુંદર પુરૂષ તેના જોવામાં આવ્યો. તેણે 'સખેદબુદ્ધિવાળો તું કોણ છે?' એમ પ્રશ્ન કર્યો. તે પુરૂષ બોલ્યો. "હું એક સાહસિક વિદેશી પુરૂષ છું. માર્ગમાં ચાલતાં આ નગર જોઇ મેં તેમાં હમણાંજ પ્રવેશ કર્યો છે." તેણે પુછયું. "આ કયું નગર છે. તે શુન્ય કેમ છે અને તું અહિં એકલો કેમ રહ્યો છે?" તે પુરૂષ બોલ્યો. "આ નગરનો વૃત્તાંત પ્રથમથી સાંભળો. "નાગરિકોથી મનોહર, શત્રુના ગણે નહીં જોયેલું અને રમણીય લક્ષ્મીના વાસસ્થાનરૂપ આ **કુશવર્દ્ધન** નામે સુંદર નગર છે. આ નગરમાં નામથી અને બળથી **શુર** નામે દાની રાજા હતો. તેને **જય** અને **વિજયચંદ્ર** નામે બે પુત્રો હતા. કાળક્રમે રાજા શુર કાલધર્મને પામ્યો, એટલે મોટો ભાઇ જય પિતાના રાજ્ય ઉપર આવ્યો. તે રાજાનો બીજો પુત્ર વિજયચંદ્ર તે હું પોતેજ છું. હું અહંકારને લઇને તે વખતે આ મારા નગરમાંથી નીકળી ગયો. ભમતો ભમતો હું એક વખતે ચંદ્રાવતી નગરીના ઉદ્યાનમાં આવી ચડયો. ત્યાં વિદ્યાસિદ્ધ એવો કોઇ વિદ્વાન પુરૂષ મારા જોવામાં આવ્યો. તે અતીસારના રોગથી પીડિત થઇ પૃથ્વી ઉપર પડયો હતો. પૂર્વના અગણિત પુણ્યને લીધે ઉત્પન્ન થયેલી દયાને લઇને મેં તે પુરૂષનો એવો ઉપાય કર્યો કે જેથી તે તેજ વખતે નીરોગી થઇ ગયો. આથી સંતુષ્ટ થઇ તેણે મને પુછયું કે, "તમે કોણ છો?" મેં તેને મારો વૃત્તાંત યથાર્થ કહ્યો. પછી તેણે મને બે વિદ્યાઓ આપી. એક સ્તંભન કરનારી અને બીજી વશ કરનારી. પાઠથી સિદ્ધ થનારી તે બંને શુભ વિદ્યા મને પ્રાપ્ત થઈ. પછી તેણે સત્પુરૂષોને માન્ય થાય તેવું એક રસ ભરેલું તુંબડું આપ્યું. બે વિદ્યા અને તુંબડું એ ત્રણ વસ્તુ અર્પણ કરી તેણે મને ફરીવાર કહ્યું કે, "આ ત્રણ રત્નો મહોદય કરનારા છે તેઓમાં જે આ તુંબડું છે, તે સમ્યકત્ત્વની જેમ રસથી ભરેલું છે. તેના રસથી લોકોમાં પર્વતના જેટલું સુવર્ણ થઇ શકે છે, આ સિદ્ધિ આપનારૂં તુંબડું તારે જેવા તેવ. માણસને ઘેર આપવું નહિં, નહીં તો અનંત લોભને લઈને તેનો નાશ થઇ જશે. તેમ આ જે બે વિદ્યાઓ છે, તેનો ઉપયોગ પણ કદિ **નિરર્થક** (ખાસ કારણ વગર) કરવો નહિં. કોઇ કારણે કરવાથી કાર્યસિદ્ધિ થાય છે. નહિ તો વગર કારણે કરવાથી ઉલટો પાપનો પરિતાપ થાય છે."

આ પ્રમાણે કહી વિદ્યાસિદ્ધ અને પ્રસિદ્ધ એવો તે ઉત્તમ પુરૂષ તરત શ્રી પર્વતમાં ચાલ્યો ગયો. એવા પુરૂષો ચિરકાળ ટકી રહેતા નથી. પછી હું પ્રસન્ન હૃદયે ત્યાંથી નીકળી ચંદ્રવતી નગરીમાં આવ્યો. ત્યાં ફરતો ફરતો લોભાકર અને લોભનંદી નામના બે વણિકોની દુકાને ગયો. તે વણિકોએ સત્કારપૂર્વક બરહાસ કરી મને એવો તો વશ કરી લીધો, કે જેથી મારા મનમાં તેમનો વિશ્વાસ આવી ગયો અને બીજા કોઇએ મને જાણ્યો નહિં. નગરીની શોભા જોવાની ઇચ્છાથી ત્યાં સ્થિતિ કરી મેં યોગ્ય વિચાર કરી તે તુંબડું તેમની દુકાને મુકયું. પછી મેં કેટલાએક દિવસ રહીને નગરીની શોભા જોઇ. પછી મારી માતાને નમન કરવાની ઇચ્છાને લઇને હું મારા નગરમાં જવા ઉત્સુક થયો જ્યારે હું વતન જવા તૈયાર થયો, તે વખતે મેં તે બંને વણિકોની પાસે તે તુંબડું પાછું માગ્યું. તુંબડાના પ્રભાવનું સ્વરૂપ જાણી ગયેલા તે બંને વણિકોએ તે મને પાછું આપ્યું નહિં. પછી હું મારી વિદ્યાના પ્રભાવથી તેમનો યોગ્ય ઉપાય કરી અર્થાત્ સ્તંભિત કરી અહિં આવ્યો ત્યાં મારૂં નગર લોકોથી શૂન્ય થયેલું જોઇ મને ખેદ ઉત્પન્ન થયો."

આ પ્રમાણે વૃત્તાંત સાંભળી ગુણવર્માએ વિચાર્યું કે, "મારા પિતા અને કાકાને પોતાની વિદ્યાથી સ્તંભિત કરનાર આજ માણસ જ્યાં સુધી તેનું સ્વરૂપ બરાબર મારા જાણવામાં ન આવે, ત્યાં સુધી મારે ખુલ્લા થવું નહીં." આવું વિચારી ગુણવર્મા બોલ્યો—" કહો, તે પછી શું બન્યું ? " જયચંદ્રે પુનઃ પોતાની વાત આગળ ચલાવી—"પછી સ્વજન વગરના હું આ શુન્ય નગરમાં ચારે તરફ ફરી રાજદ્વારમાં ગયો. રાજ મહેલના સાતમા માળ ઉપર ચડયો, ત્યાં મારા મોટા બંધુની વિજયા નામની સ્ત્રીને મેં એકલી રહેલી જોઈ. તેણીએ આસન વિગેરે આપીને મારો વિનય કર્યો. પછી મેં તેણીનો વૃત્તાંત પુછયો, એટલે તેણી નેત્રોમાં અશ્રુ લાવી આ પ્રમાણે બોલી—"પૂર્વે પવનથી પવિત્ર એવા આ શહેરના ઉપવનમાં માસે માસે ઉપવાસ કરનારો કોઇ એક તાપસ આવ્યો હતો. એક વખતે તમારા બંધુએ તેને પારણાને માટે આમંત્રણ આપ્યું, રાજાની આજ્ઞાથી તે જમવા બેઠો ત્યારે મેં તેને પવન નાંખવા માંડ્યો, તે વખતે પ્રથમથીજ નહિં દમન કરેલું તેનું હૃદય તરત મારી ઉપર બગડવા લાગ્યું. જેમણે બ્રહ્મસ્વરૂપ જાણ્યું ન હોય તેવા પુરૂષો એવાજ હોય છે. વળી કહ્યું છે કે, "નિરાહાર પ્રાણીના વિષયો નિવૃત્ત થાય છે અને તેનો રસ, રસને વર્જનારા જીવને [illegible] થઇ જાય છે." તેજ રાત્રે તે વિષયી તાપસ [illegible] કરી મારા [illegible] ચડી આવ્યો, કામાંધને લજ્જા ક્યાંથી હોય? [illegible] કહેવાય છે. તેણે કામની ઇચ્છાથી આમંત્રણ કરનારે મને કહેવા [illegible] પાપીને ઘણો સમજાવ્યો છતાં પણ તેણે [illegible] મારા સ્વામી દ્વાર ઉપર આવી ચડયા. [illegible]

મજબુત બાંધી લીધો; પછી પોતાના આજ્ઞાકારી માણસોની પાસે વિવિધ પ્રકારે તેને વિડંબના પમાડી ચોરની જેમ મરાવ્યો. તેના એવા કર્મનું ફળ એવુંજ હોય. તે તાપસ મૃત્યુ પામીને તેવા નઠારા કર્મથી રાક્ષસ થઇ અવતર્યો. પ્રાયે કરીને તેવા માણસોની ગતિ એવીજ હોય છે. તે રાક્ષસે વિભંગ જ્ઞાનને લઇને પોતાનો પૂર્વભવ જાણ્યો એટલે તેણે જાતે આવી તમારા બંધુનો નાશ કર્યો. તે જોઇ તે દુષ્ટ કષ્ટના ભયથી આકુલ–વ્યાકુલ બનેલી સર્વ પ્રજા જીવ લઇને નાશી ગઈ, તેને લઇને આ તમારૂં નગર હાલ શુન્ય થઈ ગયું છે. હું પણ પૃથ્વી ઉપર પડતી પડતી નાશતી હતી, તેવામાં તે રાક્ષસે મને ધીરજ આપવા કહ્યું કે, " તું અહિં રહે તારે ભય રાખવો નહિં જો તું મારી બુદ્ધિથી મને છોડીને બીજે સ્થળે જઇશ, તો હું તને પકડીને અહીં લાવીશ તેથી તું અહિં નિરાકુળ થઇ રહે." તેનાં આવાં વચન ઉપરથી હું એકલી અહીં રહી છું. તે રાક્ષસ દિવસે કયાંઈ જાય છે અને રાત્રે પાછો પુનઃ આવે છે. એવી રીતે મારા દિવસો ચાલ્યા જાય છે." મેં મારી ભાભીને કહ્યું કે, " તમે તે રાક્ષસની કાંઇ મર્મની વાત હોય તો તે મારી આગળ પ્રકાશિત કરો, જેથી હું મારા ભાઇનું પૂર્વનું વૈર લઊં. " વિજયા બોલી–" જ્યારે તે રાક્ષસ નિદ્રાને આધીન થઇ સુતો હોય, ત્યારે જો તેના ચરણ ઉપર ઘીનું મર્દન થાય તો તે રાક્ષસની નિદ્રા દીર્ઘનિદ્રા બની જાય છે. પરંતુ જો પુરૂષને હાથે ઘીનું મર્દન થાય તોજ તેને નિદ્રા આવે છે, સ્ત્રીને હાથે મર્દન થવાથી નિદ્રા આવતી નથી. તેમાં જો પોતાના ચરણના મર્દનની પહેલાં તે રાક્ષસ મનુષ્યને જાણીલે, તો પછી તે માણસના ચરણને યુદ્ધ કરીને ભાંગી નાંખે છે." આ પ્રમાણે તેણીએ પ્રથમથી માંડીને કહેલું નગરીનું વૃત્તાંત મારા જાણવામાં આવી ગયું છે. પરંતુ એ કાર્યની સિદ્ધિ કોઇની સહાય વિના થઇ શકે તેમ નથી. એવું ધારીને કોઇ ઉત્તમ સહાય મેળવવાને માટે હું અહિં રાહ જોતો હતો તેવામાં ક્રમને જાણનારા તમે અહિં મને મળી આવ્યા છો, તેથી તમે સહાય કરો કે જેથી મારૂં મોટું રાજ્ય પાછું આવે અને પૃથ્વીનું રક્ષણ કરનારા મારા બંધુનું વૈર હમણાંજ લેવાય." તે સાંભળી ગુણવર્માએ વિચાર કર્યો કે, "આ માણસથી મારૂં કાર્ય સિદ્ધ થવાનું છે, તો હું ગર્વરહિત થઇ તેનું વચન કબુલ કરૂં કારણ કે, ઉપકાર અને અપકાર સહજરીતે પોતાનાથી બને છે. જેવું બીજ વાવીએ, તેવાજ ફળનો ઉદય થાય છે. " આ પ્રમાણે ચિંતવી તે પ્રશંસનીય બુદ્ધિવાળા પુરૂષનું વચન ગુણવર્માએ માન્ય કર્યું. બંને લોઢા તપેલા હોય, તો તેમને મળી જતાં શીવાર લાગે ? જે પોતાનું કાર્ય અને અગ્નિ તે બંને ઉષ્ણ ગણાય છે અને બીજાનું કાર્ય અને જળ તે બંને શીતળ ગણાય છે. વિજયચંદ્ર બોલ્યો. તો હવે તમારે તે રાક્ષસના બંને ચરણ ઉપર ઘીનું મર્દન કરવું કે જેથી તેને નિદ્રા આવે. પછી હું પાપરહિત થઇ એકહજાર મંત્રનો જાપ કરી થોડા વખતમાં તેને અવશ્ય વશ

કરી લઇશ." ગુણવર્માએ તે કબુલ કર્યું. એટલે તેઓ બંને બધી સામગ્રી એકઠી કરી તે રાજમહેલમાં ગયા અને ત્યાં છુપી રીતે રહ્યા. જ્યારે મહાઘોર અંધકાર થયો, ત્યારે તે રાક્ષસ મહેલમાં આવ્યો. તરત તેણે વિજયાને કહ્યું કે, "મને આજે મનુષ્યની ગંધ આવે છે." વિજયા બોલી-" અહિં તો હું એકજ મનુષ્ય છું. બીજું કોઇ માણુસ નથી. મદ ભરેલો ગજેંદ્ર હોય, ત્યાં બીજો કોણ સ્થિતિ કરી શકે ?' તેણીના આ વચન ઉપરથી તે રાક્ષસ નિશ્ચિંત થઇને સુતો. તેવામાં ગુણવર્માએ આવી વધુના મિષથી નિર્ભય થઇ ઘીવડે તેના ચરણ ઘસવા માંડયા. ફરીવાર તેને માણસની ગંધ આવવાથી તે જેવામાં બેઠો થવા ઇચ્છતો હતો, તેવામાં સાહસી ગુણવર્માએ વધારે ચરણમર્દન કરવા માંડયું. તે વખતે જયચંદ્રે કરવા માંડેલા અચિંત્ય પ્રભાવવાળા અને તત્કાળ ફળ આપનારા વશીકરણ મંત્રનો જાપ પૂર્ણ થઇ ગયો તરતજ તે બંનેએ ઉઠીને તે રાક્ષસનો તિરસ્કાર કર્યો અને તેને વશ કરીને એવો રંક કરી દીધો કે જેથી તે કાંઇ પણ કરી શકયો નહીં. પછી રાક્ષસ બોલ્યો. "હું તમારા બંનેનો કિંકર છું, માટે મને કાંઇ કાર્ય બતાવો કે તે કાર્ય હું આદરથી કરૂ." તે સાંભળી કુમાર જયચંદ્ર બોલ્યો. "તું આ મારા નગરને કિલ્લો કરી આપ. રત્નોના સમૂહથી અને સુવર્ણના જથ્થાથી ભાંડાગાર ભરી દે, કોઠારમાં જથ્થાબંધ ધાન્ય પૂરી દે અને મને સુખી કર. અને જ્યારે હું સંભારૂ, ત્યારે તું હાજર થજે. એમ કરીશ, તો તારો છુટકારો થશે, તે શિવાય નહિં થાય." રાક્ષસે વેગવડે નમ્ર મસ્તકે તે બધું સ્વીકાર્યું. પછી કુમારના કહેવા પ્રમાણે બધું કરી આપી રાક્ષસ પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો. પછી તેણે બધી પ્રજા નગરમાં વસાવી. મંત્રિ વર્ગને અને તે રાજ્યને આશ્રિત એવા તાબાના રાજાઓને સત્વર પોતપોતાને સ્થાને નિયુકત કરવામાં આવ્યા. પછી મૂલ મંત્રીઓએ હર્ષથી જયચંદ્રનો રાજ્ય ઉપર પટ્ટાભિષેક કર્યો. રાજા વિના રક્ષણ થઇ શકતું નથી. રાજા જયચંદ્રે પોતાને સુખ કરનાર ગુણવર્માને કહ્યું, "હે મિત્ર, મેં જે આ રાજ્ય મેળવ્યુ, તેમાં બધું કારણ તમે પોતેજ છો. તેથી આ રાજ્ય તમે પોતે ગ્રહણ કરો અને મને અનૃણી કરો. જે દુઃખમાં ખરી સહાય કરનાર હોય છે, તેનુ વિસ્મરણ કદીપણુ થતું નથી." ગુણવર્મા બોલ્યો, "હે રાજા, તમોએ પૂર્વે ચંદ્રાવતી નગરીમાં જે બે વણીકોને સ્તંભિત કરેલા છે, તેઓ મારા પિતા અને કાકા થાય છે. તો તમે પ્રસન્ન થઇને તેમને બંધમાંથી મુકત કરો, એટલું કરવાથીજ મને મારા કામની સફળતા પ્રાપ્ત થશે. જો કે તેઓ બંને ખરેખર અકાર્ય કરવામાં ઉદ્યત થયેલા હોઇ અપરાધી બનેલા છે, તો પણ તમે તેમની ઉપર પ્રસન્ન થાઓ. સત્પુરૂષો પ્રણતજન ઉપર વાત્સલ્ય ધરનારા હોય છે." ગુણવર્માનાં આ વચન સાંભળી રાજા બોલ્યો. "અહો, તે વણીકમાંથી તમારો જન્મ થયો એ તો કાલકુટ ઝેરમાંથી અમૃત અને ધતુરામાંથી આમ્રફળ થવા જેવું છે. તમે જે કાર્ય મને બતાવો છો, તે કાર્ય તો કાંઇ-

તેમાં કોઈ જાતનો સંદેહ નથી. [1]ભદ્રજાતિનો ગજેંદ્ર સદાન અને ગુરૂ સન્માનવાળો હોય છે, તે છતાં તે પરસ્ત્રીની વિશેષ આસક્તિથી બંધનના નઠારા સંકટમાં આવી પડે છે. જે [2]પુણ્યજન પણ પરસ્ત્રીગમનની ઈચ્છા કરે છે, તેને [3]રામાની આસક્તિને લઇને [4]ઉત્તમાંગનો ક્ષય થઈ જાય છે, અરે ! મૂર્ખ, તારે સુંદર ગુણસમુહથી યુક્ત એવી પાંચસો સ્ત્રીઓ છે, તેટલી સ્ત્રીઓથી પણ જો તને સંતોષ થતો ન હોય, તો પછી એ પરસ્ત્રીઓથી સંતોષ શી રીતે થશે ? તેથી સ્વદારમાં સંતોષ ધારણ કર્ય અને પરસ્ત્રીનો ત્યાગ કર્ય, જેથી આ સંસારમાં અને પરલોકમાં તને સુખ થશે," પિતાનાં આવાં વચન સાંભળી અર્હદ્દત્ત બોલ્યો–"હે પિતા, તમે ભોગ ભોગવી રહ્યા છો એટલે તમને હવે ભોગ રૂચતા નથી, પણ અમારા જેવા યુવાનોને તો હજુ ભોગમાં સુખ લાગે છે. અહો ! એકેંદ્રિય જીવો પણ સ્પર્શ સુખનો અનુભવ કરે છે, અને દેવતા પણ સ્પર્શ સુખનો અનુભવ કરે છે, તો પછી મારા જેવાને તેમાં શેનો દોષ હોય ? સંસારી જીવોની તો ચોતરફ એવીજ પ્રવૃત્તિ દેખાય છે અને નગ્ન, મુંડ અને રાંડેલા હોય તેમને કવચિત્ એ નિવૃત્તિ હોય છે. જે માર્ગે ઘણા લોકો ગમનાગમન કરે, તેજ રાજમાર્ગ કહેવાય છે. બાકીના બીજા માર્ગો તો ચોરમાર્ગજ છે. હે પિતા, તમે ધર્મ કરો છો તો તેનાથી તમને સ્વર્ગલોક મળશે, પરંતુ તે સ્વર્ગલોકમાં પણ દેવતાઓને તો વિષયસુખ રહેલું છે. જે પ્રત્યક્ષ એવા વિષયસુખને છોડી પરોક્ષ એવા સ્વર્ગ સુખ તરફ નજર કરી રાખવી તે વરસાદને ચડેલો દેખી પોતાની પાસે રહેલા પાણીથી ભરેલા ઘડાને ફોડી નાંખવા જેવું છે અને સ્ત્રીને સગર્ભા દેખી કેડ ઉપર રહેલા બાલકને છોડી દીધા જેવું છે. તમને સાઠ વર્ષ થયા છે, તેથી તમારી બુદ્ધિ નાશ પામી લાગે છે." અર્હદ્દત્તનાં આવાં વચન સાંભળી વરૂણ શેઠ બોલ્યો–"અરે વત્સ, હું તને સર્વ સ્ત્રીઓનો ત્યાગ કરવાનું કહેતો નથી, ફક્ત પરસ્ત્રીને ત્યાગ કરવાનું કહું છું. હું જે ધર્મ કરૂં છું, તે વિષયોને માટે કદિપણ કરતો નથી; પરંતુ કર્મોનો ક્ષય કરવાને અને બોધિ લાભને માટેજ ધર્મ કરૂં છું. તેં કહ્યું કે, જે માર્ગે ઘણા લોકો ગમનાગમન કરે છે, તે રાજમાર્ગ કહેવાય છે, તે તારૂં કહેવું સત્ય છે. જે માર્ગે રાજાઓ જાય છે, તે રાજમાર્ગ કહેવાય છે, અને જે માર્ગે થોડા લોકો જાય છે, તે ચોરમાર્ગ કહેવાય છે, તે તારૂં કહેવું તદ્દન અસત્ય છે. જે (બાહ્ય બંધન મુક્તિરૂપ) મોક્ષસુખને આપનારો માર્ગ કહ્યો, તે બાહ્યમાર્ગ જાણવો. તેથી હું કર્મમાર્ગને છોડી કર્મરહિત એવા માર્ગે ચાલનારો છું." અર્હદ્દત્ત બોલ્યો–"જેમાં ખાવાનું, સ્વાદ લેવાનું, પાન કરવાનું અને

---

૧ હાથી પક્ષે–ભદ્રજાતિ–સારી જાતિનો, સદાન–મદસહિત અને ગુરૂ–મોટું સત્–સારૂં માન પ્રમાણવાળો. બીજે પક્ષે સદાન–દાન કરનાર અને સદ્ગુરૂનું માન રાખનાર. ૨ યક્ષજન. ૩ રામા–સ્ત્રી અને લક્ષ્મી. ૪ ઉત્તમાગ–મસ્તક.

સ્ત્રીઓ હોય નહીં, તેવા મોક્ષનું મારે કામ નથી." પુત્રનાં આવાં વચન સાંભળી વરૂણશેઠે વિચાર્યું કે, "આ પુત્ર ખરેખરો નાસ્તિક બની ગયો છે. આવા દુષ્ટની સાથે સંગ કરવો, તે કદિપણ પ્રશંસનીય નથી." આવું ચિત્તમાં લાંબો કાલ વિચારી વરૂણશેઠે તેને પણ ઘરમાંથી જુદો કર્યો. નઠારા માણસનો સંગ સર્વથા વર્જિત છે. પછી નિરંકુશ થયેલો અર્હદ્દત્ત મત્ત બનેલા હાથીની જેમ શહેરમાં મદોન્મત્ત થઇ ભટકવા લાગ્યો અને દુષ્ટ હૃદયનો બની દ્રવ્ય ઉડાવા લાગ્યો.

હવે ચોથો પુત્ર જે **નંદ** હતો, તેને પોતાના બંધુ લક્ષ્મીધર વિગેરેની સાથે સંગ કરતો દેખી વરૂણશેઠે તેને મધુર શબ્દોથી આ પ્રમાણે કહ્યું, "હે વત્સ, લક્ષ્મીધર વિગેરે જે પુત્રો ગુણ વગરના અને સત્કર્મ કરવાથી રહિત એવી બુદ્ધિવાળા થયા, તેથી મેં તેમને દૂર કર્યા છે તો તું તેમનો સંગ કરે છે અને તેમને ત્યાં જવા આવવાનું રાખે છે, તે સારા માણસોને નિંદવાયોગ્ય હોવાથી ખોટું છે, માટે તું તેમનો સંગ છોડી દે. આ પૃથ્વી ઉપર દોષ અને ગુણ સંસર્ગને લઇને થાય છે અને તે ઉપર **પર્વત, શંકુ, પુષ્પ અને પોપટ** પક્ષીના દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે." પિતાનાં આવાં વચન સાંભળી નંદે જવાબ આપ્યો.. "પિતા, આ સંસારમાં ગુણ અને અવગુણ સંસર્ગથી થતા નથી. સર્પની દાઢમાં ઝેર રહે છે અને તેનીજ ફણા ઉપર મણિ રહે છે. તેમાં મણિના ગુણ વિષમાં આવતા નથી અને વિષના દોષ મણિમાં આવતા નથી; તે ઉપરથી સિદ્ધ થાય છે કે ગુણ અને અવગુણ સંસર્ગથી થતા નથી." વરૂણશેઠ બોલ્યો–" અરે પુત્ર, દ્રવ્યો બે પ્રકારના છે, ભાવુક અને અભાવુક. તેમાં કેટલાએક દ્રવ્યો [1]ભાવુક હોય છે અને કેટલાએક અભાવુક હોય છે. તેમાં જે વૈડૂર્ય મણિ છે તે પરદ્રવ્યોથી અભાવુક છે, એટલે તે સર્પના મણિને વિષનો દોષ સંસર્ગથી લાગતો નથી, પરંતુ જો તે સર્પની દાઢને મણિનો યોગ થાય તો ઉલટી તે દાઢ વિષરહિત થઇ જાય છે, પણ તેવો યોગ થવો દુર્લભ છે. તેમાં જે જીવદ્રવ્ય છે તે ભાવુક છે, તેથી તેનામાં બીજાના ગુણ અને અવગુણ સંસર્ગથી આવે છે, તેથી જ્યારે તને કહેવું પડે છે. વળી પુષ્પાદિકમાં પ્રાયઃ જેવી સુગંધ હોય તેવીજ સુગંધ તિલ સંબંધી તેલમાં સંક્રાંત થાય છે, પણ એક તુંગી બીજ સો ભાર ગુડનો પ્રગટ વિનાશ કરે છે. મલિનના સંસર્ગથી ઉજ્વળ ગુણવાળાને મલિનતા થઇ આવે છે. ચંડાળના સંસર્ગથી બ્રાહ્મણ અપવિત્ર થઈ જાય છે. જળ પવિત્રતાને કરનારૂં છે, છતાં પણ જો તે ચંડાળના ઘરમાં રહ્યું હોય, તો તે લોકમાં અપવિત્ર અને નિંદનીય ગણાય છે. જેમ શ્વેત વસ્ત્ર મષી વિગેરે વસ્તુની સાથે મળવાથી તત્કાળ કાળું થઇ જાય

૧ ભાવુક એટલે જેને બીજા દ્રવ્યોની અસર લાગે તેવા અને અભાવુક એટલે તેથી વિપરીત સમજવા.

છે, પણ મષી તે શ્વેત વસ્ત્રની સાથે મળવાથી ધોળી થતી નથી. ગળો વિગેરે કડવા પદાર્થોના યોગે સાકર કડવી થઇ જાય છે, પણ સાકરના યોગથી તે પદાર્થો મીઠા થતા નથી, તેથી દુર્જનના સંસર્ગથી સજ્જનોમાં દૂષણ થવાનો સંભવ છે. આ લોકમાં ઘણી રીતે ઉત્તમના સંગથી અવશ્ય ગુણજ થાય છે માટે હે પુત્ર, તું આ દુર્જનોનો સંગ દૂર છોડી દે, નહીં તો તને દૂષણની પ્રાપ્તિ થયા વગર રહેશે નહિં." વરૂણશેઠનાં આ વચનો જાણી લઇ મોહરાજાના દ્વેષકુંજર નામના પુત્રે નંદને ગાઢ રીતે પ્રેર્યો, એટલે નંદ બદલાઇ ગયો અને તેનામાં પિતા તરફ દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થઇ આવી. તેણે પિતાને આ પ્રમાણે કહ્યું. "અરે દુષ્ટ પિતા, તેં મારા નિરપરાધી બાંધવો પાસેથી સાર વસ્તુ લઇ ઘરની બાહેર શું જોઇને કાઢી મુકયા છે ? મને પણ આવા ખોટા દોષનાં ભાષણો કરી ઘરની બાહેર કાઢવા ઇચ્છે છે, પણ નક્કી સમજજે કે જેવું પારકે ઘેર ચિંતવીએ તેવું પોતાને ઘેર આવી પડે છે. હવે તું ચૂપ રહેજે. હમણાં તારૂં બળ છે અને તેથી તું આવો પ્રલાપ કરે છે, પણ હું તો આ તારૂં બધું ભક્ષણ કરી જઇશ." નંદને આવાં અનિષ્ટ વચનો કહેતો જોઇને કેટલાએક સજ્જનોએ તેને સારા સંમત વચનોથી વારીને આ પ્રમાણે કહ્યું, "અરે ભાઈ, બીજાઓને પણ કદિ કઠોર વાકય કહેવું ન જોઇએ, તો જેઓ ઉત્તમ હિતવચન કહેનારા પૂજ્ય હોય તેમને તો વિશેષપણે એવું કઠોર વચન ન કહેવું જોઇએ." આ સાંભળી કોપના આટોપને વશ થયેલો નંદ બોલી ઉઠયો કે, "આ પિતા પૂજ્ય નથી, પણ મારા પૂર્વજન્મનો વેરી છે." આવું વચન સાંભળી લાભાલાભનો વિચાર કરનારા તે લોકોએ વરૂણશેઠને કહ્યું કે, "તમારે ન્યાયથી જેવા તેવાને હિત-શિક્ષા પણ આપવી નહીં." તેને માટે કહ્યું છે કે, "જેવા તેવા માણસને ઉપદેશ આપવો નહીં, કેમકે વગર વિચાર્યા ઉપદેશથી એક મૂર્ખ વાનરે સુગૃહી (સુગરી) નામના પક્ષીને ઘર વગરનું કર્યું હતું." આ પ્રમાણે સજ્જનોએ વારેલ વરૂણશેઠ મૌન ધારણ કરી પોતાના ઘરમાંજ બેસી રહ્યો અને હૃદયમાં દુઃખ સહન કરવા લાગ્યો. જ્યારે પિતાએ તે નંદ પુત્રની ઉપેક્ષા કરી એટલે દુષ્ટ હૃદયવાળો, પાપથી પુષ્ટ થયેલો અને નિર્દય એવો તે નંદ લોકોની સાથે હંમેશાં કલહ કરવા લાગ્યો.

એક વખતે વરૂણ શેઠે પોતાના હૃદયમાં આ પ્રમાણે વિચાર્યું"–"મારે ચાર પુત્રો છે પરંતુ તેઓ ચાર કષાયના જેવા છે. તેઓમાંથી એક પણ પુત્ર મને સુખદાયક થયા નહિં જે ગૃહાવાસમાં આવા કુપુત્રો થયા, તે ગૃહાવાસ હવે મારે શા કામનો છે? હવે તો હું મારા સર્વ બળથી પરલોકનું હિત સાધું," આ પ્રમાણે વિખ્યાત યશવાલો વરૂણ શેઠ ચિંતવતો હતો, તેવામાં નગરની બાહેરના ઉદ્યાનમાં શ્રી વિજયકેવળી ગુરૂ આવી ચડયા. ગુરૂના આગમનની ખબર સાંભળી ઉપાધિ અને સંસારના અંતને આપનારા તેમના વસતિ–સ્થાનમાં વરૂણ શેઠ મિત્રોની સાથે આવી પહોંચ્યો અથવા વિબુધ–વિદ્વા-

નોના આચાર્ય એવા ગુરૂ પોતાના કાર્યથી નમવા યોગ્ય થાય છે તેવા તે ગુરૂને ભકિતથી પ્રણામ કરી વરૂણ યોગ્ય સ્થાને બેઠો, ગુરૂએ ઉપદેશ આપી તેને તેના ધર્મ કર્મની કુશળતા પુછી નિર્મળ હૃદયવાળા પુરૂષોનો એવો પ્રથમ પ્રશ્ન હોય છે. વરૂણ શેઠ બોલ્યો "ભગવન્, હાલ મારે ધર્મ સાધવાનો યોગ બહિર્વૃત્તિથી છે, પણ અંતર્દષ્ટિથી નથી" કેવળી ભગવાન્ બોલ્યા "શ્રેષ્ઠી, ધર્મને વારનારૂં અને કલ્યાણને હરનાર એવું શું કારણ બન્યું છે?" શેઠે પુનઃ જણાવ્યું, "ભગવન્, મારે અનીતિવાળા પુત્રો છે, તેથી મને શાંતિ નથી અને શાંતિ વિના ધર્મ કરવાનું મને સમરણમાં આવતું નથી." કેવળીએ પુછયું, "શેઠ, તમે તમારા તે પુત્રોનો દોષ શા માટે કાઢો છો? તમારા ઘરમાં રહેનારાજ માણસો તેઓને વિનષ્ટ કરે છે" શેઠે કહ્યું ભગવન્, તેઓને કુબુદ્ધિ આપે તેવો કોઇ પણ માણસ મારા ઘરમાં છેજ નહિ" પછી કેવળીએ તે વરૂણ શેઠની આગળ મોહરાજનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો તે સાંભળતાંજ વરૂણ શેઠ હૃદયમાં ભયભ્રાંત થઇ ગયો અને તેણે આ પ્રમાણે કહ્યું. "હે પ્રભુ, હે સ્વામી, એ મોહરાજના અનુયાયીઓ મારા પુત્રોને હજુ આથી વધારે દુઃખ આપશે કે કેમ તે કહો?" કેવળી બોલ્યા, શેઠ, હજુ તો તેઓએ એક સર્ષવના અંશ જેટલુંજ દુઃખ આપ્યું છે, પરંતુ આગળ જતાં તો તેઓ મેરૂપર્વતના જેવડું દુઃખ આપશે, એ ખાત્રીથી માનજો દષ્ટિરાગ વિગેરેથી દુષ્ટ થયેલા તેઓ મૃત્યુને પામી જશે અને પછી પરલોકમાં દુઃખની પરંપરાને આપનારી પ્રૌઢ દુર્ગતિને પ્રાપ્ત થશે" ગુરૂના આ વચનો સાંભળી વરૂણ શેઠ બોલ્યા, "પ્રભુ, હવે કે એવો ઉપાય છે કે જેથી તેઓ વેદનારૂપ એવા સંસારરૂપી કુવામાં પડે નહીં." કેવલી ભગવાન બોલ્યા, "હે શ્રેષ્ઠી, વૈદ્યોથી જેમ અસાધ્ય વ્યાધિ મટતો નથી તેમ તેઓએ બાંધેલું નિકાચિત કર્મ હાલ અમારાથી જશે નહીં તમે શીઘ્ર સ્વહિત કરો નકામી તેઓની ચિંતા કરવાથી શું વળવાનું છે? પોતાનો આત્મા પોતાથીજ તારી શકાય છે બીજા તો ફકત નિમિતરૂપ બને છે" જ્ઞાની ગુરૂનું આવું વચન સાંભળી વરૂણ શેઠે તેમ કરવા સ્વીકાર્યું. પછી તત્કાળ ઘેર જઇ તેણે પોતાનું દ્રવ્યરૂપી બીજ સાત ક્ષેત્રોમાં વાવી દીધું, પછી પોતાની સ્ત્રી સાથે તેણે કેવળી ભગવાનની પાસે દીક્ષા લીધી અને તે વિચારવાન્ વરૂણ મુનિ નિઃસંગ થઇ આ પૃથ્વીના પીઠ ઉપર વિહાર કરવા લાગ્યા

આ તરફ વરૂણ શેઠના લક્ષ્મીધર વિગેરે પુત્રો મોહરાજાના પુત્રોને વશ થઇ ગયા તેઓએ ઘર તથા વૈભવને વ્હેંચી લીધા, તેઓમાં દષ્ટિરાગને ધારણ કરનાર લક્ષ્મીધરનું સુખ વગરનું મરણ કેવી રીતે થયું, તે સાંભળો–તેના ઘરમાં શ્રમણોને પ્રેમ નવા નવા પાખંડીઓ આવવા લાગ્યા કુદષ્ટિના રાગને વશ થયેલો લક્ષ્મીધર તેઓની પાસે જતો હતો અને તેમનો નવો નવો પ્રભાવ જોઇ તેમાં રૂચિવાળો થઇ જતો હતો હવે જે પેલો તેનો મૂળ ગુરૂ થયેલો ત્રિદંડી સ્વામી હતો, તેના જાણવામાં આવતાં તે પોતાના દૃ

યમાં ઇર્ષ્યાથી આકુળવ્યાકુળ થઇ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો, " આ લક્ષ્મીધરે મોક્ષને આપનારો કુલધર્મ છોડી દીધો અને કેટલોએક વખત મારો ભક્ત થઇને રહ્યો, હવે ઇંદ્ર જાળના જેવો કાંઈક ચમત્કાર જોઇ તે ચિત્તને ચલાયમાન કરી બીજાનો ભકત બની ગયો છે હવે મારી સાથે વાત પણ કરતો નથી, તો પછી એ વંચક મારી ભકિત કરવામાં દૂર રહે એમાં શું કહેવું ? તો હવે એ દુર્નયનું ફળ મારે તેને બતાવવું જોઈએ." આવું ચિંતવી તે નિર્દયીએ એક દર્ભનું પુતળું બનાવ્યું. તે પુતળાને મંત્રેલા લોઢાના ખીલાઓથી વીંધી અને કડવા અક્ષરોથી શાપના શબ્દો લખી પૃથ્વીની અંદર દાટી દીધું, તેજ દિવસથી મોટી શય્યામાં સૂઇ ગયેલો લક્ષ્મીધર ઉઠતાંજ ગતિભંગ થઇ ગયો અને તેના અંગ તથા ઉપાંગમાં એવી વ્યથા થઈ કે તેને બીજું કાંઇ કામ સૂઝ્યું નહિ. આર્ત્તધ્યાનમાં તત્પર થયેલો તે મૃત્યુ પામી નિગોદમાં ગયો અને ત્યાં તે મુઢ બુદ્ધિવાલો જેનો દુઃખે અંત આવે એવા અનંત કાળ સુધી રહેશે, તે પછી લાંબો વખત અવ્યવહાર રાશિમાં ભટકશે. એમ જાણીને દષ્ટિરાગનો યત્નથી સદા ત્યાગ કરવો જોઈએ.

આ તરફ વરૂણ શેઠનો બીજો પુત્ર સુંદર સ્નેહરાગથી સદા હર્ષ વડે પુત્રનું ધ્યાન ધરી રહ્યો હતો. તે પુત્ર જ્યારે યૌવન વયને પ્રાપ્ત થયો, ત્યારે સુંદરે તેને ઘણું દ્રવ્ય ખર્ચી પરણાવ્યો. તે પણ પોતાની પ્રિયામાં આસકત બની ગયો, તેથી તે પિતાનો અનાદર કરવા લાગ્યો. પિતાએ છુપાવી રાખેલું દ્રવ્ય મેળવવાને માટે તે પિતાના ચિત્તને સંતોષ આપવા ઉપર ઉપરથી કાંઇક વિનય કરતો હતો. મૂઢ બુદ્ધિવાલા સુંદરે તે પુત્રનો આ-ચાર સુંદર જાણી ભૂમિમાં રહેલ નિધાન વિગેરેનું સર્વ છૂપું દ્રવ્ય તેને બતાવી આપ્યું. એક વખતે પુત્ર વધૂએ પોતાના પતિને એકાંતમાં આ પ્રમાણે કહ્યું, તમારા કંપતા કરવાલા પિતાએ મારૂં ઘર બગાડી મુકયું છે. તે રાત્રે વારંવાર ગાડો પિશાબ કરવાને માટે દુર્વાર એવા ઘરના દ્વારને સદા ખખડાવ્યા કરે છે, ઘરની જમીન ઉપર કફ નાખ્યા કરે છે, અને સુવે, ત્યારે ઘુર્ઘુર અવાજ કરી મૂકે છે, તેનો એવો ગાઢ શબ્દ થાય છે, કે મને તેથી નિદ્રા આવતી નથી. જો તમારા ઘરમાં એ ડોસો ન હોય, તો સારૂં થાય, તેને ઘ-રમાંથી બાહિર કાઢીએ, તો પછી આપણ બંને સ્વઇચ્છાએ નક્કી સુખ ભોગવીએ. " તે પુત્રે તેણીનું સર્વ વચન હર્ષથી કબૂલ કર્યું. પછી તેણે સુંદરને ઘરની બહાર કાઢવા માંડયો, પણ તે ઘર બાહેર નીકળ્યો નહીં, ત્યારે એક વખતે પુત્રે પોતાની સ્ત્રી આગળ તેનો વૃત્તાંત જણાવ્યો, એટલે તે સ્ત્રી બોલી કે, " જો તે ઘર બાહેર ન નીકળે તો હું તેને સારૂં અને પુષ્કળ ભોજન આપીશ નહીં, તેનાથી તે દુર્બલ થઇ જશે. પછી તમારે તે અનાર્ય પિતાને ગળે અંગુઠો દબાવી મારી નાખવો, તે શિવાય બીજો ઉપાય નથી. " આવું વિચારી તે બંને સ્ત્રીપુરૂષે તેમ કર્યું, પછી તે મૃત્યુ પામીને તેજ ઘરમાં કૂતરો થઇ અવતર્યો. હે વિપ્ર, આ દષ્ટાંત જાણી છોડી તમારેસ્નેહરાગવેદ શા .

હવે વરૂણ શેઠનો ત્રીજો પુત્ર અર્હદત્ત હતો. તે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં અતિ લુબ્ધ બની રસવડે દિવસો નિર્ગમન કરતો હતો. એક વખતે તે અર્હદત્તને જેણીનો પતિ પરદેશ ગયેલો હતો એવી કોઇ ક્ષત્રિય જાતિની સ્ત્રીની સાથે દુષ્ટ રોગના જેવો એક ભાવથી યોગ થઇ આવ્યો. તે સ્ત્રીને સ્વાદ લાગવાથી તેણી અર્હદત્તને પોતાના ઘરની બાહિર નીકળવા દેતી ન હતી, તે તેને મન રાત્રિ દિવસ મોટી પ્રતિકૂલતા લાગતી હતી. જુદી જુદી વનિતાને ભોગવવામાં રાગી બનેલો તે અર્હદત્ત એક વખતે તેણીના ઘરમાંથી નીકળવા લાગ્યો, ત્યાં તેણીએ કોપ કરી બલાત્કારે છૂરીથી તેને ઘાયલ કર્યો તે ઘાતની પીડાથી અતિદુઃખી થયેલો તે નાશીને પોતાને ઘેર આવ્યો, ત્યાં તેની સ્ત્રીઓએ પુછયું કે, " તમને આવું વિપરીત કયાં થયું ? " જ્યારે તેણે સાચી હકીકત કહી નહી, ત્યારે તે સઘળી સ્ત્રીઓએ વિચાર્યું કે, " આ પુરૂષ સ્વેચ્છાથી જ્યાં ત્યાં નિરંતર ભટકતો ફરે છે અને પુછીએ છીએ ત્યારે સત્ય કહેતો નથી, તો પછી આવો પાપરૂપી પતિ શા કામનો ? માટે આ સદા સંતાપ કરનારા પતિને સત્વર મારી નાખીએ." આવું વિચારી તે સ્ત્રીઓએ તેને લાગેલા ઘા ઉપર ઉગ્ર ઝેર નાખ્યું, તેથી તે દુષ્ટબુદ્ધિના શરીર ઉપર અતિ વેદના થઈ આવી. તે મૃત્યુ પામીને કોઈ ચંડાળને ઘેર નપુંસક થઈ અવતર્યો ત્યાંથી ચ્યવીને ત્રીજી નારકીમાં નારકી થયો. તે પછી તિર્યંચની યોનિમાં જઇને પુનઃ નારકી થશે. એવી રીતે તે તિર્યંચ અને નારકી ઘણીવાર થયા કરશે. વરૂણ શેઠનો ચોથો પુત્ર નંદ દ્વેષથી ઘણા માણસો સાથે કજીયા કરતો હતો. એક વખતે પડોશમાં રહેલા કોઇ દુકાનદારની સાથે તેણે કજીયો કર્યો. તે દુકાનદારે લોઢાના દંડથી તેના મસ્તક ઉપર એવો ઘા કર્યો કે જેથી તે મૃત્યુ પામી ગયો અને ક્રોધથી પહેલી નરકમાં નારકી પણે ઉત્પન્ન થયો.

આ પ્રમાણે રાગદ્વેષને વશ થયેલા તે વરૂણ શેઠના ચારે પુત્રો મૃત્યુ પામી ગયા. આથી કાંઈપણ આશ્ચર્ય પામવાનું નથી પણ વિવેકી પુરૂષે તો તેનો વિચાર કરવાનો છે. રાગ અને દ્વેષને લઇને મોટા યતીંદ્રો; સુરેંદ્રો, ચક્રવર્ત્તીઓ અને નરેંદ્રો પણ દુર્ગતિમાં જાય છે, તો પછી બાકીના બીજાની શી વાત કરવી ? તે આગળ પણ આ દુઃસહ-અનંત સંસારમાં ભમ્યા કરશે, તેથી કાર્યવેત્તા પુરૂષે હંમેશાં રાગદ્વેષ કરવા નહીં-રાગદ્વેષથી અળગા રહેવું જોઈએ.

આ પ્રમાણે ગુરૂએ શિક્ષા આપેલા તેણે તે ઉપદેશ અંગીકાર કરી સ્થિર હૃદયે લાંબા કાળ સુધી ચારિત્ર પાળ્યું. કેટલોએક શુભ કાલ ચાલ્યો ગયો અને જ્યારે વિકરાળ કાળ આવ્યો ત્યારે તેણે એક વખતે ભવાંતરના અભ્યાસથી અને કર્મની વિચિત્રતાથી ગુરૂએ વાર્યા છતાં પણ એવું નિયાણું બાંધ્યું કે, " હું આ

તપસ્યાથી બલીનો વધ કરનારો થાઉં.” જ્યાં સુધી હૃદ પૂર્વે સુવર્ણવાળો છે ત્યાં સુધી હૃદને એટલે સુહૃદને સ્તવું છું. પરંતુ જ્યારે તે સુવર્ણ અપૂર્વ થાય એટલે અ અક્ષર પૂર્વે છે એવો થાય ત્યારે તે અસુહૃદ્ ( શત્રુ ) થઇ જાય છે. પછી તે કાંઘવડે શરીરને દમન કરી અંતકાલે અનશન લઈ મૃત્યુ પામી અચ્યુત દેવલોકમાં દેવતારૂપે ઊત્પન્ન થયો. બલિ પણ દીક્ષા લઇ તેનું ચિરકાળ પાલન કરી સુખની શય્યા રૂપ એવા ઊત્તમ દેવલોકમાં દેવતા થયો. ત્યાં બંને પ્રકારના સુખ ભોગવી આયુષ્યનો ક્ષય થતાં ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં આવેલા **નંદન્** નામના નગરમાં યથાર્થ નામવાળો **સમરકેશરી** નામે રાજા થયો. સુંદર આકૃતિને ધારણ કરનારી **સુંદરી** નામે તેને પત્ની હતી તેણીના ઉદરમાં બલિનો જીવ અવતર્યો. તે જન્મ્યા પછી અનુક્રમે પિતા-સમરકેશરીએ પોતાના સુખથી તેનું નામ **મેરાક** પાડયું. તે અનુક્રમે સાઠ ધનુષ્યની કાયાવાલો, સાઠ લાખ વર્ષના આયુષ્યવાલો અને રાજાઓને નમાડનારો **પ્રતિવાસુદેવ** થયો. ત્રણ ખંડોનો ભોકતા અને સંપત્તિને જોડનારો તે પ્રતિવાસુદેવ મેરાક પોતાના દોષોના સમૂહને છોડી એક છત્રવાળું અને અમિત્રોવાળું ક્ષત્રિય રાજ્ય કરવા લાગ્યો.

આ અરસામાં આશ્ચર્યોના વિલાસવાળા આ ભરતક્ષેત્રમાં શત્રુઓથી નમાવી શકાય નહીં તેવી **દ્વારિકા** નામે નગરી હતી. તેની અંદર કલ્યાણોના વિલાસ કરનારો રૂદ્ર નામે મહાન્ રાજા હતો. તેને **સુપ્રભા** અને **પૃથિવી** નામે બે ઉત્તમ સ્ત્રીઓ હતી. પેલો જે **નંદિસુમિત્ર** હતો તેનો જીવ અનુત્તર વિમાનમાંથી ચ્યવીને ઉત્તમ પ્રભાવતી **સુપ્રભા** રાણીની કુક્ષિમાં અવતર્યો. તે સમયે ચતુર સુપ્રભા રાણીએ બલદેવના જન્મને સૂચવનાર, દુઃખને વારનારા અને અર્થને આપનારા ચાર મહાસ્વપ્નો અવલોકયા. પછી અનુક્રમે તે સુપ્રભા રાણીએ ઉત્તમ લગ્ન ? સુખના યોગવાળા શુભ દિવસે પવિત્ર અને કાંતિથી ઉજ્વળ એવા પુત્રને જન્મ આપ્યો. રૂદ્ર રાજાએ તે પુત્રનૂ નામ ભદ્ર પાડયું. રૂદ્રમાંથી ભદ્ર ઉત્પન્ન થાય એ અહિં આશ્ચર્ય બન્યું હતું. પેલો જે ધનમિત્ર હતો તેનો જીવ જનમિત્રના સ્નેહને લઇને અચ્યુત દેવલોકમાંથી ચ્યવીને રૂદ્ર રાજાની બીજી પૃથ્વી રાણીના ગર્ભમાં આવ્યો. સુખે સુતેલી પૃથ્વી રાણીએ વાસુદેવના જન્મને સૂચવનારા અને દુઃખમાંથી મુકાવનારા સાત મહાસ્વપ્નો જોયાં. સમય પ્રાપ્ત થતાં પૃથ્વી રાણીએ શ્યામ અંગવાળા, શુભ લક્ષણોથી યુક્ત અને ઉત્તમ ચાતુર્ય ભરેલા ઐશ્વર્યથી પ્રખ્યાત એવા એક પુત્રને જન્મ આપ્યો. રૂદ્ર રાજાએ હર્ષ પામી સજ્જનોને રાજી કર્યા અને વિધિવડે તે પુત્રનું નામ **સ્વયંભૂ** પાંડયું. લીલા અને પીળા વસ્ત્રોને ધારણ કરનારા તે **ભદ્ર** અને **સ્વયંભૂ** બંને પુત્રો હર્ષવડે ધાત્રીઓ (ધાવ્યો) થી પાલન્ થતાં અને લોકોથી લાલન પામતાં ઉછરી મોટા થવા લાગ્યા. શ્વેત અને કૃષ્ણ વર્ણવાળા તે બંને ચિરંજીવી ગંગા અને યમુનાના પ્રવાહોની જેમ હંમેશાં સાથે રહેતા હતા.

એક વખતે તાડ અને ગરૂડના ચિન્હવાળા તે બંને બંધુઓ નગરની બાહેર આવેલા ઉદ્યાનમાં સાથે ગયા. ત્યાં ઘણાં દ્રવ્યોથી ભરપૂર એક મોટા લશ્કરની છાવણી તેમના જોવામાં આવી. તે જોઈ ભદ્ર બળભદ્રે પોતાના ભાઇ સ્વયંભૂ વાસુદેવને કહ્યું, "બંધુ, જુઓ, આ કોઇ રાજાનું રત્નયુક્ત, સુશોભિત અને વિભૂષિત શરીરવાળું મોટું કટક પડેલું છે." આ સાંભળી સ્વયંભૂ વાસુદેવે કહ્યું "ફક્ત ઘાસના આહાર ઉપર આશ્રય લેનારા લોકોમાં આ વનની અંદર આવું કટક કોનું હશે? તે કાંઇ સમજાતું નથી." સ્વયંભૂનાં આ વચન સાંભળી મંત્રીનો પુત્ર તેના બધા ખબર મેળવી લાવ્યો અને તેણે વાસુદેવને આ પ્રમાણે કહ્યું, "શશિસૌમ્ય રાજાએ પ્રતિવાસુદેવ મેરકની ઉપર હાથી, ઘોડા વિગેરેનું આ મોટું સૈન્ય એક મોટા દંડરૂપે મોકલ્યું છે." તે સાંભળી સ્વયંભૂ વાસુદેવે તે મંત્રિપુત્રને કહ્યું, "[1]ક્ષમાધારીઓના કરમાં દંડ શોભાને પ્રાપ્ત કરે છે." તે સાંભળી મંત્રિપુત્રે પુનઃ જણાવ્યું, "અહો! રાજકીય વ્યાપારમાં થયેલો આ ચક્રવર્ત્તીઓનો દંડ પણ શોભાને આપનારો થાય છે, તો પછી આપણે પોતેજ રાજપણું અને ચક્રવર્ત્તીપણું ગ્રહણ કરી લઇએ. આવા આવી પડેલા આ દંડનો ત્યાગ શી રીતે કરી શકાશે?" મંત્રિપુત્રનાં આ વચનો સાંભળતાંજ તરત તે બંને ભદ્ર અને સ્વયંભૂએ પોતાના ઉગ્ર સુભટોને આ પ્રમાણે આજ્ઞા કરી કે, "આ સૈન્યમાં જેટલું હોય, તે બધું બળાત્કારે લઈ લ્યો." તેમની પ્રેરણાથી નિરોધ વગરના તે યોદ્ધાઓ ક્રોધ લાવી વિવિધ પ્રકારના હથીઆરો લઈ એવા છુટ્યા કે તેઓએ સામે યુદ્ધ કરવા આવેલા સુભટોને બાંધી લીધા અને હર્ષથી તે સૈન્યનું સર્વસ્વ ખેંચી લીધું. તેઓમાંથી કેટલાએક મુખ્ય પુરૂષો જીવ લઈને નાશી ગયા અને તેમણે આવીને મેરક પ્રતિવાસુદેવની આગળ તે વૃત્તાંત જાહેર કર્યો. તે સાંભળી પ્રતિવાસુદેવ મેરક ક્રોધાતુર બની પોતાના તાબાના રાજાઓને આ પ્રમાણે કહેવા લાગ્યો, "અરે રાજાઓ, આજે સુતા સિંહને બળાત્કારે કોણે જગાડ્યો? અથવા આ સુતેલા સર્પના મુખમાં કોણે લાકડી નાખી? અને નીશાંતે બેઠેલાં વાઘની પાસે જઇ 'હે વત્સ,' એમ કોણે કહ્યું? જે પુરૂષે સ્થાનમાં રહેલા એવા મને સુખે ભેટ ધરવાની આ યોજના કરી છે; તે પુરૂષે પોતાનું સર્વ અહિતજ કર્યું છે, જેમ કીડીઓને પાંખો આવે તે તેમના મૃત્યુનું કારણ થાય છે, તેવીજ રીતે મારો દંડ ગ્રહણ કરવા માટે તે પુરૂષનું આ પરાક્રમ બન્યું છે." પ્રતિવાસુદેવ મેરકનાં આવાં વચનો સાંભળી મંત્રી બોલ્યો "મહારાજા, એવો તો કોઇ બુદ્ધિનો ભંડાર રૂદ્રરાજા જાગ્યો છે. [2]દ્વિજિવ્હ-

---

૧ અહિં એવો અર્થ છે કે, જે ક્ષમાધારી-રાજાઓ હોય છે, તેમના કરમાં દંડ-શિક્ષા શોભી ઉઠે છે. બીજો અર્થ-જે ક્ષમાધારી-મુનિઓ હોય છે, તેમના કરમાં દંડ-દાંડો શોભે છે.

૨ દ્વિજિવ્હ એટલે સર્પો પક્ષે બોલ્યું ફેરવનારા દુર્જનો. રૂદ્ર-મહાદેવ સર્પોથી યુક્ત હોય છે પક્ષે રૂદ્રરાજા દુર્જનોથી યુક્ત છે.

ગુરૂપોથી યુક્ત એવો તે રૂદ્ર કયાં ? અને બુધજનોથી યુક્ત એવા તમે કયાં ? તે રૂદ્રને બે પુત્રો છે અને તમારે અનેક વિવેકી [1]પુત્રો છે. એ રૂદ્ર પિતૃગૃહમાં સ્થાયી રહેનારો છે અને તમારો વાસ સર્વ સ્થળે છે. તે રૂદ્ર વિષાદી છે અને તમે પ્રમોદી છો. તે રૂદ્ર હર છે અને તમો રમાકર છો અને તે રૂદ્ર તપસ્વી છે અને તમે નરેશ્ર છો, તેથી તમારા બંનેની તુલ્યતા થઇ શકતી નથી. જો પરાક્રમ બતાવવું હોય તો જે પોતાના સમોવડ હોય તેને બતાવવું પણ જે પોતાનાથી અધિક હોય તેને બતાવવું નહિં. સિંહ પોતાનુ પરાક્રમ મૃગ ઉપર બતાવે છે, પણ તે અષ્ટાપદ ઉપર બતાવતો નથી. લોકોના આધારરૂપ એવો મેઘ ચડી આવતાં તેની સામે પોતાનું પરાક્રમ બતાવનારો અષ્ટાપદ પ્રાણી તેવી દુર્બુદ્ધિથી મૃત્યુજ પામે છે. હાથીની સાથે પોતાના શરીરનું માપ કરનારા સિંહની જેમ જે પુરૂષ અલ્પવીર્યવાલો થઇ વીર્ય વડે અધિકમાનની ઇચ્છા રાખતો હોય તેને અટકાવવો જોઇએ, તેથી હું પ્રથમ ત્યાં જઇને તેમના ચિત્તની પરીક્ષા કરી લાવું, તે પછી આપને આદર પૂર્વક જે યોગ્ય લાગે, તે કાર્ય કરવું; કદિ તેણે અજ્ઞાનને લઇને અથવા ક્રીડાને લઇને તમારી ભેટ લીધી હશે, તો હું તેથી બમણી ભેટ પછી લાવી શકીશ. જો કદિ ગોળ આપવાથી મરણ પામતો હોય, તો તેને વિષ આપી શા માટે મારવો ? શાસ્ત્રપણ કહે છે કે, "યુદ્ધની ગતિ વિષમ છે." કોઇવાર એક ઠીકરીથી પણ ઘડો ભાંગી જાય છે. રાહુ કેવળ મસ્તક રૂપ છે, છતાં સૂર્ય અને ચંદ્રનો ગ્રાસ કરે છે. કહ્યું છે કે, "જે માણસ પોતાનું સામર્થ્ય જાણ્યા વગર શત્રુની સાથે વેર બાંધે છે, તે એક ટીંટોડા પક્ષીથી સમુદ્રની જેમ પરાભવને પામે છે; તેથી હે રાજેંદ્ર ! એ બંને રાજાઓ કાંઇક પરાક્રમી છે; એમ લોકોમાં સંભળાય છે, પરંતુ જ્યાંસુધી હું મારી દૃષ્ટિએ જોઉં નહીં, ત્યાંસુધી મને પ્રતીતિ આવે નહિ માટે આપ હૃદયમાં ધીરજ રાખો અને મને આજ્ઞા આપો; વિચારીને કરેલું કાર્ય સર્વ સંપત્તિઓનું શરણુ રૂપ બને છે." આવાં વચન સાંભળી મેરકે પોતાના તેજ મુખ્ય મંત્રીને રૂદ્રરાજાનું બધું બળ જાણવાને દ્વારિકા નગરીમાં મોકલ્યો. તત્વોનો સારરૂપ અને ગુણોનો આધાર રૂપ તે આદેશ ગુરૂની જેમ પ્રાપ્ત કરી મંત્રી દ્વારિકા નગરીમાં ગયો. ત્યાં પ્રતિહારે પ્રવેશ કરાવેલો તે

૧ અહિં રૂદ્રનો બીજો અર્થ મહાદેવને લાગુ પાડયો છે. રૂદ્ર–મહાદેવને ગણેશ અને કાર્તિકેય નામે બે પુત્રો છે. રૂદ્રરાજાને પણ બે પુત્રો છે. રૂદ્ર–મહાદેવ પિતૃગૃહ–સ્મશાનમાં સ્થાયી રહેનારો છે. રૂદ્રરાજા પોતાના પિતાના ગૃહમાં–રાજ્યમાં સ્થાયી રહેનારો છે અને તમારો વાસ સર્વ સ્થળે છે એટલે તમે મોટા રાજ્યના ભાગમાં વ્યાપી રહ્યા છો. રૂદ્ર–મહાદેવ વિષાદી–વિષને ભક્ષણ કરનાર છે, રૂદ્રરાજા વિષાદી–ખેદાતુર રહેનાર છે અને તમે પ્રમોદી-દર્પવાળા છો. રૂદ્ર–મહાદેવ હર–હરણ કરનાર છે પક્ષે રૂદ્રરાજા હરી લેનારો છે અને તમે રમાકર રમા–લક્ષ્મીના–આકર–ખાણરૂપ છો અથવા રમા છે કર-હાથમાં જેને તેવા છો.

મંત્રી ભદ્ર અને સ્વયંભૂ સાથે રહેલા રૂદ્ર રાજાને નમી યોગ્ય સ્થાને બેઠો. પછી રાજાના પૂછવાથી તે આ પ્રમાણે બોલ્યો. " રાજન્, રાજા શશિસૌમ્યે હિત રૂપ ભેટ મોકલી છે. બાહેરના ભયને લઇને તેને મધ્યે લાવવામાં આવી તેટલું સારૂં કર્યું, પરંતુ હાલ અર્ધચક્રી મેરક રાજ્ય કરે છે, તેથી જો કોઇ અન્યાય કરે, તો તે અન્યાયને સહન કરી શકે તેમ નથી, કદિ કોઇ પોતાના ઘરમાં રહી અન્યાય કરે, તેથી શું થયું ? આ પૃથ્વી ઉપર શ્વાન પણ પોતાના ઘરમાં બલવાન્ થાય છે, પરંતુ તેના ગૃહસ્થાનમાં હરિણોને કોઇ દાખલ કરે અને કદિ તે પાછો પોતાની માતાના ઉદરમાં પ્રવેશી જાય તો ત્યાં પણ તે રહી શકવાનો નથી, કારણ કે, મેરકના નામથી ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ પણ ગળી જાય છે, તેની પાસે વેગવાળું હરિણ પણ નાશીને જઈ શકે તેમ નથી. તેના ભયને લઇને પુરૂષો કયાં જઈને નિશ્ચિંત રહી શકે તેમ છે? કારણકે જુવો, તે મહારાજા મેરક અર્ધચક્રી થયેલા છે. કદિ જો કોઇ પોતાના મનની કલ્પનાના ગર્વથી તેની સામે થાય તો તે જરૂર સમુદ્રમાં સાથવાની મુષ્ટિની જેમ છિન્નભિન્ન થઇ જાય છે. મંત્ર તથા તંત્રમાં ચતુર એવા તે મેરકને જોઇને [1]દ્વિજિહ્વ–સર્પ પણ પોતાનુ મુખ ફાડવાને સમર્થ થઈ શકતો નથી, તેથી આપના આ રાજ્ય ઉપર કોઇપણ અન્યાયી રાજા આવી શકે નહિં, તેના લાભને માટે આપ શંકા છોડી દઈ અમારા રાજા મેરકને બમણો દંડ આપો."

આવા વચન સાંભળી સ્વયંભૂએ તે ઉત્તમ મંત્રીને આ પ્રમાણે કહ્યું, " અરે ! તું જે કહે છે, તે ઉપરથી તું વધારે બોલકો લાગે છે, તેથી તું જડ હૃદયવાલો છે. જો તારે ઠેકાણે કોઇ બીજો હોત, તો હું તેને શિક્ષા આપતે; પણ તું દૂત પણ તું દૂતરૂપે વિશિષ્ટરૂપ છે, તેથી હમણાં તું વધ કરવાને યોગ્ય નથી. અરે ! અમારા પિતાને માટે શું કહેવું ? પરંતુ અમોએજ બધું ગ્રહણ કરી લીધેલું છે, કારણકે રાજપુત્રોને એવો કુલક્રમ ચાલ્યો આવે છે. તું સ્થિર થઇને જો કે, અમોએ કેટલું છીનવી લીધું છે ? હજુ અમો તો બધી પૃથ્વી લઇ લેશું, કારણકે આ પૃથ્વી વીરભોગ્યા છે. વનમાં જેમ એકલો પણ સિંહ ગજેંદ્રોના યુથને હણે છે અને સૂર્ય પણ ગ્રહ વિગેરેના ઉત્તમ તેજના સમૂહને ટાળી નાખે છે, તેવી રીતે હું એકલો પણ રણભૂમિના આગણામાં સર્વ સ્વેચ્છાચારી શત્રુઓને હણી નાખીશ. તો જો મારી સાથે ભદ્ર હોય તો તેની શી વાત કરવી ? મારા પિતા અને મારા જ્યેષ્ઠ બંધુ જેને માટે પોતાનું સ્વાભાવિક બલ દર્શાવે તેવો મેરક તો શા હીસાબમાં છે ? સ્વયંભૂ તો પોતે પીડા રહિત બની આ પૃથ્વીના ભારને પોતાની જાતેજ ગ્રહણ કરી લે તેવો છે. કોઇ પણ વડિલ વિગેરે દયા લાવીને તેને આપે એમ નથી. આ ભરતાર્દ્ધ પૂર્વે પણ તેના બાપદાદાનું ન હતું, તેણે પોતાની ભુજાના

૧ દ્વિજિહ્વ–સર્પ પક્ષે દુર્જન.

બલથી લીધું છે, હું પણ તેવીજ રીતે ગ્રહણ કરી લઇશ. દેડકાના જેવા બીજા અનેક પુરૂષોને મારવાની શી જરૂર છે ? હું તો તે સર્પના જેવા એક રાજાનેજ ભુજબળથી મારી નાખીશ." આવાં તેનાં વચનો સાંભળી મંત્રી ભયભ્રાંત હૃદયવાલો થઇને તત્કાલ ત્યાંથી ચાલતો થયો. અગ્નિની પાસે વાઘ પણ રહી શકતો નથી."

આ સર્વ વૃત્તાંત તે મંત્રીએ એકાંતે આવી પોતાના રાજા મેરકને કહ્યો, અથી તે પવન વડે અગ્નિની જેમ ક્રોધથી પ્રજ્વલિત થઇ ગયો. તરતજ તેણે નિશાનનો નાદ કરી પ્રસ્થાન મંગળ કર્યું. પ્રધાનોએ ઘણો વારવા માંડયો તો પણ તે દ્વારિકા ઉપર ચાલતો થયો. આ સમયે હર્ષથી યુદ્ધમાં જવા તૈયાર થયેલા પોતાના પુત્રને કોઈ માતા કહેવા લાગી કે, "પુત્ર, હું પૂર્વે વીરપત્ની કહેવાતી તો તું હવે મને વીર પ્રસૂ-વીર પુત્રને જન્મ આપનારી કર્ય.' કોઈ પ્રેમી પત્ની પોતાના પતિને કહેવા લાગી કે, "સ્વામી, જગતની સ્ત્રીઓને આશ્ચર્ય કરનારી હું વીરપુત્રી તો છું, હવે તમારે રણભૂમિમાં એવું કામ કરવું કે જેથી મારી ખ્યાતિ એક વીરપત્ની તરીકે થાય. તમારે ઘરની કાંઈપણ ચિંતા કરવી નહિં. તૃષ્ણાને હરનારી, હાથમાં અમૃત ધરનારી અને સંતાપના સમૂહને નિવારનારી થઇને હું જીવિતમાં અને મરણમાં પણ તમારા પૃષ્ટને છોડીશ નહિ." આ વખતે કોઇ વૃદ્ધ પિતા રણભૂમિમાં જવાની ઇચ્છા કરતાં તેના યુવાનપુત્રે અંજલિ જોડીને આ પ્રમાણે તેને કહ્યું, "તાત ! આવા વૃદ્ધપણામાં રણભૂમિની દીક્ષા લેવી મુશ્કેલ છે, તેથી આપને ઘેરજ રહેવું ઠીક છે. હું સશક્ત હોવાથી યુદ્ધમાં જઇશ." કોઇ પિતાએ પુત્રને કહ્યું કે, 'વત્સ, તારી વાર્ત્તા તો રહી, પણ આપણા બધા કુલની લાજ આગુજે રાખજે." રણભૂમિમાં કાયર થયેલા કોઇ બંધુને તેના બંધુએ કહ્યું કે ક્ષત્રિોને [1]ધારાતીર્થજ તેના પાપોને હરનારૂં છે. સ્ત્રીના મોહને લઇને ઘેર રહેવાની ઇચ્છા કરનારા કોઇ પુરૂષને બીજાએ કહ્યું કે, "એ અબળા સ્ત્રી કોણ માત્ર છે ? રણભૂમિમાં મરવાથી સ્વર્ગની ઘણી સ્ત્રીઓ તને વરશે." દ્રવ્યના મોહથી ઘર છોડવાને અશક્ત એવા કોઇ પુરૂષને બીજાએ કહ્યું કે, "એ દ્રવ્ય તો નજીવું છે, યુદ્ધમાં તો તને દિવ્ય-લક્ષ્મી પ્રાપ્ત થશે." આ પ્રમાણે વિવિધ-આલાપોથી પ્રેરાયેલા સુભટો પોતાના ઘર છોડી યુદ્ધ કરવાને માટે રસવડે એકાગ્ર મનવાળા થઇ ચાલતા થયા. કુંભસ્થળરૂપ [2]ગંડશૈલ વાલા અને [3]મદના ઝરણાથી મનોહર એવા અનેક ગજેંદ્રો જાણે જંગમ પર્વતો હોય તેવા દેખાવા લાગ્યા. ફીણ સહિત વિવિધ પ્રકારના [4]આવર્ત્તવાલા વેગથી પૃથ્વી ઉપર વ્યાપ્ત થતા એવા ઘોડાઓ જાણે સમુદ્રના તરંગો હોય તેમ પૃથ્વીમાં પ્રસરવા લાગ્યા.

૧ ખડ્ગની ધાર ઉપર મરવું તે ધારાતીર્થ. ૨ ગંડશૈલ એટલે પર્વતપક્ષે મોટા પથરા ૩ પર્વતપક્ષે પાણીના ઝરણા. ૪ આવર્ત્ત-એક જાતની ઘોડાની શરીરપરની નિશાની અથવા વાળ. ' રંગપક્ષે આવર્ત્ત એટલે ઘુમરી.

[1]ઘોટક-ઘોડાની આલી-શ્રેણીવડે યુકત અને ઉત્તમ-[2]અજિરથી વિભૂષિત એવા રથો જાણે ચાલતા ઘરો હોય તેમ તત્કાળ ચાલવા લાગ્યા. [3]ફલની ઇચ્છાવાળા, [4]શાખા સાથે મળેલા અને [5]સ્તોકલોભી એવા પેદલો વાનરની જેમ ઉછળતા ચાલવા લાગ્યા.

આ પ્રમાણે આવતા મેરક રાજાને હેરલોકોના કહેવાથી જાણી લઇ સ્વયંભૂ વાસુદેવના પોતાના બંધુ ભદ્રકની સાથે તેની સામે સુખે ચડી આવ્યો. તે પોતાના દેશના સીમાડા ઉપર જઇને બલ સહિત ઉભો રહ્યો. તે વખતે પોતાના સૈન્યને પ્રેરતો મેરક પણ ત્યાં આવ્યો. તે સમયે સભામાં ઘણો આદર પામનારા ધીર નરોએ વીરની આજ્ઞાથી શત્રુઓનો ક્ષય કરવા દેવની સાક્ષીએ રણભૂમિનો આશ્રય કર્યો. બંને સૈન્ય કલિ (રણ). કર્મવડે યુકત થઇ એકઠા મલ્યા. તેવામાં શત્રુઓએ જેમાં દુર્જનતા બતાવી છે એવું પોતાનું કેટલુંક સૈન્ય દીનતા પામેલું જોઇ વિચક્ષણ એવા સ્વયંભૂએ પોતે પોતાની સુજનતા દર્શાવનારો શંખ ફુંક્યો. તે સાંભળતાંજ સિંહનો બુંબારવ સાંભળી જેમ સર્વ ગજેંદ્રો ત્રાસ પામે, તેમ મેરકના યોદ્ધાઓ રણાંગણથી ત્રાસ પામી ગયા. તે વખતે દેવતા જેઓ અતિ બલવાન એવો મેરક તે યુદ્ધમાં સર્વ શસ્ત્રો સાથે એકલો ટકી રહ્યો. સ્વયંભૂ અને મેરકની વચ્ચે દંડાદંડી, ખડ્ગાખડ્ગી, કેશાકેશી અને શરાશરિ યુદ્ધ ચાલ્યું. તથાપિ અતિ બલવાન્ સ્વયંભૂનો યુદ્ધમાં ભંગ ન થયો; ત્યારે અર્ધચક્રીએ પોતાના શત્રુનો નાશ કરનારા ચક્રનું સ્મરણ કર્યું. તેના પાપનો ઉદય થતાં પણ કાંતિના પાત્ર રૂપ અને શત્રુઓની ઉત્તમ લક્ષ્મીને છેદનારૂં તે ચક્ર સ્મરણ કરતાંજ તરત તેના હાથમાં આવી હાજર થયું. વેરીઓના ચક્રને ભય આપનારૂં તે ચક્ર હાથમાં આવેલું જોઇ હર્ષ પામેલા મેરકે બલવાલા સ્વયંભૂને કહ્યું, "અરે ! તને [6]બંને રીતે બાલક જાણીને મેં આટલી વાર ફકત ક્રીડામાત્ર યુદ્ધ કર્યું હતું, હવે સાચું યુદ્ધ કરૂં છું. આજે હું તારૂં મસ્તક છેદી નાખીશ, તેથી તું તત્કાળ નાશી જા. બાલકોને અને ચોરોને નાસવામાં શી લાજ હોય ?" સ્વયંભૂ બોલ્યો, "જો તેં ક્રીડાયુદ્ધ કર્યું હોય, તો તું પોતેજ બાલક ઠર્યો. કારણ કે, ક્રીડા કરવી એ બાલકનું કાર્ય છે અને કારણમાંથી કાર્ય થવાનો સંભવ છે. શત્રુઓની લક્ષ્મીને ગ્રહણ કરનારા ધીર પુરૂષો જો ચોર કહેવાતા હોય, તો તું ચોર પણ છે. કારણ કે તને કોણે લક્ષ્મી આપી છે ? તેથી તું આ ચક્ર છોડીને ચાલ્યો જા. પાછળથી જઇ શકીશ નહિં. આજ ચક્ર જ્યારે હું છોડીશ, ત્યારે તારો અંત આવી જશે. હદિ એ ચક્રનો તને સનમાં ઘણો

૧ ઘોટક-ઘોડા અને ઘરપક્ષે ઓરડા. ૨ અજિર-રણભૂમિ અને ઘરપક્ષે આંગણું. ૩ પેદલપક્ષે વિજયનું ફલ. ૪ પેદલપક્ષે ટુકડી. વાનરપક્ષે ડાળીઓ. ૫ સ્તોક-થોડું વાનરપક્ષે ગુચ્છ. ૬ વયથી અને અજ્ઞાનપણાથી એમ બે રીતે બાલક.

ગર્વ હોય તો તે છોડ કે જેથી આપણુ બંનેનું બલાબળ જાણવામાં આવે." આ વચનો સાંભળી મેરકે રાજ્યને આપનારા [1]સ્વચક્રની જેમ હાથમાં રહેલું તે ચક્ર સ્વયંભૂનો વધ કરવા માટે ફેરવીને છોડયું. તે છુટેલું ચક્ર સ્વયંભૂના હૃદયમાં લાગ્યું, તે ઘટિતજ થયું. કારણુ કે, સત્-પુરૂષોને ઈષ્ટજનનો પ્રથમ મેલાપ થતાં એમજ બને છે એટલે ઇષ્ટજન પ્રથમ હૃદયમાં લગ્ન થઇ જાય છે. તે ચક્ર કઠોર હોવાથી સ્વયંભૂને તે લાગતાં ક્ષણુવાર મૂર્છા આવી ગઇ. જેમ શ્રેણિક રાજાનો મેલાપ થતાં શાલિભદ્રને મૂર્છા આવી હતી, અથવા તે મૂર્છા ન હતી પણુ સ્વયંભૂએ પોતાના બે નેત્રો વીંચીને એવું ધ્યાન કર્યું હતું કે, "અહો આ ચક્ર કેવું અદ્‌ભુત છે ?" એવો વિચાર કરી રાજાએ તે ચક્રને પોતાનો જમણો હાથ આપ્યો અને તે બંનેએ યાવજ્જીવિત હિતકારી સહૃદ્‌ભાવ અંગીકાર કર્યો. તે પછી સ્વયંભૂએ ચક્રને કહ્યું કે, "જ્યાં સુધી તું શત્રુના સૈન્યમાં જઇ કાંઈ પણુ કાર્ય ન કરે ત્યાં સુધી મને તારો વિશ્વાસ હૃદયમાં આવતો નથી." તે સાંભળી ચક્રે ઉત્તર આપ્યો, "સ્વામિન્, હું જ્યારે શત્રુના સૈન્યમાં જઇ તેના મુખ્ય રાજાનું મસ્તક છેદી તેનું સાત અંગવાળું રાજ્ય લાવી આપું, ત્યારે તમે મને ખરૂં માનજો, પરંતુ હવે મને જલદી મોકલો. ન્યાય પ્રવીણુ પુરૂષોએ શત્રુને મારવામાં વિલંબ કરવો ઠીક કહેલો નથી." ચક્રનાં આવાં વચનો સાંભળીને ડાહ્યા રાજાએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, "આ મારા શત્રુસંજન ચક્રને હવે એકવાર તો મોકલું." પછી સ્વયંભૂએ મેરકને કહ્યું કે આ ચક્ર તને પ્રાણુ પ્રિય છે, તેથી તે તારી પાસે આવ્યું છે. તે તારા પ્રાણુ લઇને આવશે. માટે તું જીવ લઇને દૂર ચાલ્યો જા, શા માટે વૃથા મૃત્યુ પામે છે ? પોતાની જાતને માટે પૃથ્વીને પણુ છોડી દેવી, એમ સત્પુરૂષોએ કહેલું છે. હમણાં તારા પ્રાણુ મારા હાથમાં છે, જો હું જીવાડું તોજ તું જીવી શકે, તે સિવાય જીવી શકે નહિં." સ્વયંભૂનાં આવાં વચન સાંભળી મેરક બોલ્યો-અરે ! તું વિચાર કર્ય કે જો આ ચક્ર મારૂં ન હોય તો પછી તારૂં શી રીતે થશે ? જે સ્ત્રીઓ પોતાના પતિને વશ રહેતી નથી, તે સ્ત્રી બીજા જાર પુરૂષને વશ થઇ શી રીતે સુખદાયક થાય ? તેથી તું આ ચક્ર મારી ઉપર છોડી દે. અન્યથા કલ્પના કરીને ખેદ પામીશ નહિં." મેરકે આ વચનો કહ્યાં, એટલે સ્વયંભૂએ ફેરવીને તે ચક્ર આદરપૂર્વક છોડી દીધું. તત્કાળ તેણે મેરકના મસ્તકરૂપી કમળને છેદી નાખ્યું. તેજ વખતે સ્વયંભૂની ઉપર આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ પડી અને મેરકનું ધડ પૃથ્વી ઉપર પડયું. મેરકની સેનાએ પછી સ્વયંભૂનો આશ્રય લીધો. જાન તો એજ રહી, પરંતુ ફક્ત તેનો વરરાજા બીજો થયો.

તે પછી સ્વયંભૂ તે ચક્રને અનુસરી તેની પાછળ ચાલ્યો અને તેણે ભરતાર્દ્ધને

[1] સ્વચક્ર એટલે પોતાનો પક્ષ.

સાધી લીધું. જ્યારે તે મગધ દેશમાં ગયો, ત્યાં કોટી મનુષ્યોથી ઉપાડી શકાય તેવી એક કોટિશિલા તેના જોવામાં આવી. ઇંદ્રના જેવા પરાક્રમવાલા તે સ્વયંભૂએ એક યોજન પહોળી અને વિસ્તારવાળી તે કોટિ શિલાને પોતાના ડાબા હાથ વડે રમતમાં ઉપાડી લીધી. પુનઃ બલવાનોને પોતાનું અતુલ બલ દર્શાવતા તે સ્વયંભૂ વાસુદેવે તે શિલાને પાછી ત્યાં મુકી દીધી અને પછી થોડા દિવસે તે દ્વારકામાં આવી પહોંચ્યો. ત્યાં ચક્ર, ખડ્ગ, ધનુષ્ય, શંખ, વનમાળા, ગજેંદ્ર અને મણિ–એ સાત પ્રભાવી રત્નો તેને પ્રગટ થયા; તે સિવાય બીજી ચક્રવર્તીની અર્ધ સમૃદ્ધિ પણ તેને પ્રાપ્ત થઇ કારણકે, જીવોને પુણ્યાનુસારે લક્ષ્મી પ્રાપ્ત થાય છે. પછી સર્વ રાજાઓથી વીંટાએલા રૂદ્રે પોતાના બંધુ ભદ્રની સાથે તે સ્વયંભૂને વાસુદેવપણાનો અભિષેક કર્યો. જાણે જંગમ નિધાન હોય તેવા તેણે કોઇને દાન આપ્યું, કોઇને દાન તથા માન આપ્યા, કોઇને આદરથી સ્થાન આપ્યું અને કોઈને જંગમ નિધાન જેવું મકાન વાહન આપ્યું. ખરેખર! જે ઈષ્ટદાન છે, તે સર્વેનું મુખ્ય વશીકરણ છે. વાસુદેવ સ્વયંભૂએ રાજધર્મથી લોકોના અને જિનધર્મથી ધર્મીઓના અન્યાયને દૂર કરી સારો યશ પ્રાપ્ત કર્યો.

આ અરસામાં બે વર્ષ સુધી વિહાર કરી શ્રી વિમળનાથ પ્રભુ વિચરતા વિચરતા તે પોતાના દીક્ષાસ્થાનમાં પુનઃ આવી ચડયા. તે પ્રભુ મમતા રહિત, અહંકારથી વર્જિત, ક્રોધરૂપી યોદ્ધાનો ત્યાગ કરનાર માયારૂપી સ્ત્રીથી રહિત, લોભના ક્ષોભથી વર્જિત, મોહ, દ્રોહ તથા મદ વગરના, હાસ્ય, લાસ્ય, રતિ, અરતિ, શોક, અવિરતિ અને ભીતિથી મુક્ત, લીલા, પ્રમીલા વડે વિજય એવા કામ રતિમાં અનાસક્ત, પ્રતિબંધના ત્યાગી, વિરાગી, નિઃસ્પૃહ, સહન કરનાર, જુગુપ્સા, ક્રીડા, કલહ, અને દ્વેષના યોગથી રહિત, ખેદ, પ્રમાદ, આર્ત્તસ્વર, વિવાદ અને સ્વાદને વર્જનારા, મૌનધારી, જ્ઞાની સદાધ્યાની, સુંદર સંતોષના પોષક, અપ્રમાદી જનોને આનંદ આપનાર, પરીષહોને જીતનાર, અષ્ટાંગયોગ સહિત, ભવવાસથી વિયુક્ત, શત્રુ તથા મિત્રમાં સમાન ચિત્તવાલા, શુભકર્મમાં પ્રવર્ત્તેલા, અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ક્ષમા, દયા, માર્દવ, સરળતા, વૈરાગ્ય, મુક્તિ, સત્ય, પરાજય, શૌચ, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, સંયમ, બુદ્ધિ, ભાવના, સંવર, ઉદારતા અને નિર્જરા વિગેરે જે અનુત્તર ગુણો કહેવાય છે, તે વડે પોતાના આત્માને ભાવનારા હતા. તેવા વિમળનાથ પ્રભુ સહસ્રામ્રવનમાં પધારી ત્યાં આવેલા એક જંબૂ

પ્રાપ્ત થયા. હવે તે જગત્પતિ પ્રભુ સર્વજ્ઞ અને સર્વદર્શી થયા, તેથી તેઓ ત્રિકાળ વિષયને જાણનારા અને લોકાલોકને પ્રકાશ કરનારા થયા. દેવાધિદેવ પ્રભુ ભૂમિ ઉપર રહે, અને ઇંદ્રો આસનો ઉપર રહે તે ઘટિત નથી, તેથી તે સમયે ઇંદ્રોના આસનો કંપાયમાન થયા. તે પછી ઘંટાઓના નાદથી સર્વ દેવતાઓને જાણ કરી ઉત્તમ ઇંદ્રો પ્રભુને નમવા માટે આદરવાળા થયા. સૌધર્મેંદ્રે સ્મરણ કર્યું એટલે ઐરાવણદેવ તરત ગજેંદ્ર થઇને તેની પાસે હાજર થયો. તેનો સુંદર દેહ એક લાખ યોજનનો હતો. તેનો વર્ણ શ્વેત હતો. સોનેરી પટ્ટાવાલા જેમના લલાટ છે એવા આઠ વદનો તેણે ધારણ કર્યાં હતાં. તે દરેક વદન ઉપર આઠ આઠ દંતૂશળ હતા. દરેક દંતૂશળ ઉપર આઠ આઠ વાવડીઓ હતી. દરેક વાવડી ઉપર તેટલા કમળો અને દરેક કમળ ઉપર આઠ આઠ દલ (પત્રો) અને દરેક દલ ઉપર આઠ આઠ નાટકો થતા હતાં. તે દરેક નાટકમાં બત્રીશ બત્રીશ પાત્રો હતા. સૌધર્મેંદ્ર તે હર્ષના સ્થાનરૂપ સુંદર ઉંચા હાથી ઉપર પરિવાર સાથે આરૂઢ થયો. પછી તે ગજેંદ્ર દેવ ગગનમાર્ગે ચાલ્યો. જેને જોઈને લોકો મનમાં કૈલાસપર્વતની શંકા કરતા હતા. અનુક્રમે પોતાના દેહને પૂર્વના પાલક વિમાનની જેમ સંક્ષિપ્ત કરતો તે પ્રભુના સંગથી પવિત્ર એવા સહસ્રામ્રવનમાં આવ્યો. સ્ફુરણાયમાન એવા મોટા પ્રધાન શૃંગારના સમૂહને ધારણ કરનારો સૌધર્મેંદ્ર પ્રમાદ રહિત થઇ તે ગર્જારવ કરનારા ગજેંદ્ર ઉપરથી ઉતરી પડયો. બીજા પણ ભદ્રિક ઇંદ્રો નૃત્ય અને ગાયનથી પ્રકાશિત એવા બીજા દેવતાઓની સાથે પોતપોતાના વાહનોથી ત્યાં આવ્યા. તે સમયે વાયુકુમાર દેવતાઓએ સ્વ મર્યાદા મુજબ પોતાની મનોવૃત્તિની જેમ ત્યાં યોજન પ્રમાણ ભૂમિને શુદ્ધ કરી પછી ઉત્તમ મેઘકુમાર દેવતાઓએ વિશ્વને પવિત્ર કરનારા સુગંધી જલવડે પોતાની જેમ છંટકાવથી [1]રજની શાંતિ કરી દીધી. પછી ઉચ્ચ આકૃતિવાલા અને વિકારોની શ્રેણીથી રહિત એવા વ્યંતરદેવતાઓએ રત્ન સહિત સુવર્ણવડે તે પૃથ્વીને બાંધી લીધી. અને વિચિત્ર વર્ણની શોભાવાલા અને સરસ એવા ખીલેલા ઉન્મુખ પુષ્પો વડે તે ભૂમિને શણગારી. પછી વૈમાનિક, જ્યોતિષી અને ભુવનપતિઓએ અનુક્રમે રત્ન, સુવર્ણ અને રૂપાના ત્રણ વપ્ર ( ગઢ ) કર્યાં. ઉંચી જાતના ત્રણ રત્નોના આશ્રયરૂપ એવા તે ત્રણ વપ્રોને વિષે અનુક્રમે મણિમય, રત્નમય અને સુવર્ણમય એવી જાતના કાંગરાઓ થયા તે દરેક વપ્રને ચાર ચાર દરવાજાઓ શોભી રહ્યા. તે દરવાજાના દરેક દ્વારે ધૂપઘટી પૂર્ણકુંભ અને ધ્વજ, તેમજ ભૂપીઠ ઉપર અષ્ટમંગળ, જલથી ભરેલી વાપિકાઓ અને પુતળીઓના સમૂહથી યુક્ત એવા ઉત્તમ તોરણો પણ શોભી રહ્યાં. રૂપાના વપ્રને દશ હજાર અને પવિત્ર એવા સુવર્ણ અને રત્નોના વપ્રને પાંચ પાંચ હજાર સોપાન હતા રત્નમય વપ્રના પૂર્વ દ્વારમાં સોનેરી

૧ રજ એટલે પક્ષે રજોગુણ

વર્ણના બે વૈમાનિક ઉત્તમ દેવતાઓ પ્રતિહાર થઇને શુભભાવથી ઉભા રહ્યા હતા. દક્ષિણ દ્વારમાં બે શુક્લવર્ણના વ્યંતર દેવતાઓ, પશ્ચિમ દ્વારમાં બે રક્તવર્ણના જ્યોતિષ્ક દેવતાઓ અને ઉત્તરદ્વારમાં બે કૃષ્ણવર્ણના ભુવનપતિદેવતાઓ દ્વારપાળ થઇને રહ્યા હતા. સુવર્ણ વપ્રમાં અનુક્રમે પૂર્વાદિ ચાર દિશાઓના દ્વારમાં **જયા, વિજયા, અજિતા** અને **અપરાજિતા** નામે ચાર દેવીઓ હથીયાર ઉગામી રહી હતી. રૂપેરી વપ્રમાં પ્રત્યેક દ્વારે ખટ્વાંગ, તુંબરૂ, જટા, કિરીટ અને માળાને ધારણ કરનાર નૃશીર્ષ દેવતાઓ દ્વારપાળ થઇને રહ્યા હતા. તે સમવસરણની વચ્ચે વ્યંતરદેવતાઓએ સાતસો ને વીશ ધનુષ્યના પ્રમાણવાળું એક ચૈત્યવૃક્ષ કર્યું, તેની નીચે એક મણિપીઠ અને તે પીઠની ઉપર એક છંદક રચી તે પર ચાર સુંદર સિંહાસનો કર્યાં હતાં. તે સિંહાસનો પાદપીઠવાળાં અને ત્રણ છત્રોવાળાં હતાં. તે ઉપર ચામરોની શ્રેણી સાથે આઠ યક્ષો રહેલા હતા. સુવર્ણના વપ્રની મધ્યભાગે ઇશાન દિશામાં પ્રભુને વિશ્રાંતિ લેવાને માટે વ્યંતરદેવતાઓએ એક દેવછંદ કર્યો હતો.

તે પછી ચાર પ્રકારના ક્રોટાક્રોટી દેવતાઓની સાથે પ્રભુ સંસારનો ભય રાખનાર પ્રાણીઓને શરણરૂપ એવા તે સમવસરણમાં જવાને ચાલ્યા. તે વખતે દેવતાઓએ તે ધર્મના ચક્રવર્તી એવા પ્રભુની આગળ જાણે સાક્ષાત્ નવનિધાન હોય તેવા નવ કમળો સ્થાપિત કર્યાં. પ્રભુ ચાલતાં ચાલતાં તે બબે કમળોની ઉપર પાદન્યાસ કરતા હતા અને દેવતાઓ ભક્તિથી તે કમળોને આગળ આગળ ધરતા હત.. સૂર્ય જેમ તેજસ્વી થઈ અંધકારના સમૂહને ભેદવાને આકાશ પ્રદેશમાં પ્રવેશ કરે, તેમ પ્રભુએ પૂર્વદ્વારથી અજ્ઞાનરૂપ અંધકારના સમૂહને ભેદવાને સમવસણરણમાં પ્રવેશ કર્યો. તે કાલે પૂર્વાભિમુખે થઇ ચૈત્યવૃક્ષની પ્રદક્ષિણા કરી પ્રભુ ' तीर्थाय नम ' એમ કહી સિંહાસન ઉપર બેઠા. તે સમયે વ્યંતર દેવતાઓએ શ્રી સર્વજ્ઞપ્રભુના પ્રભાવથી બીજી ત્રણ દિશાઓમાં પ્રભુના ત્રણ પ્રતિરૂપો રચ્યાં. તેમના મસ્તક ઉપર ભામંડળ શોભવા લાગ્યું. આકાશમાં દુંદુભિનો નાદ થયો અને તેઓની આગળ રત્નધ્વજ અને ધર્મચક્ર વિરાજમાન થયું. બાકીનું જે કાંઇ કાર્ય કર્યું હતું. તે સર્વ કાર્ય વ્યંતરોએ કરી બતાવ્યુ હતું. વિબુધ દેવતાઓ પોતાના યોગ્ય કાર્યમાં કદિપણ આલસ કરતા નથી. આવી રીતે જે સમવસરણ કરવામાં આવે, તે તો એક સ્વાભાવિક સ્થિતિ-મર્યાદા છે. નહીં તો ભક્તિમાન્ એવો એકજ દેવતા એ સર્વ પણ કરી શકે છે તે પછી કલ્પ કલ્પની ધણી સ્ત્રીઓ પૂર્વ દ્વારથી આવી ત્રણ પ્રદક્ષિણા આપી તીર્થને અને પ્રભુને નમસ્કાર કરી અગ્નિ દિશામાં સાધુ સાધ્વીઓને માટે અદ્‌ભુત સ્થાન રાખી તેના અંતરના ભાગમાં અંજલિ જોડી હર્ષથી સુખે બેઠી, જ્યોતિષી, ભુવનપતિ અને વ્યંતરોની ઉત્તમ સ્ત્રીયોએ દક્ષિણ દ્વારે પ્રવેશ કરી નૈઋત દિશામાં પોતાનો વાસ કર્યો.

દેવતાઓ પશ્ચિમ દ્વારથી સમવસરણમાં આવી વાયવ્ય દિશામાં જિનના ધ્યાનમાં તત્પર થઇને રહ્યા. કલ્પના દેવતાઓ અને પુરૂષો તથા સ્ત્રીઓ ઉત્તર દ્વારે પ્રવેશ કરી અનુક્રમે ઈશાન દિશામાં સ્થિતિ કરીને રહ્યા. સિંહ, વાઘ વિગેરે પ્રાણીઓ મત્સરભાવ છોડી દઇ અને શ્રી જિનવાણીમાં આદર કરી સુવર્ણના વપ્રમાં રહ્યા. રૂપાના વપ્રમાં ઉત્તમ દેવ, દાનવ અને મનુષ્યોના વાહનોએ સ્થિતિ કરી. તેમની એ સ્થિતિ (મર્યાદા) રહાને માટેજ હોય છે.

સર્વજ્ઞનો પુત્ર અરિમર્દન ઉદ્યાનપાળ પાસેથી પ્રભુને કેવળજ્ઞાન ઉપજેલું જાણી તરત ત્યાં આવ્યો. તે સમવસરણમાં ઉત્તર દ્વારે પ્રવેશ કરી અને પ્રભુને નમસ્કાર કરી તેણે પોતાની બુદ્ધિ પ્રમાણે પ્રભુને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી–" સ્વામી, જે જલ પશુ-પક્ષિઓના ગણોએ ઉચ્છિષ્ટ કરેલું અને કાદવ ઉપર રહેનારૂં છે, તેવા જલ વડે નિર્મલ એવા આપની કેમ પૂજા થાય ? જે પુષ્પ ભમરાઓએ સુઘેલું, જીવડાઓના સમૂહથી યુકત અને મલિન અંગવાળા માળીઓએ વાડીમાંથી લાવેલું હોય તે પુષ્પ આપને યોગ્ય ગણાય ? જે રંગરાગ સામાન્ય લોકોના હાથથી અપવિત્ર થયેલો અને જે સ્વભાવથીજ સત્વર દુર્ગંધી બની જાય તેવો હોય છે, તે અંગરાગ ઉત્તમ કેમ હોય ? જે ધૂપ બધો ધૂમાડા રૂપ, અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો અને ગંધની રજરૂપ અગરૂનો બની સર્વ લોકોને સરખો હોય છે તે ધૂપ આપની પાસે ઉંચો કેમ ગણાય ? ત્રણ જગતનો ઉદ્યોગ કરનારા એવા તમારી આગળ દીવાનું શું કામ હોય છે? જે દીવો પાત્રને આધારે રહે છે અને તમો ઉંચા પ્રકારના પાત્રના અધીશ છો. વળી લોકો તમો પ્રભુની આગળ અપૂર્વ વસ્તુની ભેટ ધરે છે, પરંતુ આ જગતમાં તેવું કાંઇ નથી કે જે તમારે ન હોય, હે પ્રભુ ! મારૂં હૃદય સદા રાગદ્વેષથી આક્રાંત છે અને તમે પોતે વીતરાગ છો, તો પછી મારે તમારૂં ધ્યાન કયાં કરવું ? અસત ગુણોનું આરોપણ કરવું તેવી સ્તુતિ તો કોઈથી ન થાય અને તમારામાં તો તેવા અનંત ગુણો છે, તો પછી અસત્ ગુણોને કોણ કહે ? હું મલમૂત્રાદિ વાલી કાયાવાલો છું અને તમે નિર્મલ છો, તો પછી હું તમોને શી રીતે સેવી શકું ? હે પ્રભુ, ફકત, હું તો તમારી આજ્ઞા મારા ઉત્તમાંગ–મસ્તક વડે વહન કરીશ. તમારા આગમમાં ગૃહસ્થોને દ્રવ્યપૂજા કરવાની કહેલી છે, તો તે લોકોમાં તમારી આજ્ઞાથીજ સફલ થાય છે. તમારા વચન પાળવાથી તમારી ભાવપૂજા થાય છે, તે સાધુને પ્રશંસનીય છે અને ગૃહસ્થ શ્રાવકોને તો સ્થાપના–પ્રભુની પૂજા, પુષ્પ વિગેરેથી પ્રશંસનીય છે. " આ પ્રમાણે કહી તે અરિમર્દન ઇંદ્રની પછવાડે પોતાને યોગ્ય સ્થાને બેઠો.

પછી જગદ્દગુરૂ પ્રભુ ઊત્તમ અમૃતને ઝરનારી વાણીથી આ પ્રમાણે બોલ્યા–' હે ભવ્યો, આ સંસારમાં ભમતા એવા તમોએ આ ઊચ્ચ ભવમાં દ્રવ્યાદિક ઊત્તમ સામગ્રી

કંઇ મેળવી નથી ? પ્રથમ સંહનન, પ્રથમ સંસ્થાન, ભરતક્ષેત્ર, મધ્યકાળ અને શુભભાવ તમે પ્રાપ્ત કર્યો છે, તેથી પ્રમાદનો ત્યાગ કરીને તમે મોક્ષનો સન્માર્ગ સેવો. તે શિવાય પ્રાપ્ત કરેલું સર્વ નિષ્ફળ થઇ જાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એજ મોક્ષમાર્ગ કહેવાય છે. જો તે સત્ય ન હોય, તો તે મોક્ષનો માર્ગ કહેવાતો નથી. દશ પૂર્વધારી વિગેરેએ, પ્રત્યેક બુદ્ધોએ અને ગણધરોએ જે કરેલું ( રચેલું-ગુંથેલું ) તે સમ્યક્ શ્રુત કહેવાય છે. તે સૂત્રમાંથી જાણી લેવું. કદાચિત્ કોઇ સ્થાને શ્રોતા અને વક્તા વિગેરેની અપેક્ષાએ તેમાં અર્થથી વિપર્યાસ-ફારફેર થઇ જાય છે, તેથી જો શ્રોતા અને વક્તા બંને સત્ય હોય, તો તે સમ્યક્ શ્રુત કહેવાય છે. અન્યથા પોતે કરેલામાં પણ તેનો વિપર્યાસ થવાનો સંભવ છે. નિમિત્ત વિગેરેને લઈને તે કર્યું હોય અને શ્રુત સાંભળ્યું હોય, પણ જો તે વિપરીત થઇ જાય, તો તેનાથી સુખને આપનારો મોક્ષ થતો નથી; પરંતુ જે તત્ત્વના વિચાર સાથે શ્રુત સાંભળ્યું હોય તેવા શ્રુતથી સિદ્ધિ થાય છે, તેથી તમારે શ્રુતનો આશ્રય કરવો. જે તેવા શ્રુતના એક પણ પદની ઉપર શ્રદ્ધા રાખતો નથી, તે આ લોકમાં મિથ્યાત્વી જાણવો, તેથી તેવા શ્રુતના વચન ઉપર તમારે શ્રદ્ધા રાખવી. જે પુરૂષ તે શ્રુતનો વિપર્યાસ જાણતાં છતાં પણ જો તે પ્રમાણે કરે છે, તો તે અવશ્ય અનંત સંસારી થાય છે, તેથી મનુષ્યોએ રાગદ્વેષમય ગ્રંથિનો ભેદ કરવો કે જેથી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય. જો તેનો વિપર્યાસ થાય, તો સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી. જ્યારે જે જીવને આયુષ્ય શિવાયના સાત કર્મો ઉત્કૃષ્ટ સ્થિતિવાળા હોય છે, ત્યારે તે જીવને કદિ પણ ગ્રંથિભેદ થતો નથી. જ્યારે એ કર્મો કોટી કોટી સાગરોપમથી મધ્યમ સ્થિતિના હોય છે, ત્યારે જીવો ચાર સામાયિક પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય પોતાના હૃદયમાં એક અંતર્મુહૂર્ત્તમાત્ર સમ્યક્ત્વને ધારણ કરે છે, તેનો સંસાર અર્ધપુદ્ગલ પરાવર્ત પ્રમાણ થઈ જાય છે. બીજા સમ્યક્ત્વથી પણ મનુષ્યોને દેવતાની ગતિ પ્રાપ્ત થાય છે. જો તે સમ્યક્ત્વ ઉત્કૃષ્ટ ક્ષાયિક હોય, તો તેને તેજ ભવે સિદ્ધિ થાય છે. જો તે મધ્યમ સમ્યક્ત્વ હોય, તો દેવતા અને નારકીના અંતરે ત્રણ ભવે સિદ્ધિ થાય છે અને જો મનુષ્ય જુગલીયો થાય, તો તે દેવતા થઇ પછી મનુષ્ય થાય છે અને એ રીતે જઘન્યપણે પણ ક્ષાયક સમ્યક્ત્વ વડે ચાર ભવે સિદ્ધિ થાય છે, તેથી તે સાતે કર્મોનો ક્ષય કરી સાંપ્રતકાળે તે સમ્યક્ત્વનો આદર કરો. એ સમ્યક્ત્વ છતાં પણ જો ચારિત્ર ન હોય તો કદિ સંસારી જીવ નારકી પણ થઈ જાય છે. તેથી હે ભવ્યો ! તમે ચારિત્રને ભજો. આ પૃથ્વી ઉપર નિશ્ચયનય વડે એવો મત સિદ્ધ થયો છે કે ચારિત્રનો વધ કરવાથી જ્ઞાન અને સમ્યક્ત્વનો વધ થઇ જાય છે. સર્વાર્થની સિદ્ધિને આપનારા તે ચારિત્રના ઘણા ભેદો છે તેમાં યથાખ્યાત ચારિત્ર વડે મનુષ્યોને અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જે સમ્યગ્જ્ઞાનવડે

થઇ સદાચારને અંગીકાર કરી સ્વાભાવિક રીતે યથોદિષ્ટ ચારિત્ર આચરે-પાળે તે યથાખ્યાત ચારિત્ર કહેવાય છે. આ ચારિત્રાદિક રત્નત્રયી વડે જીવ બળેલી દોરીના જેવા ચાર કર્મોવાળો ઘનઘાતિકર્મોથી મુક્ત બની શુદ્ધિને ધારણ કરી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે. પછી તે સર્વજ્ઞ અને સર્વદર્શી થઇ કેટલોક વખત આ લોકમાં રહે છે. પછી તે વેદનીય, આયુઃ, નામ અને ગોત્રકર્મ ક્ષીણ થતાં ગતિના પ્રયોગવડે એરંડીના બીજની જેમ ઉર્ધ્વલોકે ચડે છે, ત્યાં સમશ્રેણી વડે લોકાગ્રમાં જઇને રહે છે. આકાશ વિદ્યમાન છતાં જે તે (લોકાગ્રથી આગળ) ઉર્ધ્વભાગે જતા નથી તેનું કારણ એ છે કે, લોકાગ્રથી આગળ અલોકમાં ધર્માસ્તિકાય દ્રવ્યનો અભાવ છે. તે સિદ્ધ જીવ સર્વદેહથી રહિત, અનંત ચતુષ્ટયને પ્રાપ્ત કરનાર અને પ્રાણ, રસ, સ્પર્શ, ગંધ અને વર્ણથી રહિત હોય છે. તે ચારિત્રી નથી તેમ અચારિત્રી નથી, તે અસંજ્ઞી નથી તેમ સંજ્ઞી પણ નથી, તે પોતાના શરીરના ત્રીજા ભાગે ઉણા એવા આકાશના અવગાહનને પ્રાપ્ત થયેલ છે. મૃત્યુકાળ વખતની નિજકાયા પ્રમાણ જીવપ્રદેશને ભજવાવાળા હોય છે. જ્ઞાનરૂપી આદર્શમાં રહેલી સર્વ વિશ્વની વસ્તુઓના સ્વરૂપને તે જાણે છે. તે અનંત સિદ્ધોથી યુક્ત છે તેની સ્થિતિ સાદિ અને અનંત છે. તે સ્થિર, ચિદાનંદના સુખના સ્વાદથી સુંદર અને ભય રહિત છે. "અહો જનો! જૈન શાસનમાં જે સત્સાધનવડે જીવ આવો સિદ્ધ બુદ્ધ બને છે; તે સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોને તમે અંગીકાર કરો. જો કદી તે રત્ન સર્વ થકી લેવાની શક્તિ ન હોય, તો તમે પ્રથમ તેનો દેશથી આદર કરો, કે જેનાથી તમારો મનુષ્ય જન્મ નિષ્ફળ ન થાય. તે દેશથી ગ્રહણ કરવામાં દ્વાદશ વ્રતની અંદર શુદ્ધ હૃદયવાળા શ્રાવકોને ષટ્ભંગી પ્રમુખ આગારવાળા અનેક પ્રકાર છે. જે વ્રતમાં જેવી શક્તિ હોય તે પ્રમાણે તેવા ભાંગાથી તે વ્રત ગ્રહણ કરો, જેથી સાત-આઠ ભવે તમારી મુક્તિ થશે. શુદ્ધ સાધુ, શ્રાવક અને સંવેગી પક્ષને અનુસરનારા એ ત્રણે મુક્તિ માર્ગે જનારા કહ્યા છે અને મુત્કળ ગૃહી, કેવળ દ્રવ્ય લીંગી અને કુલિંગી એ ત્રણે સંસાર માર્ગે જનારા કહ્યા છે. તેથી હે ભવ્યજનો, આ સંસારના અસાર સંચારના પ્રકારોને છોડી દઈ વિચાર સહિત એવા સદાચારના ભારને ભજો." આ પ્રમાણે શ્રી વિમળજિનની પાંત્રીશ ગુણવાળી વાણી સાંભળીને સર્વ જીવો હર્ષવાળા અને સુખ શાતાને પ્રાપ્ત કરનારા થઇ ગયા. પ્રભુની આ દેશનાથી પ્રતિબોધ પામેલા કેટલાએકે શુદ્ધ દીક્ષા ગ્રહણ કરી, કેટલાએક શ્રાવકધર્મને પ્રાપ્ત થયા અને કેટલાએક સમ્યક્ત્વને પ્રાપ્ત થયા. તે પ્રભુએ પોતાના શિષ્યોમાં **મંદર** વિગેરે છપ્પન સાધુઓને ગણધર પદવી આપી હતી. તેઓએ પ્રત્યેકે તત્કાળ ઉત્પાદ, વિગમ અને ધ્રૌવ્ય નામના ત્રણ પદો ગ્રહણ કરી અખંડિત એવી દ્વાદશાંગી કરી હતી. તે સમયે એક યોજન પ્રમાણ ક્ષેત્રમાં પણ કોટીગમે, દેવ, દાનવ, માનવ અને તિર્યંચો પોતપોતાના વાહનો સહિત સમાઇ

ગયા હતા: તેઓની ભાષા પ્રમાણે પ્રભુની વાણી એક યોજન સુધી સંભળાતી હતી. પ્રભુના મસ્તકના પૃષ્ઠભાગે ભામંડળ આવી રહ્યું હતું. પ્રભુના કર્મોના ક્ષયથી અગીયાર અતિશયો ઉત્પન્ન થવાથી સવાસો યોજન પ્રમાણ દેશમાં રોગ, વૈર, મારી, ટીડ પ્રમુખ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, સ્વચક્ર ભય, પરચક્ર ભય અને દુકાળ થતા નહીં. આકાશમાં ધર્મચક્ર, ઉંચો ઇંદ્રધ્વજ, ચરણ ન્યાસમાં કમળો, ચતુર્મુખ અંગ, ત્રણ વપ્ર, ચામરો, ચૈત્યવૃક્ષ, પાદપીઠ સહિત સિંહાસન, ત્રણ છત્રો, રત્નમય ધ્વજ, દુંદુભિનો ઉંચો ધ્વનિ, કાંટાઓના અધોમુખ, પંખીઓ પ્રભુને પ્રદક્ષિણા દેતાં ફરે, વૃક્ષમાંથી અતિશય પુષ્પવૃષ્ટિ, સુગંધી જળનો વર્ષાદ, [1]પાર્શ્વભાગે જઘન્યપણે ચાર પ્રકારની દેવકોટી, સદા અનુકુળ પવન અને ગોચર–અર્થને આપનારી [2](સાનુકુળ) છ ઋતુઓએ સર્વે ઓગણીશ અતિશયો દેવ નિર્મિત હોય છે. આ પ્રમાણે ચોત્રીશ અતિશયોથી યુક્ત અને કેવળજ્ઞાને સહિત એવા તે વિમળનાથ પ્રભુ સમગ્ર વિશ્વને હર્ષદાયક થયા. મયુરના વાહનવાળો, દક્ષિણ ભુજાઓમાં ખડ્ગ, પાશ, બાણ, ફળ, ચક્ર અને અક્ષસૂત્ર ધરનારો, વામ ભુજાઓમાં અભય, નકલ, ધનુષ્ય, આર ફલક, અને અંકુશને ધરનારો ષણ્મુખ નામનો શ્વેતવર્ણી યક્ષ તે પ્રભુના શાસનનો રક્ષક થયો. હરિતાળના જેવા વર્ણની, પદ્મના આસનવાળી, બે દક્ષિણ ભુજામાં પાશ અને બાણ ધરનારી અને બે સુંદર વામભુજામાં નાગ અને ધનુષ્ય રાખનારી વિદિતા નામની દેવી તે વિમળનાથ પ્રભુની શાસનદેવતા થઇ. જેમના જન્મ સમયે ઇંદ્રોએ મેરૂપર્વત ઉપર મહોત્સવ કર્યો હતો, જેમના દીક્ષા સમયે ગૃહમાં, અને કેવળજ્ઞાન વખતે વનમાં ઉત્સવ કર્યો, તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. કારણકે, એ ક્રમ પરંપરાથી ચાલ્યો આવે છે. પણ તેની પૂર્વે સુંદર સુવર્ણની વૃદ્ધિથી વ્યાપ્ત થયેલા લોકમાં ઉત્સવ થયો, તે લક્ષ્મીને આશ્રિત એવા શ્રી વિમળનાથ પ્રભુ સર્વ સ્થળે તમોને લક્ષ્મીને અર્થે થાઓ.

**શ્રી તપગચ્છના નાયક ભટ્ટારક શ્રી રત્નસિંહસૂરિના શિષ્ય ભટ્ટારક શ્રી જ્ઞાનસાગરસૂરિના રચેલા શ્રી વિમળચરિત્ર મહાકાવ્યમાં શ્રી વિમળનાથ પ્રભુના જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાનના વર્ણનરૂપ ચોથો સર્ગ સમાપ્ત થયો.**

## इति चतुर्थ सर्ग.

૧ પ્રભુની સેવામાં ઓછામાં ઓછા ચારે નિકાયના ક્રોડ દેવો રહે છે.

૨ ષટ્ઋતુઓ સમકાળે ફળે છે.



# पंचम सर्ग.





સૂર્ય, ચંદ્ર અને મેઘના જેવા સમદર્શી શ્રી વિમલનાથ પ્રભુએ વિશ્વનો ઉપકાર કરવાને માટે ૧ઘનાશ્રયોમાં ગમન કર્યું પ્રત્યેક મુખ્ય મુખ્ય સ્થાનોમાં પુણ્ય મેળવવામાં તત્પર એવા ચતુર્વિધ દેવતાઓએ પૂર્વની જેમ સમવસરણ કર્યું. તે સમયે આકાશમાં દુંદુભિના નાદ થતા, દેવતાઓ પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્રો, બંને બાજુ ચામરો અને આગળ કમળોને ધારણ કરતા હતા. આ પ્રમાણે પ્રાતિહાર્યની લક્ષ્મીવાળા વિશ્વનાયક પ્રભુ વિહાર કરતા અને પૃથ્વીને પાવન કરતા એક વખતે દ્વારકામાં પધાર્યા. આત્માના હિતને ઇચ્છનારા દેવતાઓએ ત્યાં સમવસરણ કર્યું. તેમાં પ્રભુ પૂર્વદિશા તરફ મુખ રાખી સિંહાસન ઉપર સુખે બેઠા. તે સમયે ઉદ્યાનપાલોએ જઇને વાસુદેવ સ્વયંભૂને તે ખબર આપ્યા. સ્વયંભૂએ તેઓને સાડીબાર કોટી રૂપું વધામણીમાં આપ્યું. પછી સ્વયંભૂ પોતાના ભાઇ ભદ્રને સાથે લઇ પરિવાર સહિત સમવસરણમાં આવ્યો. તેમા ઉત્તર દ્વારે પ્રવેશ કરી પ્રદક્ષિણા કરી જિનેશ્વરને નમી હર્ષથી પ્રભુની વાણી સાંભળવાને ઇંદ્રની પાછળ બેઠો શ્રી વિમળપ્રભુ સ્વયંભૂને ઉદ્દેશીને બોલ્યા, ' ભદ્ર, ચારિત્ર લેવાની તારી યોગ્યતા નથી, તેથી તું શ્રાવકધર્મ સાંભળ. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત-એમ શ્રાવકના બાર વ્રતો કહેલાં છે. એ બાર વ્રત સમ્યકત્વ સહિત પોતાની શક્તિ પ્રમાણે પાળ્યાં હોય, તો તે દેવતા અને મનુષ્યના સુખવડે પ્રૌઢ એવા સાત-આઠ ભવે સિદ્ધિ આપનારાં થાય છે. જે શ્રાવક એ બાર વ્રતોમાં પહેલા વ્રતને શ્રદ્ધાથી અંગીકાર કરે છે, તે શ્રાવક સદાને માટે નીરપરાધી એવા ત્રસ જીવોનો જાણી જોઇને વધ કરતો નથી, તેમજ પર્વ દિવસોમાં વિશેષપણે સ્થાવર જીવોનો તથા અન્ય સાપરાધી જીવોનો પણ વધ કરતો નથી. જે ઉત્તમ પુરૂષ ફક્ત પર્વને વિષે પણ શુદ્ધ દયા પાળે છે તે **નૃપશેખર** રાજાની જેમ ભવોભવ સુખી થાય છે.

૧ મેઘપક્ષે ઘનાશ્રય એટલે આકાશ અને પ્રભુપક્ષે ઘનાશ્રયો-ઘણા આશ્રયો ક્ષેત્રો

## નૃપશેખર રાજાની કથા.

ઉદ્યાનવાલા **ધનદ** નામના ગામમાં સદ્બુદ્ધિ, પવિત્રાત્મા અને ભદ્રિક ભાવનાવાલો **રામભદ્ર** નામે એક રાજપુત્ર હતો. એક વખતે સ્વસ્થ હૃદયવાલા **ધર્મઘોષ** નામના સૂરિએ તે ગામમાં ઘણા શિષ્યોની સાથે ચાતુર્માસ કર્યું. તેવામાં ચઉમાસીના દિવસે ગૃહિધર્મને પાળનારા સ્થિરતા વિગેરે ગુણોથી શોભતા અને શ્રદ્ધાવાલા એવા શ્રાવકોએ પૌષધવ્રત ગ્રહણ કર્યું. તે જોઇ રામભદ્ર રાજપુત્રે ગુરૂને પુછ્યું, " હે પૂજ્ય દેવ, જિનેશ્વરે પૂજેલું શું આજે કંઇ પર્વ છે ? " ગુરૂએ કહ્યું, " ભદ્ર, આજે પર્વોના ગર્વને હરનારૂં ચાતુર્માસિક પર્વ છે, તેથી આ શ્રાવકો ધર્મ કરે છે. કેટલાએક ચતુર્વિધ આહારનો ત્યાગ કરી સર્વથી પૌષધ લે છે અને કેટલાએક દેશથી પૌષધ લે છે. કેટલાએક પુરૂષો હૃદયમાં ધ્યાન ધરી કષ્ટરહિત થઇ અને જિનશાસનમાં આસક્ત બની સ્નાત્ર મહોત્સવ કરે છે અને કેટલાએક ઉપવાસ કરીને આવશ્યક ક્રિયામાં તત્પર રહે છે. એ પ્રમાણે આ ચાતુર્માસ્યમાં પોતાની શક્તિ પ્રમાણે સદ્ભક્તિ અને યુક્તિથી આવો આચાર પ્રવર્તે છે." સૂરિનાં આવાં વચન સાંભળી રામભદ્ર બોલ્યો, "હે સદ્બુદ્ધિના નિધાન ગુરૂ એવાં કાર્યોમાં મારી શક્તિ નથી, તેથી મને કાંઇક સરલ ધર્મકૃત્ય બતાવો. " તે સાંભળી ગુરૂ બોલ્યા, " ભદ્ર, તું જીવદયા પાળ્ય, જેથી તું આ ભવમાં અને પરભવમાં સુખી થઇશ. " તરતજ તેણે જીવદયા પાળવાનું પ્રથમ વ્રત ગ્રહણ કર્યું અને સમૃદ્ધિના સમૂહને આપનારૂં ઘણું સુકૃત સંપાદન કર્યું. ત્યારથી તે પર્વને દિવસે તે વ્રત પાળવા લાગ્યો. અને સંસારરૂપી સમુદ્રમાં સારરૂપ એવા નવકાર મંત્રને શીખ્યો. એ પ્રમાણે પૂર્ણ આયુષ્ય ભોગવીને ઇશાન દેવલોકમાં દેવતાઓની શ્રેણીએ સેવેલો ઇંદ્રસામાનિક દેવતા થયો.

આ અરસામાં **પોતન** નામના નગરમાં **અરિમર્દન** નામે રાજા હતો. તેને ગુણવતી **ચંદ્રકાંતા** રાણી હતી. તે રામભદ્રનો અતિ દયાળુ અને દ્વેષ રહિત જીવ પુણ્ય અવશેષ રહેતાં ઇશાનદેવ લોકમાંથી ચ્યવી તે ચંદ્રકાંતાની કુક્ષિમાં અવતર્યો. રાજા અરિમર્દનને તે લક્ષ્મીમય સમયમાં પુત્ર આવ્યો. પ્રાય કરીને ઉત્તમ જીવની ઉત્પત્તિ ઉત્તમ જાતિમાંજ થાય છે. પિતાએ શુભ દિવસે તે કુમારનું નામ **નૃપશેખર** પાડ્યું. કલાઓના કલાપથી યુક્ત થઇ તે ચંદ્રની જેમ વૃદ્ધિ પામ્યો. એક સમયે રાજાએ તેને યુવરાજપદ ઉપર સ્થાપિત કર્યો, તોપણ તે પિતા વિગેરે વડિલોના વિનયનું ઉલ્લંઘન કરતો ન હતો.

ઘર છું. મેં મારા નાદથી અનેક લોકોના હૃદયોને પ્રસન્ન કર્યાં છે, અનેક સદ્‌વિદ્યાઓને સાધેલી છે. હું નિર્દોષ જૈન ધર્મને પાળનારો છું. હું ગઇકાલે આવશ્યકવિધિ કરી અને પંચનવકારનું સ્મરણ કરી ધર્મ ધ્યાન ધરતો સૂતો હતો, જ્યારે રાત્રિનો છેલ્લો પહોર થયો, તેવામાં ગાંધારી વિગેરે દેવીઓએ આવી મને કહ્યું કે, "અરે ભાઇ! તારૂં આયુષ્ય અલ્પ છે, તેથી તું પોતનપુરના રાજા નૃપશેખરને અમોને નિઃશંક થઇ આપીદે અને અમારા હૃદયમાં હર્ષ ઉત્પન્ન કર્ય." તેથી હે સદ્‌બુદ્ધિના નિધાન, તમો તે મારી સર્વ વિદ્યાઓ ગ્રહણ કરો. સત્પાત્રમાં આપેલી વિદ્યા આપનાર અને લેનાર બંનેને શુભદાયક થાય છે." પછી કુમાર નૃપશેખરે તે વિદ્યાઓ ગ્રહણ કરી અને બાહેર જઇને તે સાધી લીધી. જેવામાં તે વિદ્યા સાધીને ઘેર આવતો હતો, તેવામાં સૂર્ય અસ્ત થઇ ગયો, એટલે નગરનો મુખ્ય દરવાજો બંધ થઈ ગયો. પછી તે કુમાર બહાર આવી એક વૃક્ષના મૂલમાં સાવધાન હૃદયવાલો થઇ જાગતો બેઠો, તેવામાં તે વૃક્ષમાં રહેલા એક પ્રેતના મુખથી આ પ્રમાણે શબ્દ સાંભળવામાં આવ્યો. "શ્રી **કુંડનપુરના** રાજા **નરકેશરીને** કલાઓમાં કુશળ **સોભાગ્યમંજરી** નામે પુત્રી છે, તેણીને નેત્રાની પીડા થઇ છે, તેથી તે અગ્નિમાં પ્રવેશ કરશે." આ વખતે તે પ્રેતની સ્ત્રી તે સાંભળી શોકાતુર થઇને બોલી–"સ્વામી આ પૃથ્વી ઉપર નેત્રની પીડાને હરનારૂં ઔષધ શું નહિં હોય કે જેથી તે બીચારી મરવા તૈયાર થઈ?" પ્રેતે કહ્યું, "પ્રિયે! આ પૃથ્વી ઉપર એવાં ઘણાં ઔષધો છે, પરંતુ તેને જાણનારાઓ દુર્લભ છે. જો આ વૃક્ષના પત્રો બાંધવામાં આવે, તો નેત્રાની ખેદકારક પીડા તરતજ નાશ પામી જાય." આ વચનો સાંભળી સ્ત્રી બોલી,–"કાંત! તમે તે રાજપુત્રીના નેત્રો ઉપર આ પત્રો બાંધો કે જેથી તેણીના નેત્રાની પીડાનો ક્ષય થઈ જાય." પ્રેત બોલ્યો "પ્રિયે! હીન જાતિને લઇને મારાથી લોકોનો ઉપકાર થઇ શકતો નથી. સર્વ પ્રાણી ઉપર ઉત્તમ પુરૂષો જે ઉપકાર કરે છે અને અધમલોકો જે અપકાર કરે છે, તે તે તેમના વર્ણ જાતિનું ફલ છે." આ પ્રમાણે તે પ્રેત દંપતિનું વચન સાંભળી ઉપકાર કરવાની ઇચ્છાથી તે કુમારે યત્ન કરી તે વૃક્ષનાં પત્રો લીધાં. પછી તે વિદ્યાના બળથી સત્વર કુંડિનપુરમાં આવી પહોંચ્યો, ત્યાં તેણે વાગતા પટહની ઉદ્‌ઘોષણા આ પ્રમાણે સાંભળી. 'જે કોઇ પુરૂષ રાજપુત્રી સૌભાગ્યમંજરીને નીરોગી કરે, તેને રાજા તે પુત્રી સહિત પોતાનું અર્ધ રાજ્ય આપશે.'' આ સાંભળી તે ચતુર કુમારે હર્ષથી પટહનો સ્પર્શ કર્યો પરોપકારી પુરૂષો કંઈ છાના રહેતા નથી પછી રાજપુરૂષો તેને તરત રાજમંદિરમાં લઈ ગયા, ત્યાં અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયેલી સૌભાગ્યમંજરી વખત ગુમાવી શકતી ન હતી. તે કુમારીકાના નેત્ર ઉપર પત્રો બાંધી તેણીને તેણે આખરે સાજી કરી દીધી. દેવતાઓનું વચન કદિપણ નિષ્ફળ થતું નથી. પછી નરકેસરી રાજાએ એ વિચિત્ર ગુણવાળા રાજપુત્રને અર્ધા રાજ્ય સહિત પોતાની

પુત્રી હર્ષથી અર્પણ કરી. પછી કુમાર નૃપશેખર રાજાની રજા લઇ હાથી તથા અશ્વોથી યુક્ત થઇ પોતાની પત્ની સાથે પોતનપુર જવા નીકળ્યો. પિતા અરિમર્દને પુત્રનો પુરપ્રવેશોત્સવ કરાવ્યો અને તે પ્રખ્યાત પુત્રને પોતાના અદ્દભુત રાજ્ય ઉપર સ્થાપિત કર્યો. પછી પોતે તરતજ ચિત્તને સ્વસ્થતા આપનારી દીક્ષા લીધી. મહાન્ પુરૂષો હંમેશાં સમયને ઘટે તેવી ક્રિયા કરે છે.

રાજા નૃપશેખરને કનકસાગર નામે મંત્રી હતો. તેને એક મંગળ નામે [1]વક્રરૂપવાળો પુત્ર હતો. તેની ડોક ઉંટના જેવી, દાઢી મૂંછ બકરાના જેવી, પગ સ્પડાના જેવા, પેટ શ્વાનના જેવું, મુખ ડુક્કરના જેવું અને દાંત ઉંદરના જેવા હતા આવા કુરૂપથી તે પૃથ્વી ઉપર હાસ્યનું સ્થાન થઇ પડયો હતો. એથી રાજા પણ તેની વિશેષ અવજ્ઞા કરતો હતો એક વખતે રાજાએ તે મંગળને ગધેડા પર બેસારી અને આખા નગરમા ફેરવી દુઃખી કરી વનમાં કાઢી મુકયો. ત્યાં તેણે કોઇ તાપસના આશ્રમમા જઇને તાપસીદીક્ષા લીધી. દુઃખથી વૈરાગ્યને પામેલો તે વનમાં ઉત્તમ તપ કરવા લાગ્યો. તે [2]મંગલનું વક્રપણું અને શૂન્ય વાસ ત્યાં થયો. ક્ષમાના પુત્રની તે સ્થિતિ લોકોમા હાસ્યકારક થઈ પડી. તે કેટલેક વખતે મૃત્યુ પામી વાયુકુમાર દેવતાઓમા ઉત્પન્ન થયો, ધર્મ સર્વ સ્થિતિમાં સુખદાયકજ થાય છે.

એક વખતે નૃપશેખર રાજા મહેલના ગોખ ઉપર બેઠો હતો, તેવામા તેણે હર્ષથી ચૈત્યપરિપાટી કરતા સર્વ સંઘને જોયો. તત્કાલ તેણે પોતાની પાસે રહેલા એક માણસને પૂછયું કે ' આજે કેયો દિવસ છે કે જેથી આ નિર્દોષ સંઘ ઉત્સવ વડે દેવતાઓને પૂજે છે ? " તેણે કહ્યુ. દેવ ! આજે ઉંચી જાતનું ચાતુર્માસ્યનું પર્વ છે, તેથી આ શ્રાવકો જગતમા રમણીય એવી જિનપૂજા કરે છે. " તેનાં આવા વચનો સાંભળી રાજાને જાતિ સ્મરણ થઈ આવ્યું. તેથી તે તે દિવસે જીવરક્ષા કરવામા વિશેષ તત્પર બન્યો " હું આગાર છું, તોપણ આ ચાતુર્માસ્યના પર્વમાં ત્રસ જીવોને હણીશ નહીં " એવો નિયમ વિચારવાન રાજાએ મનથી ગ્રહણ કર્યો આ વખતે પેલો દેવતા થયેલો મંગળનો જીવ પૂર્વજન્મે કરેલી પોતાની વિટંબનાને સંભારતો તે રાજાની પાસે આવ્યો. તેણે વજ્રના જેવા મુખવાળા મંકોડા વિગેરે ક્ષુદ્ર જીવો ઉત્પન્ન કર્યા, તેઓ રાત્રે ચારે બાજુ રાજાના દેહને કરડી ખાવા લાગ્યા. સર્વ પ્રાણી ઉપર દયાળુ અને નિયમધારી તે રાજાએ સહી

૧ પક્ષે મંગળગ્રહ પણ વક્રપણે કહેવાય છે.

૨ મંગળગ્રહ વક્રચાલું છે અને તે શૂન્ય-આકાશમાં વાસ કરનારો છે, તે ક્ષમા-પૃથ્વીનો પુત્ર હોવાથી હાસ્યજનક સ્થિતિને પામે છે આ મંગળ વાંકો અને શૂન્ય સ્થળે વાસ કરનારો હતો અને ક્ષમા-મદન ગોપનારાનો થયો તાપસ થયો તે પણ હાસ્યકારક સ્થિતિવાળો થયો હ?

જવાના ભયથી તે જીવોને પોતાના શરીર ઉપરથી જુદા કર્યા નહિં. તે જીવોએ આખરે ર જાના પ્રાણ લીધા. રાજા મૃત્યુ પામી પ્રાણાંતકલ્પમાં અગણિતપુણ્યના સ્થાનરૂપ ઇંદ્રિના જેવો દેવતા થયો. વ્રતના સમૂહ ઉપર આદર કરનારો અને સુંદર હૃદયવાલો તે દેવલોકમાંથી ચ્યવી વિદેહક્ષેત્રમાં મનુષ્યનો ભવ પ્રાપ્ત કરી પછી મોક્ષે જશે. આ ગમાણે જેમ નૃપશેખર રાજાએ પહેલું અહિંસાવ્રત આદરથી પાળ્યું, તેમ મોક્ષને માટે બીજા પુરૂષોએ પણ તે વ્રત પાળવું.

## ઇતિ પ્રથમ વ્રત

જેમ અંધપુરૂષ માર્ગે રહ્યો હોય, તોપણ તેનો પગલે પગલે પૃથ્વીમાં પાત અથવા ધાત થાય છે, તેમ માર્ગાનુસારી એવો પણ જે પુરૂષ નીરાધાર મૃષાવાદ કરે, તો તેને પગલે પગલે પાત અથવા ધાત થાય છે. જે ગૃહસ્થ કન્યાલીક[1] વગેરે અસત્યોને બોલે નહીં તે ગૃહસ્થ બીજું વ્રત પાળનાર કહેવાય છે. એ અસત્યોની અંદર થાપણ ઓળવવાનો દોષ બીજાનો નાશ કરવાને માટે ગણાય છે. એ દોષ કરવાથી પુરૂષોને બે ત્રણ વ્રતનો ભંગ થઈ જાય છે. અસત્યવાદી પુરૂષ જો દેવ વિગેરેના ઘણાં સોગન ખાય છે. તો સર્પે કરડેલા કોઇ જુડા ભાંડની જેમ તેનું વચન કોઇ માનતું નથી. બ્રહ્મા પણ જો અસત્યવાદી હોય, તો લોકો તેની પણ પૂજા કરતા નથી અને એક કાગપક્ષી[2] જો સત્યવાદી હોય છે, તો બીજાઓ તેને અતિથિની જેમ પૂજે છે. માર્ગે રહેલા મુસાફરો ઘુવડને રાજા કહે છે, તેતર પક્ષીને વિનાયક કહે છે અને ચીબરીને દુર્ગાદેવી કહે છે, તે સત્યવાદીપણાનુંજ ફળ છે. ઉત્તમ સ્વજનો પણ **વિમળ**ની જેમ અસત્ય બોલનાર મનુષ્યનો કદી પણ પક્ષપાત કરતા નથી. જે પુરૂષ સત્યવાદી છે, તે **કમળ**ની જેમ રાજમાન્ય, સ્વજનોથી પૂજિત અને મહત્ત્વની કીર્તિવાળો થાય છે.

## વિમળ અને કમળની કથા.

આ ભરતક્ષેત્રમાં **વિજય** નામે નગર છે. તેમાં નામથી અને અર્થથી **કલાનિધિ**[3] નામે રાજા હતો. તે નગરમાં **કમલશ્રી** નામે સ્ત્રી અને **વિમળ** નામે પુત્રની સાથે **કમળ** નામે એક પ્રખ્યાત શેઠ રહેતો હતો. તે વિમળ નામથીજ હતો, તેજથી અને કર્મથી વિમળ ન હતો. સાચા નામને લઇને લોકો તેને **વિમળ** કહી બોલાવતા હતા. એક વખતે દ્રવ્ય ઉપાર્જન કરવામાં તત્પર બની તે વિમળ કરીયાણું લઇ **અચળ** નામના

૧ કન્યાને માટે ખોટું બોલવું તે.

૨ જ્યારે કાગડો બોલે છે, ત્યારે કોઇ પ્રિય અતિથિ ઘેર આવે છે, એમ લોકો માને છે અને તેથી કાગડા પૂજાય છે.

૩ નામથી કલાનિધિ અને કલાઓનો નિધિ-ભંડાર એ અર્થથી પણ હતો.

મોટા શહેરમાં વેપાર કરવા માટે ગયો. ત્યાંથી પાછા ફરતાં માર્ગે જળની વૃષ્ટિ થવાથી તે અટકીને લોકોની શ્રેણીથી વિરાજમાન એવા રત્નપુર નામના નગરમાં રોકાઈ ગયો. તેવામાં વિજયનગરનો રહેવાસી **સાગર** નામનો એક વણીક ઘણી વસ્તુઓ લઈ ત્યાં આવી ચડયો. પોતે એક સ્થાનના નિવાસી હોવાથી વિમળે તે સાગરને પોતાને ઉતારે ઉતારી જમાડયો અને તેણે તેના કુટુંબની કુશળ વાર્ત્તા કહી. પ્રથમ વર્ષાદ વિરમ્યા પછી પોતાના નગર પ્રત્યે જવાની ઇચ્છા ધરાવતા એવા તે ચતુર સાગરને તે લોભી વિમળે વિનંતી કરી એક પખવાડીઆ સુધી રોકયો. પછી સાગરે કહ્યું કે, " તો હવે તું મારો માલ વેચી નાખ કારણકે, તે જુનો માલ હોવાથી હવે લાંબો વખત ટકી શકશે નહિં. " તેથી તેણે તેનો માલ વેચી નાખ્યો, પરંતુ તેનું કાંઇક દ્રવ્ય દગો કરીને લઇ લીધું; કારણકે, તે ( વિમળ ) પોતે દ્રોહી હતો. પછી તેઓ બંને ત્યાંથી

નહિં બોલું." રાજા સંતુષ્ટ થયો અને તેણે કમળશેઠને બહુ માન આપ્યું, તત્કાળ દેવતાઓએ આક શમાંથી પુષ્પવૃષ્ટિ કરી. પછી રાજાએ વિમળને પોતાના દેશમાંથી કાઢી મુકયો અને હર્ષથી સાગરને પૂછયું કે, "તેં એ હકીકત શી રીતે જાણી ?" સાગર બોલ્યો, "ગંધથી અને આણાના પડવાથી મેં આંબાનું ગાડું જાણ્યું, અને શૌચ-આચારથી તેના હાકનારને બ્રાહ્મણ જાણ્યો. જ્યાં તે હાંકનારે હિતની ઇચ્છા કરનાર હાકનારે પગ ધોયેલા, ત્યા ઘણી માખીઓ ભેગી થયેલી જોઇ તે ઉપરથી મે તેને કોઢીઓ ચિંતવ્યો. પૃથ્વી ઉપર વારંવાર પડવાથી તેના એક બલદને ગળીયો અને રેતી ઉપર પગની વાકી રેખાઓ જોવાથી બીજા બલદને લુલો જાણ્યો. તે હાંકનાર બ્રાહ્મણે આણાના ફલોને ઢાકવાને માટે છેદેલા તેના પત્રો અને નીરસ ફલ કાઢી નાખેલા તે ખાવા ઉપરથી મેં તેની પાછળ ચાલનારને ચંડાળ જાણી લીધો હતો. કાંટાવાલા વૃક્ષની ઉપર નાના તતુઓ વળગેલા તે ઉપરથી પાછળ આવનારી સ્ત્રી ધારી હતી અને ફરીને જોવાથી તે રૂષ્ટ થયેલી જાણવામા આવી "કોઈ મને મનાવાને આવે છે કે નહીં," એમ જોવાને માટે તેણી પાછી ડાક કરી જોતી હતી, એમ તેણીનાં પગલા ઉપરથી જાણ્યું, અને તે દેહચિંતા પીશાબ કરી હાથનો ટેકો લઇને ઉભી થઇ, તે ઉપરથી શરીરના ભારથી મંદ થયેલી તે ગર્ભિણી છે એમ જાણ્યું તેણીનો જમણો હાથ જોરથી જમીનમાં પેશી ગયો, તે ઉપરથી તેણીના ગર્ભમા પુત્ર છે, અને દુઃખથી તેનો પ્રસવ હમણાજ થશે એમ જાણી લીધું." સાગરનાં આ વચનો સાંભળી રાજા ઘણો ખુશી થયો અને તરતજ તેને પોતાનો મુખ્ય મંત્રી બનાવ્યો. જેઓ બુદ્ધિરૂપી ધનવાલા છે, તેઓની લોકોમા સર્વ ઠેકાણે પૂજા પ્રતિષ્ઠા થાય છે રાજાએ અને અન્ય જનોએ સત્યભાષણને લઇને કમળશેઠને માન આપ્યુ અને અસત્યવાદી વિમળને તે રાજાએ અને અન્ય જનોએ દેશમાથી બાહેર કાઢયો. કમળ [1]બ્રહ્માની જેમ કમલાવાસ, હંસાધાર અને પત્રપૂગથી યુકત થઇ અધિક શોભતો હતો. રાજાએ પોતાની [2]ગોથી [3]કમળને જે પ્રસાદતા અને [4]વિમળને કાળાશ આપી, તેથી લોકોમાં તે આશ્ચર્યકારી બન્યુ. કમળશેઠ અમૃષાવાદ નામે બીજું વ્રત આરાધી નિર્મલ ઉદયવાલો થઇ આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામીને સૌધર્મદેવલોકમા દેવતા થયો. સત્યના યોગથી કમલ લક્ષ્મીને પ્રાપ્ત થયો અને અસત્યના યોગથી વિમળ દુઃખી થયો, તેથી વિવેકી જનોએ હંમેશાં સત્ય ભાષણ કરવું. જે સત્ય ભાષણ કરવાથી મહત્વ, ખ્યાતિ અને સત્કીર્ત્તિ વિગેરે ગુણો પ્રાપ્ત થાય છે.

## इति द्वितीयं व्रतम्

૧ બ્રહ્મા કમળાવાસ-કમળમા વસનાર. હંસ-આધાર-હંસના વાહનના આધારવાલા અને પત્રપૂગ-જ્ઞાનના ગ્રંથોથી યુકત છે કમલશેઠ કમલા-લક્ષ્મીના આવાસ-સ્થાનરૂપ, હંસ-પરમહંસ-યોગીજનોના આધારરૂપ અને પત્રપૂગવાહનોના સમૂહવાલો છે. ૨ ગોથી-વાણીઓથી. ૩ કમળ-વિકાશી છે તેને પ્રસન્નતા આપી તે આશ્ચર્ય. ૪ વિમલ નિર્મલ છે તેને કાલાશ આપી તે આશ્ચર્ય.

જે મનુષ્ય પારકું પડેલું દ્રવ્ય સર્પના જેવું માને છે, તેને ક્ષુધા અને ક્રોધ વિશેષથી યુક્ત એવો સર્પ પણ માન આપે છે. જે પુરૂષોએ પૂર્વે પારકા હરેલા દ્રવ્યોથી પોતાના હાથને બાળ્યો નથી, તે પુરૂષોના ઉત્તમ હૃદયને અગ્નિ પણ બાળતો નથી. જે લેવાથી ' આ ચોર છે ' એમ લોકો કહે છે, તેવી અદત્ત વસ્તુને વિવેકી પુરૂષોએ ગ્રહણ કરવી નહીં, પણ તેને છોડી દેવી. જે અદત્ત વસ્તુને લેતો નથી, તે **સુરદત્ત**ની જેમ આ પૃથ્વીમા શ્લાઘનીય થાય છે અને જે તેવી વસ્તુ ગ્રહણ કરે છે, તે **કમળસેન**ની જેમ નિંદનીય થાય છે.



## સુરદત્ત અને કમળસેનની કથા.

જંબૂદ્વીપની અંદર શત્રુઓએ નહીં કંપાવેલી **ચંપા** નામે નગરી છે. તેમાં **હરિચંદ્ર** નામે એક સત્વગુણી રાજા હતો. નગરીમાં **સુરદત્ત** નામે એક શેઠ રહેતો હતો. એક સમયે તે શેઠ સાર્થ (સાથ) લઇને વેપાર કરવાને માટે દેશાંતર જવા ચાલ્યો. રસ્તામાં ક્રૂર એવા ચોરોએ તેનો મોટો સાર્થ લુંટી લીધો. તે સમયે ' હવે કઇ દિશામાં જવું ' એમ હૃદયમા અકળાઇને તે ત્યાંથી નાસી ગયો. તે માનરહિત સૂર્યપુરનગરના ઉદ્યાનમાં આવ્યો. ત્યાં કાળા મુખવાલો કોઇ પુરૂષ તેના જોવામા આવ્યો. સુરદત્તે તેને પૂછ્યું કે " તું કોણ છે અને કયાંથી આવ્યો છું ? તારી આવી સ્થિતિ કેમ છે ? તારૂં સ્વરૂપ મને કહે. " તે બોલ્યો, "આ સૂર્યપુરમાં **વિમળ** નામે એક શેઠ હતો, તેનો **ધનંજય** નામે હું પુત્ર છું. ધન મેળવવાને માટે હું પરદેશ ગયો હતો. પાછળથી મારા પિતા મૃત્યુ પામી ગયા અને મારા ઘરનું દ્રવ્ય રાજ્યમાં દાખલ થયુ અને પરદેશમાં મેં નવું દ્રવ્ય ઉપાર્જન કર્યું નહિ તેથી હું દુઃખી છું " સુરદત્ત બોલ્યો, " તારે દ્રવ્યના નિધાનો શું નથી ? " ધનંજયે કહ્યું, " હા. નિધાનો છે, પણ તેમનું પ્રત્યક્ષ ઠેકાણું હું જાણતો નથી " સુરેંદ્રદત્ત બોલ્યો, " હે નિર્દોષ બંધુ, જો તું મને અર્ધો ભાગ આપે તો હું તને નિધાનોનું ઠેકાણું બતાવું. " ધનંજયે તે વાત કબુલ કરી. પછી તે સુરદત્ત તેને ઘેર ગયો અને ત્યાં જઈ જમીન ઉપર એરંડાના બીજ વાવ્યા. તત્કાળ તે બીજમાંથી એક અંકુર પ્રગટેલો જોઇ તેણે તે ઠેકાણું બતાવ્યું. પછી તે સ્થળની પૃથ્વી ખોદી ત્યાંથી ભરેલું એક નિધાન નીકળ્યું, તે બંનેએ તેની અંદર ચાર કોટી સુવર્ણ જોયું. તેઓએ તેમાંથી બે બે કોટી સુવર્ણ વ્હેંચી લીધું. પછી સુરદત્ત પોતાને ઘેર ચાલ્યો ગયો.

આ અરસામાં તે સુરદત્તનો પિત્રાઇભાઇ **કમળસેન** નામે હતો, તે હંમેશાં સુરદત્તની સાથે દ્વેષથી વર્તતો હતો. તે સુરદત્તની પ્રશંસા સહન કરી શકતો નહિં અને હંમેશાં તેનાં છિદ્રોજ જોયા કરતો હતો; પરંતુ પુણ્યના પ્રભાવથી સુરદત્ત સદા સુખી રહ્યા કરતો હતો, એક વખતે તે દેવપૂજા કરવાને માટે જતો હતો. ત્યાં રસ્તામાં યત્ન વગર એક

મુદ્રારત્ન તેના જોવામાં આવ્યું. તરતજ તે ક્ષણવારે પાછો વળી ગયો. તેને સત્વર પાછો આવેલો જોઇ કમલસેને પૂછયું કે, " ભાઇ, તું સત્વર કેમ ચાલ્યો આવ્યો ? " સુરદત્તે અનર્થદંડ જાણીને કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. પછી કમળસેને ત્યાં જઇ આદરપૂર્વક તે મુદ્રારત્ન લઇ લીધું. પછી ખોટી બુદ્ધિથી તે નહિં સહન કરનારો કમળસેન સુરદત્તને ઘેર આવ્યો. સુરદત્તે યોગ્યતાથી તેને જમાડયો અને ઘરની અંદર સુવાર્યો. " હું આને રાજા પાસે શિક્ષા કરાવું," એવું ચિંતવી તેણે તે મુદ્રારત્ન તેના ઘરની પેટીમાં ગુપ્ત રીતે નાખી દીધું. રાજાએ શણગાર પહેરતી વખતે તે મુદ્રારત્ન જોવા માંડયું, અને લોકોના સમૂહે પણ જોવામાં માંડયું, પણ તે કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નહિં. રાજાએ તલારક્ષ–કોટવાળને બોલાવીને આ પ્રમાણે આજ્ઞા આપી–" ભદ્ર ! તું હમણાંજ શહેરની અંદર તે મુદ્રારત્નની શોધ કર્ય. " તેણે શોધ કરી, તો પણ તે રત્ન મલ્યું નહિં. પછી પટહ વગાડી જણાવ્યું કે. " જે કોઈ મુદ્રારત્ન રાજાને સોંપી દેશે, તેનો ગુન્હો માફ કરવામાં આવશે અને જો પ.છળથી તેનો ગુન્હો જાણવામાં આવશે, તો રાજા તેને દંડ આપશે." આ સાંભળી સુરદત્તે કમલસેનને કહ્યું, " બંધુ, તું તે મુદ્રારત્ન રાજાને સોંપી દે. " કમલસેન બોલ્યો, "મેં તે કયાં લીધું છે ?" સુરદત્તે કહ્યું, "પેલા દેવમાર્ગમાંથી તેં લીધું છે. " તે સાંભળી કમલસેન બોલ્યો, " તું આ બધું ખોટું બોલે છે. " પછી કમલસેને રાજાની પ સે જઈને કહ્યું કે, " સુરદત્તે તમારૂં મુદ્રારત્ન સ્પષ્ટ રીતે લીધું છે. " રાજાએ પૂછયું, " તે કયે ઠેકાણેથી લીધું છે ? " કમલસેન બોલ્યો. "દેવગૃહના રસ્તામાંથી." તે સાંભળી રાજાએ કોટવાળની મારફત તેને રૂબરૂ તેડાવ્યો, અને કહ્યું," તે દેવમાર્ગમાંથી જે રત્ન લીધુ છે તે લાવ્ય, અમારો પણ એજ માર્ગ છે. " " મેં તે મુદ્રારત્ન લીધું નથી. ' સુરદત્તે કહ્યું. રાજા બોલ્યો કે, " તારા ભાઇ કમળસેને મારી આગળ આવીને તે વાત કહી છે. " તે રત્ન પોતાના ભાઇ કમળસેને લીધું હતું, એમ સુરદત્ત જાણતો હતો, તથાપિ તે પાપભીરૂ સુરદત્તે રાજાની આગળ કાંઇપણ કહ્યું નહિં. સુરદત્તે કહ્યું કે, "તો પછી તે કમળસેન તે રત્નનું ઠેકાણું જાણતો હશે." કમળસેને કહ્યુ કે "તે પેટીમાં છે. " પછી સુરદત્તે તે પેટી તપાસી, પણ તેમાંથી તે નીકલ્યું નહિં. તે વખતે કમલસેને આવી જ્યાં પોતે તે રત્ન નાખેલું તે ઠેકાણેથી તે રત્ન કાઢી રાજાને બતાવ્યું, આથી રાજા સુરદત્ત ઉપર ઘણોજ નારાજ થયો. અને બોલ્યો, " અરે ! આ પ્રમાણે પવિત્ર કીર્ત્તિવાલા બધા લોકોને તું ધર્મના કાર્યમાં છલથી કેમ છેતરે છે ?" રાજાનાં આ વચન સાંભળી પોતાના કર્મની સ્થિતિને જાણતો સુરદત્ત મૌન ધરીને ઉભો રહ્યો. તરતજ રાજાએ તેનો વધ કરવાની કોટવાળને આજ્ઞા કરી. પછી એક ગધેડાને મંગાવી તે ઉપર તેને ચડાવ્યો. બેસૂરવાલા વાજિંત્રો ઉચ્ચ સ્વરે વાગતાં વાગતાં તેને વધ્યભૂમિ ઉપર લઇ જતાં જોઇ તેની પ્રિયા રૂકિમણીને ઘણું દુઃખ થયું. તરતજ તેણીએ શાસનદેવતાને

ઉદ્દેશીને કાર્યોત્સર્ગ કર્યો. ક્ષણવારે શાસનદેવી તેની આગળ પ્રગટ થઇ. તેને પ્રણામ કરી રૂક્મિણી બોલી, "દેવિ ! જો મારો પતિ પવિત્ર હોય, તો તેને સહાય કરો, કે જેથી શાસનની ઉન્નતિ થાય." તે સાંભળી શાસનદેવી સત્વર અતુલ એવા રાજદ્વારમાં ગઇ અને ત્યાં સર્વ પ્રકારનો આકાર અદ્રશ્ય કરી દીધો અને શહેરની ઉપર એક મોટી શિલા રચી. બાંધી લીધેલા પુરરક્ષકો રાજાની આગળ આવ્યા અને બધુ નગર તે વખતે આકુલવ્યાકુલ થઇ ગયું. રાજા તૃષાતુર થયો, કોઇ ઠેકાણેથી પાણી મલે નહિં. કારણકે તે દેવીએ પ્રથમથી ચતુર્વિધ આહાર પણ અદ્રશ્ય કર્યો હતો. રાજાએ પોતાના મંત્રીની આગળ આ વૃત્તાંત કહ્યો, એટલે તેણે કહ્યું કે, "રાજન્, આ બધું દેવતાએ કર્યું છે." પછી ત્યાં વિધિપૂર્વક બલિપૂજા વિગેરે કરવામાં આવતાં દેવતાએ પ્રત્યક્ષ થઇને રાજાએ આ પ્રમાણે કહ્યું, "અરે રાજા, નિરપરાધી સુરદત્તને શામાટે વૃથા હેરાન કરે છે ? અતિ ક્રૂર હૃદયવાલો પાપી કમળસેનજ ચોર છે. તેણે મુદ્રારત્ન લઇને સુરદત્તના ઘરમાં છુપાવ્યું હતુ." તે સાંભળી રાજા અને મંત્રી બંને સાથે મળી આવી દેવીના ચરણમાં પડયા અને આ પ્રમાણે બોલ્યા. "દેવિ ! એકવાર અમારો અપરાધ ક્ષમા કરો. ફરીવાર એવું અવિચારી કામ નહિં કરીએ." પછી દેવી સુરદત્તને વિમાનારૂઢ કરી ઉત્સવ સહિત રાજમંદિરમાં લઇ આવી અને શહેર ઉપરથી શિલા દૂર કરી, નગર રક્ષકોને તેણે બંધમાંથી મુક્ત કર્યા, ચતુર્વિધ આહાર પ્રગટ કર્યો અને પેલા કમલસેનનું મુખ પાછલ કરી દીધું. દેવતાઓ સ્વભાવથી મહા બલવાળા હોય છે. પછી રાજાએ સુરદત્તને પોશાક પહેરાવી તેને ઘેર મોકલ્યો અને કમળસેનને ક્રોધથી સ્મશાનમાં મોકલ્યો. ત્યાં રાજાના પુરૂષોએ તેને વિવિધ મારથી મારી નાંખ્યો, તે મૃત્યુ પામીને નારકી થયો. અહો ! ઉગ્રકર્મ તત્કાળ ફલ આપે છે. અવસર આવતાં સુરદત્તે પોતાની પત્ની સાથે ગુરૂસમીપે વ્રત લીધું અને સાત ક્ષેત્રોમાં ઘણું ધન ખર્ચી નાખ્યું. તે પત્ની રૂક્મિણીની સાથે ગાઢ તપ કરી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી મોક્ષને પ્રાપ્ત થયો. આ પ્રમાણે અદત્તાદાનને છોડવાથી અને તેને ગ્રહણ કરવાથી જે સારાં અને માઠાં ફલ થાય છે, તે જાણીને ત્રીજા વ્રતને અંગીકાર કરો.

इति तृतीयं व्रतम्

---

આચારવાળી પોતાની સ્ત્રીમાં સંતોષ રાખવો અને સ્ત્રીઓએ પોતાના પતિમાં સંતોષ રાખવો, એ ગૃહસ્થોને માટે વિદ્વાનોએ ચોથું વ્રત કહેલું છે. જે પુરૂષો દોષ વગર તે પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કરે છે, તેઓને યુક્તિવડે યતિઓથી પણ અધિક જાણવા. આ પૃથ્વી ઉપર એવા લોકો થોડા જોવામાં આવે છે; પરંતુ સર્વ જનોને પર્વના દિવસોમાં તો સ્ત્રીનો સંગ સદા વર્જિત કરવો જોઇએ. કિલષ્ટ બુદ્ધિવાલા જે પુરૂષો પરસ્ત્રીની

અને ઉત્તમ તપ આચર્યું. અખિલ સિદ્ધાંતનું અધ્યયન કરી અંતે અનશન લઇ તે મૃત્યુ પછી દેવતાઓમાં ઉત્તમ મહેંદ્ર થયો. આ પ્રમાણે જેઓ સુરેંદ્રદત્તની જેમ બ્રહ્મચર્ય ધારણ કરે છે, તેઓ મનુષ્ય છતાં પણ દેવતા અને દાનવ વિગેરેને પૂજનીય થાય છે.

इति चतुर्थ व्रतम्

---

જે પુરૂષ ઇચ્છાવડે ધનધાન્ય વિગેરે પરિગ્રહનું પ્રમાણ કરે છે, તે શ્રમણોપાસક પુરૂષને પાંચમું પરિગ્રહપરિમાણવ્રત કહેવાય છે. એ વ્રત ગ્રહણ કરવાથી સમ્યકત્વમૂલ બારવ્રતોનું ગ્રહણ પણ થાય છે, કારણકે, એથી સર્વેનો નિયમ થઇ આવે છે. જે સદ્બુદ્ધિવાલો પુરૂષ વિધિવડે પરિગ્રહપ્રમાણનું વ્રત પાલે છે, તે પુરૂષ દેવદત્તની જેમ સુખી થાય છે, જે પુરૂષ એ વ્રત ગ્રહણ કરી પછી તેની વિરાધના કરે છે, તે જયદત્તની જેમ મરણાદિ દુઃખ પામે છે, તેથી વિવેકી પુરૂષે તેની વિરાધનાનો ત્યાગ કરવો.

## દેવદત્ત અને જયદત્તની કથા.

પ્રિયંકર નામે એક ગામમા દેવદત્ત નામનો એક વણિક હતો, તેને છાયાની જેમ દરિદ્રતા સાથે રહેતી હતી. તેને જયદત્ત નામે એક મિત્ર હતો, તે પણ તેના જેવો જ નિર્ધન હતો. કારણ કે, આ પૃથ્વીમાં સમાન શીળમાં મૈત્રી થાય છે. એક વખતે દેવદત્ત સાથે ભાતું લઇ ધન મેળવવા માટે ગ્રામાંતર જતો એક ભયંકર અટવીમાં આવી ચડયો. ત્યાં કોઇ નદીના તીર ઉપર તે ભાતું ખાવા બેઠો, તેવામાં કોઇ એક સ્ત્રી વનમાંથી ત્યાં આવી. તેણીને જોઇ વિસ્મય પામી જેવામાં તે કાંઇ કહેવા જતો હતો તેવામાં ત સ્ત્રી બોલી, "બંધો! મારૂં વચન સાંભળ–અત્યારે ક્ષુધાથી મારા સ્વામીના પ્રાણ જાય છે અને તું જમે છે તે તને ઘટિત નથી. મેં જે કહ્યું તેનો વિચાર કર. ક્ષુધાના જેવો બીજો કોઇ રોગ નથી, કારણ કે, તેનાથી પ્રાણ જાય છે અને અન્નના જેવું ઔષધ નથી કે, જે ખાવાથી ક્ષુધાનો રોગ તરત ચાલ્યો જાય છે." તે મારો બનેવી કયાં છે?" દેવદત્તે પૂછયું. "તું મારી પાછળ ચાલ, તને તે બતાવું." તે સ્ત્રીએ કહ્યું, તે પછી તે દેવદત્ત તેણીની પાછળ ચાલ્યો. કેટલેક ગયા પછી ભુખ્યો, તરસ્યો, શ્રાંત, ભ્રાંત અને સંપત્તિ રહિત તે પુરૂષને તેણે પૃથ્વી ઉપર પડેલો જોયો. તેણે પોતાનો હાથ લાંબો કર્યો એટલે દેવદત્તે તેને ભાતું આપ્યુ. પછી પેલી સ્ત્રી બોલી, "હે સજ્જન, હવે જલ લાવી આપી મારા પતિને સાજો કરી દે." તેણે પૂછયું, "અહિં જલ કયાં છે?" "અહિં પાસેના એક ખાડામાં જલ છે." તે સ્ત્રીએ કહ્યું. તે પછી દેવદત્ત તેણીની પાછળ ત્યાં ગયો. તે ખાડામાંથી દેવદત્ત જલ ખેંચવા લાગ્યો, તેવામાં તે કપટી સ્ત્રીએ તેને ખાડામાં હડસેલી નાખ્યો, પણ તે પડતાં પડતાં વચ્ચે આવેલી એક વૃક્ષની શાખાને વળગી રહ્યો, તે શાખા ઉપર રહેતાં તે

ખાડાની દીવાલની અંદર એક વિવર તેના જોવામાં આવ્યું તરતજ તે શાખાને છોડી દઇ તે શુદ્ધ હૃદયવાલો દેવદત્ત નિર્ભય થઇ તે વિવરમાં પેઠો. તેમાં આગળ જતાં પેલી સ્ત્રીની સાથે રહેલો અને અન્ય દુઃખોના ભારથી મુક્ત થયેલો એક વિદ્યાધર સિંહાસન ઉપર બેઠેલો તેના જોવામાં આવ્યો. દેવદત્તે તે સ્ત્રીને પ્રણામ કરીને કહ્યું, "બ્હેન આ શું બન્યું ? તું અહિં ક્યાથી આવી ? અને આ અગ્રણી પુરૂષ કોણ છે ?" તે બોલી—"હે અમૃતના સિંધુ બંધુ, અમારા બંનેનો સંબંધ સાંભળ, વિદ્યાધરોથી વિરાજિત એવા રમણીય વૈતાઢ્ય પર્વત ઉપર રથનૂપુરચક્રવાળ નામે નગર છે. તે નગરમાં આ રત્નચૂડ નામે મારા સ્વામી સદા રાજ્ય કરે છે. તે વૈતાઢ્ય પર્વતમાં મુખ્ય ભવનરૂપ એવું આ અમારા બંનેનું ક્રીડા સ્થાન છે. કારણકે, વિદ્યાધરોને અને દેવતાઓને એક ક્રીડા સ્થાન હોય છે. એક વખતે અમો બંને એક દારૂણ અટવીમાં ક્રીડા કરવાને આવ્યા. ત્યાં ચંદ્રશર્મા નામની એક વ્યંતરીએ આશ્રિત કરેલું ઘાટું આંબાઓનું વન હતું. તેમાં એક આંબાના વૃક્ષને ફળેલું જોઇ મારા પતિ ખુશી થયા. તે વનના દેવતાની રજા લીધા શિવાય તેમણે તે આંબાનાં ફલો ગ્રહણ કર્યાં. તત્કાળ ક્રોધ પામેલી તે દેવીએ મારા પતિને બાંધી લીધો. પછી હું એક છરી ખેંચી મારૂં મસ્તક છેદવાને તૈયાર થઈ, તે દેવીએ આવી મારો હાથ પકડયો અને કહ્યું કે, "વત્સે ! આવું સાહસ કેમ કરે છે ? તું ઇચ્છિત વરદાન માગી લે." મેં કહ્યું, "મારે તો મારો જે [1]વર છે, તે વરજ હો. બીજા વરોની કાંઇ જરૂર નથી. તે મારા વરને બંધનમાંથી છોડી દ્યો અને વેગથી પોતાના અમૃતરસથી તેની ઉપર સિંચન કરો." દેવીએ કહ્યું, "હું તેના બંધનો મોક્ષ તો કરીશ, પણ જ્યારે તે કોઈ મુસાફરના ભાતાનું ભોજન કરશે, ત્યારે તે તદ્દન સાજો થશે. પછી તારે તે મુસાફરને હાથની ચાલાકીથી કુવામાં નાખીદેવો." તે દેવતાના કહેવાથી મૂઢ બુદ્ધિવાલી એવી મેં તને કુવામાં નાખ્યો. હે બંધુ, તે ભ્રાંતિથી થયેલા મારા નવા અપરાધને તું ક્ષમા કરજે. ઉપકાર કરનારા પુરૂષનો અપકાર કરવો એ મોટું પાપ છે હવે મારી ઉપર પ્રસાદ કરી તું વૈતાઢ્ય પર્વત ઉપર આવ્ય કે જેથી અમો બંનેને તારા સમાગમનું સુખ પ્રાપ્ત થાય.' પછી હૃદયને હર્ષિત કરનારા તે બંને દંપતિ તે કૃતાર્થ એવા દેવદત્તનો ઉપકાર કરવા માટે પોતાના પર્વત ઉપર માન પૂર્વક લઈ ગયા અને ત્યાં તેને હર્ષથી અનેક નિર્દોષ વિદ્યાઓ આપી, તેથી તે વિદ્યાધર બની ગયો. દુઃખી સ્થિતિ વખતે દાન આપવાથી મોટું ફલ થાય છે. તેને માટે કહ્યું છે કે, "સંપત્તિમાં નિયમ, શક્તિમાં સહનતા, યૌવનવયમાં વ્રત અને દારિદ્યમાં દાન એ ઘણું અલ્પ હોય. તો પણ તેથી મોટો લાભ થાય છે." પછી ત્યાં દેવદત્ત વિદ્યાધરોની ઉત્તમ કન્યાઓને પરણ્યો અને તેણે પોતાના

૧ વરદાન અથવા પતિ.

નગરમાંથી પોતાના મિત્ર જયદત્તને ત્યાં બોલાવ્યો, જેઓ ઘણું પ્રાપ્ત કરી બીજા પોતાના પક્ષવાળાને બોલાવતા નથી, તેઓનાથી તો સ્વપક્ષીઓને બોલાવનારો કાકપક્ષી પણ ઉત્તમ ગણાય છે. જે ભોજન [1]મિત્રસહિત કરાય છે, તે પુણ્યનુ કારણરૂપ છે અને જે મિત્ર રહિત ભોજન છે, તેને શુદ્ધ દષ્ટિવાલાઓએ [2]તમોમય ભોજન કહેલું છે.

એક વખતે અવધિજ્ઞાની લબ્ધિવાળા અને સ્વહિત સાધવામાં તત્પર એવા કોઈ ચારણ મુનિ ત્યાં આવ્યા. તે સાંભળી સદ્‌ભાવથી ભરેલો દેવદત્ત જયદત્તને સાથે લઇ તેમને નમવાને અને પોતાના ભારને હણવાને ગયો. તેણે ગુરૂને પ્રદક્ષિણા કરી અને નમી જે પૂર્વે વ્યંતરીએ કરેલો, તે પોતાનો સર્વ વૃત્તાંત પુછયો. તે સાંભળી મુનિ બોલ્યા-" તે વ્યંતરી પૂર્વભવે તારી બ્હેન હતી. તે દુઃશીળા થવાથી તેણીને તેં ક્રોધથી ઘરની બાહેર કાઢી મુકી પછી તે તાપસી થઇ હઠથી તપ કરી મૃત્યુ પામીને વ્યંતરી થઇ. તારામા સત્વગુણ હોવાથી તે તને કાંઈ પણ કરી શકી નહિં, પરંતુ તેણીએ વિદ્યાધરીવડે ત્હારૂ ભોજન લેવરાવ્યું અને તારો વધ કરવા તને કુવામાં નખાવ્યો. જંતુને પૂર્વનું વૈર ભવોભવ રહે છે. કોઇ સારા ભાગ્યે તને તે કુવામાં વૃક્ષની શાખા મળી આવી. પ્રાણીઓને પૂર્વનુ પુણ્ય દુઃખમાં સહાય કરે છે " દેવદત્તે પુન ગુરૂને પુછયુ, " નરકની પ્રાપ્તિ શાથી થાય ? " ગુરૂએ કહ્યું, રાજ્યથી સ્વભાવિક રીતે નરકની પ્રાપ્તિ થવાનો સભવ છે કારણકે, પ્રાણીને આ પૃથ્વી ઉપર મોટા પરિગ્રહને લઇને આરંભ થાય છે, અને તે આરંભથી જીવહિંસા થવાથી અને જીવહિંસાથી નરકે જવાનો સંભવ છે. " તે મુનિનાં આવા વચનો સાંભળી તે બને ભાઇઓએ હૃદયમાં ભાવના ભાવી પાપનો નાશ કરનારો રાજ્યગ્રહણ ન કરવાનો નિયમ ગ્રહણ કર્યો. તે ઉપરાંત તેઓએ ધન ધાન્ય વિગેરે પોતાના નવ પ્રકારના પરિગ્રહનો ઇચ્છા પ્રમાણનો બીજો પણ નિયમ અંગીકાર કર્યો.

તેવામાં એક સમયે આયુષ્યનો ક્ષય થતાં રત્નચૂડ વિદ્યાધર અપુત્ર મૃત્યુ પામ્યો પછી વિદ્યાધરોએ આવી દેવદત્તને આદરથી આ પ્રમાણે કહ્યું, " તમે આરંભવાલા પ્રાણીઓને સારરૂપ એવા અમારા રાજ્યનો ભાર ગ્રહણ કરો " દેવદત્તે કહ્યું, " રાજ્યનો સંગ્રહ કરવામાં મને ગુરૂએ નિયમ આપ્યો છે, તેથી મારાથી તે નહીં લેવાય." પછી તેઓએ તે પ્રમાણે જયદત્તને કહ્યું, જયદત્તે તે સર્વ માન્ય કરી રાજ્ય અંગીકાર કર્યું. જે પ્રાણી [3]આશ્રવને રોકતો નથી, તે [4]સુવૃત હોય, તોપણ [5]જડના આશ્રયથી ઘટી પૂરી થવાને અંતે જેમ તે ડુબી જાય છે, તેમ તે અલ્પ સમયમાંજ ડુબી જાય છે. તે વખતે ઘાતકી એવા ગોત્રના લોકોએ જયદત્તને રાત્રે મારી નાખ્યો. તે મરીને ઘોર નરક

૧ મિત્ર એટલે સૂર્ય અર્થાત્ સૂર્યનો ઉદય હોય ત્યારે (સૂર્યની સાખે) સ્વજન મિત્રો સાથે. ૨ તમોમય-અંધકારમય પક્ષે તમોગુણી. ૩ આશ્રવ એટલે કર્મની આવક ઘટીપક્ષે જળની આવક ૪ સુવૃત્ત-સારી વર્તણુક ઘટી પક્ષે ગોળાકાર. ૫ જડપક્ષે જલ.

ને અને લોકોના અપવાદને પ્રાપ્ત થયો. તેમજ પાંચમાં પરિગ્રહ પરિમાણ વ્રતને પાળવાથી દેવદત્તને આ લોક અને પરલોકમાં પરમ સુખ પ્રાપ્ત થયુ. તે બારમા દેવલોકને પામ્યો. [1]સુકાષ્ટ, અલ્પસંગવાળો અને આશ્રવને રોકનારો પુરૂષ વહાણની જેમ પોતે તરે છે અને બીજા [2]ગુણવાળાને તારે છે. તેથી ઉત્તમ પુરૂષોએ તે પાંચમું પરિગ્રહ પરિમાણું વ્રત પાળવું જોઇએ. એ વ્રત પાળવાથી બીજા સર્વ વ્રતોનું પાલન થાય છે. દયા (અહિંસા) વિગેરે આ પાંચવ્રતો પંચમહાવ્રતોની અપેક્ષાએ ગૃહસ્થોના પાંચ અણુવ્રત કહેવાય છે.

## इति पंचम व्रतम्.

---

દશે દિશાઓમાં જવાને માટે જે પ્રમાણ કરવામાં આવે, તેને પહેલું **દિક્‌પરિમાણ** નામે ગુણવ્રત સદ્‌બુદ્ધિવાન્ પુરૂષો કહે છે. આ દિગ્‌વિરતિ નામે પહેલું ગુણવ્રત ગ્રહણ કરી જેઓ તેને પાળે છે, તેઓ રૌહિણેયની જેમ સ્વજીવનુ અને પરજીવોનું રક્ષણ કરે છે, અને જેઓ તે વ્રત અંગીકાર કરી પ્રમાદથી અથવા લોભથી તેને વિરાધે છે, તેઓ તે રૌહિણેયના પિતાની જેમ નાશ પામી જાય છે.

## રૌહિણેય અને તેના પિતાની કથા.

**પોતન** નામના નગરમાં **મૃગાંકમુખ** નામે એક રાજા હતો. તેને **નીતિધર** નામે એક મંત્રી હતો. તે મંત્રીને **રોહિણી** નામે પ્રિયા હતી. એક વખતે રોહિણી સગર્ભા થઇ, ત્યારે તે મંત્રીએ એક જોષીને પુછ્યું કે, "આ સ્ત્રીને શું આવશે ?" જોષીએ કહ્યું. પુત્ર થશે, પણ તેને વીસવર્ષ સુધી યત્નથી છુપો રાખવો જો છુપો નહીં રાખો, તો તે તમારા કુટુંબનો ક્ષય કરશે, તે વીશ વર્ષ પછી સારૂં કરશે, એમાં કોઇ જાતનો સંશય નથી. હવે તમને યોગ્ય લાગે તે તમારે વિચારીને કરવું." મંત્રીનીતિધરે જોષીનાં આ વચનો સાંભળી તેને ઘણું દ્રવ્ય આપ્યું. પછી યોગ્ય સમયે સ્થિરતાવાળી રોહિણીએ એક પુત્રનં જન્મ આપ્યો. મંત્રીએ તે પુત્રને તેની માતા સાથે ભૂમિગૃહ (ભોંયરા) માં રાખ્યો અને રોહિણીની બ્હેને ત્યાં રહી તેનુ સૂતિકાકર્મ કર્યું. તે પુત્રને છૂપો રાખવાથી પિતાએ તેનું નામ પણ પાડયું નહિં. માતા રોહિણીના પુત્રપણાથી તે રૌહિણેય એવા નામથી ઓલખાવા લાગ્યો. તે ભૂમિગૃહમાં રહીનેજ વૃદ્ધિ પામ્યો. પિતાએ ત્યાં ઉપાધ્યાયની પાસે શાસ્ત્રોના સમૂહનું અધ્યયન કરાવ્યું.

તે મંત્રીના ઘરની સામે **રત્નમાળા** નામે એક વિદુષી કન્યા રહેતી હતી. એક વખતે તેણીએ તે પંડિતને આગ્રહથી પુછ્યું કે, "તમે હંમેશાં અહિં કયાં જાઓ છો ? તે સત્ય કહો." તે પંડિતે રૌહિણેયને ભણાવા જવાનો નવીન વૃત્તાંત કહી દીધો. બુદ્ધિના

---

૧ સુકાષ્ટ—સારા લાકડાનું. ૨ ગુણવાલા પક્ષે દોરી વાલા. પક્ષે સારી દિશાવાળું.

ભંડારરૂપ એવી તે કન્યાએ ત્યાં જવાને એક સુરંગ કરાવી અને તે રસ્તે જ્યાં તે ચતુર રૌહિણેય હતો, તે ભૂમિગૃહમાં આવી. તેણીને દેખી રૌહિણેયે પુછયું, "તું કોણ છે અને અહિં શામાટે આવી છે ?" તે કન્યા બોલી,-"હું ધનદત્તની કૌતુકપ્રિયા પુત્રી છું, [1]કળાવાનને પ્રિય અને [2]બુધ એવો તું રૌહિણીનો પુત્ર ભૂમિમાં વાસગૃહ કરી રહેલો છે તેને આદરથી જોવાને કોણ ન આવે ? જો હૃદયમાં આ નગર જોવાની તારી ઇચ્છા હોય, તો મારી સાથે આવ્ય હું તને બધું નગર બતાવું." પછી તે રૌહિણેયે તેણીની સાથે જઇ રાત્રે બધું નગર અવલોકન કર્યું. કોઇ બીજા પ્રદેશમાં જતાં તેને કોઇ વિદ્યાસિદ્ધ યોગી મળ્યો. તેણે તેનો વિધિપૂર્વક યોગ્ય વિનય કર્યો. તેથી તે યોગી હૃદયમાં હર્ષ પામી ગયો. માન એ મોટા પુરૂષોનું ધન છે. તે યોગિએ રૌહિણેયને અદૃશ્ય થવાની વિદ્યા આપી. વિદ્યા મેળવવામાં મુખ્ય ઉપાય વિનય કહેવાય છે. તે વિદ્યાપાઠથી સિદ્ધ કરી, એટલે તેનાથી તે અવારિત[3]ગતિ થયો. મણિ, મંત્ર અને ઔષધ વિગેરેનો પ્રભાવ અચિન્ત્યજ છે.

એક વખતે રૌહિણેય તે ધનદત્તની પુત્રીને પરણ્યો અને તેણે તેને તે ભૂમિગૃહના એક ભાગમાં સ્થિતિ રહિતપણે રાખી. પછી તેણે પેલા ઉપાધ્યાય પાસેથી નવીન અધ્યયન લેવું બંધ કર્યું. જ્યાંસુધી બીજું વ્યસન ન લાગે ત્યાં સુધીજ વિદ્યાનું વ્યસન રહે છે.

એક વખતે તે રૌહિણેય વિદ્યાના બળથી ચોરી કરવા માટે ચાલ્યો, જોપીનું વચન પ્રાણીઓને માટે અન્યથા થતું નથી. વિદ્યાના પ્રભાવથી લોકો જેને સાવ દેખી શકતા નથી એવો તે સર્વના ઘર મુકીને રાજાના ઘરમાં ગયો, અને રાજાને ઓશીકેથી અંગુરત્ન હાર, છુરી, અને દર્પણ લઈ તે પુનઃ પોતાને ઘેર ચાલ્યો આવ્યો. તેનો પિતા ખરેખર તેનું આવું ચરિત્ર શીઘ્ર જાણતો ન હતો. કારણકે ગૂઢ હૃદયવાળા પુરૂષોનું ચરિત્ર જાણવામાં આવતું નથી. પ્રાતઃકાલે રાજાએ જાગ્રત થઇને સર્વ જોયું, ત્યાં તે ખડ્ગ વિગેરે ચાર વસ્તુઓ તેના જોવામાં આવી નહિં; પછી રાજાએ પહેરેગીરોને બોલાવી ક્રોધ લાવી આ પ્રમાણે કહ્યું, "અરે ! તમો હંમેશાં મારૂં ઘણું દ્રવ્ય ખાઈ જાઓ છો અને મારા સર્વસ્વને ચોરનારા છતાં નિર્ભય રહેનારા ચોરલોકોને કેમ પકડતા નથી ? શું તમારામાં કાંઇ દમ નથી ?" તેઓએ રાજાની આગળ આ પ્રમાણે કહ્યું, "રાજન ! અમે જાગતા રહીએ છીએ, તોપણ તમારા ચોરનું દર્શન થતું નથી, તો તે મોટા ચોરને અમે શું કરી શકીએ. ?" તે વખતે મંત્રીએ કહ્યું હે સ્વામી, તે ચોર કોઇ વિદ્યાસિદ્ધ પુરૂષ છે, તો તે પરાક્રમથી સાધ્ય થશે નહિં, પણ કોઇ ઉપાયથી સાધ્ય થશે, તેથી તે ચોરાએલી ચાર વસ્તુઓ તમારે હાથ આવશે." રાજા બોલ્યો. "મંત્રી, એવો ઉપાય શો છે ? તે કહો."

૧ કલાવાન્ પક્ષે ચંદ્ર. ૨ બુધ રોહિણીનો પુત્ર છે. ૩ જેને કોઇ જતાં આવતા રોકી ન શકે એવો

મંત્રીએ કહ્યું, " પ્રભુ ! રાજમાર્ગમાં એક મહેલ કરાવો. પછી તે મહેલની અંદર તમારી પુત્રી વાસવદત્તાને રાખો. તે સિદ્ધ પુરૂષ તમારી પુત્રીને વશ થઇને ત્યાં આવશે. તે પોતાના બાહ્ય અને અભ્યંતર બંને સ્વરૂપને વિષય રસને લઇને ગોપવી શકશે નહિં, તેથી તે પ્રગટ થઇ આવશે. પછી પાછળથી બધું થઇ આવશે." મંત્રીના કહેવા પ્રમાણે રાજાએ કર્યું. રાત્રિ થતાં રૌહિણેય ત્યાં આવ્યો. રાજકુમારીનેને જોતાંજ તે મોહિત બની ગયો અને તેથી તેણે પોતાનું શરીર રાજકુમારીને બતાવ્યું. કામદેવને જીતનારૂં તેનું અંગ અને પેલી ખડ્ગ વિગેરે ચાર વસ્તુઓને દેખી તે સુંદરમાલાથી શોભતી રાજકુમારી વાસવદત્તા કામાતુર થઈ ગઇ. તેણીએ પુછયું, " તમે કોણ છો ? " રૌહિણેયે ઉત્તર આપ્યો, " જેઓ રાત્રે પારકા ઘરોમાં ફરનારા છે, તે માંહેલો હું છું, તે વિચારી લ્યો." રાજકુમારી બોલી, ' આ તમારી પાસે ખડ્ગ વિગેરે વસ્તુઓ છે, તે તમે કયાંથી મેળવી છે ? " તેણે કહ્યું, " તે મેં રાજાની પાસેથી હરી લીધી છે. " રાજપુત્રી બોલી, " તમારામાં એવી કઇ સિદ્ધિ અથવા અદ્દભુત બુદ્ધિ છે કે જેનાથી તમે અસ્ખલિતપણે સર્વત્ર આવો છો અને જાઓ છો ? તે કહો. " પછી રૌહિણેયે પોતાનું અનુપમ કુળ અને વિદ્યાની પ્રાપ્તિની બધી વાર્ત્તા કહી સંભળાવી. સ્રીની પ્રાર્થનાથી કયો પુરૂષ સર્વ ગુહ્ય વાત ન કહે ? પછી કામને વશ થઇ તેણે તે સર્વ રાજપુત્રીને અર્પણ કરી દીધું અને દીપકના અગ્નિની સાક્ષીએ તેણીનું પાણી ગ્રહણ કર્યું. ત્યારબાદ રૌહિણેય પોતાના ભુમિગૃહમાં જઈ સુખ નિદ્રાએ સુઈ ગયો. અહીં રાજકુમારી ખડ્ગ વિગેરે ચાર વસ્તુઓને લઇ રાજાની પાસે આવી. પોતાના ખડ્ગ વિગેરેને જોઇ રાજાએ કહ્યું," વત્સે ! આ ચાર વસ્તુઓ તને કયાંથી પ્રાપ્ત થઇ ? તે કહે. " રાજકુમારી બોલી; " મહેલમાં આવેલા ચોર પાસેથી મને આ ચાર વસ્તુ મળી છે. " રાજાએ કહ્યું " તું તે ચોરને અહિં કેમ લાવી નહિં ? અથવા તે ચોર ભય પામીને કયાંક ચાલ્યો ગયો હશે. " " પિતાજી, હું તે ચોરને તમારી પાસે લાવીશ. " પુત્રીએ ઉત્તર આપ્યો. આ પ્રમાણે કહી તે વાસવદત્તા શરીરે સુશોભિત થઇ મંત્રીને ઘેર ગઈ. તેણીએ મંત્રીને કહ્યું કે, " મારા પિતા તમારા પુત્રને બોલાવે છે. " તે સાંભળી મંત્રી બોલ્યો, " મારે પુત્રજ નથી." પછી વાસદત્તાએ રાત્રિનો બધો વૃત્તાંત મંત્રીને કહી સંભળાવ્યો. તે સાંભળતાંજ મંત્રી સંભ્રમ પામી ગયો. પછી તેણે પોતાના પુત્રને પુછયું એટલે તેણે પિતાની આગળ સર્વ સત્ય હકીકત કહી આપી. પછી મંત્રીનીતિઘટ રાજપુત્રી વાસવદત્તાને સાથે લઇ રાજમંદિરમાં આવ્યો. રાજપુત્રીએ પોતાના પિતા આગળ કહ્યું કે, " આ મંત્રીના પુત્રે અદ્દશ્ય વિદ્યાથી તમારા ખડ્ગ વિગેરે ચોરી લીધાં. " તે સાંભળી રાજાએ શરણે આવેલા મંત્રીને કહ્યું કે, " તમારા પુત્રે ચોરી કરી છે, માટે હવે તેને મરણનેજ શરણ થવાનું છે. " મંત્રી નમન કરીને રાજા પ્રત્યે બોલ્યો, " રાજન્ ! તે મારો પુત્ર આપનો જમાઇ

થયો છે, માટે તે કદિ પણ વધ કરવાને યોગ્ય નથી.” આશ્ચર્ય પામેલા રાજાએ પોતાની પુત્રીને પુછયું એટલે પુત્રીએ બધી યથાર્થ વાત જણાવી. રાજાએ પુનઃ કહ્યું, “ તોપણ મંત્રી ! તમારા પુત્રને અહીં લાવો.” પછી મંત્રીએ પેલા જોપીની વાત પ્રગટ કરી. જ્યારે સમય પૂર્ણ થયો, એટલે મંત્રીએ પોતાના પુત્ર રૌહિણેયને ભુમિગૃહમાંથી બાહેર કાઢયો. રૌહિણેય મોટી સંમૃદ્ધિ સાથે રાજાની આગળ આવ્યો. રાજાએ પોતાના જામાતાના મોહને લઇને તેને અર્ધું રાજ્ય આપ્યું. અને પેલા જોષીને ઘણું દાન આપી સન્માન કર્યું.

કોઇ વખતે મંત્રીનીતિઘટે પોતાના પુત્ર રૌહિણેયની સાથે ગુરૂની પાસે જીવદયા સહિત પેલું દિગ્વિરતિ વ્રત અંગીકાર કર્યું.

એકદા સીમાડાના શત્રુ રાજાઓની સાથે રોહિણેયને યુદ્ધ થયું, તેમાં તે રાજાઓને રૌહિણેયે જીતીને નશાડી મુકયા. પિતાની પ્રેરણાથી રોહિણેય તેમની પાછળ દોડયો. ઘણે માર્ગે જઇ રૌહિણેયે પોતાના પિતાને કહ્યું કે, “ આપણે નગરથી અહીં કેટલે રસ્તે આવ્યા ? ” “ આપણે સો યોજન આવ્યા છીએ.” મંત્રીએ ઉત્તર આપ્યો. તે સાંભળી રાહિણેય ત્યાંજ સ્થિર રહ્યો. પિતાએ કહ્યું, ‘ વત્સ, તું અહીં કેમ સ્થિર રહ્યો ?” તે બોલ્યો “ પિતાજી આપણે દિગ્વિરતિ વ્રત લીધું છે, તેના ભંગના ભયથી હું અહીં રોકાયો છું.” પિતાએ જણાવ્યું. “ વત્સ ! સુખ થાય તેવી રીતે નિયમ પાળવો ઘટે છે, તેથી તે વ્રત આગારવાળું કહેવાય છે. ” રૌહિણેય બોલ્યો, “ જનક ! જો પુરૂષ પરવશ હોય, તો તેને માટે આગાર કહેલા છે, પરંતુ જો તે સ્વવશ હોય તેમજ પડેલું સંહનન હોય, તો તેને માટે આગાર કહેલા નથી.” પિતાએ કહ્યું, “ વત્સ ! આ શત્રુઓને છોડવા ન જોઇએ, માટે આગળ ચાલ્ય.” “ હું કદિ પણ નિયમનો ભંગ કરીશ નહિ ” પુત્રે કહ્યું. પિતાનો ક્રૂર અતિ આકરો આગ્રહ છતાં પણ તે રૌહિણેય ક્રૂર ન થયો. રૌહિણેય[1] સૌમ્ય હતો, એટલે તે ક્રૂર ન થાય. જો રૌહિણેય ક્રૂર થાય, તો તે જ્યોતિશાસ્ત્રથી વિરૂદ્ધ ગણાય. પછી રૌહિણેયનો પિતા નીતિઘટ તેના પુત્રે ઘણો વાર્યો, છતાં તે મૂઢબુદ્ધિવાળો દ્વેષી થઇ કેટલું એક સૈન્ય લઇ શત્રુઓની પછવાડે ચાલ્યો. તેને જોઇ શત્રુઓએ જાણ્યું કે, “ આ માણસની પાસે સૈન્ય થોડું છે અને વળી તે વાણીયો છે, તો આપણને શું કરી શકશે ? ” આવું ચિંતવી તે શત્રુઓ બળથી પાછા વળ્યા. અને તેઓએ મરવાનો નિશ્ચય કરી તે મંત્રીને યુદ્ધમાં મારી નાખ્યો. જે મનુષ્યો નીતિધર્મના દ્વેષી બને છે, તેઓનું શુભ થતું નથી. વળી કહ્યું છે કે, “ડાહ્યા પુરૂષોએ બ્હીકથી નાશી જતા શત્રુની પાછળ જવું નહિં. જો તે મરવાનો નિશ્ચય કરે–મરણીયો

૧ રૌહિણેયના અર્થ બુધ ગ્રહ થાય છે. તેને જ્યોતિષમા સૌમ્યગ્રહ કહેલો છે.

થાય, તો તેનામાં શૌર્ય કદાચિત્ પ્રગટ થઇ આવે. જ્યોતિષીના દ્વેષીઓનું કુશળ થતું નથી, વૈદ્યોના દ્વેષીઓને જીવિત ટકતું નથી, નીતિના દ્વેષીઓને લક્ષ્મી રહેતી નથી અને ધર્મના દ્વેષીઓને તો કુશળ, આયુષ્ય અને લક્ષ્મીમાંથી એક પણ રહેતું નથી." પિતાના મૃત્યુના ખબર સાંભળી રૌહિણેય પરમ વૈરાગ્યને પામી ગયો. પછી પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસારી પોતે દીક્ષા ગ્રહણ કરી, તે વ્રત પાળી અંતે અનશન લઇ મૃત્યુ પામી સુખ સંપત્તિમાં ચડીયાતા એવા અચ્યુત દેવલોકમાં ગયો. આ પ્રમાણે રૌહિણેય દિગ્વિરતિ વ્રત પાળવાથી સુખી થયો, અને તેનો પિતા નીતિઘટ તે વ્રત ભાંગવાથી શત્રુઓને હાથે માર્યો ગયો. મંત્રી નીતિઘટ[1] દોષાકર અને રૌહિણેયથી વર્જિત રહ્યો તેથી તેનો દેહ તમથી ગ્રસ્ત થયો, એ અવશ્ય ઘટિતજ થયું. તે બંનેને આ લોક અને પરલોકમાં પરાભુતિ[2] થઈ હતી, તે ઉપરથી આ છઠ્ઠું વ્રત પાળવું જોઇએ કે જેનાથી કષ્ટ ન થાય.

## इति षष्ठव्रत.

જે ભોગોપભોગની વસ્તુઓમાં વર્જવા યોગ્ય હોય, તે વર્જી શકાય તેવી ન હોય, તો તેની અંદર અમુક સંખ્યાનો નિયમ ધારવામાં આવે, તે બીજું ગુણવ્રત કહેવાય છે. તે બીજા ભોગોપભોગ નામના ગુણવ્રતને જે ધર્મપરાયણ પુરૂષો નિત્યે અંગીકાર કરી પાળે છે, તેઓ **સ્વર્ણશેખર**ની જેમ દીર્ઘ આયુષ્ય અને પરલોકમાં સદ્ગતિને પ્રાપ્ત થાય છે અને જે પુરૂષો તે વ્રત લઈ તેની વિરાધના કરે છે, તેઓ **મહેંદ્ર**ની જેમ અલ્પ આયુષ્ય અને પરલોકમાં દુર્ગતિને પ્રાપ્ત થાય છે.

## સ્વર્ણશેખર અને મહેંદ્રની કથા.

**ચંદન** નામના નગરમાં શંખના જેવા ઉજ્વળ યશવાળો **શંખ** નામે એક રાજા પૂર્વે થયો હતો. તે નગરમાં **યશોધવળ** નામે એક શ્રેષ્ઠી રહેતો હતો. તે શેઠને **મહેંદ્ર** અને **સ્વર્ણશેખર** નામે બે પુત્રો હતા. તે બંને યાવન વયને પ્રાપ્ત થતાં એક વખતે શ્રેષ્ઠીએ તેમને પુછ્યું કે, "તમો બંને તમારા કુટુંબનો નિર્વાહ શી રીતે કરશો?" તે સાંભળી તેઓમાં મોટા પવિત્ર પુત્રે પિતાને કહ્યું કે, "હું ઉત્તમ દેશાંતરે જઇ વેપાર કરી મારા કુટુંબનો સ્વકુળની યોગ્યતા પ્રમાણે નિર્વાહ કરીશ." બીજા પુત્રે કહ્યું કે, "હું બે રાજપુત્રીઓને પરણી રાજા શંખને શહેરમાંથી બાહેર કાઢી મુકી રાજા થઇને મારા કુટુંબનો અને બીજાનો નિર્વાહ કરીશ. પિતાજી, તમારે તેની શી ચિંતા છે?"

---

૧ નીતિઘટ—નીતિનો ઘડો હોય તે (અજ્ઞાન-મિથ્યાત્વ યોગે) દોષાકર દોષના આગાર થાય અથવા ચંદ્ર અને રોહિણેય બુધથી વર્જિત હોય, તો તે તમ-રાહુથી ગ્રસ્ત થાય છે. પક્ષે તમ-અજ્ઞાન. ૨ એકને પરાભૂતિ-મોટી સમૃદ્ધિ અને બીજાને પરાભૂતિ-પરાભવ થયો હતો.

નાના પુત્રનાં આવાં વચન સાંભળી પિતાએ ક્રોધથી કહ્યું, " અરે વાચાળ ! આવું અમંગળ અને અયોગ્ય પ્રત્યક્ષ કેમ બોલે છે ? તું મારૂં ઘર છોડી દે, નહીં તો તારો દેહ રહેશે નહીં. તું અમારૂં દુઃખ લઈને દૂર થા અને તેવીજ રીતે તારા કુલનું રક્ષણ કર્ય. " આ પ્રમાણે તરછોડીને પિતાએ તેને બળાત્કારે કાઢી મુકયો. તે ત્યાંથી નીકળીને સારા મતવાળા **નાગપુર** નામના નગરમાં ગયો. ત્યાં લેખશાળામાં રહેલા ચૌદ વિદ્યાઓમાં ચતુર એવા પાઠકને પ્રણામ કરી તેણે આ પ્રમાણે કહ્યું, " ઉપાધ્યાયજી, આપ મને ઘણી ઉત્તમ કળાઓ ભણાવો. " તે સાંભળી ઉપાધ્યાયે કહ્યું કે, " વત્સ મારી પાસે ખુશીથી અધ્યયન કર્ય. " પછી અધિક બુદ્ધિવાળા તેને ઉપાધ્યાય આદરપૂર્વક ભણાવા લાગ્યા. તે જોઈ બીજા અભ્યાસીઓ તેની ઉપર મત્સરભાવ દર્શાવા લાગ્યા. પણ તે તેમના મનને સંતોષ આપવા માટે તેની દરકાર કરતો નહિં. લોકોમાં કહેવત છે કે, સમવાયસંપ છે, તેજ જય આપનારો થાય છે. તે પાઠશાળામાં **લક્ષ્મીપતિ** રાજકુમાર સદા વિદ્યાભ્યાસ કરવા આવતો. તેની પાસે જઈને એ સ્વર્ણશેખર વિવિધ જાતનું જ્ઞાન સાંભળતો હતો. તેણે સર્વ લિપિઓ અને વિશ્વમાં વિખ્યાત એવી અનેક ભાષાઓ જાણી લીધી. ગુરૂના પ્રસાદથી શું ન થાય ?

આ અરસામાં મગધ દેશમાં **ચંદ્ર** નામે એક રાજા હતો. તે રાજાને **ધારિણી** નામની રાણીની કુક્ષિથી **મૃણાલિની** નામે એક પુત્રી થઇ હતી. તે યૌવનવયને પ્રાપ્ત થઇ. તેણીના જેવો કોઇ ક્ષત્રિયજાતિનો પ્રખ્યાત વર મળતો ન હતો. તેથી રાજા ચિંતાતુર રહેતો હતો. તેને તે પુત્રી ચિંતા આપનારી થઇ પડી. એક વખતે રાણીએ રાજાને ચિંતાતુર જોઇ પુછયું, " સ્વામી, તમને શું કાંઇ પીડા છે ? " તે સાંભળી રાજાએ કહ્યું, " મને પુત્રી હંમેશાં માનેતી છે, પરંતુ તેણીને યોગ્ય એવો વર જોવામાં આવતો નથી, તેથી મને દુઃખ થાય છે.' " તે સાંભળી રાણીએ ચિંતવ્યું કે, " અહો ! ચંદ્રને [1]મૃણાલિની પ્રિય હોય છે. પણ આતો તેનો [2]સવિતા છે તેથી તેના પ્રભાવથી તેને દુઃખ થાય એ ઘટિત છે. " રાણી બોલી—" આપણા મંત્રીના પુત્રને તે પુત્રી આપો, તો તે સુખે રહે કારણકે, તે સુકુમાર છે, એટલે કદિ બાહેર આવતો નથી. " તે સાંભળી રાજાએ એક વખતે મંત્રીને બોલાવીને કહ્યું કે, " તમારા પુત્રની સાથે મારી પુત્રીનો વિવાહ કરીએ." તે સાંભળી મંત્રીએ પોતાના મનમાં શંકા લાવીને વિચાર્યું કે, " મારો પુત્ર કોઢીઓ છે. તેથી તે ચોરની જેમ એકાંતેજ રહે છે. મેં તે વાત છુપાવાને લોકોમાં જુદી રીતે વાત ચલાવી છે. હવે આ રાજા તરફથી મારે વિકટ સંકટ આવી પડયું. જો તે સાચી વાત હમણાંજ કરીશ, તો તેથી નુકશાની થશે, માટે હાલ તો વખતનો વિલંબ કરવા રાજાના વચનને માની લઉ. " આવું વિચારી તેણે રાજાનું વચન કબુલ કર્યું. સુકૃત વિના તેવી

૧ મૃણાલિની-પોયણી. ૨ સવિતા-પિતાપક્ષે સૂર્ય.

સદ્બુદ્ધિ થતીજ નથી કે જેથી સંકટમાંથી મોક્ષ થાય પછી મંત્રી ઘેર આવ્યો અને તેણે તે વૃત્તાંત પોતાની પત્નીને કહ્યો. તેણીએ કહ્યું, "અરે નાથ! તમે ઘણું વિપરીત કર્યું." મંત્રીએ કહ્યું, "તું આ દુષ્કર કાર્યનો ખેદ કરીશ નહિં. હું ગોત્ર દેવીની આરાધના કરી બધું સારૂં કરીશ." પછી મંત્રીએ ગોત્રદેવીની વિધિથી આરાધના કરી. તે પ્રત્યક્ષ થઇને બોલી, "ઉત્તમ એવા નાગપુર નગરના વનની અંદર જે કુમાર છે, તેને માણસો મોકલીને બોલાવો, તેની સાથે રાજકુમારીનો વિવાહ કરી પછી તેને તમારે પાછો ત્યાં મોકલી દેવો. એમ કરવાથી તમે કેટલોક વખત કાલને (જતો) જોઇ શકશો નહિં." દેવીના આ વચન ઉપરથી મંત્રીએ તે નાગપુરમાં માણસોને મોકલ્યા. તે વખતે પેલો કુમાર ક્રીડા કરવા માટે વનમાં આવ્યો હતો, તેને અશ્વ ઉપર બેસારી તેઓ તરત પાછા પોતાને સ્થાને આવી પહોંચ્યા. પુરૂષોને ભાગ્યોદય થવાથી બધું સારૂંજ થાય છે. પછી તે કુમારને વિધિથી શ્રૃંગાર ધરાવી હસ્તી ઉપર બેસારી રાજમંદિરમાં લાવવામાં આવ્યો. ધવલ–મંગળ થતાં શુભ સમયે મોટા ઉત્સવથી તેને રાજપુત્રીનું પાણિગ્રહણ કરાવ્યું. તે વખતે તે કુમારે રાજપુત્રીના ઉત્તમ હાથમાંથી મુદ્રારત્ન ખેંચીને પોતાની આંગળીમાં નાખી દીધું. વિવાહ કાર્ય પૂર્ણ થયા પછી તે મંત્રીના માણસો તેને પાછા નાગપુરમાં મુકી આવ્યા. ધૂર્તલોકો પોતાના કામમાં ચીવટવાલા હોય છે. તે કુમાર ત્યારથી ચિંતાતુર રહેવા લાગ્યો. તેને કોઇ ઠેકાણે ચેન પડતું નહિં. તે જ્યાં ત્યાં શયન અને ભોજન કરતો હતો. એક વખતે તે કોઇ દેવકુલમાં સૂતો હતો, તેવામાં તેણે લોકોના મુખમાંથી સુખદાયક અને પ્રીતિ કરે તેવું સદ્વચન આ પ્રમાણે સાંભળ્યું. "મગધદેશમાં શ્વેત અશ્વવાલો ચંદ્ર નામે રાજા છે. તે રાજાને સરોવર ખોદાવતાં કેટલાંએક પત્રો મલી આવ્યાં છે, પરંતુ અત્યારે આ પૃથ્વી ઉપર કોઇ માણસ તે પત્રની લિપિ જાણી શકતો નથી. તે ઉપરથી રાજાએ પોતાના પુરૂષો પાસે એવો પટહ વગડાવ્યો છે કે, 'જે કોઇ વિદ્વત્ શિરોમણિપુરૂષ એ પત્રો વાંચી આપે તેને રાજા પોતાની પુત્રી અને અર્ધું રાજ્ય આપશે." ચતુરપુરૂષોમાં મુગટમણિરૂપ એવા કોઇ ચાલાક પુરૂષે તે પટહનો સ્પર્શ કર્યો નહિં. તે સાંભળી એ કુમાર ત્યાં ગયો અને તેણે હાથ વડે પટહનો સ્પર્શ કર્યો. રાજાના માણસો તે વિનીતકુમારને રાજદ્વારમાં લઇ ગયા. રાજાએ સભામાં તેનું સન્માન કરી તે પત્રો બતાવ્યા. તે ચતુરનરે પોતાના નામની જેમ તે પત્રો તરત વાંચી આપ્યા. તેમાં લખ્યું હતું કે, "આ ઠેકાણેથી દશ હાથ છેટે નીચે જમીનમાં ચૌદ કોટી સુવર્ણ છે." રાજાએ તે પ્રમાણે જોયું, ત્યાં તે ઠેકાણેથી દ્રવ્યના નિધિઓ પ્રાપ્ત થયા. તે જોઇ સદ્બુદ્ધિવાલા લોકો હર્ષ પામ્યા અને રાજાએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે કુમારને પોતાની પુત્રી અને અર્ધ રાજ્ય આપ્યું.

એક વખતે કુમાર રાજપુત્રી કનકમંજરીની સાથે ગોખમાં બેશી હર્ષવડે સોગઠાબાજીની ક્રીડા કરતો હતો. તેવામાં પોતાના પતિ કુમારના હાથમાં પોતાની મોટી બ્હેનના નામની મુદ્રિકા જોવામાં આવી. તે જોઇ આશ્ચર્ય પામતી રાજપુત્રી તે મુદ્રિકા લઇ રાજાની પાસે આવી, અને તે મુદ્રિકા આગળ મુકી. તેને જોઇ રાજા ચમત્કાર પામી ગયો અને બોલ્યો કે, " પુત્રિ ! આ મુદ્રિકા તને કયાંથી પ્રાપ્ત થઇ ? તે સત્વર કહે. " કનકમંજરી બોલી, " તાત ! મેં આ મુદ્રિકા તમારા જમાઇના હાથમાંથી લઇ લીધી છે. " પછી રાજાએ તે મુદ્રિકા કોઇ સ્થળે ગોપવી પોતાની મોટી પુત્રીને બોલાવી. જેનું અંગ દુર્બલ થઇ ગયું છે, એવી તે પુત્રી આવી અને પિતાના ચરણમાં નમન કરી શોક સહિત કૃષ્ણમુખી થઇ રાજાની આગળ બેઠી. રાજાએ તેણીને પુછયું, " વત્સે ! તારી આવી દશા કેમ થઇ છે ? " પુત્રીએ તે વખતે પિતાને જણાવ્યું, " પિતાજી, પહેલા જે પુરૂષ મને પરણી ગયો છે, તે મંત્રિપુત્ર નથી પણ બીજો છે, તે પુરૂષે પરણતી વખતે મારા હાથમાંથી મુદ્રારત્ન લઇ લીધું હતું. દૃષ્ટિને સુખ આપનારૂં તે રત્ન તે મંત્રિપુત્રના હાથમાં મારા જોવામાં આવ્યું નહિં તેથી હું તેને ભ્રાતા સમાન માનું છું તેની ચિંતાને લીધેજ મારી આ દુર્બલતા થઈ છે. " પછી રાજાએ સ્વર્ણશેખર કુમારને બોલાવી પુછયું કે, " હે ચતુર કુમાર ! આ મુદ્રિકા તમારા હાથમાં કયાંથી આવી ? " કુમારે નિર્વિવાદરીતે રાજાની આગળ તે બધો વૃત્તાંત કહી આપ્યો. તે વખતે રાજાને હર્ષ ઉત્પન્ન થયો. પછી રાજાએ મંત્રીને તેના પુત્ર સાથે તરત બોલાવ્યો. માખીઓના સમૂહથી ભરેલો, બેસી ગયેલી નાસિકાવાલો, ઉત્તમ જનોએ નિંદેલો અને કોઢના રોગરૂપી ગ્રહે ગ્રસ્ત કરેલો એવો તે મંત્રિપુત્ર રાજાએ જોયો. તેને જોતાંજ રાજાએ ક્રોધને ગુપ્ત રાખી કહ્યું, " મંત્રી તમારા પુત્રની આવી સ્થિતિ કેમ દેખાય છે ? " મંત્રીએ કહ્યું, " વિવાહ થવાના સમયથી મારો પુત્ર આવો થઇ ગયો છે. વિવાહ સમયે સર્વ જનોએ તેને સુંદર શરીરવાલો જોયો પરંતુ તમારી પુત્રીને લીધે તેના રૂપમાં આવો [1]પરાવર્ત્ત થઈ ગયો છે." મંત્રીનાં આ વચનો સાંભળી રાજપુત્રીએ પોતાની કુલદેવતાને કહ્યું કે, "હે દેવિ ! જો આ મંત્રીનું વચન સત્ય હોય, તો મને આ તેના પુત્રના જેવી કરી દે અને જો તે મંત્રી મૃષાવાદી હોય તો આ સર્વ જનોના દેખતાં આ પાપીના મસ્તકના સો કટકા થઈ જાય. " તત્કાળ તે મંત્રીના મસ્તકના સો કટકા થઇ ગયા. પૃથ્વીમાં સતીઓનું વચન તરતજ સત્ય થાય છે. તે મંત્રી મૃત્યુ પામીને તે દુર્ગતિને પ્રાપ્ત થયો. તેના વંશના સર્વ લોકોનો રાજાએ પોતાના દેશમાંથી બહિષ્કાર કર્યો. રાજાઓ તત્કાળ ફલને આપનારા હોય છે. પછી રાજકુમારી મૃણાલિની પોતાના હિતકારી પતિને હર્ષથી ભજવા લાગી. સ્વર્ણશેખર કુમાર પણ બંને પત્નીઓની સાથે વિષય સુખ ભોગવવા લાગ્યો.

૧ ફારફેર.

એક વખતે રાજા ની આજ્ઞા લઇ કુમાર સ્વર્ણશેખર ઉત્તમ મંત્રિઓ સાથે મળી મોટી સેના લઈને શંખરાજાને તાબે કરવા ચાલ્યો. તેને આવતો જાણી શંખરાજા પોતાના ચંદનનગરને છોડી નાશી ગયો. પછી ઘણા લોકોએ મોટા ઉત્સાહપૂર્વક તેનો નગરમાં પ્રવેશ કરાવ્યો. પુણ્યથી સર્વ સ્થળે માન્યતા થાય છે. રાજા સ્વર્ણશેખર જનસમૂહમાં આવતાં ભય પામીને શંખરાજાએ જે [1]કંકણુતા છોડી દીધી, તે ઘટિત છે. શંખને વનવાસમાં ગુણ સંગ્રહ ન થાઓ, તેમાં પણ જે તેને જીવન ન હતું, એ મોટું આશ્ચર્યકારક બન્યું.

આ સમયે યશોધવળ શેઠે પોતાના પુત્રને સાથે લઇ રત્નોથી ભરેલા સુવર્ણના થાળની અદ્ભુત ભેટ આગળ મુકી પ્રણામ કર્યો. રાજા સ્વર્ણશેખરે શુદ્ધ હૃદયે પુછયું કે, " શેઠજી, તમે મને ઓલખો છો ? " શેઠે કહ્યું, " તમોને કોણ ન ઓલખે ? " રાજા બોલ્યો, " હે વેપારી, તમે મને વ્યવહારથી જાણો છો, પણ આ સ્વર્ણશેખર પુત્રને પોતાના પુત્રપણાથી જાણતા નહીં હો. " તે સાંભળી શેઠ પોતાના પુત્ર સહિત ચમત્કાર પામી ગયા, તો પણ મનમાં શંકા રહેવાથી તે મૌન ધરીને રહ્યા. પછી રાજાએ તેમનો સત્કાર કરી પોતાના નવીન ભાગ્યનો સર્વ વૃત્તાંત આદિથી કહી સંભળાવ્યો. પછી રાજાએ પોતાના જયેષ્ઠ બંધુ મહેંદ્રને પ્રધાન બનાવ્યા અને (પોતાના) પિતાને લક્ષ્મીના સ્થાનરૂપ એવી શ્રેષ્ઠિપદવી આપી.

એક વખતે રાજા સ્વર્ણશેખર પોતાના ભાઇની સાથે નંદન ઉદ્યાનમાં રહેલા, **ધર્મઘોષ** નામના સૂરિને ભાવપૂર્વક વાંદવા ગયો. ગુરૂએ બારવ્રત સંબંધી દેશના આપી. તેમાં ભોગોપભોગ વ્રતનું વિશેષ વર્ણન કરીને કહ્યું કે, " રાજન્ ! યત્નથી વિવેકી પુરૂષોએ મદ્ય વિગેરે બાવીશ પ્રકારના અભક્ષનો ત્યાગ કરવો જોઇએ, કંદ વિગેરે બત્રીશ અનંત કાર્યને વર્જવા અને જંતુવાલા ફલ, પત્ર, પુષ્પ અને ધાન્યને પણ વર્જવા, પંડિતોએ પાપના મૂલરૂપ એવા અંગારકર્મ પ્રમુખ પંદર પ્રકારના ખરકર્મોને છોડી દેવાં. " ગુરૂનો આ ઉપદેશ સાંભળી હૃદયમાં સંસારમાં સારરૂપ ધર્મને ધારણ કરનારા રાજાએ પોતાના બંધુની સાથે તે ભોગોપભોગ વ્રત અંગીકાર કર્યું.

એક વખતે વસંતઋતુનો સમય આવતાં રાજા પોતાના બંધુની સાથે મોટો પરિવાર લઈ ક્રીડા કરવા માટે વનમાં ગયો. ત્યાં વનપાલે આવી રાજાની આગળ ફલોની ભેટ ધરી. તે ફલ જોઇ રાજાએ વનપાળને પુછયું કે, " આ ફલોનું નામ શું છે ?" વનપાળ બોલ્યો, " રાજન્ ! એ ફલોના નામ હું જાણતો નથી. તે અતિ મનોહર અને અપૂર્વ

---

૧ કંકણ શંખના જને છે. અને શંખે કંકણુતા-કંકણપણું છોડયું તે આશ્ચર્ય. ૨ શંખને વનવાસમાં-જળવાસમાંજ ગુણસંગ્રહ થવો જોઇએ.

જાણીને તમારી પાસે લાવ્યો છું." રાજાએ કહ્યું, "જેનું નામ જાણ્યું ન હોય તેવાં ફલનો સ્વાદ લેવાનો મેં નિયમ લીધો છે." પછી રસનો લોલુપ એવો તેનો બંધુ મહેંદ્ર તે ફલ ખાઇ ગયો. તે ઝેરી વૃક્ષના ફલ ખાવાથી તે તરતજ પંચત્વને પામી ગયો તે મૃત્યુ પામીને વ્યંતર થયો. રાજા સ્વર્ણશેખરને તે જોઇ વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે પોતાના રાજ્ય ઉપર પુત્રને બેસારી પોતે યશોધર ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી. છેવટે આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામીને તે ગ્રેવેયકમાં દેવતા થયો. આ પ્રમાણે ભોગોપભોગ વ્રતને પાળનારા પુરૂષો આ સંસારમાં સુખી થાય છે અને નહિં પાલનારા પુરૂષો દુઃખી થાય છે.

इति सप्तमं व्रतम्

---

જેથી મનુષ્યને અર્થ પ્રયોજન વિના કર્મરૂપી રાજા ધર્મરૂપી દ્રવ્ય હરીને દંડ આપે છે, તેથી તે **અનર્થદંડ** કહેવાય છે. જલના રસની જેમ જે ભક્ષણ ન કરવાથી પીડા કરનારૂં છે, તે જે વડે જાણીને વર્જવા યોગ્ય થાય તે **અનર્થદંડ** નામે ત્રીજું ગુણવ્રત છે. જે પુરૂષો તે અનર્થદંડનો ત્યાગ કરે છે, તેઓ આ પૃથ્વીમાં **વીરસેન**ની જેમ સર્વ માન્ય અને પ્રશંસનીય થાય છે. અને જેઓ ક્લિષ્ટ બુદ્ધિવાળા થઇ ખોટા વિચારો વિગેરેથી તે અનર્થદંડ આચરે છે તેઓ **પદ્મસેન**ની જેમ મોટું દુઃખ પામે છે.

## વીરસેન અને પદ્મસેનની કથા.

**મલય** નામના નગરમાં **વિમળ** નામે રાજા હતો. ત્યાં **વીરસેન** નામે એક શેઠ રહેતો હતો. તેને **વીરમતી** નામે સ્ત્રી હતી. તે સ્ત્રીની કુક્ષિથી **પદ્મસેન** નામે એક પુત્ર થયો. તે પદ્મસેન કૂટબુદ્ધિવાળો હતો અને મંત્ર યંત્રના પ્રયોગો કરવામાં સદા આદર રાખતો હતો. એક વખતે પુણ્યને આપનારી તેની વાહનશાળામાં શ્રુતસમુદ્રના પારગામી **શ્રુતસાગર** નામના સૂરિ આવીને રહ્યા. તે સમયે વીરસેન પોતાના પુત્ર પદ્મસેનની સાથે ત્યાં આવી ગુરૂને નમસ્કાર કરી તેઓની આગળ યોગ્ય સ્થાને બેઠો. તેવામાં કોઇ વ્યંતર સૂરિની પાસે પ્રત્યક્ષ થઈ આવ્યો. સૂરિજીએ તેને ઉદ્દેશીને હિતકારી ઉપદેશ આપતાં કહ્યું કે, "દેવ ! તું નિરર્થક પાપ શામાટે ઉપાર્જન કરે છે? [૧]વિબુધજનો સાર્થક જીવોનો ઘાત કરતા નથી. કાંઇપણ સ્વાર્થની સિદ્ધિ શિવાય તું જે જીવઘાત કરે છે, તે સારૂં નથી." તે સાંભળી વીરસેનશેઠે કહ્યું કે, "સૂરિમહારાજ ! આપ કોને ઉપદેશ આપો છો ?" ગુરૂ બોલ્યા—"હું વ્યંતરને ઉપદેશ આપું છું." "તે વ્યંતર કયાં છે ?" શેઠે પુછયું. "તારા પુત્રની ડાબી તરફ છે." ગુરૂએ ઉત્તર આપ્યો. ત્યારે વીરસેન બોલ્યો, "અમો તેને કેમ જોઈ શકતા નથી ?" ગુરૂએ કહ્યું, "તમારા જેવાને

---

૧ વિબુધ–દેવના અને વિદ્વાનો.

તે દૃષ્ટિગોચર થતો નથી." વીરસેને કહ્યું, "તે વ્યંતરે કેવો અહિતકારી અનર્થ કર્યો?" ગુરૂ બોલ્યા. તેણે કરેલા અનર્થનો નિર્ણય સાંભળોઃ—વિજય નામના નગરમાં અરિમર્દન નામે રાજા છે, તેને સિંહના જેવો પરાક્રમી સુબુદ્ધિ નામે મંત્રી છે અને વિજય નામે પુત્ર છે. એક વખતે રાજાની સભામાં કૃતજ્ઞ અને પુણ્યનું પાત્રરૂપ કોઇ નિમિત્તિયો આવી ચડયો. તે રાજાને આશીર્વાદ આપી યોગ્ય આસને બેઠો. રાજાએ કાંઇક ફળ આગળ ધરી તેને પુછયું, "જોષીજી, તમે શું નિમિત્ત જાણો છો? તે હમણાં કહો." જોષીએ કહ્યું, "રાજન્, હું ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનના બનાવો જાણું છું." રાજા બોલ્યો, "હે વિદ્વત્ શિરોમણિ! ભૂત અને વર્ત્તમાનનું તો શું પ્રયોજન છે? પરંતુ કાંઇ ભવિષ્યની વાત કહો." જોષી બોલ્યો—"સ્વામી! આજથી સાતમે દિવસે આ તમારા મંત્રીનો કુટુંબ સહિત નાશ થઈ જશે." રાજાએ કહ્યું, "તે વાતની ખાત્રી શી?" જોષી બોલ્યો, "હે નરાધિપ! જો હમણાંજ તમારો હસ્તી ખીલો ઉખેડીને અહિં આવે તો મારી વાણી સત્ય માનજો." જોષી આ પ્રમાણે કહેતો હતો, તેવામાં હસ્તી ત્યાં આવ્યો. તેને જોતાંજ જાણે શાપ લાગ્યો હોય તેમ રાજા ખેદ પામી ગયો. રાજાને તેવો ખેદાતુર જોઇ મંત્રીએ કહ્યું. "સ્વામી! આપ હૃદયમાં શામાટે દુઃખ ધરો છો? હું તેનો ઉપાય કરીશ." પછી તે મંત્રી જોષીને પોતાને ઘેર લઇ ગયો અને પુછયું કે, 'શા કારણથી મારા કુલનો ક્ષય થશે?" જોષીએ કહ્યું, "તમારા પુત્રથી." મંત્રીએ પુનઃ કહ્યું, "તે પુત્ર એવું શું કરશે, કે જેથી મારા કુલનો ક્ષય થશે?" જોષીએ કહ્યું, "તમારો પુત્ર રાજાના ઘરમાં અન્યાય કરશે, તેને લઇને તમને હાનિ થશે." જોષીનાં આવાં વચન સાંભળી તેણે જોષીનો સત્કાર કર્યો. પછી એકાંતે બોલાવીને તેણે પુત્રને કહ્યું, "વત્સ! તારાથી આપણા કુટુંબનો ક્ષય અવશ્ય થવાનો છે" પુત્ર બોલ્યો, "પિતાજી, જો એમ હોય, તો હું પોતે મૃત્યુ પામીશ પણ સ્વકુટુંબનો ક્ષય કદિ પણ કરીશ નહિં." મંત્રીએ કહ્યું, "વત્સ! જો તારા મૃત્યુથી કુટુંબ જીવે, તો પછી વિચાર કરવામાં ચતુર આશયવાળું મારૂં મંત્રિત્વ કયાં રહે? જ્યારે હું તને અને કુટુંબને જીવાડું તોજ મારી બુદ્ધિની ખરી સિદ્ધિ ગણાય; પરંતુ તારે મારા વચન પ્રમાણે કરવું પડશે." "તમારૂં એવું વચન શું છે?" પુત્રે પુછયું. એટલે મંત્રીએ કહ્યું, "વત્સ! તું હમણાંજ એક પેટીમાં પ્રવેશ કર્ય, એથી કુટુંબનું જીવિત રહેશે." પુત્રે તે વાત કબુલ કરી. પછી મંત્રીએ અંદર પકવાન્ન અને જળ સ્થાપી રાખી એક પેટીમાં પુત્રને હરકત ન થાય તેવી રીતે રાખ્યો. તે પેટી રાજાની સભામાં લાવી મંત્રીએ રાજાને આ પ્રમાણે કહ્યું, "સ્વામી, જો તે જોષીનું વચન સત્ય થાય, તો આ પેટીમાં રહેલું મારૂં સર્વસ્વ તમારે લઈ લેવું અને જો તેનું વચન મિથ્યા થાય, તો આ સર્વસ્વ મને પાછું આપવું. આ પેટી જયાં સુધી તે દિવસ આવે (અવધિ પૂરી થાય) ત્યાં સુધી તમારી નજરે રાખવી."

આ પ્રમાણે કહી તાળું વાસીને તે પેટી રાજાની નજરે રાખી અને તેની કુંચી રાજાને સોંપી દીધી. રાજાએ તે પેટીને સારી રીતે રક્ષણમાં રાખી. પછી મંત્રી ઘેર ગયો અને પોતાના ઘરને સુસ્થ રાખ્યું તે સાથે પોતાના હૃદયમાં પંચનમસ્કારનું ધ્યાન કરવા લાગ્યો.

જ્યારે સાતમો દિવસ આવ્યો એટલે મંત્રીનો પુત્ર રાજપુત્રીના ઘરમાં ગયો. અને તેણે આદરથી તેણીની પ્રાર્થના કરી. રાજપુત્રીએ તેની ઈચ્છા જ્યારે કરી નહિં ત્યારે તેણે તેણીનો ચોટલો છેદી નાખ્યો. રાજપુત્રીએ ભયાકુલ થઇ બુંબારવ કર્યો. જેથી તરતજ રાજાના સુભટો ત્યાં દોડી આવ્યા. મંત્રિપુત્ર ચોટલો લઇ મંત્રીને ઘેર નાશી ગયો. સુભટોએ આવી રાજાને જાહેર કર્યુ. પછી રાજાએ કુટુંબ સહિત મંત્રિપુત્રનો વધ કરવાને **ચંડસેન** નામના સેનાપતિને સેના સાથે મોકલ્યો. મંત્રીએ પોતાના ઘરનું દ્વાર બંધ કરી તે સેનાપતિને આદરપૂર્વક જણાવ્યું કે, " પેલા જોષીનાં વચન સાંભળવાથી પહેલેથીજ તમારા માટે પ્રાણ કલ્પેલા છે, પરંતુ મને હમણાંજ રાજાની પાસે લઇ જાઓ, કે જેથી હું એકવાર અમૃત જેવા તે રાજાને આદરથી વિજ્ઞપ્તિ કરૂં. તેમજ પેટીમાં રહેલું રત્ન વિગેરે મારૂં દ્રવ્ય હું પોતે પરીક્ષા કરી રાજાને અર્પણ કરૂં; પાછળથી પ્રાતઃકાલે આ તમારૂં કર્ત્તવ્ય અનાયાસે કરજો, નહીં તો ઉંદરને મારવાને એક મોટા પર્વતને ખોદવા જેવું થશે. " સુભટોએ તે સાંભળી રાજાની આગળ જઇને તે નિવેદન કર્યું. પછી રાજાએ મંત્રીને બોલાવ્યો, અને પેલી પેટી ઉઘાડી. તેની અંદર જોવામાં જોયું, ત્યાં ડાબા હાથમાં ચોટલો અને જમણા હાથમાં છુરી સાથે રહેલો મંત્રિપુત્ર જોવામાં આવ્યો. તેને જોઇ રાજાએ વિસ્મયપામી મંત્રીને કહ્યું કે, " આ શું ? " મંત્રીએ કહ્યું, " દેવ ! મારી બુદ્ધિની કલ્પનાથી મેં આમ કર્યું હતું. " રાજાએ કહ્યું, " તો આના હાથમાં ચોટલો કેમ છે ? " મંત્રી બોલ્યો, " ભૂપતિ ! આવી ચેષ્ટા કોઇ વ્યંતરે કરેલી છે, એમ જાણજો. તેવામાં તે વ્યંતર ચોટલો અને છુરીને સાથે લઈ ખડખડાટ હસતો આકાશ માર્ગે ચાલ્યો ગયો. પછી રાજાએ પોતાની પુત્રીને બોલાવીને પુછ્યું કે " તને હમણાં શું થયું હતું ? " રાજપુત્રીએ લોકોએ જેવી રીતે જોયેલો, તે પ્રમાણે બધો સંબંધ કહી આપ્યો. પછી રાજાએ તે મંત્રીને પુત્રની સાથે માન આપ્યું. હે શ્રેષ્ઠી, તે વ્યંતર અહિં આવેલો છે. તેથી હું હમણાં તેને ઉપદેશ આપું છું તે સાંભળી વ્યંતર અને પુત્ર સહિત શેઠ પ્રતિબોધ પામી ગયા. વ્યંતર ત્યારથી અનર્થદંડનો ત્યાગ કરી કોઈ ઠેકાણે ચાલ્યો ગયો. વીરસેન અને પદ્મસેને પછી ગુરૂને આ પ્રમાણે કહ્યું, " હે સુવ્રતી, અમો બંનેને તે અનર્થદંડનું વ્રત આપો." ગુરૂ બોલ્યા, "તમો બંનેને આ વ્રત પાળવું મુશ્કેલ છે, જે ગૃહસ્થ એ વ્રત ગ્રહણ કરે, તેણે અપ-નઠારૂં ધ્યાન, પાપ કર્મનો ઉપદેશ અને હિંસા કરનારને હિંસવસ્તુનું અર્પણ એટલાં ન કરવા જોઇએ તેમજ પ્રમાદનું સેવન, ઔષધ તથા મંત્રનું કથન, દેવગુરૂની આશાતના અને અતિચાર ન

કરવા જોઇએ." ગુરૂનાં આ વચનો સાંભળી વીરસેન શેઠે કહ્યું, "આપ પૂજ્ય ગુરૂના આદેશથી હું તે વ્રતનું યથાશકિત પાલન કરીશ." પછી ગુરૂએ તેને તે વ્રત આપ્યું. પિતાની પાછળ રહેલ પદ્મસેન ભાવ રહિત હતો, તેમ છતાં તેણે બાહ્યવૃત્તિથી ગુરૂનાં વચન સાંભળી તે વ્રત અંગીકાર કર્યું.

એક વખતે તે નગરમાં કોઈ ધૂતારો આવ્યો. મંત્રયંત્ર વિગેરેથી લોકોને આદરપૂર્વક છેતરતો હતો. પદ્મસેન અહર્નિશ આનંદથી તેની સેવા કરવા લાગ્યો. તે જોઈ તેના પિતા વીરસેને વિશિષ્ટ ઉચિત ભાષાથી તેને આ પ્રમાણે શિક્ષા આપી–" વત્સ ! એ ધૂતારો માયાવી પરને વંચના કરવામાં તત્પર રહેનારો અને કુલિંગીઓનો ભકત છે, માટે કદિ પણ તારે તેનો સંગ કરવો નહિં. તેમાં જેઓ અનર્થદંડના વ્રતમાં તત્પર રહેનારા ધર્મી જન છે, તેમણે તો મંત્રયંત્રને માટે તેનો વિશેષપણે કદિ સંગ કરવો ન જોઇએ." એવી રીતે વિચારવાયોગ્ય ઘણાં વચનોવડે પિતાએ તેને વાર્યો તે છતાં પદ્મસેને કદિપણ તેનો સંગ છોડયો નહિં.

એક વખતે રત્નચૂડ નામનો કોઈ મિત્ર પદ્મસેનને મળી આવ્યો. તેની પાસે તે મંત્રપાઠ શીખ્યો. પછી તેણે પુછ્યું કે, "તેની પાસે શીખેલા મંત્રો મલે છે ?" તેણે કહ્યું, "તેણે મને છેતર્યો છે. અને મને ખોટા મંત્ર વિગેરે આપ્યા છે." પદ્મસેને તે સાંભળીને તેની આગળ કહ્યું કે,"તેનું કહેલું ઔષધ વિગેરે સર્વ સાચું છે. તું તેમાંથી વંધ્યાકલ્પ ગ્રહણ કર્ય કે જેના પ્રયોગથી સ્ત્રીઓને અવશ્ય પુત્રાદિ થાય છે અને તેથી કરીને પોતાનું મહત્ત્વ વધે છે." પછી રત્નચૂડે વંધ્યાકલ્પ લઇ રાજપત્નીને ઔષધ આપ્યું. તે ઉગ્ર ઔષધના યોગથી રાજપત્ની મૃત્યુની સ્થિતિમાં આવી ગઇ. રાજાએ પોતાના માણસો મોકલી રત્નચૂડને મયૂરબંધથી બાંધી લોકનિંદાપૂર્વક પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે, "અરે અધમ ! તેં આ શું કર્યું, કે જેથી મારી ગુણવતી પત્ની હમણાંજ મૃત્યુની સ્થિતિમાં આવી ગઈ ?" રત્નચૂડ બોલ્યો, "પદ્મસેને મને તે વંધ્યાકલ્પનો પ્રયોગ કહ્યો હતો. પછી મેં તે પુત્ર રહિત એવી આપની રાણીને આપ્યો." રાજાએ રત્નચૂડને નિરપરાધી જાણી છોડી મુકયો. પછી પદ્મસેનને બોલાવી ક્રોધથી આ પ્રમાણે કહ્યું, "અરે ! તેં રત્નચૂડને વંધ્યાદોષને હરનારો ખોટો પ્રયોગ કેમ શીખવ્યો ?" પદ્મસેન બોલ્યો, "હું તો રત્નચૂડને ઓળખતો નથી." આ સાંભળી રાજાએ ચિંતવ્યું કે, આ મૃષાભાષી છે, તેમાં કોઇજાતનો સંશય નથી પછી રાજાએ ક્રોધથી પ્રજ્વલિત થઇને કહ્યું, "જો આમાંથી મારી પત્ની વિપરીત થશે, તો હું તારા દોષને લઇને તારો શિરચ્છેદ અવશ્ય કરીશ." રાજાનું આ વચન સાંભળી ભયથી ભ્રાંત શરીરવાલો પદ્મસેન હૃદય ફાટવાથી મૃત્યુ પામી ગયો અને તે ચોથી નારકીમાં ગયો. તથા વીરસેન તે સુંદર અનર્થદંડ વિરતિનું વ્રત લાંબોવખત પાળી મૃત્યુ પામીને ઈશાન દેવ-

લોકમાં પાપ તથા સંતાપથી રહિત દેવતા થયો. એવી રીતે અનર્થદંડ વિરતિરૂપ વ્રતને પાળવામાં સુખ અને વિરાધવામાં દુઃખ જાણીને હિતને ઇચ્છનારા પુરૂષે તે અનર્થદંડનો ત્યાગ કરવો.

## इति अष्टमं व्रतम्

શ્રી જિનેશ્વરોએ દિગ્‌વિરતિ વિગેરે ત્રણ વ્રતો ગુણની પ્રાપ્તિને લઇને ભવ્ય શ્રાવકોના ગુણવ્રત કહેલા છે. યતિઓને સુંદર સામાયિક વ્રત બે પ્રકારનું કહેલું છે તે સદા પાળવાનું છે અને શ્રાવકોને સામાયિક ત્રણ પ્રકારનું કહેલું છે અને તે બે ઘડી અને પાળવાનું છે. એ સામાયિક શુદ્ધ પાળવાથી મનુષ્ય મોક્ષને પામે છે તો એક લાખ સુવર્ણના જેટલું દાન એની પાસે કઇ ગણત્રીમાં આવી શકે ? સામાયિક વ્રતનો આશ્રય કરે છે, તે કદિ તિર્યંચ હોય, તો પણ એક વાનરની જેમ દેવપણાને પ્રાપ્ત થાય છે.

### એક વાનરની કથા.

**શક્તિમતી** નગરીમાં **સિદ્ધ** નામે એક ઉત્તમ વૈદ્ય હતો, પરંતુ તે ઘણો લોભી હોવાથી મુનિ શિવાયના માણસોને છેતરતો હતો. તે આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી અંત વાનર થયો. તે વાનર નિર્જન વનમાં મોટો યૂથપતિ થયો. એક વખતે સાર્થમાંથી ભ્રષ્ટ થઇ વિખૂટા પડેલા સાધુઓ ત્યાં આવી ચઢ્યા. તેઓમાં એક મુનિના પગમાં દુસ્સહ કાંટો ભાંગ્યો. તેથી તે પુણ્યશાલી મુનિએ બીજા સાધુઓને કહ્યું કે, " હું ચાલી શકતો નથી, માટે મને મુકીને તમે જાઓ. " એટલે સર્વ સાધુઓ તેને ખમાવીને ચાલ્યા ગયા, અને તે એકલો કાંટાની વેદના ભોગવતો ત્યાં રહ્યો. તે વખતે પેલા વાનરોનું યૂથ ત્યાં આવ્યું, અને તે સાધુને જોતાંજ તે વાનરાઓ યોદ્ધાની જેમ ક્રોધ કરી તેને મારવાને જેવામાં દોડતા હતા, તેવામાં પેલો યૂથપતિ વાનર આવી પહોંચ્યો. તે મુનિના દર્શનથી તેને જાતિસ્મરણ થઇ આવ્યું, એટલે મુનિને મારવાને ઉદ્યત થયેલા પોતાના સર્વ આશ્રિત વાનરાઓને તેણે નિવાર્યા. પછી તેણે તે મુનિને નમસ્કાર કરી **વિશલ્યા** નામની ઔષધી વડે તે કાંટાનું શલ્ય કાઢી તે ઉપર વ્રણસંરોહિણી ઔષધી લગાડી મુનિને વ્રણ રહિત કરી દીધા એવામાં તે વાનરના નેત્રોમાં અશ્રુ જોઇ મુનિએ પુછ્યું, " તેં મારા ઉપકાર કર્યા; છતાં તું દુઃખી કેમ થાય છે ? " પછી વાનરે પૃથ્વી ઉપર અક્ષરો લખી પોતાનો મનુષ્યભવ મુનિને જણાવ્યો. મુનિએ સ્વસ્થ થઇને તેને આ પ્રમાણે પ્રતિબોધ આપ્યો. " ભદ્ર ! ઉત્તમ જનોએ વર્જેલા આર્ત્ત અને રૌદ્રધ્યાન કરવા નહિં. આર્ત્તધ્યાનને લઇને તું પૂર્વે મનુષ્યભવને હારી તિર્યંચપણાને પ્રાપ્ત થયો છે. રૌદ્રધ્યાન કરવાથી તો નરકનીજ પ્રાપ્તિ થાય છે. તેથી એ દુર્ધ્યાનને છોડી દઇ તું સામાયિકવ્રત અંગીકાર કર્ય. જે વ્રતથી તને બીજા જન્મને વિષે સ્વર્ગ તથા મોક્ષ સુલભ થશે " મુનિના આ

વચન સાંભળી તે સદ્બુદ્ધિ વાનરે તે મુનિના પાસે ભાવ સામાયિકનો અભિગ્રહ ધારણ કર્યો. પછી તે સાધુ સંમેતપર્વત ઉપર જઇને પોતાના ગુરૂને મળ્યા. તે વાનરે અન્યદા પર્વત ઉપર સામાયિક આદર્યું. ભાવિભાવના યોગે ત્યાં કોઇ એક સિંહ આવી ચડયો. ત્યાં તે વાનર આર્ત્ત તથા રૌદ્રધ્યાનનો પરિહાર કરીને સ્થિર રહેલો તેને તે સિંહે ભક્ષણ કરી લીધો; તે મૃત્યુ પામી જિનશાસનનું સાનિધ્ય કરનારો મહર્દ્ધિક અને ધાર્મિક વ્યંતર દેવતા થયો. ત્યાં ઘણા સુખ ભોગવી કાલ પૂર્ણ થતાં ત્યાંથી ચ્યવીને તે યથાર્થ નામથી વિખ્યાત **મણિમંદિર** નામના નગરમાં રાજા મણિશેખરની પત્ની **મણિમાળાના** ઉદરમાં ઉત્પન્ન થયો. રાત્રે શુભ સ્વપ્નાથી સૂચિત અને યોગ્ય ક્રિયાવાલો તે પૂર્ણસમયે પુત્રરૂપે ઉત્પન્ન થયો. તેનું નામ **અરૂણદેવ** પાડવામાં આવ્યું. તે અનુક્રમે કલાકલાપથી યુક્ત થઇ યૌવનવયને પ્રાપ્ત થયો. એક વખતે તે **સુમતિ** નામના અમાત્યની સાથે વનમાં ગયો, ત્યાં વચમાં આવેલી એક સ્ત્રીને હીંડોળા ઉપર બેઠેલી જોઈ. તે યુવતિના કટાક્ષોથી વીંધાએલો તે તેણીની પાછળ ચાલ્યો ત્યાં તે સ્ત્રી તત્કાળ અદૃશ્ય થઇ ગઈ. તે સમયે કોઇ વિદ્યાધર તેની આગળ પ્રગટ થયો અને તેણે કોપના આટોપથી અતિ આકુલ થઇ તે કુમારને આ પ્રમાણે કહ્યું. " અરે ! મેં ગ્રહણ કરેલી આ સ્ત્રીની તું ઇચ્છા કરે છે, જો તેની ઇચ્છા કરવી હોય, તો મારી સાથે યુદ્ધ કર. " આ પ્રમાણે કહી તે કુમારની સાથે તેણે યુદ્ધ કર્યું. વિદ્યાધર કુમારથી હણાઇને વૃથા પરલોકે ગયો ( મરણ પામ્યો. ) તે વખતે **નાટયોન્મત્ત** નામના તે વિદ્યાધરના બંધુએ આવી તે કુમારને અને સુમતિમંત્રીને ઉપાડી આકાશમાં ફેંકયા. તેઓ બંને પડતાં પડતાં એક કુવામાં પડયા. કુવામાંથી ઘોનું પુંછડું અવલંબી તેઓ બંને બહાર નીકળ્યા. તે વખતે તૃષાતુર થયેલા કુમારે મંત્રીને કહ્યું કે, " મંત્રી તમે અહિં રહો. મને તૃષાની અતિ બાધા થઇ છે, તો હું ગામ વિગેરેમાં જઈ કોઇ જલના સ્થાનની તપાસ કરૂં. " આ પ્રમાણે કહી મંત્રીને ત્યાં મુકી કુમાર બે કોશ આગળ ગયો, ત્યાં કાંગરાવાળો એક કીલ્લો તેના જોવામાં આવ્યો. તેની અંદર તેણે પ્રવેશ કર્યો, ત્યાં લક્ષ્મીદેવીનું એક મંદિર જોયું. તે મંદિરમાં ક્ષોભ પામ્યા વગર તે દાખલ થયો, તેવામાં તે નરકુંજરકુમારે એક દુઃખી સ્ત્રીને અને અશોક વૃક્ષની શાખા સાથે બાંધેલા પુરૂષને અવલોકયો. કુમારે તે દુઃખી સ્ત્રીને પુછયું, " બાઇ ! તું દુઃખી કેમ દેખાય છે ? અને આ પુરૂષને કોણે બાંધ્યો છે ? તે મને કહે. " તે સ્ત્રી બોલી, ' અમારો વૃત્તાંત સાંભળો, આ **લક્ષ્મીરમણ** નામે લક્ષ્મીદેવીનું પુરાતન ક્રીડોદ્યાન છે. પૃથ્વીમાં જો કોઇ પુરૂષ આ ઉદ્યાનના પુષ્પાદિક ગ્રહણ કરે તો તે પુરૂષનો લક્ષ્મીદેવી તરત વેગથી નિગ્રહ કરે છે. આ મારા સ્વામીએ આ ઉદ્યાનના પુષ્પાદિ ગ્રહણ કર્યાં, તે ઉપરથી લક્ષ્મીદેવીએ તેમને આ અશોકવૃક્ષની શાખા સાથે બાંધેલ છે, તેથી

હમણાં હું દુઃખી છું. તમે કોઇ પરોપકારી શૂરવીર પુરૂષ છો, તો આ મારા સ્વામીને દેવી પાસેથી તત્કાળ મુક્ત કરાવો." કુમારે તે વાત કબુલ કરી. પછી તેણે ત્યાં રહેલી એક વાપિકામાં સુખને માટે જલપાન અને સ્નાન કર્યું. પછી પોતાના પેલા સુમતિ મંત્રીને ત્યાં લાવી કુમાર લક્ષ્મીદેવીના મંદિરમાં ગયો. ત્યાં પુષ્પ વિગેરેથી દેવીની પૂજા કરી તેણે આ પ્રમાણે સ્તુતિ કરી–"હે કમલે! તમે સારી શોભવાલા કમલના પુષ્પ ઉપર સ્થિતિ કરો છો, તેથી તે કમળ દેવતાઓમાં પણ લક્ષ્મી મેલવે છે, [1]કમલાકર પણ એથી લોકોની તૃષ્ણા અને પરિતાપ હરે છે, શારદા પણ તેને પોતાના હાથમાંથી કદિપણ છોડતી નથી, સૂર્ય પણ તેની સાથેજ મૈત્રી કરે છે. બીજાનું શું કહેવું, ભગવાન્ વીતરાગ પણ તેની ઉપર પોતાના ચરણો ધરે છે. શાસ્ત્રમાં સર્વ ધર્મોમાં દાનને પ્રધાન કહેલું છે, તે દાન જેના ઘરમાં તમે હો, તેનાથીજ આપી શકાય છે." આ સ્તુતિ સાંભળી લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં અને તેને વર આપ્યો. કુમારે દેવીને કહ્યું કે, "જો તમે પ્રસન્ન થયા હો, તો આ બાંધેલા વિદ્યાધરને છોડી મુકો." તે સાંભળી લક્ષ્મીદેવી હર્ષિત થઇને બોલી, "એતો બીજાનું કાર્ય છે, પરંતુ તારૂં પોતાનું કાંઇ કાર્ય હોય તે કહે." કુમાર બોલ્યો, "જે પુરૂષ બીજાનું કાર્ય ન કરે અને લોકોમાં પોતાનું હિત કરે, તે પુરૂષ શા કામનો? માટે આ વિદ્યાધરને મુક્ત કરો." પછી તેના વચનથી લક્ષ્મીદેવીએ તે વિદ્યાધરને મુક્ત કર્યો. જેથી વિદ્યાધર ભક્તિ યુક્ત થયો અને કુમારને શ્રીએ વિદ્યાધરનું ઐશ્વર્ય આપ્યું. તે વખતે લક્ષ્મીદેવીએ વિદ્યાધરને પવિત્ર વચન કહ્યું કે "તારે આ કુમારની સદા સેવા કરવી, તે તારો સ્વામી થશે." પછી તેઓ વનમાં ફરવા લાગ્યા, તેવામાં લક્ષ્મીદેવીએ નિર્મેલો હિતકારી **શ્રી શાંતિનાથ** પ્રભુનો મણિમય પ્રાસાદ તેમના જોવામાં આવ્યો. ત્યાં શાંતિનાથ પ્રભુને વિધિથી નમસ્કાર કરી તે કુમાર મંડપમાં આવ્યો, ત્યાં સરસ્વતીદેવીનું તેને દર્શન થયું. તત્કાળ તેણે સરસ્વતી-દેવીની આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી–"હે સરસ્વતી! તમે આ સંસારરૂપ ક્ષારને ધોનારા સરસ્વતી નદી રૂપ છો, દુઃખના તાપને શાંતિ આપનારા તમે શરીર ધારી સરસ્વતી છો. હંસ પણ, તમારા સંગથી [2]વિવેકી થયો છે, તો પછી બીજા કેમ ન થાય? જેથી [3]શુદ્ધ ઉભય પક્ષવાલો તે હંસની રૂચિ [3]માનસ ઉપર થાય છે મનુષ્યો તમારા બળથી, દષ્ટિથી અગોચર એવા પદાર્થોને પ્રત્યક્ષ પ્રમાણ જુવે છે. અન્યથા તમારા શિવાય તે સહજ અંધ જેવા રહે છે. વાદી જનો એકસોને છ ભેદ વડે બીજા દેવતાઓને જુદા જુદા માને છે, પરંતુ તમે તો

૧ કમલાકર–સરોવર

૨ દૂધ અને જલને જુદું કરવાનો વિવેક હંસમાં હોય છે.

૩ શુદ્ધ–શ્વેત ઉભય પક્ષ–બંને પાંખો ૩ માનસ–મન અને માનસ સરોવર.

હંમેશા સર્વને સંમત છો. જનસમૂહે નમેલા મહાદેવ વિગેરે દેવતાઓ પણ તમને ભકિતથી વંદના કરે છે, તો પછી બીજા બુધ–વિબુધોની શી વાત કરવી ?" આ પ્રમાણે સ્તુતિ કર્યાથી સંતુષ્ટ થયેલા સરસ્વતીએ સંતુષ્ટ થઇ તે કુમારને એક હજાર વિદ્યાઓ આપી અને **શાંતિમતિ** નામે એક વિદ્યાધરની પુત્રી પણ આપી. પછી " મારી ઉપર દેવીનો મોટો પ્રસાદ થયો " એમ કહી કુમાર ગોખ ઉપર બેઠો. તેવામાં **વજ્રવેગ** નામના વિદ્યાધરની પુત્રી શાંતિમતી દેવીની પૂજા કરવા માટે ત્યાં આવી તે સુંદર કુમારને જોઇ હર્ષ પામી ગઇ. તત્કાળ તેણીએ પોતાની પ્રતિહારીને કુમારની સમીપ મોકલી. તેણે કુમારને આ પ્રમાણે સદ્‌વચન કહ્યું, " ભદ્ર ! જ્યાં સુધીમાં રથનૂપુર નગરમાંથી વજ્રવેગ વિદ્યાધર અહિં આવે, ત્યાં સુધી શિષ્ટજનોને પ્રિય એવા તમે અહિં રહેજો, જેથી તે પોતાની શાંતિમતી પુત્રી તમને ઉત્સવ સહિત આપે. " કુમાર ત્યાં સુધી રોકાયો તેવામાં વજ્રવેગ વિદ્યાધર ઘણી સામગ્રી અને ઘણી ભેટો સાથે લઇને ત્યાં આવ્યો. તેણે પોતાની પુત્રી સાથે કુમારનો વિવાહ કર્યો તે વિદ્યાધરના પુત્રે હર્ષથી પોતાનું રાજ્ય પણ કુમારને આપ્યું. પછી તેને પોતાના નગરમાં લઈ જવામાં આવ્યો ત્યાં વિસ્તારવાળી સમૃદ્ધિથી પ્રસન્ન થયેલો અને જનસમૂહે પૂજેલો તે કુમાર નીતિથી રાજ્ય કરવા લાગ્યો.

એક વખતે કુમારે વજ્રવેગ વિદ્યાધરને આ પ્રમાણે કહ્યું, " જે નાટયોન્મત્ત વિદ્યાધરે મને મારા મંત્રીની સાથે કુવામાં પાડયો હતો, તેની ઉપર ચડાઇ કરીને મારે તેને જીતી લેવો છે. " વજ્રવેગે તે વાત કબુલ કરી અને એણે વિદ્યાઓ સાધી લીધી, પછી કુમાર ચતુરંગ સેના સાથે લઇ તેના નગરમાં ગયો. તે સમયે નાટયોન્મત્ત **વાયુવેગ** નામના વિદ્યધરના શરણે ગયો. કુમાર અરૂણદેવે એક દૂતને મોકલ્યો. તે દૂતે જઇ નાટયોન્મત્ત અને વાયુવેગને કહ્યું કે, " તમો બંને તરત કુમાર અરૂણદેવને શરણે આવો અથવા યુદ્ધભૂમિમાં આવો. " દૂતનાં આ વચનો સાભળી બંને વિદ્યાધરો યુદ્ધને માટે તૈયાર થઇ નગરની બાહેર આવ્યા. બળવાળા કુમારે તે બંનેને જીતી લીધા પછી સર્વ વિદ્યાધરોએ મળીને કુમાર અરૂણદેવને વિદ્યાધરોના ઐશ્વર્યનુ પદ આપ્યુ.

એક વખત પોતાના રાજ્યને સુસ્થ કરી કુમાર વિદ્યાધરોની સાથે પોતાના મણિમંદિર નગરમાં આવ્યો, તેના પિતાએ મહાન્ ઉત્સવ કરી તેને પુરપ્રવેશ કરાવ્યો, અને હૃદયમા હર્ષ લાવીને પોતાનું સમૃદ્ધિવાળું રાજ્ય તેને સોંપી દીધું. પછી હૃદયમાં પ્રતિબોધ પામી પોતે ગુરૂની પાસે દીક્ષા લીધી. અરૂણદેવ ત્યારથી ત્રણ ખંડનો અધિપતિ થયો.

એક વંખતે વાજિંત્રોના સમૂહસાથે જિનેશ્વરનો ઉત્તમ રથ નગરમાં ફરતો ફરતો રાજદ્વાર આગળ આવ્યો. અરૂણદેવ તેને નમસ્કાર કરવાને સત્વર આવ્યો ત્યા એક મુનિને જોઈ તેને મોટી મૂર્છા આવી ગઈ, જાતિસ્મરણ થઈ આવતાં રાજાએ પ્રથમ— ગે

દેવને નમીને મુનિને અને પછી ગુરૂને વંદના કરી, તે વખતે સૂરિ પોતે આ પ્રમાણે બોલ્યા " રાજન ! તેં વિપરીત વંદના કેમ કરી ? પહેલાં તેં દેવને, પછી સાધુને અને પછી મને વંદના કરી એ તારા કર્મથી તું નિંદાય છે." રાજાએ ગુરૂને કહ્યું, "સ્વામી ! હું પૂર્વભવે વાનર હતો, ત્યારે આ દેવતાએ મને સામાયિક વ્રત ઉચ્ચરાવ્યું હતું, તે પુણ્યથી હું અલ્પ આયુષ્યવાલો વ્યંતર થયો હતો, ત્યાંથી ચ્યવીને આ જન્મમાં હું અરૂણદેવ નામે રાજકુમાર થયો છું. એ કારણને લઇને મેં ગુરૂબુદ્ધિથી પ્રથમ તેને વંદના કરી છે." ગુરૂએ પછી સામાયિક વ્રત સંબંધી દેશના આપી. ગુરૂની દેશના સાંભલ્યા પછી રાજા અરૂણદેવે પોતાના પુત્ર પદ્મશેખરને રાજ્ય ઉપર બેસારી પોતે દીક્ષા ગ્રહણ કરી. મુનિ અરૂણદેવે સમતા સાથે શુદ્ધ સામાયિક પાળતાં તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. અંતકાલે અનશન લઈ પ્રાણ ત્યાગ કરી વીશ સાગરોપમના આયુષ્યવાલો પ્રાણત દેવલોકનો ઇંદ્ર થયો. ત્યાંથી ચ્યવીને વિદેહક્ષેત્રમાં મનુષ્યભવ પ્રાપ્ત કરી તે આ લોકમાં સંસારના તાપથી રહિત તીર્થંકર થશે. આ પ્રમાણે સદ્ભાવનાવાળું સામાયિક વ્રત પાળવું, કે જેથી તમારૂ આ લોક તથા પરલોકમાં કલ્યાણ થાય.

इति नवमंव्रतम्

---

જે દિવસે અને રાત્રે સચિત્ત વિગેરેનો સંક્ષેપ કરવામાં આવે તેને કવીશ્વરો મુખ્ય પણે દેશાવકાશિક વ્રત કહે છે. હાલ તો શાસ્ત્રમાં વ્યવહારમતે વિખ્યાત એવું દિગ્વિરતિના સંક્ષેપને દેશાવકાશિકવ્રત કહે છે. જે પુરૂષ તે દેશાવકાશિકવ્રત લઇને તેની વિરાધના કરે છે, તે પુરૂષ કાકજંઘની જેમ આ લોક તથા પરલોકમાં દુઃખ પામે છે.

## કાકજંઘની કથા.

**સોપારક** નગરમાં **કોકાસ** નામે એક દાસીપુત્ર રહેતો હતો. અને તેજ નગરમાં **સોમિલ** નામે એક રથકાર પણ રહેતો હતો. સોમિલ રથકાર પોતાના પુત્રને વિવિધ કલાઓ ભણાવતો પણ કોઇ નઠારા કર્મને યોગે તેને એક કલા પણ આવડતી ન હતી. તેની પાસે દાસીપુત્ર કોકાસ પણ જતો, તે બધી કલાઓને બુદ્ધિથી ભણી શકતો હતો. અનુક્રમે સારી બુદ્ધિવાલો કોકાસ રથકારે કહેલું સર્વ શીખી ગયો. પિતાએ પુત્રને જાતે આપેલી હિતકારી એક પણ વિદ્યા આવડી નહિં. કર્મ અને ઉદ્યોગ શિવાય સર્વ સ્થળે કાર્યસિદ્ધિ થતી નથી. સોમિલ નિર્વેદ પામી ગયો. તે ધર્મ કરી આયુષ્યનો ક્ષય થતાં મૃત્યુ પામી પરલોકે ગયો. કલાઓથી પણ ગતિનો ક્ષય તો થતો નથી. રાજાના શાસનથી સોમિલને ઠેકાણે કોકાસની નીમણુક થઇ, આ પૃથ્વી ઉપર કલાવાનનું દાન સહિત માન થાય છે.

આ અરસામાં માલવ દેશમાં **વિશાળા** નામે નગરી હતી. તે નગરીમાં **વિચારધવળ** નામે પરમ આર્હત રાજા હતો. તે રાજાના રાજ્યમાં ભંડારી, રસોઇઓ, શય્યાપાળ અને

અંગમર્દક—એમ ચાર નરરત્નો હતા. જે ભંડારી હતો તેને હાથે ભંડારમાં એકઠો થયેલો વસ્તુસંચય કદિપણ ક્ષય પામતો નહિં, એવી તેનામાં પ્રસિદ્ધ લબ્ધિની સિદ્ધિ હતી. જે રસોઇઓ હતો, તે ષટ્રસવાળી એવી રસોઈ કરતો કે જે જમવાથી માણસોને છ માસે ક્ષુધા લાગતી હતી. જે શય્યાપાલ હતો. તે એવી પથારી પાથરતો કે જેમાં જે રોગી હોય અથવા જેને નિદ્રા ન આવતી હોય તેવા માણસને પણ નિદ્રા આવી જતી હતી. જે અંગમર્દન હતો તે જ્યાં સુધી તેલવડે ખૂબ અંગમર્દન કરે, ત્યાં સુધીમાં તે તેલને રોગની સાથે બાહેર કાઢી શકતો હતો. રાજા વિચારધવળ તે ચાર રત્નોની સાથે રહી સમ્યક્ રત્નત્રયની ઇચ્છા રાખતો દિવસ નિર્ગમન કરતો હતો. પણ તેને પુત્ર ન હોવાથી તે દયા લાવી રાજ્ય ચલાવતો, કારણકે, પાછળ અનાથ એવી પૃથ્વીને દુષ્ટ-લોકો દુઃખી કરે છે. આ વખતે **પાટલિપુત્ર**ના રાજા **જિતશત્રુ**એ આવીને તે વિશાળા નગરીને એવો ઘેરો ઘાલ્યો કે જેથી લોકોના આગમ તથા નિર્ગમ (અવર જવર) અટકાવી દીધા. આવા શત્રુના સૈન્યના આવવાથી રાજા વિચારધવળના ઉદરમાં ઉગ્રશલ ઉત્પન્ન થયું અને તેથી તત્કાળ તેનું મૃત્યુ થયું. તેનો દીક્ષા લેવાનો મનોરથ હતો, તેથી તે દેવલોકમાં ગયો, ધર્મની ઈચ્છા પણ ઘણાં સારા ભાગ્યથીજ થાય છે. પછી નગરજનોએ રાજદ્વારનો દરવાજો ભયથી તરત ઉઘાડયો, એટલે જિતશત્રુરાજા અંદર જઇ રાજ્ય ઉપર આરૂઢ થઇ ગયો. તેણે પેલા રાજાના ચાર પુરૂષરત્નોની પરીક્ષા કરી.

એક વખતે અંગમર્દકે રાજાના અંગનું કોમળ મર્દન કર્યું અને સર્વ અંગમાંથી તેલ આકર્ષી લીધું, પણ બીજાની પરીક્ષા લેવાને માટે તેણે રાજાની એક જંઘામાંથી તેલ ખેચ્યું નહિં પછી તે અંગમર્દકે કહ્યું કે, "આ પૃથ્વીમાં જે કોઈ બુદ્ધિમાન પુરૂષ આ જંઘામાંથી તેલ ખેંચી લે, તેનો હું કિંકર થઇને રહું." કોઇપણ પુરૂષ તે જંઘામાંથી તેલ ખેંચી શકયો નહિં. પછી તે જંઘા મોટી સ્થૂલ બની ગઇ. તે ઉપરથી તે રાજાનું નામ **કાકજંઘ** એવું પડયું. રાજા જિતશત્રુ હવે ત્યારથી **કાકજંઘ**ના નામથી સર્વત્ર પ્રખ્યાત થયો. કોઇપણ તેનું મુખ્ય નામ કહેતું નહિં. પેલા ચારે નરરત્નો યતિ થઇને ગુણી બની મોક્ષે ગયા.

એક વખતે સોપારક નગરમાં દુકાળ પડયો. તેથી કોકાશ પોતાનું કુટુંબ લઇને વિશાળા નગરીમાં આવ્યો, પરંતુ તે સમયે ત્યાં કોઇપણ સ્વજન તેના જોવામાં આવ્યો નહિં. તે રાજાનો મેળાપ કરવાની ઈચ્છાથી બાહેર **દેશકુટી** પુર્ણકુટીમાં રહ્યો. રાજાની **અંબારીમાંથી** શાળના દાણા લાવવા માટે તેણે કાષ્ઠના પારેવા બનાવી તેને ખીલાઓના યંત્ર પ્રયોગથી મોકલવા માંડયા. તે પારેવા તે શાળના દાણા લાવીને તેની પર્ણકુટીમાં પાછા આવતા, અને તેથી તે પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા લાગ્યો. એક વખતે

શાલિના રક્ષકોએ તે પારેવાને જોયા. તેઓ પારેવાની પાછળ લાગુ થઈ ગયા. ત્યાં સર્વ પ્રકાર તેમના જોવામાં આવ્યો પછી તેઓએ જઇને રાજાને તે વાત જાહેર કરી, તે ઉપરથી રાજાએ કોકાસ રથકારને પોતાની પાસે બોલાવ્યો. અને પુછયું કે, "તું આવું જેમ નવીન વિજ્ઞાન જાણે છે, તેવું બીજું કાંઈ પણ જાણે છે કે?" રથકારે કહ્યું, "હું સર્વ જાણું છું." પછી એક વખતે સુકૃતી રથકારે કાષ્ટનો ગરૂડ બનાવ્યો. રાજા પોતાની યશોમતી રાણી સહિત તે રથકારને લઇ તે ઉપર આરૂઢ થયો, અને ફરવા ચાલ્યો. **અયોધ્યા, તામલિપ્તિ, ચંપા, દ્વારિકા,** અને **લંકા** વિગેરે નગરીઓ તેને નામ આપીને બતાવી તેમજ **અષ્ટાપદ, ગિરનાર** અને **શત્રુંજય** વિગેરે પર્વતો અને સમુદ્ર પ્રમુખ પણ બતાવ્યા.

એક વખતે તેઓ આકાશમાર્ગે ચાલી કોઇ સાધુની પાસે ગયા. સાધુએ તેઓને શ્રાવકનો બાર પ્રકારનો ધર્મ સંભળાવ્યો. પછી તે બંનેએ તે સાધુની પાસે દેશાવકાશિક વ્રત ગ્રહણ કર્યું. તેમાં એવો નિયમ લીધો કે, "દિવસમાં સો યોજનથી વધારે જવું નહિ."

એક વખતે **વિજયા** નામની રાણીએ પોતાના મનમાં વિચાર્યું કે, "રાજા પોતાની **યશોમતિ** રાણીનેજ સાથે લે છે, મને તો કદિ પણ લેતા સાથે નથી, તેથી હું એવું કાંઇ કામ કરૂં કે જેથી તેઓ બંને સ્વતઃ (સહેજે) સંકટમાં પડે." આવું વિચારી તે વિજયાએ બીજા કોઇ શિલ્પીને બોલાવી એક બીજી યંત્ર ખીલી કરાવી અને જે વડે પાછા અવાય. તે યંત્ર ખીલીને તેણીએ કચ એક છુપાવી દીધી અને તેના સ્થાનમાં બીજી તૈયાર કરાવેલી યંત્ર ખીલી મુકી દીધી. રાજા યશોમતી રાણીની સાથે ગરૂડ ઉપર ચડયો અને ત્યાં સાથે રહેલા કોકાસે ગરૂડને ચલાવ્યો. આકાશમાર્ગે જતાં રાજાએ પોતાના વાહક કોકાસને પુછયું કે, "આપણે કેટલા યોજન આવ્યા?" તેણે કહ્યું, "આપણે સો યોજન આવ્યા છીએ." રાજા બોલ્યો. "તો પછી ગરૂડને પાછોવાલો કે જેથી આપણા બનેના નિયમનો ભંગ ન થાય." પછી જે ખીલીના યંત્રથી પાછું આવી શકાય તે ખીલી તેને મારવા માંડી તો પણ ગરૂડ પાછો વલ્યો નહિ, એટલે રાજાએ કહ્યું કે, "ગરૂડ પાછો કેમ વળતો નથી?" વાહકે જણાવ્યું કે, "અહિં ખીલીના યંત્રમાં કાંઇ ફેરફાર થઇ ગયો છે." તેવામાં તો ગરૂડની પાંખ ભાંગી ગઇ અને ગરૂડ પડી ગયો પણ સારા ભાગ્યે તે કોઇ સરોવરમાં પડયો એટલે તેઓ બધા તરતજ તરીને બાહેર નીકળી ગયા; દૈવ અતિશય બળવાન છે. તે વખતે રાજાએ રથકારને પુછયું કે, "આ કયું નગર છે?" રથકારે કહ્યું. "આ કલિંગ દેશના રાજાનું નગર છે." પછી રથકાર ખીલી લેવાને માટે નગરમાં ઉતાવળો ગયો અને રાજા તથા રાણી તે સરોવરની પાલ ઉપર બેઠા. રથકારે કોઈ સુથારને ઘેર જઈ ખીલી કરવાને માટે ઉત્તમ કાષ્ટની માગણી કરી, તેણે તેવું કાષ્ઠ સર્વ

સ્થળે જોવા માંડયું, તેવામાં કોકાસે તેવું ચક્ર ઘડી દીધું. વિદ્યા અને કોઢ લોકોમાં ઢાંકયાજ રહેતા નથી. તે ચક્ર જોઇ સૂથાર પોતાના ચિત્તમાં વિચારવા લાગ્યો કે, "જરૂર આ પોતેજ કોકાસ છે. આ વિશ્વમાં આવી ઊંચી કલા બીજામાં છેજ નહિ." તરત તેણે રાજભુવનમાં જઇ રાજાને જણાવ્યું કે, "શત્રુવર્ગને આશ્રિત થયેલો તમારો અહિતકારી કોકાસ અહિં આવેલો છે." પછી રાજાએ પોતાના માણસોને મોકલી કોકાસને અને કાકજંઘ રાજાને રાણી સાથે ત્યાં બોલાવ્યો, પૂર્વના વૈરને લઇને તેણે તેમને બાંધી કાષ્ટના પાંજરામાં પૂરી દીધા, પછી મંત્રીઓએ રાજાને કહ્યું કે, "આ એક કલાવાન્ પુરૂષ છે, તેથી તેની પાસે કાંઇ પણ કામ કરાવીએ અને પછી તેને મારીએ તો સારૂં." મંત્રિઓના કહેવાથી રાજાએ કોકાસને દૃઢ બંધનમાંથી મુકત કરી પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "તું બીજું કાંઇ જાણે છે ?" કોકાસ બોલ્યો, "દેવ ! હું સર્વ સુંદર વિજ્ઞાન જાણું છું, પણ કોઈ કરાવનાર નથી." રાજાએ કહ્યું "તું તારી બુદ્ધિથી સો પાંખડીવાલા કમળની કર્ણિકામાં મારે લાયક એક ભવન કર્ય અને તેની પાંખડીઓમાં બીજા ઊંચી જાતના ભવનો સત્વર કરી દે." તે બુદ્ધિમાન્ કારીગરે તરત કમળાકાર ભવન કરવા માંડયું. તે વખતે કલિંગ દેશના રાજાનો ગુપ્ત વિચાર ત્યાં દીવી બાલનારા માણસે કોકાસને એકાંતે કહ્યો કે, "જ્યારે તે ભવન પૂર્ણ થશે ત્યારે આ કલિંગનો રાજા તને તથા તારા રાજાને મારી નાંખશે." પછી કોકાસે એક ઉત્તમ માણસને મોકલી કાકજંઘ રાજાના પુત્ર વિજયને પોતાનો તે વૃત્તાંત જણાવ્યો, તેવામાં તે ભુવન પૂર્ણ થયું તેની અંદર પ્રવેશ કરવ માટે તેણે એક ખીલી ગોઠવી. રાજા પોતાના પુત્રની સાથે તે ભુવનમાં દાખલ થયો, પછી કારીગરે કહ્યું કે, "સર્વે પોતપોતાના સ્થાનમાં પ્રવેશ કરો, કારણ કે, ખીલી આપવાથી આ બધો મહેલ ઉડશે." સર્વેએ તેમ કર્યું ત્યાં રથકાર પોતે બાહેર નીકળી ગયો. પછી તેણે મત્સર ભાવથી તે ખીલી દીધી, એટલે બધો પ્રાસાદ મળી ગયો. તે પ્રાસાદ સંપુટના જેવો થઇ જતાં લોકોએ હાહાકાર કર્યો, તેવામાં વિજય આવીને શત્રુના નગરમાં દાખલ થઈ ગયો, બધું નગર તેણે લુંટી લીધું અને પોતાના માતાપિતા જે કાકજંઘ અને તેની રાણી તેમને પાંજરામાંથી બાહેર કાઢયાં પછી રાજા કોકાસને સાથે લઈ પોતાના નગરમાં ચાલ્યો ગયો.

એક વખતે ગુરૂનો યોગ થઈ આવતાં રાજા કાકજંઘે પોતાના પુત્રને રાજ્ય આપી કોકાસની સાથે દીક્ષા ગ્રહણ કરી. તેણે કર્મયોગે અતિચાર સહિત વ્રત પાલ્યું તેથી તે સૌધર્મદેવલોકમાં દેવતા થયો અને કોકાસે લાંબો કાળ અતિચાર રહિત વ્રત પાલ્યું, તેથી તે મહેંદ્રદેવલોકમાં ઉત્તમ દેવતા થયો તેથી પુરૂષોએ દેશાવકાશિક વ્રત પાળવું કે જેથી દુઃખ ન થાય તેમજ જંતુ પીડા પણ ન થાય.

इति दशमंव्रतम्.

પ્રાજ્ઞજનોએ જિનાગમમાં કહ્યું છે કે, ચાર પર્વોમાં પ્રતિમાધર શ્રાવકોએ સર્વથી ચાર પ્રકારનું પૌષધવ્રત પાળવું. અને બાકીના સશકત શ્રાવકોએ એજ પ્રમાણે પૌષધવ્રત સર્વથી પાળવું તથા **દેશથી** અલ્પ શકિતવાળા શ્રાવકોએ દેશથી ચાર પ્રકારનું પૌષધવ્રત પાળવું. ગૃહસ્થ શ્રાવકોને દેશથી પૌષધ કરવામાં શી હરકત આવે ? કારણ કે, પૂર્વપુરૂષોએ તેવોજ શ્રાવકધર્મ કહેલો છે, પરંતુ જો તે પૌષધવ્રતનું પાલન ન કરે, તો વ્રતનો ભંગ થાય છે, માટે સર્વ ગૃહસ્થ શ્રાવકોએ પર્વને દિવસે તે શકિત પ્રમાણે ગ્રહણ કરવો જોઇએ. જેમ હમણાં પૌષધમાં શરીરનો (દેશથી) સત્કાર કરવામાં આવે છે, તેમ ઈર્ષ્યારહિત (મધ્યસ્થ) સાધુઓએ આહારનો સંબંધ પણ તેવોજ જાણી લેવો. જે પુરૂષો કર્મરૂપી રોગમાં ઔષધરૂપ એવા સુંદર પૌષધને પાળે છે, તેઓ **શ્રીમલયકેતુની** જેમ દેવતાઓને પ્રશંસનીય થાય છે.

## શ્રી મલયકેતુની કથા.

**ભુવન** નામના નગરમાં **મલયકેતુ** નામે રાજા હતો. તેને **નય** નામનો બુદ્ધિનું પાત્ર એક મંત્રી હતો. એક વખતે તેઓ બંને બહેરના ઉદ્યાનમાં ફરવા ગયા. ત્યાં જ્ઞાનથી આચારનો ઉપદેશ કરનારા એક ધ્યાની મુનિ તેમના જોવામાં આવ્યા. તે મુનિનો ઉપદેશ સાંભળી તે બંનેએ પોતાના પાપનો ત્યાગ કરી ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો. તેમાં વિશેષપણે પૌષધવ્રત સ્વીકાર્યું. એક વખતે રાજાએ મંત્રીની સાથે પૌષધવ્રત ગ્રહણ કર્યું. એક પહોર સ્વાધ્યાય કર્યા પછી રાજાએ મંત્રીને કહ્યું કે, " મને કોઈ ધર્મ-કથા કહો. " મન્ત્રીએ કહ્યું, " **કાંચન** નામના નગરમાં **વસંતસેન** નામે રાજા હતો. તેને **અનંગસેના** નામે પત્ની હતી. તે સ્ત્રીની કુક્ષિથી રૂપ તથા સૌભાગ્યથી યુક્ત અને વરની ઇચ્છા રાખનારી **વસંતશ્રી** નામે એક પુત્રી થઈ. તે નગરમાં બુદ્ધિથી શ્રેષ્ટ **હરિબળ** નામે એક **ઢીમર** રહેતો હતો. એક વખતે તે ધીવરે સાધુ પાસેથી દયાધર્મ સાંભળ્યો. તે ઉપરથી તેણે વિચાર્યું કે, "સર્વ ઠેકાણે સર્વ જીવદયામય ધર્મ સાંભળવામા આવે છે, પરંતુ ખરો જીવદયામય ધર્મ તો જૈનોજ પાળે છે મારા કુલમાં તો પ્રાણીઓના વધ ઉપર જ સદા પ્રાણવૃત્તિ ( આજીવિકા ) ચાલે છે, તેથી હું દયા શી રીતે પાળી શકું ? જે પોતાનો વ્યવસાય છોડી દે તે મુર્ખ ગણાય છે, તથાપિ " મારા કાંટાનાં જે પહેલો મત્સ્ય આવશે તેને હું સદાને માટે છોડી મુકીશ. " એવો તેણે નિયમ લીધો. એક વખત તે મત્સ્ય લેવાને નદીમાં ગયો ત્યાં કાંટો નાખ્યો, તેવામા એક મોટો મત્સ્ય તે કાંટા સાથે આવી લાગ્યો, તે મત્સ્યને કોડી બાંધી તેને નિર્મળ જળમાં છોડી મુકયો પછી ફરીવાર કાંટો નાખતા દૈવયોગે પાછો તેજ મત્સ્ય આવ્યો તેને ફરી પાછો છોડી મુકયો એવી રીતે સંધ્યાકાળ સુધી તેનો તેજ મત્સ્ય આવ્યો અને તેને ત્યાં સુધી છોડી મુકયો. પ્રાંતે તે મત્સ્યે ધીવરને કહ્યું કે, " હું તારા સત્વથી પ્રસન્ન થયો છું,

માટે ઇચ્છિત વર માગી લ્યો." હરિબલે કહ્યું. " તમે કોણ છો ? " તેણે કહ્યું કે " હું જલ દેવતા છું." હરિબલે કહ્યું. ' એવો હું વર માગું છું કે, જ્યારે મને કષ્ટ આવે, ત્યારે તમારે મારૂં રક્ષણ કરવું. " તેનું વચન સ્વિકારી જલદેવતાએ કહ્યું કે, " મારા પ્રસાદથી લોકોમાં તારૂં ઉત્તમ સ્વરૂપ થશે. " પછી તે દેવતાના પ્રસાદથી હરિબળ દિવ્ય રૂપવાળો થઇ ગયો. તે ત્યાંથી પોતને ઘેર ગયો નહિ પણ એક કામદેવના મંદિરમાં જઇને રહ્યો.

આ વખતે રાજાની પુત્રી **વસંતશ્રી** દિવ્ય શરીરવાળો વર મેળવવાની ઇચ્છાથી તે મંદિરમાં કામદેવની પૂજા કરવાને આવી. તે હરિબળને દિવ્યરૂપી જોઇ હર્ષ પામી અને હરિબળ પણ તેણીને જોઇ ખુશી થયો. બંનેએ ત્યાંથી ગમન કરવાની ઇચ્છાથી સંકેત કર્યો. તેજ રાત્રે તે પ્રૌઢ સ્ત્રી પુરૂષ હર્ષથી ગાંધર્વ વિવાહવડે લગ્ન ક્રિયા કરી અશ્વારૂઢ થઇ ચાલતા થયા. તેઓ **વિશાળ** નગરમાં આવ્યા. ત્યાં હરિબળ એક ઘર ભાડે રાખી રાજાની નોકરીમાં રહ્યો. તે નગરના રાજાનું નામ **મદનવેગ** હતું. તે રાજા તે હરિબળને ક્ષત્રિય જાતિમાં થયેલો જાણતો હતો, તેથી એક વખતે રાજાએ હરિબળને સ્ત્રી સહિત ભોજનને માટે આમંત્રણ આપ્યું. ત્યાં રાજા વસંતશ્રીને જોઇ અત્યંત મોહ પામી ગયો, પરંતુ હરિબળ સાથે હતો, એટલે તે તેણીને મેળવી શકયો નહિં, પછી રાજાએ હરિબળને બોલાવી તેની આગળ જણાવ્યું કે, " મારી પુત્રીનો વિવાહ મોટા ઉત્સવ સાથે થવાનો છે. લંકાના રાજા **બિભીષણની** સાથે મારે અદ્દ્ભુત મિત્રતા છે, તેથી તારે જઇને તે બિભીષણને તે ઉત્સવમાં બોલાવી લાવવા તારા શિવાય બીજો કોઇ ત્યાં જઇ શકે તેમ નથી. " રાજાનાં આવાં વચનને હરિબળે કબુલ કર્યું અને તે તરત સમુદ્રના તીર ઉપર ગયો, પરંતુ લંકાનું વહાણ મળ્યા શિવાય તે ત્યાં જઇ શકતો ન હતો,

અહિં રાજાએ પોતાની દાસીદ્વારા વસંતશ્રીને બોલાવી માગણી કરી, ત્યારે વસંતશ્રીએ કહ્યું કે, " જો મારા પતિ નહિં આવે, તો પછી હું તમારૂં સર્વ વચન માન્ય કરીશ." તે સાંભળી રાજા મદનવેગ જરા હૃદયમાં ખુશી થયો. સામ વચનથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

સમુદ્ર તીરે રહેલા હરિબળે પેલી જલદેવતાનું સ્મરણ કર્યું, એટલે તે દેવતા હાજર થઇ, જે વચન વિબુધ–દેવતાઓ કહે છે, તે બરાબર પાળવામાં જ આવે છે. જલદેવતાએ કહ્યું, " વત્સ ! તેં મને હમણાં શા માટે યાદ કરેલ છે ? " હરિબળે કહ્યું, " હે કૃપાનિધિ દેવતા ! મને તત્કાળ લંકામાં પહોંચાડો. " પછી દેવતાએ તરતજ તેને લંકામાં પહોંચાડયો. હરિબળ લંકામાં જઇ કોઇએક શૂન્ય ગૃહમાં સ્વસ્થ મને રહ્યો. ત્યાં એક તુંબડું લટકતું જોવામાં આવ્યું. તેમાંથી અમૃત લઈ તેણે એક રક્ષા (રાખ) ના ઢગલા

ઉપર નાખ્યું, તેવામાં તેમાંથી એક સ્ત્રી પ્રગટ થઈ અને તેણે હરિબળને કહ્યું કે, 'તું કોણ છે ? અહિં ક્યાંથી અને શા માટે આવ્યો છે ? "તેણે કહ્યું, " મારૂં નામ હરિબળ છે. હું રાજાનો સેવક છું, વિશાળ નગરમાંથી અહિં આવ્યો છું અને ત્યાંના રાજા મદનવેગે લંકાપતિ વિભીષણને આમંત્રણ કરવા મને અહિં મોકલ્યો છે. હવે હાલ તમારૂં આશ્ચર્યકારી ચરિત્ર સાંભળવાને હું ઇચ્છું છું. " તે સ્ત્રી બોલી, " મારો સ્વામી વિભીષણ રાજાનો શસ્ત્રપાલક છે. તેનો મારી તરફ અવિશ્વાસ છે, એટલે તે મને અહિં ઘરમાં રક્ષા બનાવીને રાજાની પાસે જાય છે. પાછો અહિં આવે, ત્યારે આ તુંબડીના અમૃતના બિંદુથી તે રક્ષા ઉપર છાંટી મને નવીન બનાવે છે, આ પ્રમાણે તે હંમેશાં કર્યા કરે છે. હવે હું મારા તે નિત્યે મૃત્યુ આપનારા પતિથી હું કંટાળી ગઇ છું. તો આપણુ બંને એક ખડ્ગરત્ન અને આ તુંબડું લઇને સ્વેચ્છાથી ચાલ્યા જઇએ. હે સ્વામી, તમારા રાજા મદનવેગે જે આ વિભીષણને આમંત્રણ આપવાનો પ્રસંગ કર્યો છે તે પણ વિપરીત છે, માટે તમારે આ સ્થાન છોડી દેવું જોઇએ. " પછી હરિબળ જેનુ નામ કુસુમશ્રી હતું, તેવી તે સ્ત્રીને અને ખડ્ગરત્ન તથા તુંબડાને લઇ સમુદ્રના તીર ઉપર આવ્યો અને ત્યાં પેલી જલદેવતાનું સ્મરણ કર્યું. સ્મરણ માત્રમાં તે દેવતાએ આવી તે બંનેને તેમના ઉત્તમ વિશાળ નગરમાં તરત પહોંચાડયા અને તે જલદેવતા માન સહિત સ્વસ્થાને ગઈ.

હરિબળ કોઈ પ્રિયા સાથે ઘેર આવ્યો, એવા ખબર જાણી રાજાએ તેને બોલાવ્યો. તેણે આવી રાજાની આગળ પેલું ખડ્ગરત્ન મુકી પ્રણામ કર્યો, પછી રાજાએ તેને વૃત્તાંત પુછયો. એટલે તે આ પ્રમાણે કહેવા લાગ્યો, " રાજન્, હું મુશ્કેલી ભરેલા માર્ગોને ઓલંગી સમુદ્રના સજલ તીર ઉપર ગયો, પરંતુ ત્યાં જવાનું વહાણ મળ્યું નહિં, એટલે મારાથી ત્યાં શી રીતે જઈ શકાય ? તે લંકાનો માર્ગ શૂન્ય હોવાથી તેનાં વહાણો ચાલતાં નથી. પછી મેં હૃદયમાં વિચાર્યું કે " જેઓ મિત્ર, સ્વામી અને જિનેશ્વરનું વચન અંગીકાર કરી તેનો નિર્વાહ કરવાને અસમર્થ થાય છે, તેઓને તો અવશ્ય મરણનું જ શરણ લેવું જોઇએ. તે વખતે ત્યાં સુર–અસુરોને મેં નિમંત્રણ વિગેરે જણાવી કહ્યું કે, " હું અહિં બળીને મરીશ, પછી મારી રાખ પણ તમારે કાર્યસિદ્ધિને માટે લંકામાં પહોંચાડવી. " મારા આ વચનને સાંભળી કોઇ રાક્ષસ જેવામાં મારી પાસે આવ્યો, તેવામાં હું અગ્નિની ચિતામા પેઠો અને ક્ષણવારમાં ભસ્મ થઈ ગયો. પછી તે રાક્ષસે મારી રાખ લંકામાં જઇને વિભીષણને આપી અને મારો વૃત્તાંત કહ્યો. વિભીષણે પછી મને અમૃત છાંટીને સજીવન કર્યો અને મારૂં સત્ત્વ જાણી મને હર્ષથી પોતાની પુત્રી આપી અને તે કાર્યની એંધાણી તરીકે આ એક ખડ્ગરત્ન મારી સાથે મોકલાવ્યું. વળી તેમણે મને કહ્યું કે, " હાલ મારે મોટું કામ છે, તેથી હું તારી સાથે

નહિં આવું પરંતુ જ્યારે વિવાહનો સમય આવશે, ત્યારે જરૂર આવીશ." આ પ્રમાણે કહી તેણે મને સમુદ્ર ઉતારીને અહિં મુકયો છે." રાજા મદનવેગે આવા ઉચ્ચ બલવાળા હરિબળને જાણી તે અદ્ભુત કામ કરનાર તેને પારિતોષિક આપ્યું.

એક વખતે હરિબળે પોતાની બંને પ્રિયાઓને એકાંતે કહ્યું કે, "આપણે ઘેર રાજાને ભોજન કરવા માટે ગૌરવથી આમંત્રણ આપીએ." બંને સ્ત્રીઓએ કહ્યું, "સ્વામી! તે રાજાને ઘેર બોલાવવો ન જોઇએ. કારણ કે, તે ઘેર આવવાથી જરૂર અનર્થ થશે." તોપણ હરિબળે આદરથી રાજાને પરિવાર સાથે ઘેર બોલાવ્યો. સમર્થ પુરૂષોથી પણ શું હાથી કાને ઝાલ્યો રહે? પછી તે બંને સ્ત્રીઓએ કહ્યું કે, "જો તમો રાજાને ઘેર બોલાવો, તો તેને અમારો સ્પર્શ કે દર્શન કરાવવું નહિં." છતાં તે હરિબળે સુંદર વેષ પહેરાવી તે બંને પ્રિયાની પાસે રાજાને ભોજન પીરસાવ્યું. ભવિવ્યતા બલવતી છે. રાજા મદનવેગ તે બંને સ્ત્રીઓને જોઇ હૃદયમાં મોહિત બની ગયો. શાસ્ત્રમાં મહિલાઓને મોહની વલ્લીઓ કહેલી છે. પછી હરિબળે રાજાને સત્કારપૂર્વક તેને ઘેર વિદાય કર્યો, પરંતુ રાજાએ તો તે હરિબળને મારવાનોજ વિચાર કરવા માંડયો. તેણે પોતાના મંત્રીને બોલાવીને પુછયું કે, "આ હરિબળનું મરણ શેનાથી થાય?" મંત્રીએ કહ્યું, "તેનું મરણ અગ્નિથી થઇ શકશે." રાજા બોલ્યો, "એ તો ચિતામા બલીને જીવતો થયો છે." મંત્રીએ કહ્યું, "નરાધિપ! એ ખોટું બોલે છે. જો તે મારી સમક્ષ અગ્નિમાં પેસી જીવતો બાહિર નીકળે, તો હું સાચું માનું પરંતુ તેના ભાષણથી સાચું માનતો નથી." પછી મંત્રીએ હરિબળને બોલાવી મૃદુ ભાષાથી કહ્યું કે, "અમારા રાજ્યમાં તારા જેવો કોઈ મોટા કામ કરનારો પુરૂષ નથી, તેથી મારી આજ્ઞાથી તું યમરાજાને બોલાવાને સત્વર જા, કારણ કે હવે વિવાહનું લગ્ન નજીક આવે છે." હરિબળે કહ્યું, "હું કયે માર્ગે થઇને જાઉ?" મંત્રીએ કહ્યું, "અગ્નિની ચિતાને માર્ગે જા." હરિબળ તે વચન કબુલ કરીને ઘેર આવ્યો અને તે વૃત્તાંત પોતાની પ્રિયાઓની પાસે કહ્યો. તે વખતે તે સ્ત્રીઓએ કહ્યું "સ્વામી! તમોએ રાજાને ઘેર બોલાવ્યો, તેનું આ ફલ છે." તે સમયે કુસુમશ્રી બોલી, "સ્વામી, ધીરજ છોડશો નહિં હું તમોને ઘરમાં રહેલા પેલા અમૃતના સિંચનથી પુનઃ જીવતા કરીશ." પછી મંત્રીના કહેવાથી રાજાએ ચિતા તૈયાર કરાવી અને તેની અંદર તે સત્વવાન્ હરિબળે સર્વની સમક્ષ પ્રવેશ કર્યો. તે વખતે લોકોએ હાહાકાર કર્યો. તે હરિબલ ક્ષણમાં તો ભસ્મ થઈ ગયો. પછી રાજા મદનવેગ મનોરથ સિદ્ધ થઈ મંત્રીની સાથે પોતાના ધામમાં ગયો.

રાત્રે અંધકારનો સમૂહ પ્રસરતાં કુસુમશ્રી પેલું તુંબડું લઇને ચિતાની ભૂમિના ભાગ ઉપર આવી. તેની ઉપર તેણીએ અમૃત છાંટયું ત્યાં તેમાંથી હરિબળ પ્રગટ થઇ

આવ્યો અને તે પોતાને ઘેર આવ્યો. પૃથ્વીમાં મોટા પુરૂષોને પણ ચડતી પડતી થાય છે. આ મરી ગયેલો જીવતો કેમ થયો? એમ આશ્ચર્ય પામવાનું નથી કારણ કે, મરેલો દેડકો મેઘના જલથી જીવતો થાય છે. જેમ ગળો શુકી ગઈ હોય, પણ તે જલથી અનંત જીવવાળી થાય છે; એવીજ રીતે નિર્જીવ એવા કાષ્ઠાદિક પણ લોકોની સમક્ષ સજીવ થયેલા જોવામાં આવે છે. તિલકનું વૃક્ષ અંગારામાંથી પ્રગટી નીકળે છે, એવું પણ કવચિત્ સંભળાય છે. જ્યારે જલનો યોગ થવાથી એમ બને છે, તો પછી અમૃતની શી વાત કરવી? અથવા તેઓના બીજરૂપે અવયવ રહે છે, તેથી તેમાં કોઇ જાતનો બાધ આવતો નથી તેમજ જિનાગમમાં પણ તેનો બાધ આવતો નથી, કારણકે અહિં જે ચિતામાંથી મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિ કહેલી છે, તે લોકરૂઢીથી કહેલી છે. જિન ભાષાથી કહેલી નથી. અહિં હરિબળ અને તેની બે સ્ત્રીઓ એમ ત્રણે મળીને જ્યાં વાર્તા કરતા હતા, તેવામાં રાજા ત્યાં આવ્યો તે વખતે કુસુમશ્રીએ કહ્યું કે, હે સ્વામી, દ્વાર ઉપર રાજા આવ્યો છે તેથી તમે અદૃશ્ય રહી અમારૂં સ્વરૂપ જુઓ, કે જેથી રાજાને પણ તમારી જાણ ન થાય" પછી હરિબળે તેમ કર્યું એટલે કુસુમશ્રીએ ગૃહદ્વાર ઉઘાડયું. રાજા એકાકી પાપબુદ્ધિથી ઘરમાં પેઠો. કુસુમશ્રીએ રાજાને આસન આપી પુછયું કે, "અત્યારે રાત્રે આપનું આગમન શા માટે થયું છે?" રાજાએ કહ્યું "તમો બંને યુવતિઓને બોલાવાને માટે." કુસુમશ્રી બોલી "આપ રાજાને તે ઘટતું નથી. અતિશય રૂપવાળી પ્રજા પણ તમારે પ્રજાપતિની જેમ પ્રજારૂપજ હોવી જોઇએ. તમો તેમાં મોહિત ન થાઓ." આ પ્રમાણે તેને સમજાવી વાર્યો છતાં પણ જ્યારે તેણે આગ્રહ છોડયો નહિં, ત્યારે તેણીએ ફરીવાર કહ્યું કે, "આજનો દિવસ રાહ જુવો, કારણ કે, અમારે પતિ મરણનો શોક છે. જો શોક ન પાળીએ, તો લોકો નિંદા કરશે." તેની આવી વાણી સાંભળી રાજા તે દિવસે પોતાને ઘેર ગયો પછી હરિબળે પેલી જળદેવીનું સ્મરણ કર્યું, એટલે તે આવીને હાજર થઇ તેણે તેને તે વૃત્તાંત જણાવ્યો, તે ઉપરથી તે એક દેવ અને દિવ્ય આભૂષણો આપી ચાલી ગઇ. પ્રાતઃકાળ થયો, એટલે તે હરિબળ દિવ્ય વેષ ધારણ કરી; બીજા દંડધારી દેવને સાથે લઇ હર્ષ પામતો રાજાની પાસે આવ્યો. પ્રતિહારે ખબર આપતાં રાજા અને મંત્રી શિવાય બધી સભા હર્ષિત બની ગઇ. તેણે રાજાને નમસ્કાર કર્યો, રાજાએ પુછયું કે, 'યમરાજને ઘેર કુશળ છે?' તેણે કહ્યું, "હે વિભુ, યમરાજને ઘેર કુશળ છે." રાજાએ પેલા દેવને જોઇને પુછયું કે "આ કોણ છે?" "આ યમરાજાનો દૂત છે" તેણે ઉત્તર આપ્યો. પછી તે દૂત રાજા પ્રત્યે બોલ્યો, "રાજન્! આ હરિબળે તમારા કહેવા પ્રમાણે યમરાજને કહ્યું, તે ઉપરથી તેઓએ હૃદયમાં હર્ષ પામીને મને મોકલ્યો છે, અને મારે મુખે કહેવરાવ્યું છે કે, "તમે હર્ષથી સર્વ ઉત્તમ પરિવાર લઇને એક વખત મારે ઘેર આવશો તો પછી અમે

સર્વની ભક્તિ કરવા તમારે ઘેર આવીશું " આ સાંભળી રાજાએ સદ્વૃત્તિથી મંત્રીના મુખ સામે જોયું, મંત્રી સર્વ દિવ્ય આભૂષણોથી વિભૂષિત એવા હરિબલને જોઇ લોભાઈને બોલ્યો-" દેવ આપણે ચાલો યમરાજને ઘેર જઇએ. કારણ કે, પર ઘેર જવા આવવાથી મૈત્રી વધે છે." પછી રાજાની આજ્ઞાથી રાજપુરૂષોએ મોટી ચિતા તૈયાર કરી, તેની અંદર પ્રવેશ કરવાને રાજા મંત્રી વિગેરેની સાથે હર્ષથી ચાલ્યો, પહેલાં તેની અંદર યમરાજાનો દૂત પડયો, પછી મંત્રી પડયો પછી જેવામાં રાજા તેમાં પડવાને ઉત્સુક થયો, તેવામાં હરિબળે તેને હાથે પકડી રાખ્યો, અને કહ્યું કે, "રાજન્, તમે પડશો નહિ" રાજા બોલ્યો, " શા માટે હું ન પડું ? " હરિબલે કહ્યું, "હે રાજા કયારે પણ અગ્નિમાં પડેલા શું જીવે છે ? આ તો મારી બુદ્ધિની ચેષ્ટા છે. આ મંત્રીએ તમને ખોટી સલાહ આપી હતી, તેથી તેનો નાશ કરવામાં આવ્યો છે; પરંતુ હું સ્વામિદ્રોહ કદિપણ કરીશ નહિ. માટે તમે તમારા આવાસમાં સત્વર ચાલ્યા જાઓ. વૃથા મૃત્યુ પામો નહિં. " તેનાં આવાં વચન સાંભળી રાજાએ ચિંતવ્યું કે, " અહો ! આ સામાન્ય પુરૂષ નથી. પૂર્વે મેં એ નિરપરાધી છતાં એનું પ્રાણાંત સુધીનું વિપરીત ચિંતવ્યું હતું, એવા હું અપરાધી ઉપર પણ અત્યારે દયાળુ થયો તેથી ખરેખરો [1]ક્ષમાભૃત્ તો આજ પુરૂષ છે અને હું તો એક સામાન્ય ગૃહસ્થ પણ નથી, તેથી મારૂં રાજ્ય આ પુરૂષને આપી હું અનગાર થાઉં " આવું ચિંતવી રાજાએ ઘેર જઇ તે હરિબળને પોતાની પુત્રી આપી અને [2]પાણિમોચનને સમયે પોતાનું રાજ્ય આપી દીધું, પછી પોતે દીક્ષા લીધી.

એક વખતે હરિબળે પોતાના મનમાં હર્ષથી ચિંતવ્યું કે, "જો આ વખતે મારા જ્ઞાની પૂર્વગુરૂ આવે, તો વધારે સારૂં " દૈવયોગે તેટલામાંજ તે બુદ્ધિ ચતુર ગુરૂ આવી ચડયા. હરિબળ તે ખબર જાણી સપરિવાર આનંદયુક્ત થઇ ગયો. ગુરૂની સમીપે જઈ તેમના ચરણ કમળમાં નમી અને દેશના સાંભળી તે ગૃહસ્થ શ્રાવકધર્મને પ્રાપ્ત થયો. પછી જ્યારે પુત્ર થયો, એટલે તેને રાજ્ય ઉપર સ્થાપિત કરી પોતે ચિત્તમાં સંતોષનું પોષણ કરી દીક્ષા ગ્રહણ કરી. તેણે તે મહાવ્રત અતિચાર રહીત લાંબો કાળ પાળ્યું અને છેવટે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સમાધિવડ તે સિદ્ધિને પ્રાપ્ત થયો.

આ પ્રમાણે મંત્રીએ નિયમ સંબંધી અદ્ભુત કથા કહી. તે પછી પૌષધાલયની મધ્યે ગયો અને ત્યાં આવશ્યકક્રિયા અને સ્વાધ્યાય ધ્યાન કરીને તે સદ્બુદ્ધિવાલા રાજાએ બીજા પહોરમાં કાયોત્સર્ગ કર્યો. તે વખતે કોઇ મિથ્યાદષ્ટિ દેવતાએ તેને ધર્મપરાયણ જાણીને ઉપદ્રવ કરવા માંડયો. તોપણ તે ધ્યાનથી ચલિત થયો નહિં. ત્યારે તે

૧ ક્ષમાભૃત્ રાજાપક્ષે મુનિ
૨ કરમોચન એટલે હથેવાળો છોડાવવો તે વખતે.

દેવતાએ પ્રગટ થઇને તેની ઘણી સ્તુતિ કરી. પરંતુ તેથી ભૂત દોષને આપનારા રાગદ્વેષ તેને થયા નહિં: છેવટે તેને વસ્ત્રાભરણો આપી તે દેવી આકાશમાં ચાલી ગઇ, રાજા પ્રભાતે પૌષધને પારી પોતાને ઘેર આવ્યો એવી રીતે તે મલયકેતુ રાજા સદાકાળ પર્વના દિવસોમાં પૌષધ કરવા લાગ્યો અંતે મૃત્યુ પામીને તે સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્તમ દેવતા થયો, આવી રીતે અન્ય ધન્ય જનોએ પણ એ પૌષધ વ્રતની આરાધના કરવી કે જેથી ભવોભવ સર્વ અર્થની સિદ્ધિ થાય.

## इति एकादशं व्रतम्.

---

કોઈ અતિથિને કાંઇ પણ આપીને પછી જમવું, તે ભોજન કહેવાય છે. તે શિવ ય તો આ લોકમાં કાગડા વિગેરે પણ પોતાના ઉદરનું પોષણ કરે છે. કદિ તે પ્રમાણે હંમેશાં ન થાય, તો વિવેકી પુરૂષે પૌષધના પારણાને દિવસે તો પાત્રને ભોજન આપીનેજ જમવું જોઇએ. જે પુરૂષ તે **અતિથસંવિભાગ** નામનું વ્રત આરાધે છે, તે **શાંતિમતી**ની જેમ અવશ્ય સુખનું પાત્ર બને છે અને જે તેની વિરાધના કરે છે, તે **પદ્મલોચના**ની જેમ આલોક તથા પરલોકમાં દુઃખને પામે છે.

## શાંતિમતી અને પદ્મલોચનાની કથા.

સંપત્તિમાં વિશાળ અને ભરતક્ષેત્રના મંડનરૂપ **વિશાળ** નામના નગરમાં શ્રાવકના શુદ્ધગુણવાળો **સાધારણ** નામે શ્રાવક રહેતો હતો. તેને એક **શાંતિમતી** નામે પુત્રી હતી, તે બાળવિધવા હતી અને બીજી પદ્મના જેવા લોચનવાળી **પદ્મલોચના** નામે પુત્રી હતી, તે સધવા હતી એક વખતે તે બંને બ્હેનોએ ગુરૂની પાસે હર્ષથી ગૃહસ્થ ધર્મ અંગીકાર કર્યો અને તેમાં અતિથિસંવિભાગનું વ્રત વિશેષપણે ગ્રહણ કર્યું. તે ઉત્તમ બંન્ને બ્હેનો સુખથી વ્રત પાળતી હતી, તેવામાં એક વખતે વર્ષાઋતુ આવી. તેમાં નિરંતર વૃષ્ટિ થયા કરતી હતી. તે કાલે અપ્કાય જીવોનો વધ થવાના ભયથી મુનિઓ ભિક્ષાટન કરતા નહિં. કારણ કે, તપસ્વિઓની એવી મર્યાદા છે. તેને લઇને તે બંને બ્હેનોએ પાંચ દિવસ સુધી ઉપવાસ કર્યા. પાંચમા દિવસની રાત્રિને અંત ભાગે પદ્મલોચનાએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, 'શાંતિમતીને બળે બંધાયેલી હું ક્ષુધાનું કષ્ટ શા માટે વેઠું ? જેને માટે બીજા દેહનો સંદેહ રહે એવા આ દેહમાં હું અત્યંત દુઃખી થાઉં છું." આ પ્રમાણે ચિંતવી તેણીએ પ્રભાતકાળે છુપી રીતે ઘણું ભોજન કરી લીધું. ક્ષુધાના જેવી બીજી વેદના નથી. તેને માટે ગાંધારીનું આ પ્રમાણે વચન છે. "હે વાસુદેવ ! જરાવસ્થા, નિર્ધનતા, વિધવાપણું અને પુત્રનો શોક. એ બધા કષ્ટોના કરતાં પણ ક્ષુધાનું કષ્ટ વધારે છે." માતા પિતાએ માન્ય, દાતાર અને શાંતિવાળી

પોતાની સતી પુત્રી શાંતિમતીને કહ્યું, "હે નિર્મળ વત્સે! તું યોગ્ય ભોજન કેમ કરતી નથી? અન્ન વગર તારા પ્રાણુ આધાર વગરના (નિરાધાર) થઇ હમણાંજ ચાલ્યા જશે." શાંતિમતી બોલી, "માતાપિતા, મેં બારમું અતિથિસંવિભાગ વ્રત લીધું છે, તેથી કોઇ પણ અતિથિને કાંઈક ભોજન આપીને હું જમું છું. હાલ વર્ષાદને લઇને અહિં સાધુઓ આવતા નથી તેથી હું તે વ્રતને કારણે ઉપવાસ કરૂં છું." તે સાંભળી માતા પિતા બોલ્યા, "વત્સે, તો તું ઘેરથી ભોજન લઈ ઉપાશ્રયે જઇ સાધુઓને જલદી આપી આવ્ય." શાંતિમતી બોલી, "સાધુઓ તેવો સામો લાવેલો આહાર લેતા નથી." માતાપિતાએ કહ્યું, 'તો પછી અન્ન વિના તારૂં જીવિત શી રીતે રહેશે?" તે બાલા ફરીવાર બોલી, "માતાપિતા! તમારા પ્રસાદથી મેં એ વ્રતો આજ સુધી હંમેશાં પાળ્યાં છે, તો હવે તેનો ભંગ કેમ કરૂં? જેઓ પોતાના જીવિતને માટે વ્રતનો ભંગ કરે છે તેઓ કલ્પાંત સુધી જીવે અથવા સ્વર્ગે જાય તો પણ તે શા કામનું છે? કદિ મારો જીવ જાય, તો ભલે જાય, પણ હું મારા નિયમને છોડીશ નહિં." તેણીએ વિચારવાળી બુદ્ધિથી આવો નિશ્ચય કર્યો.

પેલી પદ્મલોચનાનું અતિ ભોજન કરવાથી રાત્રે વિસૂચિકા (કોલેરા) નો રોગ થઇ આવ્યો અને તે દિવસે મૃત્યુ પામી ગઈ. તે અતિ પ્રાજ્ઞ હૃદયવાળી પણ વ્રતના ભંગથી વ્યંતરી થઈ. પછી બે દિવસે ભારે મેઘવૃષ્ટિ શાન્ત થઇ ગઇ. સારી વાસનાવાળા સાત દિવસના ઉપવાસને અંતે તે મુનિઓ ગુરૂની વાણીથી નિર્જલ દેશમાં વિહાર કરવાને એકઠા મળીને ચાલ્યા, જે દયાળુ મુનિઓ ફરતા ફરતા ત્યાં ગોચરીએ પધાર્યા, તેમને ભિક્ષા આપી શાંતિમતીએ પારણું કર્યું. આ પ્રમાણે તે નિરતિચાર અતિથિસંવિભાગ વ્રતને ભાવથી આરાધી અંતે અનશન લઈ બીજા દેવલોકમાં ગઇ. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં જન્મી હર્ષથી વ્રત આદરી અંતકાલે શાશ્વત મોક્ષને પામશે. એવી રીતે પ્રાજ્ઞ મનુષ્યોએ સદા આ વ્રત પાળવું કે જેથી મહાસુખદાયક અને ગુણોથી પ્રગટ થનારો મોક્ષ પ્રાપ્ત થાય.

इति द्वादशं व्रतम्.

---

આ પ્રમાણે પૂર્વે કહેલા ચાર વ્રતોથી શ્રી ગુરૂનો સંયોગ થાય અને પછી લોકોમાં તેની શિક્ષા પ્રવર્તે તે ઉપરથી એ શિક્ષાવ્રત કહેવાય છે. આ બાર પ્રકારનો શ્રાવકધર્મ બાર દેવલોકને આપનારો છે અને સૂર્યની જેમ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યનુ સર્વતમ-અંધકારને હરનારો છે. જેમ સર્વ રસવતી [1]રૂચિથી ઉત્તમ પુષ્ટિ આપનારી અને અનંત બળ કરનારી થાય છે, તેવી રીતે સર્વ ક્રિયા [2]રૂચિથી સંવર પુષ્ટિ આપનારી અને અનંત બળ

૧ રૂચિ-ઇચ્છા. ૨ ભાવ પ્રીતિ.

અર્પનારી થાય છે. જેમ ઉત્તમ પુરૂષને ચરણાંગ વિગેરેની સામગ્રી હોય. પણ જો તે પુરૂષ અદર્શન દૃષ્ટિ રહિત હોય તો તેને અક્ષ -અબાધિત પદ-સ્થાનનું દર્શન થતું નથી, તેવી રીતે ઉત્તમ પુરૂષને જો ચરણાંગ-ચારિત્ર-અંગ વિગેરેની સામગ્રી હોય, પણ જો તે પુરૂષ સમ્યગ્ દર્શનથી રહિત હોય, તો તેને અક્ષયપદ-મોક્ષનું દર્શન થતું નથી. સત્પોત-સારૂં વહાણ પ્રૌઢ હોય અને ગુણશ્રેણી-દોરની પંકિતથી યુકત હોય, પણ તેને ધ્રુવ દર્શન-ધ્રુવના તારાનાં દર્શનને આધારે ઇષ્ટ સ્થાનની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે સત્પોત-સારો બાળક પ્રૌઢ થયો હોય અને ગુણોની શ્રેણી તેણે સંપાદન કરી હોય, પણ જો તેને ધ્રુવ દર્શન-નિશ્ચલ એવા સમ્યક્ દર્શનની પ્રાપ્તિ હોય, તો તે ઇષ્ટ સ્થાન મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે. આ લોકમાં જેવી રીતે સુવર્ણ શુદ્ધિનું કારણ કહેલું છે, પરંતુ જો તે અમૂલ્ય રત્નથી યુકત હોય, તો તે મહોદયનું કારણ થાય છે, તેવી રીતે સુવર્ણ-જ્ઞાન, શુદ્ધિનું કારણ છે, પણ જો તે અમૂલ્ય-ચારિત્ર રત્નથી યુકત હોય, તો તે મહોદય-મોક્ષનું કારણ થાય છે. જેમ [1]નાયક વિનાનો હાર, જિનેશ્વર વિનાનો પ્રાસાદ અને ઘી વગરનો આહાર આ પૃથ્વી ઉપર શોભાને પ્રાપ્ત થતો નથી, તેવી રીતે સમ્યકત્વ વિનાનો ધર્મ સુખસમૂહને કરનારો થતો નથી, તેથી તે સમ્યકત્વ કુલધ્વજની જેમ મનુષ્યોએ સદા પાળવું જોઇએ.

## કુલધ્વજની કથા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રની મધ્યે રહેલી **અયોધ્યા** નામની નગરી છે. તેમાં **શંખ** નામે રાજા હતો. તેને **ધારિણી** નામે રાણી હતી અને **કુલધ્વજ** નામે પુત્ર હતો. એક વખતે કુલધ્વજ સુભટોને લઇ વનમાં ક્રીડા કરવાને ગયો, ત્યાં તે કુમાર પુષ્પો ચુંટવા લાગ્યો. તેવામાં દર્પણના જેવા નિર્મળ અને વૃક્ષ તળે બેઠેલા એક સૂરિ તેના જોવામાં આવ્યા. મેઘને દેખીને જેમ મયૂર ખુશી થાય, તેમ તે સૂરિને દેખી ખુશી થયો અને પછી ગુરૂગુણવાલા તે ગુરૂને તેણે વંદના કરી. પોતાના હૃદયમાંથી માનને દૂર કરી તે યોગ્ય સ્થાને બેઠો એટલે ધર્મધુરંધર ગુરૂ આ પ્રમાણે બોલ્યા-" જે મનુષ્યો પવિત્ર મનુષ્યપણું મેળવીને [2]પાંચમી ગતિ મેલવે છે, તેઓનું જીવન સફલ કહેલું છે. શ્રી જિન ભગવાનોએ સમ્યગ્ દર્શન, ચારિત્ર અને જ્ઞાનને સર્વ માર્ગને દર્શાવનારો તે (મોક્ષ)નો નિરાબાધ ઉપાય કહેલો છે. તેઓમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રિ વર્ગમાં જેમ ધર્મ શ્રેષ્ઠ છે. તેમ દર્શન શ્રેષ્ઠ છે, તેથી કાર્યને જાણનારા (કુશળ) પુરૂષે હંમેશાં તે દર્શનની અંદર ચિત્ત જોડવું તે દર્શન-સમ્યકત્વને વિદ્વાનો એક પ્રકારે, બે પ્રકારે,

---

૧ નીચે લટકતું મોટું મોતી અથવા ચકદું.

૨ મોક્ષ-ગતિ.

ત્રણ પ્રકારે, ચાર પ્રકારે અને પાંચ પ્રકારે જણાવેલું છે. એક પ્રકારે તે **સમ્યકત્વ** પવિત્ર **તત્વરૂચિ** નામે છે. દ્રવ્ય અને ભાવથી, નિશ્ચય અને વ્યવહારથી અને ઉપદેશ અને નિસર્ગથી એમ બે પ્રકારનું સમ્યકત્વ જિનાગમમાં કહેલું છે. **કારક, રોચક અને દીપક** તેમ **ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક**-એમ ત્રણ પ્રકારે કહેલું છે. ઔપશમિક, સાસ્વાદન, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એમ ચાર પ્રકારે કહેલું છે. તેમાં **વેદક** નામ વધારવાથી તે સમ્યકત્વ પાંચ પ્રકારનું કહેવાય છે. એ સમ્યકત્વને પાંચ લક્ષણ, પાંચ ભૂષણ અને પાંચ દૂષણો કહેલાં છે." ગુરૂનો આવો ઉપદેશ સાંભળી કુલધ્વજે સર્વની સમક્ષ રાગદ્વેષને નિરાકરણ કરનારૂં, સમ્યકત્વ ગ્રહણ કર્યું. જ્યારે તેણે સમ્યકત્વ અંગીકાર કર્યું, ત્યારે સુવિચારી ગુરૂ બોલ્યા-" ભદ્ર ! તારે હવે પછી (આજથી માંડી) હંમેશાં પંચપરમેષ્ઠીના સ્વરૂપનું ચિન્તવન કરવું, સુગુરૂની આરાધના કરવી, જીવદયામય ધર્મ પાળવો, સદા કષાયોને છોડી દેવા, ઉત્તમ પુરૂષોનો સંગ કરવો, નિત્ય સ્વદાર સંતોષ રાખવો, કોઇનો દોષ ગ્રહણ કરવો નહિ, નવતત્ત્વ ઉપર રૂચિ રાખવી, અને સાધુધર્મ તરફ વૃત્તિ રાખવી. ઇત્યાદિ વર્ત્તન કરવાથી તારૂં સર્વ શુભ થશે." આવો ઉપદેશ સાંભળી કુલધ્વજ પોતાને ઘેર જવા માર્ગે ચાલતો થયો, તેવામાં કોઇ બે સ્ત્રીઓ પરસ્પર કલહ કરતી જોઇ તેમને રાજકુમારે કલહ કરવાનું કારણ પુછયું, તેઓમાંથી એક બોલી, " રાજકુમાર ! હું લોહકારની સ્ત્રી છું. અને આ રથકારની સ્ત્રી છે. મારા મસ્તક ઉપર પાણીનો મોટો ઘડો છે અને આ સ્ત્રીના મસ્તક પર ખાલી ઘડો છે, છતાં તેણે મને જવા માટે રસ્તો આપ્યો નહિં. મારા પતિની કારીગરીના જેવું જ્ઞાન-સદ્બુદ્ધિવાલા કયા પુરૂષમાં છે ?" તે સાંભળી કુમાર બોલ્યો, " તારા પતિમાં કારીગરીનું જ્ઞાન કેવું છે ?" તે બોલી, " મારો પતિ લોઢાનું માછલું બનાવી તેને આકાશમાં ઉછાળી સમુદ્રમાંથી રત્નો અને મોતીઓ આણી આપે છે, તેથી આ રથકારની સ્ત્રીની સાથે મારી તુલના કરવાની નથી." તે સાંભળી પેલી રથકારની સ્ત્રી બોલી, " મારો પતિ લાકડાના અશ્વ બનાવી આકાશમાં ફરે છે અને તે વડે છ માસમાં બધી પૃથ્વીને જોઇ પાછો પોતાના નગરમાં આવે છે, તેથી આ લોહકારની સ્ત્રીના કરતાં હું વધારે ચડીયાતી છું." પછી રાજકુમાર તે બંને સ્ત્રીઓને લઈ રાજાની પાસે આવ્યો. રાજાએ તે બંનેનો વૃત્તાંત પુછયો એટલે કુમારે તે સર્વ કહી સંભળાવ્યો. પછી રાજાએ તેમના સ્વામી લોહકાર અને રથકારને પોતાની પાસે બોલાવ્યા. તેમાં પ્રથમ લોહકારને માછલું બનાવવાને લોઢું આપ્યું. વિજ્ઞાનશાળી લોહકારે લોઢાનું માછલું બનાવ્યું અને તે લઇને તે રાજાના ઓરડામાં આવ્યો, તે રાજા સાથે હર્ષથી ઓરડામાં રહ્યો અને તે માછલા ઉપર પવનના સંદોહને ધારણ કરનારી યંત્રમય ખીલી મારી કે તરતજ તે માછલું પવનવેગે આકાશમાં ઉડયું અને સમુદ્રમાં જઇ રત્નોને લઇ પાછું આવ્યું. તે જોઇ રાજાએ ચિત્તમાં ચમત્કાર પામી તેને પુછયું કે, " તને આવી કલા કયાંથી પ્રાપ્ત થઇ ?" તે બોલ્યો, " દેવ ! મને દેવતાએ વરદાન આપેલ છે."

તેવામાં પેલા રથકારે કાષ્ઠનો અશ્વ બનાવ્યો; તે બુદ્ધિમાન સુથારે તે અશ્વ લાવી રાજાની આગળ ધર્યો. ત્યારે કુમાર બોલ્યો, " આ અશ્વની પરીક્ષા તો હું જાતે કરૂં. " રાજાએ રથકારને કહ્યું કે, " આ અશ્વ પાછો કેટલે દિવસે અહિં આવશે ? " રથકારે કહ્યું, " તે છ માસે પાછો આવશે. " પછી રાજાની આજ્ઞા લઇ કુમાર તે અશ્વ ઉપર ચડી (યંત્રમય) ખીલીના પ્રયોગથી આકાશ માર્ગે ઉડયો. તે પૃથ્વીનું અવલોકન કરતો હતો. ત્યાં એક સુંદર નગરી જોવામાં આવતાં ત્યાં રહેવાની ઇચ્છાથી તેણે યંત્રની ખીલી પાછી ખેંચી. એટલે તેના આઘાતથી અશ્વ પૃથ્વી ઉપર પડયો. કુમાર તે ઉપરથી વિસ્મય પામી ઉતરી ગયો. તે અશ્વના જુદા ખંડ કરી પોતાના માથા આગળ રાખીને રાજકુમાર એક છાયાથી સુંદર એવા આમ્રવૃક્ષની તળે સુઈ ગયો. તે વખતે કોઈ માળી ત્યાં આવ્યો. તે આમ્રની છાયામાં સુઇ ગયેલા કુમારને જોઇ વિસ્મય પામ્યો. જ્યારે કુમાર નિદ્રાથી મુકત થયો, ત્યારે તેને નમી અને સન્માન આપી તે માળી પોતાને ઘેર લઇ ગયો. ત્યાં તેને જમાડી વાસસ્થાન આપ્યું. પછી કુમાર તે માળીને ઘેર અશ્વને મુકી લીલાવડે નગરમાં ફરવા નીકળ્યો. તેવામાં નેત્રોને આનંદ આપનારૂં એક જિનેંદ્ર ભવન તેના જોવામાં આવ્યું. તે મંદિરમાં પેસી અર્હતપ્રભુને નમી જેવામાં તે પ્રભુની સ્તુતિ ભણતો હતો, તેવામાં તે મંદિરમાં એક પ્રતિહારી આવી. તેણીએ જિનાલયમાંથી સર્વ પુરૂષોને બાહેર કાઢયા. કુમાર તે જોવાની ઇચ્છાથી મંદિરના એક ખુણામાં સંતાઇ રહ્યો. તે વખતે સ્ત્રીઓથી પરિવૃત થયેલી રાજકુમારી જિનાલયમાં આવી, ત્યાં નૃત્ય કરી અને પ્રભુને નમી પોતાને ઘેર ચાલી ગઇ. પછી કુમારે બાહેર નીકળી કોઈ પુરૂષને પુછયું કે, " આ કયું નગર છે અને તે પુત્રી કોની છે ? " તે પુરૂષે કહ્યું. " વિભુ ! સાંભળો, " આ નગરનું નામ રત્નપુર છે. તેમાં **વિજય** નામે રાજા છે, તેણે આ જિન-ચૈત્ય કરાવેલું છે. આ કન્યા **ભવનમંજરી** નામે તે રાજાની પત્રી છે. વિજયરાજાએ એક વખતે પોતાના મંત્રીઓને કહ્યું કે, " આ કન્યાને યોગ્ય કયો વર છે ? " તે સમયે એ કન્યાએ રાજાને કહ્યું કે, " જે કોઈ પુરૂષ ભૂચર છતાં પોતાની શકિતવડે આકાશમાં ચાલી શકે તેવા પુરૂષને હું વરીશ. આ ત્રણ જગતમાં માન્ય એવા બીજા કોઇને પણ વરીશ નહિં. " તે સાંભળી રાજાએ ચિંતવ્યું કે, " આ પુત્રીએ દુર્ઘટ પ્રતિજ્ઞા કરી, હવે હું તેની પ્રતિજ્ઞા શી રીતે પૂરી શકીશ ? " આવી રીતે તે કન્યાનો સમય વીતે છે, અદ્યાપિ તેને તેવો યોગ્ય વર મળતો નથી. તેથી તે હમેશ અહિં આવી જિન-પ્રભુની પાસે નૃત્યગીત કરે છે. " આ વાત સાંભળી રાજકુમાર રાત્રે પેલો અશ્વ તૈયાર કરી જ્યારે અર્ધરાત્રિ થઇ, ત્યારે ઉડીને તે રાજકન્યા ભવનમંજરીના ભુવનમાં આવ્યો, ત્યા તેણીના પલંગ ઉપર અર્ધું ચાવેલું તાંબૂલ મુકી પાછો સ્વસ્થાને આવી તેણે તે અશ્વને વીંખી નાખ્યો. રાજકુમારી પ્રભાતકાળે પોતાના પલંગ ઉપર તે તાંબૂલ જોઇ આશ્ચર્ય પામતી મનમાં વિચારવા લાગી કે, " રાત્રે આ તાંબૂલ કોણે નાખ્યુ હશે?" બીજે દિવસે તે રાત્રે ખોટી નિદ્રાથી સુતી, તેવામાં પહેલા દિવસની જેમ રાજકુમાર આકાશ માર્ગે આવ્યો. પ્રથમની જેમ તેણે અર્ધું ચાવેલું તાંબૂલ પલંગ ઉપર મૂકી જેવામાં ચાલવા માંડયું, ત્યાં રાજકુમારીએ વેગથી તેના વસ્ત્રનો છેડો મજબૂત પકડી રાખ્યો, અને

પુછ્યું કે, " તમે કોણ છો ? કઇ રીતે અને કયાંથી આવ્યા છો ? તે કહો." રાજકુમારે પછી પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તેનું સર્વ વૃત્તાંત સાંભળી રાજકુમારીએ પોતાના હૃદયમાં વિચાર્યું કે, " આ કુમારે મારી દુર્ઘટ પ્રતિજ્ઞા પૂરી કરી, હવે હું આ આકાશગામી રાજપુત્રને વરૂં." આવું ચિંતવી તેણીએ પોતના હૃદયનો ભાવ જણાવ્યો, એટલે રાજકુમાર તેણીને પરણ્યો. તે કુમાર રાત્રે રાજકુમારીના ભવનમાં અને દિવસે નગરનાં રહેવા લાગ્યો. ભુવનમંજરીના અંગોનો વિકાસ જોઇ તેની સખીઓએ તેની માતાને સર્વ જણાવી દીધું અને તે માતાએ રાજાની આગળ જણાવ્યું. રાજા છૂપો ક્રોધ કરીને રહ્યા, તેવામાં કોઇ એક વેશ્યા પરિવાર સાથે ત્યાં આવી. પોતાને વખતનો લાગ મળવાથી તેણીએ નૃત્ય શરૂ કર્યું અને પૂર્વે નહીં જોયેલી એવી કોઇ નવીન અદ્ભુત કળા બતાવી, તોપણ રાજાએ તે વેશ્યાને યોગ્ય કાંઇ આપ્યું નહિં. તે ઉપરથી વેશ્યાએ રાજાનું મન ચિંતાતુર છે એમ જાણી લીધું, પછી તેણીએ એકાંતે રાજાને આગ્રહથી પુછયું એટલે રાજાએ પોતાની સર્વ બીના કહી આપી. પછી વેશ્યાએ રાજાની આગળ કહ્યું કે, " તે છુપા માણસને હું પ્રગટ કરીશ." ચતુર વેશ્યાએ રાત્રે જઇ છુપી રીતે રાજકન્યાના ભુવનના આંગણાને તેલ મિશ્રિત સિંદૂરથી લીંપી ને પોતાને ઘેર ચાલી ગઇ. પછી પ્રભાતે રાજપુરૂષોને સાથે લઇ તે ચૌટામાં ગઈ. ત્યાં જુગાર રમવાને ઠેકાણે સિંદૂરથી લીંપાએલા ચરણવાળો તે કુમાર તેણીના જોવામાં આવ્યો. તરતજ વેશ્યાની આજ્ઞાથી રાજપુરૂષો તેને પકડી લીધો અને તેને રાજાની હજુરમાં લાવવામાં આવ્યો. રાજાએ તેને શુળીએ ચડાવી દેવાની આજ્ઞા આપી. રાજપુરૂષો તેને શુળીએ ચડાવા લઇ જતાં પેલા માળીના ઘરની પાસે આવ્યા, ત્યારે તેણે રાજપુરૂષોને કહ્યું કે, " હવે મારો કાળ આવ્યો છે, માટે મારી કુલદેવી અહિં છે, જો તમારી ઇચ્છા હોય, તો હું તે દેવીને નમસ્કાર કરી લઉં." તે રાજપુરૂષો દેવીના ભકત હોવાથી તેમણે તે વીર શિરોમણિ પુરૂષનું વચન માન્ય કર્યું. કુમારે માળીના ઘરમાં જઇ પોતાનો પેલો યાંત્રિક અશ્વ તૈયાર કર્યો પછી તેઓના દેખતાં કુમાર તે અશ્વ ઉપર બેશી આકાશમાં ઉડી ગયો. રાજપુરૂષો રોઝની જેમ ઉંચા મુખ કરી શુન્ય હૃદયે ઉભા ઉભા જોઈ રહ્યા, કુમાર ત્યાંથી ગોખ ઉપર રહેલી પોતાની પ્રિયા ભુવનમંજરીને લઇ સિંધુમાં આવેલા એક બેટમાં આવી પહોંચ્યો. ત્યાં અશ્વ ઉપરથી ઉતરી સુખ નિદ્રાએ સુઇ રહ્યો. તેવામાં કોઇ મિથ્યાત્વી દેવ ત્યાં આવી ચડયો. કુમારના દર્શન, આચાર અને રૂચિનો નાશ કરવા માટે તેણે તેની પત્ની અને અશ્વને ક્ષણવારમાં અદશ્ય કર્યા અને કુમારના શરીરમાં અસાધ્ય રોગ ઉત્પન્ન કર્યો. તે રોગની વેદનાને લઇને તેની નિદ્રા ચાલી ગઈ તેણે પોતાની પત્નીને બોલાવી, પણ તે તેના જોવામાં આવી નહિં. પછી પેલા અશ્વને જોતાં, તે પણ અદૃશ્ય થયેલો માલમ પડયો. કર્મથી નિર્જિત એવો કુમાર ચિંતાતુર બની ગયો. તેવામાં તે દેવતાએ કોઇ એક નિમિત્તિઓ બનાવી ત્યાં મોકલ્યો. તેણે પાસે આવી કુમારને આ પ્રમાણે કહ્યું, "તારા મનમાં ગતવસ્તુની ચિંતા છે, પણ જો તું મારા વચન પ્રમાણે કરે, તો તે સર્વ વસ્તુ તારે હાથ આવે, નહિં તો આ તારો દેહ પણ ચાલ્યો જશે, તો પછી બીજાની શી વાત ?" તે સાંભળી કુમાર બોલ્યો, "તારૂં શું વચન છે ?" તે બોલ્યો, " તેં જે વીતરાગ દેવ અંગીકાર કરેલ છે, તે દેવ સત્પુરૂષોની રક્ષા અને દુષ્ટ

પુરૂષોને શિક્ષા કદિપણ ન કરી શકે. જે ચિત્તમાં રાગદ્વેષ ધારણ કરે નહિં અને સર્વત્ર સમતાને ધારણ કરે, તે દેવ પૂજવાથી શુભાશુભ શી રીતે આપી શકે ? જે દેવ કારણને લઇને લોકોને આધારરૂપ એવો અવતાર ધારણ ન કરે, તે દેવ બળથી લઇ લે નહીં, આપે નહિં, કાંઈ કહે નહિં અને રક્ષણ પણ કરે નહિં, બીજા સામાન્ય પુરૂષના હાથ જે શસ્ત્રધારી હોય, તો તે રક્ષણ કરનારા થાય છે. તો તે દેવના હાથ શસ્ત્ર વગરના છે તેથી તે દીન, હલકા અને બળવગરના છે. તે દેવની પાસે લક્ષ્મીને આપનારી લક્ષ્મી નથી, તેમજ જે કર્ત્તા તથા હર્ત્તા નથી, જેને પોતાનો અને પારકાનો ભેદ નથી, તેનાથી ખેદ શી રીતે નાશ પામે ? તે તારો દેવ પોતે વાહન વગરનો છે, તો બીજાના વાહનને કેમ સહન કરી શકે ? તેને પત્ની નથી, તો તે તારી પત્નીને અને તેને રૂપ નથી, તો તે તારા રૂપને પણ કેમ સહન કરી શકે ? માટે વાહનવાળા, લક્ષ્મી, સ્ત્રી અને શસ્ત્રવાળા, અને અધિક અવયવવાળા ભકતવત્સલ દેવનો તું આશ્રય કર્ય. વળી હે સત્તમ ! જે ગુરૂ તારા મનમાં નિરંતર રહ્યા કરે છે. તે ગુરૂ પણ કોઇનું રક્ષણ વિગેરે કરી શકે તેવા નથી. માટે જે ગુરૂ અરિષ્ટની શાંતિ કરે, જ્યોતિષ જોઈ આપે, રોગ હોય તો વૈદું કરે, વેદ પ્રમાણે વ્યવહાર કરે, બીજાને શાપ આપે, પોતાના જનનો અનુગ્રહ કરે, કામ વખતે જય આપે, ભકતોના પાપ પોતે લે, અને જેના મનમાં જેવું રૂચે તેવું હિતકારી બોલે, તેવા મમતા મોહવાળા ગુરૂને ભજ. તારો સર્વજ્ઞ દેવ કે જે સર્વનો હિતકારી છતાં પોતે વાંછાથી રહિત અને દયાએ સહિત છે, તેને તું તારો પોતાનો હિતકારી માને છે, પણ તેનાથી તારૂં હિત શી રીતે સિદ્ધ થાય ? જેમાં બ્રાહ્મણ વિગેરેને સર્વનું દાન, યજ્ઞ વિગેરેમાં સોમરસનું પાન, જલના પ્રમાણ વગરનું તીર્થ અને પુત્રાદિ સંતાન-એ સ્વર્ગને આપનારૂં છે જેમાં મરેલા પિતૃઓને પણ પુત્રો તૃપ્ત કરે છે, ભોજનની વેલાયે કાગડાઓ પાત્ર ગણાય છે, અને વૃક્ષ, સર્પ તથા ગાય વિગેરેની પૂજા કરવી કહેલી છે, જેમાં પત્નીવાલા પણ ગુરૂને લોકો આદરથી માને છે, સામાન્ય દેવદેવીઓને પોતાનો જીવ પણ અપાય છે અને જેમાં અઢારે વર્ણો રહેલા છે, તેવા ધર્મનું તું આચરણ કર્ય." તે નિમિત્તિયાનાં આવાં વચનો સાંભળી કુમાર બોલ્યો,."મારા હૃદયમાં સર્વજ્ઞ દેવ, નિઃસંગ ગુરૂ અને જીવદયાથી રમણીય ધર્મજ વસી રહ્યા છે. આકાશમાં ગતિ કરનારો મારો અશ્વ, હૃદયને પ્રિય એવી સ્ત્રી અને રક્ષણ રહિત આ મારા પ્રાણ જો જતા હોય, તો તે ભલે જાય, પણ હું નિશ્ચલ અને નિર્મલ એવા મારા સમ્યકત્વને ત્યજીશ નહિં." આવો કુમારનો દૃઢ નિશ્ચય જાણી તે મિથ્યાદૃષ્ટિ દેવ મિશ્રદૃષ્ટિ (મધ્યસ્થ) બની ગયો. તત્કાળ તેણે અશ્વ અને તેની સ્ત્રી પ્રગટ કરી અને તેનો આદરથી સત્કાર કરી પછી તે દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો. કુમાર પણ પોતાને સ્થાને ગયો. તેણે અનુક્રમે રાજ્યને પ્રાપ્ત કરી આ પૃથ્વી ઉપર સમ્યકત્વનું સ્થાપન કર્યું. કારણ કે, પ્રજા રાજાને અનુસરનારી થાય છે. તે ચિરકાળ રાજ્યને અને વિધિ પ્રમાણે સમ્યકત્વને પાળી છેવટે દીક્ષા લઇ મોક્ષને પ્રાપ્ત થયો. એવી રીતે જે મનુષ્યો પોતાના હૃદયમાં સદા અતિચાર રહિત સમ્યકત્વને ધારણ કરે છે, તે મનુષ્યો ધન્ય અને સુકૃતી (પુન્યશાળી) આત્માઓમાં ગણનીય થાય છે.

इति सम्यक्त्वम्.

ભગવાન્ શ્રીવિમલનાથ પ્રભુની ઉપર પ્રમાણે દેશના સાંભળી કેટલાએક પુરૂષોએ દીક્ષા લીધી અને વિવેકી એવા શિરભૃત્ પ્રમુખે શ્રાવક વ્રતો અંગીકાર કર્યાં; વાસુદેવ સ્વયંભૂએ સમ્યકત્વને ગ્રહણ કર્યું અને બીજા પણ અવિરત જનોએ તે ગ્રહણ કર્યું. પ્રભુએ એક પહોર સુધી દેશના આપ્યા પછી બીજે પહોરે મંદિર ગણધરે આ પ્રમાણે દેશના આપી. " હે ભવિજનો ! આ સંસાર એક દુઃપાર (દુઃખે પાર પામી શકાય એવા) ખારા સમુદ્રના જેવો છે. જન્મ, મૃત્યુ, જરા અને રોગરૂપી ચપળ કલ્લોલોથી તે વિરાજિત છે. ક્રોધરૂપી વડવાગ્નિથી તે યુક્ત છે, તેની અંદર ગર્વરૂપી પર્વતનો વાસ છે. માયારૂપી તેની [1]વેલા છે, લોભરૂપી ગંભીર આવર્ત્ત ઘુમરીઓથી તે દુસ્તર છે. જીવયોનિરૂપ મઘરના સમૂહથી તે ચારે તરફ વ્યાપ્ત છે. આશ્રવદ્વારરૂપ નદીઓના કાદવવાળા જલથી તે પૂરાએલો છે. હાસ્યરૂપી ફીણથી તે પ્રસરેલો છે. દ્વેષરૂપી પ્રચંડ પવન વડે તે દુઃસહ છે, કુદર્શનરૂપી દુર્વાર જલ વડે તે ભરેલો છે. તે હંમેશા [2]તૃષ્ણાની વૃદ્ધિ કરનારો, જલજંતુઓથી યુક્ત, નીચ તથા ઉચ્ચ [3]ગોત્રોથી સંકલિત અને જેમાં અનેક મનુષ્યો કાદવમાં ખુચી ગયેલા છે. જેનું સ્થાન સમ્યકત્વ છે, જેમાં વ્રતરૂપી ફલક–પાટીયા છે જેમાં ગુણના સમૂહરૂપ દોરડાં છે, નિશ્ચળ મનરૂપી જેમાં ડોલ છે, જેમાં શુકલ ધ્યાનરૂપી શ્વેત ધ્વજ છે, ગુરૂરૂપ જેના ખલાસી છે, સારા નિયમરૂપી જેના સઢો છે. ક્ષમારૂપી જેમાં હલેસાં છે, જેમાં જ્ઞાનરૂપી ધ્રુવનો તારો છે, જેમાં સંતોષરૂપી અટાળી છે, જેમાં તપના ભેદરૂપી [4]પોલિંદ છે. અને જેમાં દયારૂપ નાલિકા છે, એવું ઉત્તમ વહાણ જે પુણ્યવાન્ નરને પ્રાપ્ત થાય છે, તે પુરૂષ તે સંસાર સમુદ્રને તરીને મહાનંદ મોક્ષરૂપી ઉત્તમ નગરમાં અવશ્ય જાય છે. " આ પ્રમાણે બીજો પહોર પૂર્ણ થતાં મુખ્ય ગણધર મંદિર સ્વામી દેશનાથી વિરામ પામ્યા. પછી દેવ, અસુર અને મનુષ્યો પોતપોતને સ્થાને ચાલ્યા ગયા. એવી રીતે સેવા કરનારા ઉત્તમ દેવતાઓ શ્રી વિમલપ્રભુનું સુખસંપત્તિને શરણ આપનારૂં સમવસરણ સ્થાને સ્થાને કરતા હતા. કેવલજ્ઞાન થયાં પછી બે વર્ષ ઉણા પંદર લાખ વર્ષ સુધી પૃથ્વી ઉપર વિહાર કરતાં શ્રી વિમળનાથ પ્રભુને આ પ્રમાણે પરિવાર થયો હતો. અડસઠ હજાર (૬૮૦૦૦) સાધુઓ, એક લાખ અને આઠસો (૧૦૦૮૦૦) સાધ્વીઓ, અગીયારસો (૧૧૦૦) ચૌદ પૂર્વધારી. અડતાલીશસો (૪૮૦૦) અવધિજ્ઞાની, પંચાવનસો (૫૫૦૦) મનઃપર્યવજ્ઞાની, તેટલાજ (૫૫૦૦) કેવલજ્ઞાની, નેવુંસો (૯૦૦૦) વૈક્રિય લબ્ધિવાલા, ત્રણ હજાર અને બસો (૩૨૦૦) સુપ્રસાદી એવા વાદીઓ, બે લાખ અને આઠ હજાર શ્રાવકો અને ચાર લાખ અને ચોત્રીશ હજાર (૪૩૪૦૦૦) શ્રાવિકાઓ.

પ્રભુ છ હજાર મુનિઓની સાથે નિર્વાણને પામ્યા. તે સમયે રાજાઓ અને ઇંદ્રો ખેદ કરતા ત્યાં આવ્યાં. તેમણે પ્રથમ ખેદનો ભાર દર્શાવી, પછી સ્વોચિત કૃત્ય કરવા માંડયું. ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાઓએ ગોશીર્ષ ચંદન લાવી પૂર્વ દિશામાં પ્રભુની ગોળાકાર ચિતા રચી, ઇક્ષ્વાકુ સાધુઓની ઉત્તર દિશામાં ત્રિકોણ ચિતા રચી અને બીજાઓની પશ્ચિમ દિશામાં ચોરસ ચિતા રચી હતી. ઇંદ્રે પોતે પ્રભુને ક્ષીરસમુદ્રના જળથી સ્નાન કરાવ્યું અને ઘાટા ઉંચી જાતના ચંદનથી લેપ કર્યો. અને બીજાઓને તે પ્રમાણે દેવતાઓએ કર્યું. તે પછી ઇંદ્રે દેવદૃષ્ય વસ્ત્રથી પ્રભુના અંગને આચ્છાદિત કર્યું અને કલ્પવૃક્ષના સુગંધી પુષ્પોથી વિભૂષિત કર્યું. તે વખતે દેવતાઓએ ત્રણ શિબિકાઓ વિકુર્વી. તેમાંની મૂક્ત શિબિકામા ઇંદ્રે નમસ્કાર કરી પ્રભુને પધરાવ્યા અને બીજી બે શિબિકાઓમા દેવતાઓએ બીજા મુનિઓના શરીરોને યોગ્યતા પ્રમાણે આરોપીત કર્યા. દેવતાઓ ઉચિત કાર્યનું ઉલ્લંઘન કરતા નથી. પછી એક હજાર માણુસો વહન કરી શકે તેવી પ્રભુની શિબિકા ઇંદ્રે પોતે ઉપાડી અને બીજાઓની શિબિકાઓ ભકિતના ભારવાલા દેવતાઓએ ઉપાડી. તે શિબિકાની આગળ દેવતાઓની સ્ત્રીઓ રસથી રાસડા લેતી હતી. દેવતાઓનો ગંધર્વ વર્ગ નૃત્ય, ગીત અને વાદ્યો વગાડતો હતો. કેટલાએક દેવતાઓ આગળ ધૂપ કરતા હતા, કેટલાએક પ્રકાશમાન થઇ છડીઓ ધની ચાલતા હતા, કેટલાએક પુષ્પોની વૃષ્ટિ કરતા હતા અને કેટલાએક સર્વ દોષોને હરનારી શેષા (પ્રસાદી)ને લેતા હતા, તેવી રીતે થતાં પૂર્વ દિશાના પતિ ઇંદ્રે પૂર્વની ચિતામાં પ્રભુને પધરાવ્યા અને બીજા સાધુઓના શરીરો બીજી બે ચિતામાં દેવતાઓએ સ્થાપિત કર્યા. તેજ સમયે ચિતાની અંદર અગ્નિકુમાર દેવતાઓએ અગ્નિ, વાયુકુમાર દેવતાઓએ પવન અને દેવેંદ્રોએ કપૂરનો સમૂહ પ્રગટાવ્યો. અગ્નિથી અસ્થિ શિવાય બધા ધાતુઓ બળી ગયા પછી મેઘકુમાર દેવતાઓએ ક્ષીરજલવડે તે ચિતાને બુઝાવી દીધી તે વખતે સૌધર્મ ઇંદ્રે આવી પૂજવાને માટે પ્રભુની જમણી દાઢ ગ્રહણ કરી અને ઇશાનેંદ્રે ડાબી દાઢ ગ્રહણ કરી. ચમરેંદ્રે નીચેની જમણી દાઢ અને બલિઇંદ્રે ડાબી દાઢ ગ્રહણ કરી, બાકીના ઇંદ્રોએ યોગ્યતા પ્રમાણે પ્રભુના દાંત ગ્રહણ કર્યા. બીજા દેવતાઓ પ્રભુના અસ્થિના ખંડ લઇ ગયા અને બ્રાહ્મણોએ નવા અગ્નિનો ભાગ લીધા, ત્યાર્થી તે અગ્નિની પૂજા પ્રવર્તી છે અને તે પૂજનારા બ્રાહ્મણો અગ્નિહોત્રી તરીકે પ્રખ્યાત થાય છે. રાજા વિગેરે તે પ્રભુની રક્ષાની પોટલી કરીને બાંધી, તે પ્રવાહરૂપે અદ્યાપિ રક્ષાને રક્ષા કરનારી માને છે. કેટલાએકે તે પ્રભુની રક્ષાને વંદના કરી અને કેટલાએકે તે રક્ષાનું શરીરે મર્દન કર્યું, તે ઉપરથી રાખ ચોળવાનો વિધિ અદ્યાપિ પણ લોકોમાં દેખાય છે. કેટલાએક લોકોએ ત્યાથી એટલી બધી રેજ લીધી કે જેથી ત્યાં મોટો ખાડો થઇ ગયો. પછી દેવતાઓએ ત્યા તે ઉપર રત્નમય સ્તૂપ બનાવ્યો, ત્યાર બાદ સર્વ ઇંદ્રો નંદીશ્વરની યાત્રા કરી પોતપોતાને સ્થાને ચાલ્યાગયા દેવતાઓની સર્વદાએજ મર્યાદા છે.

ભગવાન શ્રી વિમળપ્રભને કુમારપણામાં પંદર લાખ વર્ષો, વ્રતમાં પણ પંદર લાખ વર્ષો અને રાજ્યમા ત્રીશ લાખ વર્ષ—એમ સર્વ મળીને સાઠ લાખ વર્ષનું તેમનું આયુષ્ય હતું. શ્રી વાસુપૂજ્ય સ્વામીના નિર્વાણ પછી ત્રીશ સાગરોપમ વીત્યા બાદ શ્રી

વિમળનાથ પ્રભુનું નિર્વાણ થયું. સ્વયંભૂ વાસુદેવ પોતાનું સાઠ લાખ વર્ષનું આયુષ્ય ભોગવી પાપકર્મના યોગથી છઠ્ઠી નરકે ગયો. તે વાસુદેવને કૌમારપણામાં બાર હજાર વર્ષ દેશાધિપતિના પદમાં બાર હજાર વર્ષ, નેવું હજાર વર્ષ દિગ્વિજયમાં અને અર્ધને સાધનારા વાસુદેવ પદમાં ઓગણસાઠ લાખ પંચોનેર હજાર અને નવસો દશ વર્ષ થયાં હતાં. પછી ભદ્રબળદેવે મુનિચંદ્ર મુનિની પાસે જઇને દીક્ષા લીધી. પોતાનું પાંસઠ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી અને કર્મોનો ક્ષય કરી તે પરમ પદને પ્રાપ્ત થયા.



## ગ્રંથ કર્ત્તાની પ્રશસ્તિ.

ગુણોના સમૂહથી પવિત્ર એવા ત્રિષષ્ઠિશલાકા પુરૂષોનાં ચરિત્રોમાંથી ચાર શલાકા પુરૂષ ચરિત્રો મેં અહિં મારી બુદ્ધિ પ્રમાણે કહ્યાં છે. દાન, શીલ, તપ અને ભાવરૂપ ચતુર્વિધ ધર્મના આ ભેદો નિર્મલ એવા શ્રીસંઘને વિદ્યા, સુખ અને કલ્યાણની સંપત્તિઓ આપો. આ ગ્રંથમાં કાંઇ આગમ વિરૂદ્ધ, કવિધર્મથી વિરૂદ્ધ કે છંદ તથા વ્યાકરણાદિકથી વિરૂદ્ધ લખાયું હોય, તો તે ઉત્તમ વિદ્વાનોએ શોધી લેવું. આ લોકમાં વિબુધજનોની શ્રેણિમાં શોભતા, વાણી તથા ઉત્તમ ધર્મથી અધિક ઉદ્યોતવાલા અને અર્થોના સમૂહને આપનારા **શ્રી રત્નસિંહ સૂરીંદ્ર** જય પામે છે. મહાવ્રતને ધારણ કરનારા, સર્વ મંગળવડે સુંદર અને મુનિગણથી યુક્ત એવા **શ્રી હૃદયવલ્લભસૂરિ** આનંદ પામો. જેમ મનુષ્યોને નિત્યે ચંદ્રસૂર્યના પ્રસાદથી પદાર્થો નિત્યે પ્રગટ થાય છે, તેમ તે બંને સૂરિવરોના પ્રસાદથી મને સર્વ પદાર્થો પ્રગટ થયા. મારા જેવા બાલને [1]પદન્યાસ કરવાનું સામર્થ્ય ક્યાંથી હોય ? પરંતુ શુદ્ધ હૃદયને લઇને જે કાંઇ થયું છે, તે ગુરૂઓનીજ પ્રવીણતા છે. [2]સરસ્વતીની જેમ સુવર્ણ લક્ષને પ્રગટ કરનારી, પ્રવીણ અને વિધિસંયુક્ત એવી અતિ મહાન શ્રી ધર્મલક્ષ્મી જય પામો. જ્યાં સ્તંભ પણ તીર્થની જેમ [3]સદાશ્રયનું કારણ, ઉચ્ચગતિવાળો અને [4]સુકાષ્ઠોદ્ભૂ થયો, તેથી એ સ્તંભતીર્થ કહેવાયું છે. તેવા તીર્થપણાને લઇને રત્નાકર પણ જેની સેવા કરવા માટે બે વખત ભરતીના વેલાના મિષથી પૃથ્વી ઉપર આળોટતો મહેંદ્રી સાથે આવ્યા કરે છે, તેવા સ્તંભતીર્થ-ખંભાતમાં કલ્પવૃક્ષના જેવા શ્રીમાળી કુલની અંદર વ્યવહાર-વેપારમાં પ્રકાશમાન થયેલા **હરિપતિ** નામે સંઘપતિ રહેતા હતા. જેઓએ સંવત ૧૪૫૨ ના નિર્દોષ

---

૧ પદન્યાસ-બાલ પક્ષે પગલાં ભરવાં તે અને ગ્રંથકર્ત્તા પક્ષે વાક્યનો ન્યાસ કરવો તે. ૨. સરસ્વતી પક્ષે સુવર્ણલક્ષ લાખો સારા વર્ણો-અક્ષરો અને લક્ષ્મીપક્ષે લાખસુવર્ણ. સરસ્વતી પક્ષે પ્રવીણ-પ્રકૃષ્ટ વીણાની વિધિ. લક્ષ્મી પક્ષે પ્રવીણતાનો વિધિ-પ્રકાર. ૩ સ્તંભપક્ષે સદાલય એટલે સારા સ્થાનનું કારણ તીર્થ પક્ષે સારી ગતિનું કારણ. ૪ સ્તંભ-સુકાષ્ઠોદ્ભૂ-સારા કાષ્ટમાંથી બનેલો તીર્થ પક્ષે સુ-સારી કાષ્ઠા-દિશામાં થયેલ.

| | | | |
|---|---|---|---|
| ૭૩ | ૧૨ | જાગી | શીલ. |
| ૭૮ | ૬ | યમ | સમ. |
| ૮૪ | ૧૪ | શીયાણી | શીયાલણી. |
| ૧૦૫ | ૮ | આજ્ઞા | આજ્ઞામાં. |
| ૧૩૫ | ૨૬ | પરમાર્દ્ધ | પુરિમર્દ્ધ. |
| ૧૩૫ | ૨૯-૩૧ | ઓપવસ્ત્ર | ઉપવાસ. |
| ૧૩૮ | ૨ | શીતલ | શીલ. |
| ૧૪૪ | ૧૮ | હિકારી | હિતકારી. |
| ૧૭૮ | ૧૯ | જ્યોતિરૂપ | રજરૂપ. |
| ૨૦૯-૨૧૦ | ૧૧-૨ | યમુના | સિંધુ. |
| ૨૧૭ | ૨૭ | સર્વજ્ઞને | પ્રભુને. |
| ૨૧૮ | ૨૭ | દ્દઢ | દીર્ઘ. |
| ૨૩૧ | ૧૩ | પુત્રીન | પુત્રને. |
| ૨૬૨ | ૧૦ | મેરાક | મેરક. |
| ૨૬૯ | ૨૯ | ગુણનો | ગુણસ્થાનનો. |
| ૨૭૧ | ૨૭ | કલ્પકલ્પની ઘણી સ્ત્રીઓ | દેવાંગનાઓ. |
| ૨૭૨ | ૧૭ | ઉદ્યોગ | ઉદ્યોત. |
| ૨૭૩ | ૪ | સત્ય | સમ્યગ્. |
| ,, | ૧૮ | મધ્યમ | કિંચિતઉણ. |
| ,, | ૨૨ | મધ્યમ સમ્યક્ત્વ | પૂર્વ બદ્ધાયુવાળું. |
| ,, | ૨૫ | કર્મોનો | કર્મોની વિશેષ સ્થિતિનો |
| ,, | ૨૮ | વધ | વિનાશ. |
| ૨૭૭ | ૩ | ધર્મઘોષ | ધર્મઘોષ. |
| ૨૭૮ | ૧૭ | બાંધવામાં આવે | આંખે બાંધવામાં આવે. |
| ૨૯૦ | ૭ | ભારને | કર્મના ભારને. |
| ૩૧૨ | ૧૮ | માંત્રી | મંત્રી. |